"સસ્તું' સાહિત્ય એટલે ઓછામાં ઓછું' સાહિત્ય"

# ગુલાબસિંહ

★

લેખક :

નડિયાદનિવાસી અભેદમાર્ગપ્રવાસી

સ્વ૦ મણિલાલ નભુભાઈ દ્વિવેદી

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

★

ચાર રૂપિયા

'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગુલાબસિંહ



લેખક :

નડિયાદનિવાસી અભેદમાર્ગપ્રવાસી બ્રહ્મનિષ્ઠ

**સ્વ૦ પંડિત મણિલાલ નભુભાઈ દ્વિવેદી**



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



ચાર રૂપિયા

# નિવેદન

આ ગ્રંથ લગભગ છેલ્લાં ૩૫ વર્ષથી અપ્રાપ્ય હતો. તેને વિવિધ ગ્રંથમાળાના ચાલુ ૩૭મા વર્ષના છેલ્લા પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરીને ગુજરાતી પ્રજા સમક્ષ મૂકતાં અમને આનંદ થાય છે.

સ્વ. સાક્ષર મણિલાલ નભુભાઈની ગુજરાતી સાહિત્યમાં ગણના ઘણી ઊંચી છે. ૫૦ વર્ષ પહેલાંના ગુજરાતના જાહેર પુરુષો ને ચિંતકોમાં તેઓ મોખરાનું સ્થાન ધરાવતા હતા. એમણે વેદાંત જેવા ગહન વિષયોને બને તેટલી સરળ ભાષામાં ગુજરાતીમાં આપ્યા છે. એમનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયેલાં તે પૈકીનું 'ગુલાબસિંહ'નું આ પુસ્તક ઘણું પ્રશંસા પામેલું.

આ વાર્તા–પુસ્તકની મહત્તા દર્શાવતી, આ પછીનાં પાનામાં છપાયેલી, તેમની પ્રસ્તાવના વાંચી જવાને ભલામણ છે. આવો ઉપયોગી ગ્રંથ લુપ્ત થઈ જતો અટકાવવાનું સદ્ભાગ્ય અમને મળ્યું છે.

સ્વ. મણિભાઈના પૌત્ર શ્રી. રમણલાલ ઓચ્છવલાલ દ્વિવેદી તરફથી આ આવૃત્તિ છાપવાના હક્ક સંસ્થાને નિષ્કામભાવે મળ્યા છે તે માટે તેમનો અહીં આભાર માનવામાં આવે છે.

ગુજરાતનાં પ્રાચીન અને ઉત્તમ પુસ્તકો આ જ રીતે જો અમને મળશે અથવા કોઈ વાચક બંધુ એ તરફ અમારું ધ્યાન દોરશે, તો તે લુપ્ત ન થઈ જાય એ માટે વિચારીને યોગ્ય કરવા સંસ્થાનુ ટ્રસ્ટી મંડળ બનતું કરશે.

આ સાથે વિવિધ ગ્રંથમાળાનો ૩૭મા (જુલાઈ ૧૯૪૮થી જૂન ૧૯૪૯) વર્ષનો પૃષ્ઠમેળ આપ્યો છે અને તે પછી લેખકની પ્રસ્તાવના તથા જીવનચરિત્ર આપ્યાં છે. તે તરફ વાચકોનું ધ્યાન દોરવામાં આવે છે.

મુંબઈ,<br>તા. ૫–૫–'૪૯

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી<br>મનુ સૂબેદાર (પ્રમુખ)

# વિવિધ ગ્રંથમાળાના નિયમો

**(૧)** વરસ દિવસે કદ ૫"×૭ાા"નાં **૧૬૦૦ પાનાંનું** વાચન પુસ્તકો દ્વારા અપાશે. કોઈ કારણસર નાના કે મોટા કદનાં પુસ્તકો અપાશે, તો પ્રમાણસર પાનાંની ગણતરી કરી લેવાશે.

**(૨)** વાર્ષિક લવાજમ સેલ્સટેક્સ સાથે **રૂપિયા** ૬–૮–૦ અને **ચાલુ વર્ષનું ટપાલખર્ચ માફ રહેશે.** આફ્રિકા ઇત્યાદિ દેશાવર માટે વાર્ષિક લવાજમ **રૂપિયા ૧૦)** અથવા **શિલિંગ ૧૫) છે;** લવાજમ અગાઉથી લેવાય છે.

**(૩)** પ્રત્યેક વર્ષ **જુલાઈથી** શરૂ થઈ **જૂન** સુધીનું ગણાશે, વચ્ચે ગમે ત્યારે ગ્રાહક થવા છતાં વર્ષની શરૂથી ગ્રાહક ગણીને પુસ્તકો અપાશે.

**(૪)** પુસ્તકો સાદાં પૂઠાંમાં બાંધેલાં અપાશે અને વરસમાં ત્રણ કે વધુ હપ્તાથી સાદા બૂકપોસ્ટથી ટપાલરસ્તે મોકલી અપાશે.

**(૫)** પ્રત્યેક વર્ષનું છેલ્લું પુસ્તક વી. પી.થી મોકલીને તે પછીના વર્ષનું લવાજમ મંગાવી લેવામાં આવશે.

**(૬)** માળાનાં પુસ્તકો પૂરતી ચોકસાઈ કરીને ટપાલમાં રવાના કરવામાં આવે છે; છતાં તે કોઈ ગ્રાહકને ન મળે તો તેને માટે આ સંસ્થા જવાબદાર ગણાશે નહિ. ટપાલખાતાના ઉપરી અધિકારીને અરજી કરવા છતાં જેઓ તે પુસ્તક ન મેળવી શકે, તેઓ તે બાબતનો ટપાલખાતા સાથેનો પત્રવ્યવહાર જોવા મોકલી આપશે, તો બનતો વિચાર થશે.

**(૭)** ગેરવલ્લે જાય નહિ તે માટે માળાનાં પુસ્તકો રજિસ્ટર્ડ પોસ્ટથી મેળવવા ઇચ્છનારે વધારાના ખર્ચ બદલ **એક રૂપિયો** વધુ મોકલવો.

**(૮)** વાર્ષિક લવાજમ રૂબરૂમાં ભરનારને તે જ વખતે છાપેલી પાવતી અપાય છે તથા વી. પી. દ્વારા લવાજમ ભરનારે વી. પી. ઉપર જે સરનામું, ટપાલની છાપ વગેરે હોય છે, તેને જ પાવતી તરીકે જાળવી રાખવાનું છે.

**(૯)** મુંબઈના કાર્યાલયમાં વાર્ષિક મૂલ્ય ભરનારે તે ભર્યા પછીનો સર્વ સંબંધ અમદાવાદના કાર્યાલય સાથે સમજવાનો છે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } **અમદાવાદ** અને **મુંબઈ–૨**

# વિવિધ ગ્રંથમાળાનો પૃષ્ઠમેળ : સં. ૨૦૦૫

'વિવિધ ગ્રંથમાળા'ના જુલાઈ ૧૯૪૮થી જૂન ૧૯૪૯ સુધીમાં પૂરા થતા ૩૭મા વર્ષમાં અપાયેલાં પુસ્તકોનો પૃષ્ઠમેળ નીચે મુજબ છે:

| નામ | લેખક | પૃષ્ઠ | મૂલ્ય | ટ. ખ. |
|---|---|---|---|---|
| ૧ યોગીશ્વર યાજ્ઞવલ્કય | પંડિત બહેચરદાસ દોશી | ૬૬ | ૦–૮ | ૦–૧ |
| ૨ સંતની વાતો | ગોપાલજી ઓધવજી ઠક્કર | ૨૬૪ | ૧–૮ | ૦–૪ |
| ૩ જીવનચર્યા | વિજયશંકર ધ૦ મુનશી | ૮૦ | ૦–૬ | ૦ ૧ |
| ૪ તંત્રકથા (સચિત્ર) | વાલજી ગો. દેસાઈ | ૧૮૪ | ૧–૮ | ૦–૪ |
| ૫ તુલસી રામાયણનાં મહાવાક્યો | ગોપાલજી ઓ ઠક્કર | ૧૧૨ | ૦ ૮ | ૦ ૧ |
| ૬ હંસ મહારાજ | રમણીક અ૦ મહેતા | ૨૮૮ | ૨–૮ | ૦–૫ |
| ૭ ધમ્મપદ | પં. બહેચરદાસ દોશી | ૧૯૨ | ૧–૦ | ૦–૩ |
| ૮ ગુલાબસિંહ | સ્વ૦ મણિલાલ નભુભાઈ દ્વિ. | ૪૪૦ | ૪–૦ | ૦–૪ |
| | | ૧૬૫૬ | ૧૧–૧૪ | ૧–૭ |

ઉપર પ્રમાણે વિવિધ વિષયનાં આઠ પુસ્તકો, જેનું મૂલ્ય એકંદરે ટપાલખર્ચ સાથે રૂ. ૧૩–૫–૦ થાય છે, તે માત્ર રૂ. ૬–૮–૦માં વિવિધ ગ્રંથમાળાના ગ્રાહકોને મળે છે. અનહદ મોંઘવારીના વખતમાં પણ આટલા ઓછા લવાજમમાં ઉપર મુજબ ૧૬૫૬ પાનાનું વાચન અપાયું છે, તે ઇશ્વરેચ્છા અને લોકપુણ્યને આભારી છે.

મુંબઈ,
તા. ૧–૬–'૪૯

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
**મનુ સૂબેદાર (પ્રમુખ)**

# વેદાંતના અન્ય ગ્રંથો

લઘુયોગવાસિષ્ઠ—બૃહદ્ યોગવાસિષ્ઠના સારરૂપ ૫૫૪ ૨–૮ ૦–૫

યોગવાસિષ્ઠ મહારામાયણ—વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ-આ છ પ્રકરણો- ચાર દળદાર ગ્રંથોમાં .. ... ... ૧૯૦૮ ૧૨–૦ ૨–૧

**શ્રીમત્ શંકરાચાર્યના ગ્રંથો:**

- **મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો** ... ૧૬૮ ૧–૦ ૦–૨
- **શતશ્લોકી** અને **બીજાં ચાર રત્નો** ... ૨૦૦ ૦–૧૨ ૦–૨
- **સ્તોત્રસંગ્રહ**–ભક્તિ ને વેદાંત–સ્તોત્રો અર્થ સાથે ૨૨૦ ૦–૧૦ ૦–૨
- **સર્વવેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ** ... ૨૨૪ ૧–૪ ૦–૩
- **વિવેકચૂડામણિ**—સરળ ભાષાંતર સાથે ... ૧૬૦ ૦–૧૨ ૦–૨

ઉપનિષદો–૧૧૨–નીચે પ્રમાણે ત્રણ ગ્રંથોમાં:

- **એકાદશ ઉપનિષદ** .. ... ... ૪૫૨ ૩–૦ ૦–૫
- **બૃહદારણ્યક ઉપનિષદ** ... ... ... ૨૪૮ ૨–૦ ૦–૩
- **સો ઉપનિષદો**–પહેલાં ૨૩ ઉપનિષદો મંત્રો સાથે-પછીનાં ૭૭નું માત્ર ભાષાંતર–સારરૂપે ૭૪૪ ૫–૦ ૦–૭

**અષ્ટાવક્રગીતા**—મૂળ સાથે સરળ ભાષાંતર ... ... ૭૨ ૦–૮ ૦–૧

**અવધૂત ગીતા**-(આ. ૨જી) સુધારાવધારા સાથે ૧૪૪ ૧–૪ ૦–૨

**વિદુરનીતિ**—સરલાર્થ સાથે ... ... ... ૧૬૮ ૧–૦ ૦–૨

**વૈદિક વિનય**—૩૬૦ વેદમંત્રો વિસ્તૃત **સમજૂતી સાથે** ૮૪૦ ૩–૧૨ ૦–૮

**આત્મસાક્ષાત્કારની કસોટી**—સં૦ સ્વામી સ્વયંજ્યોતિતીર્થ: .. ... ... ... ૧૦૮ ૧–૪ ૦–૨

**પંચીકરણ**-મુમુક્ષુઓના આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ–ટીકા સાથે ... ... ... ૨૬૪ ૨–૦ ૦–૪

**સૂર્યકાન્ત**—મુમુક્ષુઓ માટે અત્યંત ઉપયોગી પુસ્તક ૨૭૨ ૨–૦ ૦–૪

**પુરુષાર્થબોધિની ગીતા**—(બે ગ્રંથોમાં) મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને **પંડિત સાતવલેકરજીની** વિસ્તૃત ટીકા **સાથે** .. ... ... ૧૦૬૮ ૧૨–૮ ૧–૨

**વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો.**

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

**ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બૉક્સ નં. ૫૦, અમદાવાદ અને**
**કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨**

# લેખકની પ્રસ્તાવના

જીવનને કોઈ એક હેતુ જોઈએ. હેતુશૂન્ય જીવન તે મરણથી પણ અધિક દુઃખકારક છે. જીવનના કલહમાં જે અસંખ્ય વિટંબનાઓ આવે છે, તેમાં પણ પોતપોતાના જીવનનો હેતુ જ મનુષ્યને આશ્વાસના અને બળ અર્પી શકે છે. 'જીવનનો હેતુ' એ શબ્દો તત્ત્વજ્ઞાનમાંથી આણેલા છે, એ હેતુને જ તત્ત્વજ્ઞાન પુરુષાર્થ કહે છે ને પુરુષાર્થને અર્થે જીવન છે, જીવનને અર્થે પુરુષાર્થ નથી એમ માને છે. જીવિતના પુરુષાર્થ વિષે અધ્યયન કરવું, તેના સંબંધી વાતો કરવી કે તેને અનુસરવાના સંકલ્પ કરવા, એનું નામ જીવિતનો પુરુષાર્થ સમજવો કહેવાય નહિ; પુરુષાર્થનો નિશ્ચય કરી તે પુરુષાર્થને જીવિતના વ્યવહારમાત્રમાં અનુભવવો, એ તે પુરુષાર્થને સમજવાનું ચિહ્ન ગણાય. જગતમાં અનેક પ્રકૃતિ છે અને ભિન્નભિન્ન પ્રકૃતિને એકની એક વાત અનેક રીતે સમજતાં ફાવે છે. પુરુષાર્થ સંબંધી નિશ્ચય, જ્ઞાન અને વેદાંતના ગ્રંથો વિલોકતાં, આચાર્યોના ઉપદેશ શ્રવણ કરતાં થઈ શકે છે; કોઈ ને કાવ્ય, કથા, વાર્તા, નિબંધ, આદિની રચના દ્વારા પણ થઈ શકે છે. કારણ એમ છે કે જીવનનો પુરુષાર્થ જીવનમાં છતાં જીવનની પાર છે; જેને ઘરબારી, સંસારી, પ્રાપંચિક લોકજીવન કહે છે તેનો નિર્વાહ પણ પુરુષાર્થથી જ છે; પરંતુ પુરુષાર્થ ખરેખરો તો તેવા જીવનની પાર એટલે સંસારનાં પ્રપંચ, ક્લેશ, કુટિલતામાં છતાં પણ તેનાથી પાર હોવામાં રહેલો છે. જેનાથી ક્ષણવાર, પ્રાપંચિક જીવન કરતાં ઉન્નત જીવનનો અનુભવ આવે, સંકોચ અને સ્વાર્થની મર્યાદા દૂર થઈ ઉદારતા અને સર્વ-મયતાનો આહ્‌લાદ પ્રકટ થાય, તે બધું એ પુરુષાર્થ સમજાવી–અનુભવાવી શકે છે. કાવ્ય, સંગીત, ચિત્ર, શિલ્પ, જે જે સ્થૂલ વ્યવહારની પાર દૃષ્ટિ પહોંચાડી શકનારાં સાધન છે તે, પરમ પુરુષાર્થનું દર્શન પામે છે જ. કેવળ બુદ્ધિના તર્કો જ વેદાંતના વાદને ગ્રહણ કરી શકે એમ માનવા કરતાં હૃદયનાં શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રેમ એ વેદાંતનો વધારે ત્વરાથી અનુભવ કરી શકે એ માનવું સાનુભાવ ગણાશે. પ્રેમની વિશૃંખલ ગાંડાઈમાંથી જેટલો

સ્થૂલ પરિતોષ* હોય તેટલો લઈ લઈએ, તો વેદાંતના પરમ પુરુષાર્થની અભેદભાવના વિના બીજું અવશેષ રહેતું નથી. એમ જ સર્વને માટે છે. પૂર્ણ આવશ્યકતા વેદાંતના અધ્યયનની, તર્કોના વિલાસની, આચાર્યોના આગ્રહની કે નીતિ અને ધર્મની શુષ્ક એકાંતતાની નથી, પણ જેનાથી પ્રાકૃત જીવન ઉચ્ચતા પામે, હૃદય વિશાળ અને શ્રદ્ધાવાળું થાય, સંકોચ અને ભયના સ્થાને ઉદારતા અને નિર્ભયતા ઉભરાય, એવા ઉચ્ચીકરણનું જે કોઈ સાધન હોય તેની ખરી અને પ્રથમ આવશ્યકતા છે. લેખનમાત્રની પ્રવૃત્તિ એ અર્થે જ સાર્થક છે; અન્યથા નિષ્ફળ છે.

વાર્તાના પુસ્તકની પ્રસ્તાવનાના આરંભે વેદાંતના સાધ્ય ઉપર આટલો વિસ્તાર કોઈ ને અપ્રાસંગિક લાગશે, પણ વેદાંતના તત્ત્વને સ્વીકારી અનુભવવા તથા અનુભવવાની આશાના ઉલ્લાસમાં જે જે પ્રયાસો થાય છે તેનો જ આ વાર્તા પણ એક પ્રકાર છે એમ જણાવવાને એટલો ઉપોદ્ઘાત કરવો પડ્યો છે. તર્કપ્રધાન વિચારપદ્ધતિના લેખો, નાનાં સરળ વ્યાખ્યાનો અને નિબંધો, કાવ્યની સુરસ યોજનાઓ, એવાં વિવિધ દ્વારથી જિજ્ઞાસુના હૃદયમાં પ્રવેશ કરવાના આયાસમાંનો કથા કે વાર્તાનું દ્વાર શોધવાનો પણ આ એક આયાસ છે. મૂળ વાર્તા અંગ્રેજીમાં લોર્ડ લીટને 'ઝેનોની' એ નામ આપી લખેલી છે. વાર્તા દ્વારા પરમ સત્યનો વિસ્તાર કરવાની ઉત્સુકતાએ શોધ કરતાં એ અંગ્રેજી વાર્તા જ બહુ મનોહારિણી અને ઉપયોગી માની એમાંની વસ્તુસંકલના રાખી લીધી, પણ દેશકાળને અન્ય રૂપ આપી આપણા વાચકવર્ગને સમગ્ર વૃત્તાંત અનુકૂળ થાય તેવો વિન્યાસ કર્યો. એમ કરતાં અંગ્રેજીની ઘણીક ખૂબીઓનો વિનાશ થયો હશે જ, કોઈ ઠેકાણે નવી યોજનાઓ આવી હશે જ, તથાપિ અંગ્રેજીના અક્ષરશઃ ભાષાંતર કરતાં આ અનુકરણ વધારે રસિક અને વાચનયોગ્ય નીવડી શકશે એમ માનવાને કારણ છે. મૂળ અંગ્રેજીને આ અનુકરણ સાથે મેળવવાનો આયાસ કરવાનો જેને અવકાશ હોય તે તારતમ્ય વિચારી શકશે.

બુલવર લીટન પોતે ઘણો પ્રસિદ્ધ અને ચતુર વાર્તા લખનાર હોવા ઉપરાંત તત્ત્વજ્ઞાનનો જિજ્ઞાસુ હતો એમ કહેવાય છે અને એવું પણ કેટલાક

---

* સંતોષ

માને છે કે લાલાજી એ નામનું જે પાત્ર આ વાર્તામાં છે, તેના જેવો કાંઈક અનુભવ તેને થયો હતો. આર્યાવર્તમાં જેમ સિદ્ધ અને મહાત્માઓના અસ્તિત્વ વિષે શ્રદ્ધા છે, તેમ યુરોપમાં પણ રોસીક્રુશિયન નામની મંડળી અને તેના મહાત્માઓ વિષે શ્રદ્ધા ચાલે છે. તેવા કોઈ મહાત્માને મળવામાંથી આ વાર્તા ઉદ્દભવી છે એમ મનાવવાને બુલવર લીટન એક અર્ધી સત્ય, અર્ધી કાલ્પનિક, પણ લોકો મહાત્મા આદિ સંબંધી જે કાંઈ માને છે તેને ધ્વનિથી ઉપદેશ આપનારી, પ્રસ્તાવના સન ૧૮૪૨ની આવૃત્તિમાં લખે છે; તેનો સાર એ છે કે:

"જૂનાં પુસ્તકો વેચનારની દુકાનમાં ફરવાનો મને શોખ હતો. રોસી-ક્રુશિયનો વિષે કાંઈક જાણવાની જિજ્ઞાસાથી હું એવી દુકાનમાં ગયો ત્યાં એક અતિ ભવ્ય આકૃતિવાળા વૃદ્ધ પુરુષને મેં જોયો. પુસ્તક વેચનાર પોતે પણ જૂના લેખોનો અભ્યાસી અને પોતાના સંગ્રહમાંથી વેચવું પડે તો કાંઈક કંટાળો દર્શાવી દુઃખથી વેચે તેવી પ્રકૃતિનો માણસ હતો. તેને મેં પૂછ્યું કે રોસીક્રુશિયનો વિષે તમારી યાદીમાં કોઈ ગ્રંથ જણાતો નથી. તરત જ પેલા ભવ્ય આકૃતિવાળા વૃદ્ધે મારી સામું જોયું અને કહ્યું: 'રોસીક્રુશિયન! રોસીક્રુશિયન હોય તે રોસીક્રુશિયન વિષે કહી શકે; પુસ્તકો-માંથી શું મળી શકે?' 'ત્યારે' મેં કહ્યું. 'પુસ્તકો વિના બીજે કયાંથી જાણી શકાય? આ જમાનામાં કાંઈ કહેવું, લખવું, છપાવવું, તે પુસ્તક અને પૃષ્ઠનો આધાર આપ્યા વિના તો લોકોના વિશ્વાસને પાત્ર જ થતું નથી, ત્યાં તમે પુસ્તકવિનાની વિદ્યા ઉપર શ્રદ્ધા કેમ કરાવી શકો? આ જમાનો તો હકીકત અને પુરાવાનો જમાનો છે.' પેલા વૃદ્ધે કહ્યું: 'આપણે ફરી મળીશું ત્યારે હું તમને પુરાવો બતાવીશ.' આ પ્રસંગ પછી પુનઃ એકવાર અકસ્માત્ મળવું થયું, ત્યારે જે વાતચીત થઈ તેથી પ્રસન્ન થઈ વૃદ્ધ મને પોતાને ઘેર તેડી ગયો. તે પ્રસંગે રોસીક્રુશિયનો વિષે તેણે કેટલીક વાતચીત કરી, પણ તેમાંથી પુસ્તકમાં મૂકી શકાય તેવું કાંઈ મળ્યું નહિ. આ સમયથી મારે તે મહાત્મા સાથે બહુ પરિચય થયો; એ ખરેખરો મહાત્મા જ હતો, અને એણે મને ઘણીઘણી વાતો સમજાવી. એ મરી ગયો ત્યારે એણે મને કેટલાક પૈસા અને એક લેખ બક્ષિસમાં આપ્યાં હતાં

તે મને મળ્યાં. એક પ્રસંગે મારે તેની સાથે એક વાર્તા લખવા સંબંધી વાત થઈ હતી, ને તે સમયે તેણે રચેલી એક વાતને પ્રસિદ્ધ કરવાનું મેં વચન આપ્યું હતું; એ વચનને ઉદ્દેશીને આ લેખ એ મહાત્માએ મારી પાસે મોકલ્યો હતો. બહુ હર્ષથી હું દીવાને સંકોરી, લેખ ઉઘાડવા ગયો તો ચિતરામણ જેવા, ન સમજાય તેવા અક્ષરોથી લખેલાં એક હજાર પૃષ્ઠ જોઈ મને ભય લાગી ગયો. મંત્ર, જંત્ર કે જાદુનો વહેમ આવ્યો અને જાણે મને કાંઈક થઈ ગયું. કાગળોનો ગોળો વાળીને ટેબલમાં હડસેલી મૂકવાનું કરતો હતો, તેવામાં એક સુંદર પુસ્તક નજરે પડ્યું; તેમાં એ અક્ષરોને સમજવાની કૂંચી હતી. એ કૂંચીને આધારે બેચાર વર્ષ મહેનત કરી એ આખો લેખ મેં બેસાડ્યો. તે આ વાર્તા છે. અથાગ શ્રમ કર્યા છતાં ખરેખરો જ અર્થ મારા સમજવામાં આવ્યો છે. એમ હું કહી શકતો નથી. રે વાચક ! આ વાર્તામાં તને રુચતું આવે એવું કાંઈ જડે તો તે ખરેખર મારું પોતાનું ઉમેરેલું છે એમ માનજે, પણ તને ન ગમે એવું કાંઈક આવે ત્યારે તે પેલા વૃદ્ધ મહાત્માનું જાણી લેજે.''

કથા—વાર્તા આદિથી પુરુષાર્થ અને તત્ત્વ સમજાવવાનો માર્ગ નવીન નથી. આપણાં પુરાણો, આખ્યાનો, પ્રબોધચંદ્રોદય જેવાં નાટકો આદિ તેવા જ પ્રકાર છે. કથામાત્રનો ઉદ્દેશ કથાના શબ્દો કરતાં કોઈ અન્ય ધ્વનિરૂપે બોધ આપવાનો હોય છે જ. પરંતુ કથામાં જેમ ઉપદેશની વાતને ગૂઢ રાખવામાં આવે, ધ્વનિરૂપે શબ્દાર્થની પારની વ્યંજનામાત્રથી ફલિત થતી રાખવામાં આવે, તેમ ઉપદેશ વધારે સાર્થક થાય છે. બુદ્ધિ, ધર્મ આદિને પાત્ર ઠરાવી કથામાં લાવવાં કે કથાનો ઉદ્દેશ; ઉપર જોતાં જ, વાચ્યમાંથી જ જણાઈ આવે તેવો રાખવો, અથવા વાચકને વધારે સ્પષ્ટ રીતે તે ઉપદેશ સમજાવવા કથાના વસ્તુમાં જ પાત્રો પાસે ઉપદેશક ભાષણો અપાવવાં એ પદ્ધતિ સારી જણાતી નથી. એટલે આવી જે જે વાર્તા, કથા આદિ ઉપલબ્ધ થઈ શકે છે તે કરતાં આ ગુલાબસિંહની વાર્તા એની રચનાના ધ્વનિથી ઉપદેશ ઉપજાવવા માટે અપ્રતિમ છે. જેને શબ્દના વાચ્યાર્થની પાર જોવાનું સામર્થ્ય નથી, સામાન્ય કથાના પ્રસંગો કરતાં વધારે ગર્ભિત ભાવ ભોગવવાનું હૃદય નથી, તેને પણ પ્રબોધચંદ્રોદય

કે એવી કથા વાંચતાં જે કંટાળો આવે, તે આ વાર્તામાં આવશે નહિ; ઊલટો વાતમાત્રમાં પણ બહુ રસ આવશે, ને શક્તિ હશે તેટલો ઉપદેશ લઈ શકાશે.

આખી વાતની રચના ઘણાં સૂક્ષ્મ તત્ત્વ ઉપર કરવામાં આવી છે. ગુલાબસિંહ અને મત્સ્યેંદ્ર બે મહાત્માઓ છે. બંનેએ પરમ પુરુષાર્થનો નિરવધિ આનંદકારક સાક્ષાત્કાર પ્રાપ્ત કરેલો છે બન્નેને પોતાના જેવા અન્ય મહાત્માઓ ઉપજાવવાની પરમાર્થ વૃત્તિ છે; પરંતુ મત્સ્યેંદ્ર કેવળ બુદ્ધિના પ્રદેશનો પ્રવાસી છે, ગુલાબસિંહ હૃદયનો વિલાસી છે. મત્સ્યેંદ્રને તેની તીક્ષ્ણ અને ઉન્નત બુદ્ધિ જે સત્ય અનુભવાવી શકી છે તે જ ગુલાબસિંહને એની વિશાળ અને વિશુદ્ધ પ્રેમભાવના અને શ્રદ્ધા આપી શકી છે. જ્ઞાન, સામર્થ્ય અને પુરુષાર્થથી એક છતાં બંને, શુષ્કતા અને આર્દ્રતાના ભાવે કરી એકએકથી ભિન્ન છે. એક જ્ઞાનમૂર્તિ છે, બીજો ભક્તિ અને પ્રેમનો દેવ છે. અનંત બ્રહ્માંડો ભાંગી જાય, લાખોના જીવોનો સંહાર થઈ જાય, તોપણ મત્સ્યેંદ્ર પોતાની બુદ્ધિએ પ્રેરેલી કઠિનતામાં જરા યે ઢીલો થવાનો નહિ, એ માર્ગે પોતાના જેવા બીજા સિદ્ધ થાય તો જ કરવાનો; ગુલાબસિંહ દુઃખ દેખીને દયા ખાય, પ્રેમ દેખીને આર્દ્ર થાય, સૌંદર્ય દેખીને જોવા ઊભો રહે, અન્યાય દેખીને જરા ટેકો કરવા જાય અને જેનાથી કસોટીની પાર ઉતરાય નહિ તેવાને સાધનક્રમમાં પેસતાં ચેતવણી પણ આપે. મત્સ્યેંદ્ર સાક્ષાત્ શાસ્ત્રનું જ પ્રતિબિંબ છે. ગુલાબસિંહ કેવળ ભક્તિરૂપ કલાની મૂર્તિ છે. શાસ્ત્ર અથવા જ્ઞાન અનેકને પોતાના પ્રદેશમાં ઉપાડી જવા યત્ન કરે છે, યત્ને યત્ને એક એક ભોગ લે છે ને છેવટે કોઈ સાથે નહિ એવું એકલું અને એકાંતવાસી થઈ રહે છે. કલા અથવા ભક્તિ સર્વમાં ભળે છે, અંદર આવીને બહાર જ કાઢી ઉપાડવા ઇચ્છે છે, ને એમ કરતાં કદાચિત્ પોતે પણ કલેશ જ વહોરે છે. કલાને પોતાની ભાવના પ્રત્યક્ષ કરવા જતાં અનેક રાગદ્વેષની જાળમાં ગૂંચાવું પડે છે, અને ભાવિ ઉપર પણ છેવટે તેનો અખત્યાર રહેતો નથી.

ગુલાબસિંહ આવી પ્રકૃતિવાળો મહાત્મા હોઈ સહજ વ્યાસંગમાંથી વ્યવહારમાં લપટાઈ જાય છે. દિલ્હીમાં ફરતાંફરતાં સૌંદર્ય અને કાંતિનો

વિલાસી અભેદાનંદી મહાત્મા રમાની કીર્તિ સાંભળે છે અને રાસ જોવા જાય છે, ત્યાં જે કાંતિ, જે લાલિત્ય, જે સૌંદર્ય નિહાળે છે તેથી વિલીન થઈ, રમાને સભાક્ષોભ થાય છે, તે જ સમયે, મહાત્માનું સહૃદયત્વ તરત જાગ્રત થાય છે, અને નેત્રના એક દૃષ્ટિપાતથી જ રંગભૂમિ ઉપર મૂર્છાવશ થવાની અણી પર આવેલી અબળાને પ્રોત્સાહન આપે છે. આટલામાંથી જ, કેવળ સહૃદયત્વના ગૂઢ સૂત્ર ઉપર જ, પ્રેમનો પ્રાસાદ રચાય છે. ભરતે હરણિના બચ્ચાને ઉછેર્યું અને જે ફળ પામ્યા તેવી દશા ગુલાબસિંહની થાય છે. પણ મહાત્મા કોઈ પ્રેમના ક્ષણિક આવેશને વશ થતો નથી, ભાવિને જોઈ શકે છે; અગાધ અનંત જીવન ભોગવતો સર્વમય, સર્વવિહારી મહાત્મા ક્યાં ? અને ચાર ભીંતો વચ્ચે પોતાના સામ્રાજ્યને સાચવી પોતાની પ્રેમમૂર્તિને પગે પડી રહેવામાં સંસારસુખની પરાકાષ્ઠા માનતી પ્રાપંચિક બુદ્ધિથી અવિમુક્ત અબળા ક્યાં ! એટલા જ માટે રમાને ઉત્તેજન આપતો નથી, બીજાને પરણાવવાની અનેક યુક્તિઓ કરે છે, પણ રમાની આસપાસ વિટંબનાઓ વધતી જાય છે. ગુલાબસિંહનું એ એક અવશ્ય કર્તવ્ય થઈ પડે છે કે રમાને ઉગારવી; અને કર્તવ્ય કરવામાંથી મહાત્મા કેમ પાછો હઠે ? મત્સ્યેન્દ્રે પણ સિદ્ધિનો સંઘ વધારવો ધાર્યો નથી ? તો રમાને પરણી તેની પ્રજાને તેવા સંઘમાં ઉમેરો કરવા લઈ જવાશે જ, કદાચિત્ તે પુત્ર દ્વારા તેની માતા પણ સિદ્ધિને પિછાનશે ! એ રીતે કર્તવ્યમાત્રને વશ થઈ મહાત્મા પણ્યો, —પણ આવા અસમાન પ્રેમનું ઘરસૂત્ર ન ચાલી શક્યું. જે શંકા અને ભયથી નિર્દોષ પણ અનુભવહીન અને સાહસરહિત બુદ્ધિ પાછી હઠે છે, પરમપુરુષાર્થને જાણી શકતી નથી, તે જ એ બુદ્ધિની મૂર્તિરૂપ રમામાં પ્રાદુર્ભાવ પામ્યાં. જગત જેમ સર્વ સારી વસ્તુને ખોટી જ માને છે, શૂરને ક્રૂર કહે છે, તેજસ્વીને અભિમાની કહે છે, સત્યને અસત્ય કહે છે, તેમ મહાત્માને પણ રમાએ બ્રહ્મરાક્ષસ માન્યો અને એ પ્રેમનો અંત છેવટ બંદીખાનામાં જ આવ્યો.

સૌંદર્યની પાછળ દોરાતાં કર્તવ્યપરાયણ થયેલી ભક્તિ છેવટ બંદીખાનામાં જ પડી. પરંતુ જેને ખરી પ્રતિભાનું સ્મરણ માત્ર પણ રહેલું છે તેવી તે કદાપિ અધઃપાત પામતી નથી, તેને વિશુદ્ધિનો માર્ગ સમીપ જ છે.

સૌંદર્ય જ્યારે શ્રદ્ધારૂપે પરિણમે છે ત્યારે ભક્તિ અથવા કળાનો પરિપાક સ્વાર્પણમાં જ આવી રહે છે. કલા પોતે પોતાનો જ ભોગ આપી શ્રદ્ધાને સાથે લઈ શાસ્ત્રનાં પ્રદેશમાં પુનઃ પુનિત થઈ પ્રવેશ કરે છે, જ્ઞાનની સાથે ભક્તિ અભેદ પામે છે અને પોતાનું માહાત્મ્ય અખંડિત સાચવે છે, ગુલાબસિંહ પણ એ જ રીતે રમાને લઈ મત્સ્યેંદ્રને મળે છે, ને માહાત્મ્ય ખોતો નથી. અનેક કષ્ટ અને વિટંબનાવાળું જીવન પણ પરમ પુરુષાર્થની દૃષ્ટિથી અનુભવાય અને સ્વાર્પણનો રહસ્યમંત્ર સમજવા જેટલો અનુભવ આપે તો મનુષ્યજીવન કરતાં વધારે ઉત્તમ અને ઉપકારક બીજું કોઈ જીવન નથી, એમ આ મહાત્માના પાત અને ઉત્થાનમાંથી આપણે સહેજે સમજી શકીએ છીએ.

ગમે તેવા નિશ્ચયને, સૌંદર્ય અને શ્રદ્ધાના વિશ્વાસને, મન ઘણીવાર હલાવી નાખે છે. એવા ચળવિચળ સ્વભાવથી જ મન પોતે પણ અનંત કષ્ટપરંપરા વહોરે છે. લાલાજી એવી મનોમૂર્તિ છે. તેની સાથે તેનો મિત્ર રામલાલ જે દુનિયાદારીના ડહાપણમાં કુશળ છે તે, કદાપિ પણ વિપત્તિ કે વિકટ સંકટમાં તેમ ઉત્કટ સંપત્તિ કે ઉલ્લાસમાં ન આવનાર ડહાપણની છબી છે. બંદો કેવળ નાસ્તિક, જડવાદી, 'ઉદ્ધત'ને સંકુચિત સ્વાર્થી છે. લાલાજી પોતાની આંદોલનવૃત્તિમાં દુઃખી થાય છે, એટલું જ નહિ, પણ સૌંદર્યની શ્રદ્ધાને હલાવી નાખી, કલાના આનંદનો પણ ભંગ કરે છે. છેવટે એ ચળવિચળતાનું ઓસડ તો પુનઃ ભક્તિમય કલામાંથી જ, સ્વાત્માના વિશ્વાસમાંથી જ મળે છે.

વ્યવહાર અને વ્યાહારની જાળનો પ્રપંચ, જે મોટા મહાત્માને પણ બ્રહ્મરાક્ષસરૂપે દર્શાવી શકે છે ને તેના પ્રિયમાં પ્રિય વિશ્વાસસ્થાનમાં પણ વિષ રેડી શકે છે, તેની ગૂંચવણો અને તેનાં અધોગામી આકર્ષણોમાંથી મનુષ્યને ઊગરવાનો માર્ગ તેની ભાવનાશક્તિમાં જ રહેલો છે. માણસના હૃદયમાં કોઈ ઉચ્ચગામી, ભવ્ય, સુખકર, સામાન્ય રાગદ્વેષયુક્ત જીવનની પારની ભાવના નિરંતર ભરેલી રહે નહિ, તો ગમે તેવો મહાત્મા યે થોડાકમાં જ તણાતાંતણાતાં રાક્ષસ થાય એમાં કશું આશ્ચર્ય નથી. આવો અધઃપાત અટકાવવાને જ સર્વ પ્રકારની ધર્મ, નીતિ, શાસ્ત્ર આદિની યોજનાઓ

છે, ઉચ્ચ પ્રકારના વાચનનો પણ એ જ હેતુ છે. આ ગ્રંથમાંનાં પાત્રોની રચના આ પરમ સત્યનું ભવ્ય ઉદાહરણ છે, એટલું જ નહિ પણ આ આખી વાર્તાના વાચનથી વાચકને પ્રાકૃત જીવન કરતાં કોઈ અતિ ઉન્નત અને આહ્લાદક જીવનનું ભાન થયા વિના રહેતું નથી. એટલે અંશે જ આ વાર્તા અન્ય વાર્તાઓ કરતાં ભિન્ન પડે છે. એકવાર વાંચી ગયા અને દૂર મૂકી એટલે પુનઃ એ પુસ્તક ક્યાં છે તેની પણ કોઈ શોધ કરતું નથી, એવી સામાન્ય વાર્તાઓની સ્થિતિ છે. આ વાર્તાને વારંવાર વાંચવાનું, એના ઘણાઘણા પ્રસંગો વિષે શાંત રીતે મનન કરવાનું, અને એમ આપણા પોતાના જીવનના અનેકાનેક પ્રસંગોને વાર્તામાં નિરૂપેલા પ્રસંગો સાથે સરખાવી ઉન્નતિનો માર્ગ શોધવાનું મન થાય છે. મનુષ્યહૃદયમાં જે નાનામોટા વિક્ષોભ થાય છે તે સર્વનું એવી સૂક્ષ્મતાથી આ વાર્તામાં ગુંફન થયું છે કે મોટા તત્ત્વજ્ઞાનીથી તે અતિ પ્રાકૃત જીવન ગાળનાર વ્યાવહારિક માણસ સુધી કોઈ પણ એમાં પોતાનું કાંઈક ન દેખે અને પોતામાં જે હોય તેને ઉન્નત કરવાનો માર્ગ ન પ્રાપ્ત કરે એમ નથી. અતિ ગૂઢ તત્ત્વવિચારોથી ભરપૂર છતાં સામાન્ય વાચકને રસિક થઈ શકે એવાં અનેક આકર્ષણોથી આ વાર્તા તર છે, ને એમાં જ આ રચનાનું સામર્થ્ય કે ઉત્કૃષ્ટત્વ છે.

નડિયાદ<br>
તા. ૧, જૂન, સને ૧૮૯૭ } મણિલાલ નભુભાઈ દ્વિવેદી



બ્રહ્મનિષ્ઠ પંડિત મણિલાલ નભુભાઈ દ્વિવેદી, બી. એ.

જન્મ સં. ૧૯૧૪ ] [ નિર્વાણ સં. ૧૯૫૪

# સ્વ૦ મણિલાલ ન૦ દ્વિવેદી નો પરિચય

મણિલાલનો જન્મ÷ સં. ૧૯૧૪ના ભાદરવા વદ ૪ને રવિવાર તા. ૨૬–૯–૧૮૫૮ ને દિવસે થયો હતો. એમના દાદા નડિયાદમાં ફોજદાર હતા અને એમના પિતા વ્યાજવટંતરનો ધંધો કરતા. એમનાં માતુશ્રીના બાપ પણ પ્રતિષ્ઠિત અને ઉદાર હતા. મણિલાલનાં માતામહી ઘણાં દયાળુ અને ભલા દિલનાં હતાં. ૧૩–૧૪ વર્ષ થતાં સુધી મણિલાલ એમની પાસે જ ઊછર્યા.

આશરે ૪ વર્ષની ઉંમરે એમને દયાશંકર પંડ્યાની ગામઠી નિશાળે મૂકયા. ત્યાં થોડું લખતાંવાંચતાં અને સાધારણ આંક આવડ્યા પછી આશરે ૭ વર્ષની ઉંમરે જનોઈ દીધા પછી તેમણે સરકારી ગુજરાતી નિશાળે જવા માંડયું. હિસાબ ઉપર તેમને કંટાળો હતો. પાંચમી ચોપડી પૂરી કરી, ઘેરથી રડીકકળી અંગ્રેજી નિશાળમાં જવા માંડયું. પ્રાયમર અને સેકન્ડ બૂક ભણતા સુધી તેમનો અભ્યાસ સાધારણ જ રહ્યો. પણ થર્ડ બૂકમાં શ્રી. ઝવેરલાલ લલ્લુભાઈ ગોર નામના માસ્તરની મમતા થવાથી તેમનો અભ્યાસ સુધર્યો, અને તે ધોરણમાં તે પ્રથમ નંબરે પાસ થયા અને ઇનામ પણ મળ્યું. ત્યારથી તેમને ભણવામાં રસ પડ્યો. હેડમાસ્તરે તેમને એક ધોરણ કુદાવી આગળ ચડાવ્યા, પણ સંસ્કૃત અને યુક્લિડ–એ બે વિષયો પર અણગમો થયો અને તેથી નીચલા ધોરણમાં રીતસર અભ્યાસ કરવો ઠીક સમજી હેડમાસ્તરને વિનતિ કરી નીચલા ધોરણમાં બેઠા. આમ આત્માવલોકન અને આત્મસુધારણાનાં ચિહ્નો નાનપણથી જ જણાવા લાગ્યાં. આ અરસામાં તેમને સ્વ. બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા સાથે દોસ્તી થઈ.

બાલાશંકરને લાગેલો કાવ્યરચનાનો છંદ તેમણે મણિલાલને લગાડ્યો. મણિલાલ, બાલાશંકર અને મોહનલાલ પ્રસાદરાય બ્રહ્મચારીની મુખ્ય ગમ્મત કવિતા વાંચવી, સમજવી અને કરવી એ રહી. નર્મદાશંકર, દયારામ અને

---

÷ ઋગ્વેદીય શાંખાયન શાખા, આશ્વલાયન સૂત્ર, પંચ પ્રવર-શાર્કરાક્ષ ગોત્રમાં સાઠોદરા નાગર જ્ઞાતિમાં.

ખાસ કરીને દલપતરામનાં પુસ્તકોનો અભ્યાસ કરવા માંડ્યો, અને કાલિદાસનાં નાટકોના તરજૂમા પણ વાંચવા માંડ્યા. વળી પોતાની જ્ઞાતિને સુધારવા માટે 'સ્વસુધારક' મંડળની સ્થાપના કરી, તથા 'પ્રાર્થનાસમાજ' નામની એક મંડળી ઊભી કરી. બાલાશંકરને હિંદી કવિતાનો પણ શોખ લાગ્યો અને તેમણે દર રવિવારે દલપતરામ પાસે અમદાવાદ જઈને ભણવા માંડ્યું, અને એક ઉત્સાદ પાસેથી ગાવા-બજાવવામાં પણ શાસ્ત્રીય નિપુણતા મેળવી.

ચોથા ધોરણમાં તેમને સંસ્કૃત અને ભૂમિતિ પ્રત્યે ખૂબ અણગમો થયો. સંસ્કૃતનો પીરિયડ શરૂ થાય કે તે ઊઠીને વર્ગની બહાર જતા રહે પાંચમા ધોરણમાં બીજા વિષયો સારા આવડે, એટલે તેમનો નંબર પહેલો રહેતો, પણ સંસ્કૃતનો વિષય તો કાચો જ રહ્યો. છઠ્ઠા ધોરણમાં તેમને સુરતના 'પૂજ્ય પુરુષ' છબીલરામ દોલતરામ નામે માસ્તર મળ્યા. તેમને સંસ્કૃત માટે અતિશય પ્રેમ હતો. તેમણે સંસ્કૃત સૂત્રો યાદ રાખીને વ્યાકરણ શીખવાની સરળતા મણિલાલને બતાવી અને રવિશંકર નામના શાસ્ત્રીને ત્યાં લઘુકૌમુદી શીખવા લઈ ગયા. સૂત્રોમાં ગમ્મત પડવા માંડી, એટલે સૂત્રો આવડ્યાં અને સૂત્રો આવડ્યાં એટલે ભૂમિતિ પણ આવડી. આ વખતે તેમના પિતા તરફથી અભ્યાસ બંધ કરવાનો આગ્રહ થયો, પણ તેમને તો પુસ્તક, નિશાળ અને બાલાશંકરનું ઘર-એ સિવાય બીજા કશામાં રસ પડતો નહિ. વળી આ રસને વેગ આપનાર દોરાબજી એદલજી ગીમી નામના હેડમાસ્તર મળ્યા. તેઓ અંગ્રેજી-માં નિપુણ હતા અને તેમને મણિલાલ માટે સારી મમતા હતી; એટલે તેમની મદદથી મણિલાલે ઘણાં અંગ્રેજી પુસ્તકો વાંચ્યાં. ઇતિહાસ-ભૂગોળમાં પણ તેમને ખૂબ રસ પડ્યો. આ વખતે તેમણે ફર્સ્ટ ક્લાસ પબ્લિક સર્વિસનું સર્ટિફિકેટ મેળવ્યું. છબીલરામના આગ્રહથી તેમણે મેટ્રિક્યુલેશનમાં સંસ્કૃત લીધું અને મહેનત પણ ખૂબ કરી, છતાં ભવિષ્યમાં યુરોપ-અમેરિકા સુધી પ્રસિદ્ધ થનાર આ સંસ્કૃતના પ્રોફેસર ૧૮૭૫ની મેટ્રિક્યુલેશન પરીક્ષામાં સંસ્કૃતમાં નાપાસ થયા! બીજે વર્ષે ગીમી અને છબીલરામ બંને બદલાઈ ગયા, છતાં મણિલાલનું નિયમિત કામ ચાલુ જ રહ્યું.

'સ્વસુધારક' વિસ્તાર પામીને 'સાઠોદરા જ્ઞાતિ શુભેચ્છક સભા' બની. શરૂઆતમાં થોડાથોડા નજીવા ઠરાવો થયા, પરંતુ એમાં નિષ્ફળતા મળી. માબાપના આગ્રહથી 'પ્રાર્થનાસમાજ' બંધ કરવો પડ્યો, પણ કવિતા કરવાનો અને ગાવાનો રસ કાયમ રહ્યો. ૧૮૭૬માં મણિલાલે 'શિક્ષાશતક' નામની પુસ્તિકા પ્રગટ કરી. આ સમયે તેમનામાં આસ્તિક્તાનાં બીજ રોપાયાં. ૧૮૭૬માં તેઓ મેટ્રિકમાં પાસ થયા અને આખી યુનિવર્સિટીમાં બીજો નંબર આવ્યો, અને કહાનદાસ મંછારામ સ્કૉલરશીપ દર માસે રૂા. ૨૦)ની મળી.

મણિલાલે કૉલેજમાં જવું કે કેમ એ પ્રશ્ન ઊભો થયો. માબાપની મરજી નહોતી. ઉપરની સ્કૉલરશીપ લેવા માટે પૂનાની એન્જિનિયરિંગમાં દાખલ થવું જોઈએ, પણ તેમને ગણિત તરફ અણગમો હોવાથી એ શક્ય નહોતું. આખરે તે મુંબઈની એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયા અને ત્યાંની સ્કૉલરશીપ તેમને મળી. કૉલેજજીવનમાં તેમના નાગર ઘરના પહેલા નિયમો–ત્રિકાળસંધ્યા, અબોટિયું પહેરી જમવું વગેરે નિયમો બીજા વિદ્યાર્થીઓની પજવણીને લીધે બ્રહ્મચારી તરીકે પાળી શકયા નહિ, છતાં તેમનો આત્મસંયમ પ્રશંસનીય હતો અને તેમનો શ્રમ અસાધારણ હતો. કૉલેજજીવનમાં તેઓ દરરોજ ૧૩–૧૪ કલાક વાંચતા અને ટાઈમટેબલ બનાવી તે પ્રમાણે કામ કરતા. 'F. E. A.'ની પરીક્ષામાં મણિલાલ ત્રીજે નંબરે પાસ થયા, પણ લૉજિકમાં અને મૉરલ ફિલોસોફીમાં પહેલે નંબરે આવ્યા.

બી. એ. માં તેમણે ઐચ્છિક વિષય તરીકે History અને Political Economy–એ વિષયો લીધા. દરેક વિષય હસ્તામલકવત્ થયા વિના મૂકવો તેમને ગમતો નહિ, તેથી તેમને ૧૪–૧૫ કલાકથી પણ વધારે કામ કરવાની જરૂર પડતી. તે સમયના શિક્ષકો ડૉ. ભાંડારકર અને પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થની તેમના પ્રત્યે ખૂબ પ્રીતિ હતી.

બી. એ. ની પરીક્ષા આપી આવ્યા પછી એક મિત્રે તેમને પૂછ્યું: 'તમે પાસ થાઓ તો તાર મૂકીએ?' મણિલાલે કહ્યું: 'હું પાસ તો થવાનો જ છું, પણ ક્લાસ લખી જણાવજો ને English વિષયનું કે

History, Political Economy વિષયનું એક prize મને મળશે તે પણ જણાવજો.' મિત્રે પણ પરીક્ષાનું પરિણામ જોવા જતાં ઘેરથી જ કાગળ લખી ક્લાસ અને ઇનામના નામની જગો ખાલી રાખી લઈ ગયો. તેમાં પેન્સીલથી બીજો ક્લાસ તથા History Economy વિષયનું ઇનામ એમ લખી કાગળ મોકલ્યો. મણિલાલ આખી પરીક્ષામાં બીજે નંબરે પાસ થયા.

મણિલાલ કૉલેજમાં 'ફેલો' તરીકે રહ્યા, તે દરમિયાન તેમણે સંસ્કૃત અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ વધાર્યો. પરિણામે તેમના મગજમાં સુધારો, નીતિરીતિ, ઈશ્વર, મોક્ષ વગેરેના અનેક વિચારો ઉભરાવા લાગ્યા. આ વિષયોનો નિર્ણય કરવા માટે–જિંદગીને Rational કરવા માટે–જિંદગીનો હેતુ સમજી જિંદગીને નિશ્ચિત માર્ગે દોરવા માટે મણિલાલે ઘણાં પુસ્તકો વાંચ્યાં, જેનો ખ્યાલ 'સિદ્ધાંતસાર'ના વાચકને આવી શકશે. સને ૧૮૮૧માં તેઓ મુંબઈમાં સરકારી કેળવણી ખાતામાં ડેપ્યુટી ઇન્સ્પેક્ટર નીમાયા હતા.

મણિલાલની કેળવણીના પ્રકરણને અહીં સમાપ્ત કરી ગ્રંથકાર તરીકેનું તેમનું સ્વરૂપ જોઈએ.÷ મણિલાલના મુખ્ય સાહિત્યના ત્રણ વિભાગ પાડી શકાય:

(૧) **કાવ્ય:** જેમાં પ્રેમજીવન અને અભેદોર્મિ તથા સંસ્કૃત નાટકોનાં ભાષાંતર: માલતીમાધવ અને ઉત્તરરામચરિત્ર અને સ્વતંત્ર નાટક કાંતા તથા નૃસિંહાવતાર; અને નવલકથા ગુલાબસિંહ.

(૨) **સુધારાને લગતું સાહિત્ય:** નારીપ્રતિષ્ઠા, સિદ્ધાંતસારનાં કેટલાંક પ્રકરણો તથા પ્રિયંવદા અને સુદર્શન દ્વારા કરેલો કેટલોક બોધ.

÷ તેમણે સૌથી પ્રથમ નારીશિક્ષાના શુભાશયથી પ્રેરાઈને ઈ. સ. ૧૮૮૫ના આગસ્ટમાં 'પ્રિયંવદા' માસિકની શરૂઆત કરી. પાંચ વર્ષ પછી ૧૮૯૦ના ઑક્ટોબરમાં 'પ્રિયંવદા'ને 'સુદર્શન'માં ફેરવી નાખીને પોતાના છેલ્લા શ્વાસ સુધી સને ૧૮૯૮ના ઑક્ટોબર સુધી અતિ ચિવટ અને ઉત્સાહપૂર્વક, નીડરતાથી સ્વતંત્ર અભિપ્રાયથી ચાલુ રાખેલું. આ તેર વરસના ગદ્ય લેખો સ્વ. આચાર્ય આનંદશંકર ધ્રુવની સહાયથી 'સુદર્શન-ગદ્યાવલિ' રૂપે સને ૧૯૦૯માં પુસ્તકરૂપે પ્રકટ થયેલ.

(૩) **ધર્મ સંબંધી સાહિત્ય:** શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું ભાષાંતર, વૃત્તિપ્રભાકરનું ભાષાંતર; પ્રેમજીવન અને અભેદોર્મિની ટીકાઓ; સિદ્ધાંતસાર પ્રાણવિનિમય અને Advaitism or Monism; Imitation of Sankara, Mandukyopanishad, Jivanmukti Viveka, Symbology, Hinduism વગેરે પુસ્તકો તથા નિબંધો.

આ ઉપરથી જોઈ શકાય છે કે મણિલાલનું મન નાનપણથી જ ધર્મ તરફ વળેલું, પ્રેમ માટે તરસ્યું, સુખદુઃખ વેઠવામાં દૃઢ અને કામ કરવામાં નિશ્ચયવાળું હતું. વળી તેમનો ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ અસાધારણ માનને પાત્ર હતો.

મણિલાલના કાવ્યગ્રંથો ઉપર એમના તત્ત્વજ્ઞાનની બે રીતની અસર થઈ છે: (૧) બાહ્યસૃષ્ટિ (Nature) કરતાં મનુજહૃદય(Human heart)ને પ્રાધાન્ય આપવામાં; (૨) કવિતામાં પણ જીવિતના પરમ હેતુને—પરમ પુરુષાર્થને આગળ રાખવામાં. એમાંની પહેલી એમનાં વિજ્ઞાનવાદ (Idealism)ની આડકતરી અસર છે, અને બીજી જીવિતના હેતુ (The End of Human Existence) સંબંધી તત્ત્વચિંતનમાંથી ઉદ્‌ભવેલી સીધી અસર છે. મણિલાલના તત્ત્વજ્ઞાનમાં બાહ્યસૃષ્ટિ કરતાં આંતર અનુભવ ઉપર વિશેષ ઝોક હતો, અને એ તત્ત્વજ્ઞાન(Idealism)ની છાપ એમના કવિત્વ ઉપર અને સહૃદયતા ઉપર પણ પડેલી જણાય છે. કેટલાક કવિઓને બાહ્યસૃષ્ટિમાં રમવાનું અને તેમાંથી બોધ પ્રાપ્ત કરવાનું પ્રિય લાગે છે. અને કેટલાકને મનુજહૃદયના ભાવમાં વિશેષ અર્થ પ્રતીત થાય છે. મણિલાલ આ બીજા પ્રકારના કવિ હતા. એમના ઉત્તરરામચરિતના ભાષાંતરમાં તથા 'કાંતા' નાટકમાંની પંક્તિઓ કોઈ પણ સૃષ્ટિસૌંદર્યના કવિને માન અપાવે તેવી છે. આ ઉપરાંત 'નૃસિંહાવતાર'માં તેમણે સાદા શબ્દોમાં ઉનાળાની રાત્રિની સકળ મનોહરતા ખડી કરી છે. તથાપિ માલતીમાધવ અને ઉત્તરરામચરિત તરફ મણિલાલને દોરનાર વસ્તુ જુદી જ હતી, અને 'કાંતા' નાટકની ખાસ ખૂબી એના સૃષ્ટિસૌંદર્યના વર્ણનમાં જ નથી. કાવ્ય પ્રદેશમાં પ્રતીત થતો ઉચ્ચ ભાવનાપ્રેમ (Poetic Idealism) મણિલાલને ખાસ આકર્ષક થઈ પડ્યો હતો. એક અવલોકનકારે

'કાંતા' નાટકને આપણાં સર્વાનુભવરસિક કાવ્યોમાં પ્રથમ પદ આપ્યું છે. 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ,' જેમાં આપણે બાલાશંકર સાથેના કાવ્ય-વિનોદના સમયની અસર જોઈએ છીએ, એ તો આંતરભાવ ઉપર જ રચાયેલાં છે. મણિલાલનાં 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ' 'Art for Art's sake'ના ધોરણ ઉપર રચાયેલાં નથી. જ્ઞાન, બોધ એ એનો સ્પષ્ટ ઉદ્દેશ છે. આ કાવ્યોનો તત્ત્વજ્ઞાનના પરમ પ્રાપ્તવ્ય બ્રહ્મને સ્પર્શવાનો અને બ્રહ્મ ઉપર ઠરી રહેવાનો પ્રયત્ન છે. 'ગુલાબસિંહ' અને 'નૃસિંહાવતાર'માં બોધનું પ્રાધાન્ય સ્પષ્ટ છે. 'ગુલાબસિંહ'એ 'ઝનોની'નું અનુકરણ છે, છતાં તેમાં મણિલાલના તત્ત્વજ્ઞાનને અનુસરતો બોધ જણાઈ આવે છે. આ નવલકથામાં મણિલાલ પ્રવૃત્તિ અને નિવૃત્તિનો મહાપ્રશ્ન ઉદાત્ત અને જીવનભરી શૈલીમાં ચર્ચે છે, અને તેમનો સ્વદેશાભિમાન અને સ્વદેશ લાગણીથી ભરેલો આત્મા કૃતકૃત્ય થાય છે.

મણિલાલ સાચા સુધારાના વિરોધી ન હતા, પરંતુ તેને વધારે મજબૂત અને સ્વદેશાભિમાનના પાયા ઉપર મૂકવા ઇચ્છતા હતા, છતાં કમભાગ્યે તેમને સુધારાના વિરોધી માનવામાં આવ્યા હતા. જેઓ મણિલાલને સુધારાની વિરુદ્ધ માનતા હોય તેમણે મણિલાલનાં નીચેનાં વાક્યો યાદ રાખવાં ઘટે છે:

'માબાપે ગમેતેમ જોડી દીધેલાં પૂતળાં આ દેવ(પ્રેમ)નું સ્વરૂપ ક્યાંથી જાણે; અથવા કક્કો ને આંક ભણ્યા પછી હૃદય પણ શું સંસ્કાર પામે કે તેમાંથી પ્રેમનો ભાવ ખડો થાય?...'

'ભણવાની જ્યારે આ રીતે જરૂર છે ત્યારે શું સ્ત્રીઓ માણસ નથી, સ્ત્રીઓને બુદ્ધિ નથી કે સ્ત્રીઓને સુખની ઇચ્છા નથી કે તેમને ભણવા ન દેવી? સ્ત્રીઓને ને પુરુષોને કરવાનાં કામ જુદાંજુદાં જાતનાં છે એ વાત ખરી, પણ શું સ્ત્રીઓનાં કામ બુદ્ધિ વગર ચાલી શકે તેવાં છે? તેમને પણ પોતાના ઘરકામમાં બુદ્ધિની જરૂર પડે છે. ...ઘરનું ખરું બંધારણ જ સ્ત્રી છે, ઘર એ પુરુષનું વિશ્રામનું ઠામ છે, ને તે જ જ્યારે વગરઅક્કલે, વગરવિચારે ને વગરધડે ચાલતું હોય ત્યારે પોતે પણ સુખ ક્યાંથી પામે?...'

'ભણવાથી કુમાર્ગે કોઈ ગયું છે નહિ. ને જશે પણ નહિ સરસ્વતીનો પ્રસાદ પામી કોણ કુપાત્ર થયું છે? ભણેલી સ્ત્રીઓમાં જો કાંઈ દુરાચાર કોઈવાર જણાયો હોય તો તેમને ઓછું ભણાવી તેમની અક્કલ કાચી રહેવા દીધાને લીધે જ, એમ અમે તો નક્કી માનીએ છીએ. ...તેમને જો તમારે પ્રેમાળ સ્ત્રીઓ, માયાળુ માતાઓ અને હિતસ્વી ડોશીઓ કરવી હોય તો નિઃશંક થઈ પરિપૂર્ણ કેળવણી આપો.'

મણિલાલના અને 'સુધારાવાળાઓ'ના સુધારામાં ભેદ નથી. જો કાંઈ પણ ભેદ હોય તો તે ચાલતી સુધારાની રૂઢિ અને 'Reform on National lines' એ બે વચ્ચે જે ફેર છે તે જ. વળી આ માર્ગે પણ સુધારો એકદમ થઈ જશે એમ મણિલાલનું કહેવું નથી. સુધારાને કૃતિમાં લાવતાં કેટલી મુસીબતો નડે છે એ મણિલાલને અજાણી ન હતી. ત્યારે (૧) 'હિંદુ ધર્મની છાયા' એ મણિલાલે ઉપદેશેલા સુધારાનું એક ખાસ લક્ષણ. (૨) મણિલાલે જે તત્ત્વજ્ઞાન સ્વીકાર્યું હતું તેમાં આત્મસંયમને પ્રાધાન્ય મળેલું હોવાથી નવા દોષો એમને ખાસ અરૂચિકર થઈ પડ્યા હતા, (૩) મણિલાલનો ત્રીજો આક્ષેપ એ હતો કે સુધારાવાળાઓ અંદરથી બહારના આચાર ઉપર અસર કરવાને બદલે, બહારના સુધારાથી અંતરને ફેરવવા માગે છે એ ભૂલ છે....

શ્રી. મણિલાલનું નિર્વાણ સંવત ૧૯૫૪ના અધિક આસો વદી ૨ તા. ૧-૧૦-૧૮૯૮ના રોજ થયેલ. અને તેમણે બનાવેલ બધાં પુસ્તકોની યાદી સને ૧૯૨૪માં 'ગુલાબસિંહ'ની ત્રીજી આવૃત્તિમાં છપાયેલ તે નીચે મુજબ છે:

અંગ્રેજી પુસ્તકો

૧ રાજયોગ
૨ મોનિઝમ ઓર દ્વૈતિઝમ
૩ તર્કકૌમુદી
૪ ઈમિટેશન ઓફ શંકર
૫ યોગસૂત્ર
૬ માંડૂક્યોપનિષદ્
૭ જીવન્મુક્તિવિવેક
૮ સમાધિશતક
૯ સ્ટ્રે થોટ્સ
૧૦ સ્યાદ્વાદમંજરી

## ગુજરાતી પુસ્તકો

૧ કાન્તા
૨ માલતીમાધવ નાટક
૩ ઉત્તરરામચરિત્ર નાટક
૪ સિદ્ધાન્તસાર
૫ નારીપ્રતિષ્ઠા
૬ પ્રાણવિનિમય
૭ પંચશતી (ઈમિટેશન ઑફ શંકર, ગુજરાતીમાં)
૮ આત્મનિમજ્જન
૯ ચારિત્ર
૧૦ બાલવિલાસ
૧૧ ગુલાબસિંહ
૧૨ શ્રીવૃત્તિપ્રભાકર (મહાત્મા નિશ્ચલદાસના મૂળ હિંદુસ્તાનીનું ભાષાંતર)
૧૩ હનુમાન્નાટક
૧૪ પૂર્વદર્શન
૧૫ પ્રેમજીવન
૧૬ સંક્ષિપ્ત સુવાક્ય
૧૭ અભેદોર્મિ
૧૮ ગુજરાતના બ્રાહ્મણો
૧૯ શિક્ષાશતક
૨૦ અવલોકન
૨૧ પરમાર્થદર્શન
૨૨ શ્રીમદ્ ભગવદ્ગીતા
૨૩ ચતુઃસૂત્રી
૨૪ ન્યાય(પરામર્શખંડ, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી)
૨૫ શિક્ષણ અને સ્વશિક્ષણ

આ ઉપરાંત શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતા તરફથી લખાવેલ—

ચેતનશાસ્ત્ર
દ્વાશ્રય
ભોજપ્રબંધ
ચતુર્વિંશતિ પ્રબંધ
સમાધિશતક
અનુભવપ્રદીપિકા
બુદ્ધિસાગર
તર્કપરિભાષા—
શ્રુતિસારસમુદ્ધરણ
યોગબિંદુ
વસ્તુપાલચરિત્ર વગેરે.

ફક્ત ચાલીસ વર્ષના ટૂંક જીવનમાં જે જ્ઞાનવારસો મૂકી ગયા છે, તેની કંઈક ઝાંખી ઉપરની યાદી ઉપરથી થઈ શકશે.

# અનુક્રમ

## તરંગ પહેલો



## તરંગ બીજો



## તરંગ ત્રીજો

## તરંગ ચોથો



## તરંગ પાંચમો



## તરંગ છઠ્ઠો



## તરંગ સાતમો

# ગુલાબસિંહ

## ૧ : રમાનું ઘર

સાતસો વર્ષ ઉપર ચૌહાણોના છત્ર નીચે દિલ્હી આખા ભરતખંડનું કેંદ્ર થઈ શૌર્ય, પરાક્રમ, વિદ્યા, કલા અને સર્વના આદર્શ જેવું હતું. સરસ્વતીનો પ્રસાદ પામી વરદાયી એવા ઉપનામને પામેલા ચંદ જેવા મહાકવિઓ પૃથુરાયના દરબારમાં ઉત્તમ પ્રતિષ્ઠા અને વૈભવ ભોગવતા હતા. ખૂણેખોચરે અનેક નરરત્નો જેમ આજ પણ રાજદરબાર સુધી વગવસીલાને અભાવે પહોંચી શકતાં નથી અને એકાંતમાં જ ક્ષીણ થઈ જાય છે, તેમ તે સમયે પણ એક સરદાર નામે અતિ સુશીલ, અનુભવી અને કળામાં પરમ પ્રવીણ ગવૈયો જમનાના કાંઠા ઉપર પરવાડે જે ગરીબનાં ઝૂંપડાં હતાં તેમાં રહેતો હતો. સરસ્વતી અને લક્ષ્મીનો કલહ એના શરીરમાં અને ઘરમાં પ્રત્યક્ષ જણાતો હતો, પણ યાચના કરવાની કૃપણતા એને બહુ ત્રાસદાયક લાગતી હતી. ઉસ્તાદોનું અનુકરણ કરી પોતે સારા ગાનારમાં ખપવું એટલો જ એની વિદ્યાનો ચમત્કાર નહોતો. પોતે જાતે સારો રસિક અને મર્મજ્ઞ કવિ હતો. તરંગનગર રચી તેમાં વિલાસ કરે અને કરાવે તેવો પ્રવીણ કવિ હતો. બુદ્ધિવૈભવ સર્વદા લોકરુચિને મળતો આવતો નથી. તેની આંખો આકાશ ઉપર રહે છે, લોકોની પૃથ્વી ઉપર રહે છે, એટલે ઘણું કરીને તેવા સુજનોનો લોકો સાથે મેળ થતો નથી. સરદારને પણ એમ જ હતું.

સરદાર એને મનમાનતી રીતે લોકપ્રિય ન હતો. એની સર્વ કૃતિમાં એના તરંગ અને સ્વતંત્ર કલ્પનાઓ આવતાં કે જે દિલ્હી શહેરના રસિક

લોકોને પણ પસંદ પડતાં નહિ. સાધારણ માણસોને જે વિષય અજાણ્યા હોય તેવા વિષય ઉપર કાવ્ય રચવાનો એને ઘણો શોખ હતો; કારણકે એને પોતાની કલ્પનાએ રચેલી કોઈ નવી દુનિયામાં જ આનંદ શોધવો પડતો. તે કલ્પનાની વચ્ચેવચ્ચે એવા તરંગ દાખલ કરી દેતો કે કોઈ તેવા સાંભળનારને તો તેથી ભય પણ લાગી જાય. એણે જે ગ્રંથ રચી મૂકેલા તેનાં નામ 'ભૂતની ભવાઈ,' 'નજરબંધી' વગેરે. તે ઉપરથી જ એના મનના વલણનું અને એને લોકપ્રિય ન થવાનાં કારણનું અનુમાન કરી શકાય. સારે નસીબે આપણા કવિને ગાવા અને રચવા ઉપરાંત બજાવવાની કળા પણ સારી હાથ બેસી ગઈ હતી. નહિ તો કાવ્યસાહિત્યના નિયમાનુસાર વિચાર અને શૈલીને પ્રમાણ કરનાર રસિક લોકોના જમાનામાં એ બિચારો વૈભવી ન થાત, એટલું જ નહિ પણ ભૂખે મૂઓ હોત. બજાવવાની કળામાં તે એક્કો હતો. શોખીન લોકો પોતાને રુચે તેવા વિષયનું એની પાસે ગાન કરાવતા. તેથી એના મનના સ્વાભાવિક તરંગ કાંઈ મીજાન પર રહેતા. તોપણ એનું મન એવું રસિક અને સ્વચ્છંદી થઈ ગયેલું હતું કે એટલાને લીધે જ એને બેચાર વાર તો જે રાસધારીની મંડળીમાં રાખેલો હતો, ત્યાંથી રજા આપવામાં આવી હતી. પણ એના જેવો બીજો બજાવનાર મળે કોણ ? તેથી એને પાછો નોકરીમાં રાખ્યો. ધીમેધીમે પણ પોતાના માલિકોને ઊંચે ચઢાવી શકયો નહિ, ત્યારે બિચારો આવી સામાન્ય રીતે પોતાની શક્તિનો ઉપયોગ થતો જોઈને પણ સંતોષથી દિવસ ગાળવા લાગ્યો. પરંતુ શહેરથી દૂર જમનાનદીના કિનારા ઉપર પોતાનું મકાન હતું ત્યાં જઈને આ બધા વૈતરાનો બદલો એ સારી રીતે વાળી લેતો. સારંગી હાથમાં લઈ એવી રીતે તેને છેડતો કે તેના તાનમાં ને તાનમાં સર્વ પશુપક્ષી તન્મય થઈ જતાં અને ગામડિયા લોકો પણ જાણે કે જમનામાંથી કોઈ જળદેવતા જ આવીને તેમને બિવડાવતા હોય, તેમ ચમકીને તેને પગે લાગવા મંડી જતા.

આ માણસની આકૃતિ તેની બુદ્ધિ અને કળાને અનુરૂપ હતી. એની આકૃતિ ઉદાર અને જોનારના મનમાં માન ઉત્પન્ન કરે તેવી હતી, પણ ફિકર અને ચિંતાથી કાંઈક શિથિલ જણાતી. કાળા વાળના ગુચ્છા ગમે

તેમ લટકતા રહેતા, વિશાળ અને ઊંડી ગયેલી આંખો સ્થિર વિચારમાં ગરક હોય તેવી મંદ અને જેમ સ્વપ્નમાં પડીને નવીનવી રચના જોઈ રહી હોય તેમ ચકિત રહેતી. એના મનમાં વિવિધ ઊર્મિ ઊઠે તેને અનુસરી ગતિ પણ વિલક્ષણ, આકસ્મિક અને અકારણ જ થતી હોય તેવી જણાતી. રસ્તે ચાલતાં જાણે દોટ કાઢતો હોય તેમ લાગતું. કિનારા ઉપર વિચારમાં ને વિચારમાં ફરતાં તે પોતાના મનમાં હસતો અથવા વાતો કરતો જણાતો. એકંદરે તે ઘણો નિરુપદ્રવી, નિખાલસ અને ગરીબ સ્વભાવનો પુરુષ હતો. તે એવો દયાળુ તથા નમ્રતાવાળો હતો કે ગમે તેવા બેવકૂફ અને રખડતા ભિખારીને પણ પોતાની પાસે હોય તેમાંથી અર્ધો રોટલો ખુશીથી આપતો. આવો હોવા છતાં પણ તેને કોઈની સાથે ઝાઝું હળવામળવાની ટેવ નહોતી. તે કોઈની દોસ્તી ન કરતો. કોઈ મોટા માણસની ખુશામત ન કરતો અને દિલ્હી શહેરના મોજશોખની રમતગમતમાં પણ કાંઈ ભાગ લેતો નહિ. એ અને એની કલ્પના એ બે એકરૂપ જ હતાં. બન્ને વિલક્ષણ, સ્વાભાવિક, દુનિયાપારનાં અને અનિયમિત હતાં. એની સારંગી અને એ, એમના વિષે જુદોજુદો વિચાર આપણે કરી જ શકીએ નહિ. એ તે એની સારંગી અને એની સારંગી તે એ, એવો વિલક્ષણ એનો શોખ હતો. સારંગી વિના એ એક તુચ્છ તૃણ સમાન થઈ જતો અને હાથમાં સારંગી આપો એટલે કલ્પનાએ રચેલા આખા જગતના જગતનો રાજા હોય તેમ મહાલતો.

સરદારકવિ પોતાની સારંગીને અનુકૂળ પડે તેવાં કાવ્ય રચતો અને તેમાં પણ માણસની મનોવૃત્તિઓનો એટલે કે જે જે રસ ઉપજાવવો હોય તેનો સ્થાયી ભાવ એના મનમાં દૃઢ જડાઈ રહ્યો હોય, તે જ તે પ્રત્યક્ષ પ્રકટ કરતો. આવા ભાવનાં પૂતળાં તે પોતાની નાની સારંગીથી ખડાં કરતો ને નચાવતો. આવાં નાનાં પ્રકારનાં કાવ્ય રચતાં તેણે એક અપૂર્વ પણ અનુપમ અને કોઈને પણ બતાવેલું નહિ એવું 'લક્ષ્મીપ્રભવ' નામનું કાવ્ય સંગીતમાં જ રચી રાખ્યું હતું. પોતાની બાલ્યાવસ્થાથી જ એ આ કાવ્યકલી ઉપજાવવાના તરંગ બાંધતો. યુવાવસ્થામાં તેને પોતાની અર્ધાંગના તરીકે રમાડતો અને ઉંમરે પહોંચ્યો ત્યારે તેને પોતાની પુત્રી સમાન લાડ લડાવતો. એ કાવ્ય પ્રસિદ્ધ કરવા એણે ઘણા પ્રયત્ન કરી જોયા પણ નિષ્ફળ.

નિષ્પક્ષપાતી અને નિર્દેષી રાજકવિ ચંદ પણ એના કાવ્યમાંનો એક ફકરો વાંચી મોં મરડીને ડોકું ધુણાવવા લાગ્યો. પણ ફિકર નહિ સરદાર! ધીરજ રાખ. તારી સારંગી બરાબર ચઢાવી રાખ. તારો પણ વારો આવશે.

વાંચનારાઓને નવાઈ જેવું લાગશે કે આ વિલક્ષણ માણસે પણ જેને સાધારણ લોકો પોતાનું સર્વસ્વ માની લે છે, એવો લગ્નસંબંધ બાંધ્યો હતો—તે પરણ્યો હતો અને તેને એક છોકરું હતું. વધારે આશ્ચર્યકારક તો એ જ છે કે એની સ્ત્રી ઉદયપુરના કોઈ શૂરવીર રજપૂતની દીકરી હતી. એ જાતે કોઈ તવંગર રજપૂતનો ફરજંદ હતો, પણ પાયમાલ થઈ ગરીબ દશામાં આવી ગયો હતો. એની પત્ની એના કરતાં વયે નાની હતી, રૂપે દેખાવડી તથા સ્વભાવે ઘણી પ્રેમાળ હતી. તેનું મુખ ઘણું રમણીય અને આનંદી હતું. તે તેને પોતાની મરજીથી પરણી હતી અને હજુ પણ તેને સારી રીતે ચાહતી હતી. આવી સ્ત્રી આ શરમાળ, અતડા અને એકમતિયા માણસને ક્યાંથી મળી આવી હશે; અથવા તે તેને કેમ પસંદ પડ્યો હશે એવો વિચાર ઘણાને થઈ આવશે. પણ જે ફક્ત રૂપ, કુળ કે બીજો એવો જ લાભ જોઈને પરણી બેસે છે, તેની હાલત વિચારતાં આ વાતમાં કાંઈ પણ નવાઈ નહિ લાગે. એ સ્ત્રી એવી રીતે જન્મેલી હતી કે એનાં માબાપ એને પાછળથી પોતાની કરી શક્યાં નહિ. તેનાં અવાજ અને અક્કલ સારાં હોવાથી તેને પોતાનું ગુજરાન ચલાવી લેવા જેટલો ગાવા—બજાવવાનો ધંધો શીખવા માટે દિલ્હી મોકલી હતી. ત્યાં આવી એ છોકરી સરદાર પાસે તાલીમ લેતી હતી. સરદારનો સ્વર એ જ તેના કાનમાં, મનમાં ને જીવમાં રમી રહ્યો. નાનપણથી મોટી થઈ ત્યાંસુધી એનું એ જ સાંભળવાથી એનો જીવ એનામાં જ બંધાઈ ગયો. બંને પરણ્યાં. આ સ્ત્રી સરદારને અત્યંત પ્રેમથી ચાહતી. દ્વેષી દરબારી લોકોના ફાંસામાંથી સરદારને બચાવી લાવતી અને એની વ્યાધિના વખતમાં એને એક ભક્તિથી મદદ કરતી. અરે! અંધારી રાતે વરસાદની ઝાડીમાં પોતાના પતિને રાસધારીઓ-માંથી ઘેર તેડી લાવવા માટે ફાનસ લઈને જતી. એવા ભયથી કે રખેને 'લક્ષ્મીપ્રભવ'ના વિલક્ષણ વિચાર કરતો મારો પતિ 'લક્ષ્મી'ની પાછળ પાછળ જમનામાં જ ચાલ્યો જાય. ઘેર આવીને પણ સારંગી લઈ રાગનાં

તાન મારતાં પોતાના પતિને બહુ રસભેર સાંભળી–સાંભળીને અનુમોદન આપતી. જેમ ગાન એ સરદારનું અંગ હતું તેમ આ સરદારની સ્ત્રી પણ એના ગાનનું એક અંગ થઈ પડી હતી; કેમકે જ્યારે જ્યારે તે એની પાસે બેઠી હોય ત્યારેત્યારે એના ગાનમાં એક નવી તરેહની ખૂબી અને લહેજત સ્વાભાવિક રીતે જ પ્રકટ થઈ આવતી. સરદાર પોતે પણ તેને અંતઃકરણ-પૂર્વક ચાહતો પણ બોલવાની ટેવ ન હોવાથી પ્રેમનાં ભાષણ આપી શકતો નહિ, તેમ પોતાની સારંગીમાંથી એમ કહેવા માટે પરવારતો પણ નહિ. પોતાના મનમાં એમ નિરંતર સમજતો કે હું એને સારી પેઠે ચાહું છું અને એ સુખી થાય એમ ઇચ્છું છું.

પોતાની દીકરીનું નામ એણે પોતાના કાવ્ય ઉપરથી 'રમા' રાખ્યું હતું. સરદારના ગાનની જ જાણે ઉત્પત્તિ હોય નહિ, એવી રમા હતી. એની આકૃતિમાં તથા વૃત્તિમાં જે ગાન એના પિતાની સારંગીમાંથી પ્રતિરાત્રિ જમુના ઉપર પ્રસરી રહેતું હતું તેનો કાંઈક આવિર્ભાવ થયા કરતો હતો. જ્યારે જોઈએ ત્યારે નવોનવો રમણીય દેખાતો હતો. તે ખૂબસૂરત હતી, ઘણી જ ખૂબસૂરત હતી. સર્વ વિરુદ્ધ ગુણનો જ જાણે સમુદાય હતી! એનો ચોટલો ગુલાબી કાશ્મીરી ઊન જેવો ચળકતો હતો ને વચમાં–વચમાં સોનેરી ઝલકની છાંટ હતી. એની આંખો હિમાલયનાં હરણની આંખો જેવી વિશાળ, કાળી અને પ્રેમાળ હતી. મુખનો આકાર પણ અતિશય આનંદ-કારક હોવા છતાં સર્વદા એકનો એક રહેતો નહિ. એક ક્ષણે ઘણો જ આનંદના પૂરથી છલકાતો, એક ક્ષણે ઉદાસીનતાથી કરમાઈ જતો. સંગીતના તાલે જ જાણે પગ મૂકતી, તાલના લય પ્રમાણે જ જાણે ડગલાં ભરતી, રાગના આલાપનું જ જાણે અંગેઅંગની ગતિમાં અનુકરણ કરતી, જાણે સ્વરમૂર્તિ જ હતી.

આ દંપતીની દીકરીને કોઈ પણ જાતની કેળવણી તેમના તરફથી મળી ન હતી. તેમના પોતાનામાં જ આપવા લાયક કાંઈ જ્ઞાન હતું નહિ. તેમ હાલની પેઠે તે દિવસોમાં છોકરીઓને ભણાવવાનો રિવાજ પણ ન હતો. પણ રમા સ્વાભાવિક રીતે દૈવેચ્છાથી જ કાંઈક શીખી શકી. એનાં માબાપ જાણતાં હતાં એમાંનું કાંઈક જાણી લીધા પછી તે વાંચતાં–લખતાં પણ

શીખી. સરદારની વિલક્ષણ રીતભાતને લીધે એની પત્નીને એની પાસે વારંવાર રહેવું પડતું, તેથી રમા ઘણીખરી એક દાસીના હાથમાં રહેતી. આ દાસીની જુવાની પ્રેમમય ગઇ હતી ને વૃદ્ધાવસ્થા વહેમમય થઈ હતી. તે ઘણી વાતોડી, સહજ ઘેલી, તેમ જ ગપ્પાંખોર પણ થઈ ગઈ હતી. કોઈવાર રમા આગળ 'તારું લગ્ન કોઈ મોટા રજપૂત સાથે થાય તો કેવું?' એવી વાતો કરે અને કોઈવાર ભૂત અને પ્રેતની વાતો કરીને તેને ડરાવી મારે. આ બધામાંથી રમાની કલ્પનામાં જુદાજુદા સંસ્કાર પડવા લાગ્યા; અને તેને ધીમેધીમે પોતાના પિતાના ગાન ઉપર ઘણી પ્રીતિ થવા લાગી.

પ્રથમથી જ આવો શોખ લાગતાંલાગતાં એનું મન કેવળ ગાનમય જ થઈ રહ્યું : એના વિચાર, કલ્પના, સુખ, દુઃખ એ સર્વ જે સ્વરના રસથી તે એક પળે આનંદ પામતી અને એક પળે ભય પામતી, તે સ્વરમય જ થઈ રહ્યાં. સવારમાં જાગતી પણ એ જ સ્વરના જ ધ્યાનમાં. રાતમાં ઝબકી ઊઠતી તે પણ તેના જ તાનમાં. આવી રીતની જે અવર્ણ્ય તન્મયતા તેનામાં વ્યાપી રહી હતી, તેના રેખાચિત્રમાં દાસીની વાતો સાંભળી–સાંભળીને એનું મન વિવિધ રંગ પૂરી આકાર આપવા લાગ્યું. સ્વાભાવિક છે કે આવી રીતે કેળવાયેલું આવાં માબાપનું છોકરું ગાયનની દૈવી કળા પણ શીખે જ. તે નાની બાળક હતી ત્યારથી જ કોઈ દેવી ગાતી હોય તેવું અદ્ભુત ગાન આલાપવા લાગી. કોઈ મોટા ઉમરાવે તેની હોશિયારીની વાત સાંભળીને પોતાની પાસે બોલાવી અને તેણે તેને વિશેષ કેળવવા સારુ બીજા ઘણા કાબેલ શિક્ષકોને સોંપી. તે ઉમરાવના મનમાં જે મરજી હતી તે ધીમેધીમે બર લાવવાના વિચારથી તે એને પોતાની સાથે દરબારી રાસ થતા તે સ્થાનમાં લઈ જતો કે જેથી ત્યાં યુવાન સ્ત્રીઓ આલાપ કરતી તેમને તે જુએ અને તેમના ઉપર લોકો તરફથી જે વાહવાહનો વરસાદ વરસતો તેથી લલચાય. તે સ્થળ જોતાં જ તે છોકરીના મન ઉપર ઘણી અસર થઈ ગઈ. જેવા પ્રકારનું જગત તે પોતાની કલ્પનાઓમાં જોતી તેવું જ ત્યાં તાદૃશ જોઈ ખુશી થઈ. તેને એમ લાગ્યું કે અત્યાર સુધી તો હું દુનિયાની બહાર જ હતી. જેનામાં બુદ્ધિ હોય તેને આવી જ ઉત્કંઠા થઈ આવે છે! કલ્પના એ શી ચીજ છે તેનો પાકો ખ્યાલ ન હોય, ત્યાંસુધી

બાળ કે વૃદ્ધ કોઈ પણ કદાપિ ખરો 'કવિ' થઈ ન શકે.

આ પ્રમાણે રમાના સંસારનો આરંભ થયો. રંગભૂમિ ઉપર જે મનોભાવનાં ચિત્ર તેને પોતાના અભિનયથી, દૃષ્ટિથી દર્શાવવાનાં હતાં તેનો જ તેને અભ્યાસ કરવાનો રહ્યો. આવી જાતની શિક્ષા સર્વસાધારણ લોકોને તો ઘણી ભયકારક છે; કેમકે એ શોખમાંથી જ માણસ બગડે છે. પણ જેના મનમાં કેવળ એ દૈવી કલાના તાદૃશ રૂપનું ભાન ખડું થવાથી જ ઉત્સાહ થઈ આવ્યો હોય, તેને તો કાંઈ દોષ લાગી શકતો નથી. જે યથાર્થ રીતે આ કલાને સમજે છે તેનું મન તો એક આરસી જેવું થઈ રહે છે. પોતાનામાં પ્રતિબિંબરૂપે પડેલી સર્વ જાતની વસ્તુ બીજાને યથાર્થરૂપે બતાવે છે, પણ જાતે શુદ્ધ ને શુદ્ધ જ રહે છે. રમા કલ્પનાના સ્વરૂપને અને વસ્તુના સ્વભાવને સ્વાભાવિક રીતે જ ગ્રહણ કરી શકતી. એના અભિનયમાં પોતે પણ જાણી ન શકે એવું કોઈ અપૂર્વ પ્રકારનું બળ આવ્યું. એનો સ્વર હૃદય પિગળાવીને અશ્રુરૂપે વહેવડાવવાને અથવા ગરમ કરી ઉદાર ક્રોધથી ઉકાળે ચઢાવવાને સમર્થ થઈ ગયો. આમ થવાનું કારણ જેનો તે અભિનય કરતી હોય તેની સાથે તેની સ્વાભાવિક તન્મયતા સિવાય બીજું કંઈ ન હતું. આ અભ્યાસ કરતાં બીજે સમયે જુઓ તો રમા સાદી, માયાળુ અને કાંઈક મનસ્વી છોકરી હતી—મનસ્વી તે પોતાના વિચારમાં જ. આગળ કહ્યું તેમ વગરકારણે કોઈવાર આનંદમાં, કોઈવાર ઉદાસીનતામાં જ! આ બધાનું કારણ તેની પહેલાંની કેળવણી જ હતી.

ખરેખર! મૃદુ શરીરવાળી, આનંદકારક રૂપવાળી, વિલક્ષણ રીતભાત અને વિચારવાળી આ સુંદર બાળા પેલા સરદાર ગવૈયાની નહિ પણ ગાયનની જ દીકરી હતી. આ છોકરીના નસીબમાં કેવળ કલ્પિત જેવું કોઈ ભવિષ્ય હોવું જોઈએ. આવા જ તરંગોમાં જમુનાની કુંજોમાં આ છોકરી વારંવાર રખડતી અને એવાએવા વિચારો બાંધતી કે જે ગમે તેવા કવિની અથવા પંડિતની કલ્પનામાં પણ વર્ણન માટે આવી શકે નહિ. વારંવાર પોતાના ઘરના ઉંબરા ઉપર બેસીને જમુનાનાં કાળાં પાણી તરફ એકી-નજરે જોતી. ઉનાળાની સંધ્યાકાળે અથવા ચોમાસાના બપોરે જાતજાતના તરંગો ચલાવ્યે જતી. કોણ એમ નથી કરતું? કેવળ જુવાનીમાં જ નહિ,

પણ સર્વ રીતે ગમ(સાંધા) ભાગી ગયા હોય એવી વૃદ્ધાવસ્થામાં પણ ! આવાં કલ્પનાનાં નગર બાંધવાં એ તો માણસમાત્રને હક છે. રાજા અને રંક સર્વને સરખો છે. એ વિના માણસ જીવી જ ન શકે. પણ રમાના મનમાં જે સ્વપ્ન આવતાં તે આપણને આવે તે કરતાં જુદાં જ હતાં.

## ૨ : રમા રાસધારીઓમાં

રમાની કેળવણી હવે પૂરી થઈ રહેવા આવી છે. એની ઉંમર પણ ખીલતી સોળ વર્ષની જુવાનીએ પહોંચી ચૂકી છે. જે અમીરે તેના ગાન ઉપર મોહિત થઈ તેને શિક્ષણ અપાવી કેળવી હતી તે પણ કહેવા લાગ્યો છે કે સરસ્વતીની ઉપાસના કરીને અમર થયેલા મહાત્માઓનાં નામ ભેગું આ નામ પણ કીર્તિની અમર કિતાબમાં સોનેરી અક્ષરે લખી દેવાનો પ્રસંગ હવે આવી ચૂકેલો છે. સંશયમાત્ર એટલો જ રહ્યો છે કે તે નામ કયે રૂપે પ્રકાશશે? એ નામવાળી કોની કલ્પનાઓનાં ચિત્ર સજીવ કરી બતાવશે? એ જ વાત શોખીન લોકોમાં જ્યાંત્યાં ચર્ચાઈ રહી છે. કવિઓ ઠામઠામ પોતાના મનમાં પ્રસિદ્ધિ પામવાની લાલસાથી આતુર થઈ કોને ગળે વરમાળ પડશે એમ જોતા બેઠા છે. ગામમાં વાતો ઉપર વાતો ચાલી રહી છે. કોઈ કહે છે કે રાજકવિ ચંદ એ બાળકીએ પોતાના બે રાસ ભજવી બતાવ્યા તે જોઈ એટલો પ્રસન્ન થઈ ગયો છે કે એકાદ ત્રીજો પણ આ પ્રસંગ માટે રચી કાઢશે. કોઈ કહે છે કે એવા વીરરસના કાવ્ય કરતાં એ શૃંગાર અને કરુણરસ ભજવવામાં ઘણી પ્રવીણ છે. તેથી પ્રસિદ્ધ કવિ રામદાસજી પોતાની કલમ એક પળ પણ હેઠી મૂકતા નથી. પણ આવી રીતે જે ખટપટ ચાલી રહી હતી તે એકાએક ઠંડી પડી ગઈ. જે અમીર રમાને મદદ કરનાર હતો તેનો મિજાજ બગડી ગયેલો જણાવા લાગ્યો. તેણે લોકો વચ્ચે કહ્યું : "આમ કહેવું એ કાંઈ લોકોના મનમાં નાનીસૂની વાત ન હતી કે 'એ બેવકૂફ છોકરી એના બાપ જેવી જ અક્કલવિનાની છે. એ જે માગે છે તે કેવું ઊંધું છે!'" એને સમજાવવા માટે ઉપરાઉપરી મિજલસો ભરાતી ચાલી. અમીર તેને ખાનગી રીતે બોલાવીને પણ ઘણી ગંભીરાઈથી

કહી ચૂક્યો, પણ બધું ફોકટ ! આખા દિલ્હી શહેરના લોકો ઘણા આતુર થઈને જાતજાતનાં અનુમાન કરવા લાગ્યા. પણ અમીરે જે ભાષણ રમાને આપ્યું તેનું પરિણામ તો તકરારમાં આવ્યું. રમા ઘણી નાઉમેદ અને નિરાશ થઈ ચિડાતી–ચિડાતી ઘેર ગઈ ને બોલવા લાગી: 'હું હવે રાસભૂમિ ઉપર જનાર નથી. અમીરની સાથેના કરારથી હું બંધાયેલી નથી.'

રંગભૂમિ ઉપર જવાથી જે જે નુકસાન થાય છે, તેથી કેવળ અજાણ્યો સરદાર તો પોતાનું એક ફરજંદ પણ પોતાની કળાને જેમ આપશે એમ જાણીને ઘણો ખુશી થતો હતો. આ પ્રસંગે પોતાની દીકરીની હઠીલાઈથી તેને ઘણી નાખુશી થઈ આવી. એને પોતાની નાખુશી કહી બતાવવાની ટેવ જ ન હતી. તેથી કંઈ બોલ્યા વિના પોતાની સારંગી લઈને બેઠો, પણ સારંગીએ રમાને જે ઠપકો દીધો તે વધારે સખત અને કરડો હતો. સારંગી ચીસો પાડવા લાગી, બબડવા લાગી, રોવા લાગી ને ધમકાવવા લાગી. તે સાંભળતાં જ રમાની આંખોમાં આંસુ ઊભરાઈ જવા લાગ્યાં; કેમકે રમા આ સારંગીની ભાષા સારી પેઠે સમજતી હતી. ધીમે રહીને પોતાની મા પાસે જઈ તેણે બધી વાત કહી બતાવી. સરદાર જ્યારે તેની પાસે ગયો ત્યારે મા–દીકરી બન્નેને એણે રોતાં જોયાં. તેમના તરફ ઘણા આશ્ચર્યથી જોઈ રહ્યો ને તુરત જ જાણે પોતે તેમના તરફ ઘણી સખતાઈ વાપરી એવું સમજ્યો હોય તેમ પાછો પોતાની સારંગી પાસે દોડ્યો. આ પ્રસંગે હઠીલા બાળકને હાલરડાં ગાઈને કોઈ ગંધર્વકન્યા રીઝવતી હોય, એમ સાંભળનારને ભ્રાંતિ પડી જાય એવા રસમય, ધીમા અને મધુર સ્વર એની સારંગીમાંથી ઝરવા લાગ્યા. કેવળ શોકમાં જ ડૂબી રહેલો માણસ પણ કાન ધર્યા વિના રહે નહિ, એવા આ ગાનમાં વચ્ચેવચ્ચે કેવળ અનિયમિત આનંદથી પરિપૂર્ણ અને બધું ગજાવી મૂકતો કોઈકોઈ સ્વર નીકળી આવતો; જાણે કોઈ હસતું હોય–માણસ નહિ પણ દેવતા હસતા હોય એમ લાગતું. આ સ્વર પોતાના સંગીતમય 'લક્ષ્મીપ્રભવ'માં જ્યાં લક્ષ્મી સમુદ્રની ઉપર આવીને પોતાના કમળગૃહમાં બેઠીબેઠી પવન, પાણી સર્વને પોતાની મોહિનીથી બાંધી લેતી હતી, તે વર્ણનમાંનો હતો. આ જાદુ જેવા ગાન પછી આગળ શું આવ્યું હોત તે કહી શકાતું નથી; કેમકે તુરત જ રમા આવીને એના

ખોળામાં પડી તથા ચળકતા વાળમાંથી જણાઈ આવતી હસતી આંખે લાડથી ગેલ કરવા લાગી, તેથી એનો હાથ અટકી ગયો. આ જ વખતે બારણું ઉઘાડી કોઈ અંદર આવ્યું અને રમાને પેલો અમીર બોલાવે છે એમ કહી ગયું. રમા તુરત જ જવાને તૈયાર થઈ ને એની મા સાથે ગઈ. અમીર આગળ બધો બંદોબસ્ત થઈ ચૂક્યો હતો. રમા પોતાની મરજી મુજબ ભલે કરે, પોતાને ગમે તે રાસ ભલે પસંદ કરે. અરે! ખૂડા હૃદયવાળા—કજિયા-કંકાસ અને તકરારોમાં પડેલા લોકો શું સમજી શકે કે આખા દિલ્હી શહેર-ના શોખીન લોકોમાં, નવો રાસ ને નવું ભજવનાર એ સાંભળતાં જ કેટલી ધામધૂમ થઈ રહી હતી. આ રાસ કોનો હશે એ કોઈના જાણવામાં આવતું ન હતું. એ રાસનું નામ જેટલી સાવચેતીથી છૂપું રાખી મૂક્યું હતું, તેટલી સાવચેતી ગમે તેવી રાજખટપટ છુપાવવામાં પણ ભાગ્યે જ વાપરવામાં આવી હશે. આમ વાત ચાલી રહી હતી તેવામાં એક દિવસ સરદાર રાસભવનમાંથી ઘણો નાખુશ થઈને ઘેર આવ્યો. તે દિવસે રાસવાળાએ એને નોકરીમાંથી બરતરફ કર્યો—એમ ધારીને કે આ નવો રાસ ને તે એની દીકરીએ ભજવેલો જોઈને એનું કાળજું ઠેકાણે રહેશે નહિ. તે ઉપરાંત વળી તેઓએ એમ પણ ધારેલું કે એની બજાવવાની તરંગી રીતભાતથી પણ રાત્રીએ ગરબડાટ થઈ રહેશે. જે રાત્રીએ પોતાના જ વાદિત્રનું તાદૃશ રૂપ એવી પોતાની દીકરી રંગભૂમિ ઉપર આવનાર છે, તે જ રાત્રીએ પોતાની જગ્યા પર કોઈ બીજો આવીને બેસશે, એ વિચાર કોઈ પણ ગવૈયાના હૃદયને ભેદી નાખવા પૂરતો છે. એણે ઘેર આવતાં જ પોતાના સ્વભાવથી ઊલટી રીતે તુરત જ રમાને પૂછ્યું: 'રાસ શાનો થવાનો છે ને તારે કોઈ ભૂમિકા લેવાની છે?' રમાએ ગંભીરતાથી જવાબ દીધો: 'મેં અમીરને વચન આપ્યું છે કે એ વાત હું કોઈને નહિ કહું તેથી કહી શકતી નથી.' સરદાર કાંઈ બોલ્યાચાલ્યા વિના સારંગી લઈને જતો રહ્યો. એના ગયા પછી તુરત જ ઘરના છાપરા પરથી કોઈનું હૃદય ચિરાઈ જતું હોય ને રડતું—કકળતું હોય તેવા સ્વર સંભળાવા લાગ્યા.

સરદારકવિનો પ્રેમ ઉપરથી જણાઈ આવે તેવો નહોતો. પોતાનાં છોકરાં આખો વખત ખોળામાં રમ્યાં કરે તેને જોઈને રાજી થયા કરે એવા

સંસારી અને લાડઘેલા માયાળુ બાપ જેવો એ નહોતો. એનાં મન અને જીવ તો પોતાની કલામાં એટલાં બધાં ઓતપ્રોત થઈ ગયાં હતાં કે સંસારનાં સુખ એની નજર આગળથી એક સ્વપ્નની પેઠે ચાલ્યાં જતાં. સંસારને તો એ સ્વપ્ન જ ગણતો, પણ તાદૃશ ખરી વાત કેવળ એક પ્રેમ અને તન્મયતાને જ ગણતો. જે લોકો કેવળ માનસિક અભ્યાસમાં ગૂંથાયા હોય છે તે આવા જ બની રહે છે; ગણિતશાસ્ત્ર ભણનારા વિશેષે કરીને. કોઈ ગણિતવેત્તા પાસે તેનો ચાકર દોડતો જઈને કહેવા લાગ્યો: 'સાહેબ ઘર બળવા લાગ્યું છે.' 'એવકૂફ જા તારી શેઠાણીને કહે.' એમ તેણે જવાબ દીધો ને પોતે જે હિસાબ ગણતો હતો તેની આગળ પાછો ગોઠવાઈને બેસતાં બોલ્યો: 'હું તે વળી કયે દિવસે એવા ઘરકામમાં જીવ ઘાલું છું?' પણ ગણિતમાં આવી તન્મયતા થઈ જાય છે તે સંગીત આગળ કાંઈ નથી. કોઈ વિદ્યાર્થીએ એક પ્રખ્યાત ગંધર્વને પૂછયું: 'સારંગી બજાવવાનું શીખતાં કેટલો વખત લાગશે?' ત્યારે તેણે જે જવાબ દીધો તે તમને ખબર છે? જેના આગળ અર્જુન કે લક્ષ્મણની કમાનનો પણ હિસાબ નથી એવી આ કમાન જે ચઢાવવા ઇચ્છતા હોય, તે એ ગંધર્વનું કહેલું સાંભળીને નિરાશ થશે કે 'દરરોજ બાર કલાક પ્રમાણે વીસ વર્ષ.' આ જાતની સારંગી જેને હાથ થઈ હોય તે શું નિરંતર પોતાનાં છોકરાં પછવાડે ભમ્યા કરે? નહિ જ. સરદાર! બિચારી રમા પોતાના બાળપણના વખતમાં તું એને ચાહતો નથી એમ ઓછું લાવીને ઘણી યે વાર એકાંતમાં બેઠીબેઠી રડતી. આમ બનતું તોપણ બહારથી જણાતી આ બેદરકારીની અંદર એનો પ્રેમ તેવો ને તેવો જ હતો. તેથી જ આખરે જેવો એ તરંગી હતો, તેવી એની દીકરી પણ થઈ. બંને એકમેકને સારી રીતે સમજી શકયાં. પોતાને તો કીર્તિ મળનાર ન હતી પણ આજ દીકરીની જે કીર્તિ થાય તે પોતે જ ન જોઈ શકે અને તે ન જોવા દેવાના કાવતરામાં તે દીકરી જ સામેલ! સર્પના દંશ કરતાં પણ વિશેષ સખત એને આ અપકાર લાગ્યો અને તે જ એની સારંગીમાંથી પ્રકટ થતો હતો.

ઘણા વખતથી ધારી રાખેલો આ મહત્ત્વનો દિવસ આવ્યો. રમા રાસભવનમાં ગઈ. તેની મા તેની સાથે ગઈ. પણ કોપિત ગવૈયો તો ઘેર જ

રહ્યો. તેમના ગયા પછી તુરત જ દાસી સરદારના ઓરડામાં દોડતી આવી ને કહેવા લાગી: "આપણા અમીરની ગાડી બારણાં આગળ ઊભી છે. આપને તેડવા આવી છે. તેમણે કહેવરાવ્યું છે: 'તમારે તમારી સારંગી ઘેર મૂકતી આવવી અને કિનખાબનો ડગલો પહેરી તથા મંડીલ બાંધીને આવવું.' હું આ સઘળો પોશાક લાવી છું. જલદીથી આપ પહેરીને પધારો." ગાડી ગડગડાટ ચાલી ગઈ. સરદાર મનમાં ગૂંચવાઈને બહાવરા જેવો બની ગયો, રાસગૃહ આગળ ઊતરી અંદર ગયો, પણ પોતાની આસપાસ ગાંડાની પેઠે જોયા કરતો હતો કે સારંગી ક્યાં ગઈ? અરેરે! એનો પ્રાણ, એનો સ્વર, એની પોતાની જાત જ, ઘેર રહી ગઈ? જેમ કોઈ કૃત્રિમ પૂતળાને ખેંચી જાય તેમ માણસો એને અમીરની પાસે લઈ જઈને બેસાડી આવ્યાં. પણ ત્યાં જઈને બેઠા પછી નજરે શું પડે છે? સ્વપ્નમાં પડ્યો છે કે જાગતો છે! રાસનો મુખ્યભાગ તો થઈ ગયેલો હતો (જ્યાંસુધી લોકો ખુશી થયા તેની ખાતરી થઈ ન હતી ત્યાંસુધી સરદારને બોલાવ્યો ન હતો.) અને તેટલાથી જ બધો નિશ્ચય થઈ ચૂકેલો હતો. રાસ ઘણો ફતેહમંદ નીવડ્યો હતો. સરદાર આ વાત, સર્વ પ્રેક્ષકોના મનમાં વીજળીની પેઠે જે આનંદ વ્યાપી રહ્યો હતો તે પરથી ને સર્વ લોકો શાંત થઈ જોઈ રહ્યા હતા તે પરથી તુરત જ સમજી શક્યો. તે પોતાની રમાને વસ્ત્રાભૂષણના ભભકામાં શોભા રહેલી રંગભૂમિ ઉપર દેખે છે. અગણિત પ્રેક્ષકોનાં એકરૂપ થઈ ગયેલાં હૃદયમાં વ્યાપી રહેલો તેનો મધુર સ્વર પણ સાંભળે છે! પણ આ કયો ભાગ ચાલતો હતો? રમા શાનો અભિનય કરતી હતી? શું ગાતી હતી? એ તો સરદારનું બીજું છોકરું–અમર છોકરું પોતાના આત્માના તત્ત્વનું જ બનેલું બાળક–ઘણાં વર્ષ થયાં ધીરજથી અંધારામાં પડી રહેલું રમકડું–'લક્ષ્મીપ્રભવ'–એ રાસ હતો!

જે વાત ન જાણ્યાથી સરદાર હેરાન હતો તે આ જ હતી. અમીરની સાથે તકરાર થવાનું કારણ પણ તે જ હતી. જયની ઘડી હાથ થઈ જણાય ત્યાંસુધી–પિતાપુત્રી ઉભયની કૃતિનો ઉત્કર્ષ એક જ કાળે પ્રસિદ્ધ થાય ત્યાંસુધી–ન જણાવવાની વાત તે પણ આ જ હતી.

પોતાના પિતાનો અને પોતાનો જય પ્રકટ કરતી આ ઊભી તે રમા! કાવ્યસંગીતના સાગરમાંથી ખડી કરેલી 'લક્ષ્મી'થી પણ સુંદર શોભી રહેલી રમા! સર્વ પ્રેક્ષકોના આત્માથી પૂજાયેલી રમા! શો આનંદકારક અને ચિરકાળ અનુભવવા યોગ્ય મહેનતનો બદલો! ઘણા કાળથી અપ્રસિદ્ધિની ગુફામાં દબાઈ રહેલી બુદ્ધિ જ્યારે પોતાના યથાર્થ સ્વરૂપે પ્રકાશી કીર્તિ પામે છે, ત્યારે તેને જે આનંદ પ્રાપ્ત થાય છે તે સમાન જગતમાં બીજો આનંદ કયો હોઈ શકે?

સરદાર બોલતો ન હતો, હાલતો ન હતો. સ્તબ્ધ થઈ શ્વાસોચ્છ્વાસ પણ બંધ રાખીને બેઠો હતો. એની આંખમાંથી આંસુની ધારા ચાલી જતી હતી. એનો હાથ માત્ર વારંવાર સ્વાભાવિક રીતે જ સારંગીને શોધતો હતો—એમ સમજીને કે આ ખરા જયના પ્રૌઢ પ્રસંગે તે ભાગ લેવા કેમ આવી નથી?

આખરે પડદો પડ્યો, પણ તે જ વખતે આખી રંગભૂમિ પ્રેક્ષકો તરફના વાહવાહના અવાજથી ગાજી રહી. જાણે એક જ શબ્દથી પોકાર કરવામાં આવ્યો હોય તેમ સર્વેએ રમાની એકવાર ઝાંખી કરવા માટે બૂમ પાડી. ફીકે મોઢે રમા આવી, પણ હૃદયના ગભરાટમાં ફક્ત પોતાના પિતાના મુખ તરફ જ જોઈ રહી. રમાની આંસુભરી આંખો જે તરફ વળી તે તરફ સર્વ પ્રેક્ષકોની દૃષ્ટિ સ્થિર થઈ ગઈ અને સર્વના મનમાં પિતાપુત્રીનો અંતર્ગતભાવ સહજ જ પ્રતીત થઈ ગયો. માયાળુ પ્રકૃતિવાળા વૃદ્ધ અમીરે પણ સરદારને પોતાની પાસે ખેંચી કહ્યું: 'અરે ગાંડા ગવૈયા! તારી છોકરીને તેં જન્મ આપ્યો, પણ તેણે તો તને તેથી યે અધિક બદલો વાળી આપ્યો.' સરદારે જવાબ દીધો: 'મારી પ્યારી સારંગી! હવે કોઈ પણ તારો તિરસ્કાર કરી શકે તેમ નથી.'

## ૩ : અણધાર્યો મદદગાર

ગાનાર અને ગાનની પ્રસિદ્ધ ખૂબી જણાયા છતાં પણ સરદારના આવતા પહેલાં જે પ્રથમ ભાગ થઈ ગયો તેમાં એવો એક પ્રસંગ આવી ગયો હતો કે જે સમયે જયનો કાંટો કઈ તરફ નમશે તે વિષે સર્વને શંકા થઈ રહી હતી. એ કાવ્યરચનાની તમામ વિલક્ષણતાથી ભરપૂર એક ફકરો ગાતાં આ મુજબ થયું હતું; કેમકે જે વખતે નાનાનાના વિરુદ્ધ ભાવનો આવિર્ભાવ ચમત્કારિક રીતે થવા માંડ્યો, તે જ વખતે આ કાવ્યમાં સરદાર કવિનો હાથ છે એમ જોનાર સમજી ગયા. નાટકનું નામ બદલી નાખવામાં આવ્યું હતું તેથી તથા ઉપોદ્‌ઘાત અને પ્રસ્તાવનામાંનું ગાન મધુર અને સાદું હોવાથી પોતાના પ્રિય કવિ ચંદની આ કૃતિ છે એમ સર્વેએ ધાર્યું હતું. સરદારના કવિત્વનો તિરસ્કાર કરવાની આજ સુધી ટેવ પડેલી હોવાથી તેમને કોઈએ છેતરીને આ મુજબ સરદારને માન આપવાનું કર્યું છે એમ સમજી લોકો નાખુશ થઈ ગયા; અને રાસભૂમિમાં ચારેતરફ ગણગણાટ ચાલી રહ્યો. પ્રેક્ષકોનાં મુખની કળા ઉપરથી જેનો ઉત્સાહ વધે અથવા ઘટે એવા ગાનારા પણ આ જોઈને નાઉમેદ થઈ ગયા તેથી જે વિલક્ષણતાભરેલું ગાન તેઓ ચલાવી રહ્યા હતા તેને પૂરી રીતે પાર પાડી શક્યા નહિ.

દરેક ઠેકાણે અને રંગભૂમિ ઉપર વિશેષ કરીને નવા ગ્રંથકારના અને નવા અભિનય કરનારના પ્રતિસ્પર્ધી ઘણા હોય છે. જ્યાંસુધી બધું ઠીકઠીક ચાલ્યું જાય ત્યાંસુધી તો આ લોકો નિર્માલ્ય જેવા રહે છે, પણ કોઈ અકસ્માત થવાની સાથે જ તેઓ ચઢી બેસે છે. પોતાનાં સામર્થ્ય અને શક્તિથી જેની બરાબરી કરી શકાતી નથી, તેનામાં ગમે તેવી પણ ખોડ કાઢીને પોતાની મહત્તા બતાવવાના પ્રયત્નમાં જ આવા લોકો સંતોષ માને છે. લોકોમાં ચોતરફ ગરબડાટ થઈ રહ્યો અને વાહવાહના પોકાર એકદમ બંધ પડી જઈ સઘળું શાંત થઈ ગયું. આ અણીને વખતે લક્ષ્મીનો વેષ ધારણ કરીને રમા પહેલવહેલી જ સમુદ્રમાંથી નીકળી. રંગભૂમિ ઉપર જેમજેમ તે આગળ આવતી ગઈ તેમતેમ પોતાની આ નવીન જાતની સ્થિતિ ને તેની સાથે જ બધી હિંમત ભાંગી નાખે એવો પ્રેક્ષકોનો નાઉમેદી ભરેલો

ફીકો દેખાવ—પોતાની દિવ્ય સુંદરતાથી પણ ભેદાય નહિ એવો ઉદાસીન દેખાવ—રંગભૂમિ ઉપર બેઠેલા ગવૈયાની ઉપહાસ અને તિરસ્કારયુક્ત દૃષ્ટિ અને સર્વ ઉપરાંત પેલો આગળનો ગણુગણાટ, જે એણે પડદા પાછળ રહીને સાંભળ્યો હતો તે સર્વથી એની બુદ્ધિ મુઝાઈ ગઈ અને એનો સ્વર ગળામાં જ ચોટી ગયો. જે ગંભીર ગાન તેણે એકદમ શરૂ કરવું જોઈએ તેને બદલે લક્ષ્મીમાંથી હતી તેવી ધ્રૂજતી છોકરી થઈ રહેલી રમા, રંગભૂમિ તરફ વળી રહેલી અગણિત આંખો આગળ ટાઢી શીતળ થઈ જઈ, પાણી પાણી થતી ફિક્કી પડી ગઈ.

પોતાનું ભાન ભૂલી મૂર્છા ખાઈને જમીન પર પડવાના આવા ખરા પ્રસંગે, શાંત થઈ રહેલા પ્રેક્ષકો તરફ જરા પણ ઉત્તેજન ગ્રહણ કરવાની ઇચ્છાથી, જેવી તેણે પોતાથી આંખ ફેરવી તેવી જ તે એવા એક મુખ ઉપર ઠરી કે જેના દર્શનથી, વિવેક કરીને સ્પષ્ટ વર્ણવી ન શકાય તેમ જ કદાપિ વીસરી ન જવાય એવી જાદુ જેવી કે વીજળી જેવી અસર તેના મનમાં થઈ. જે સ્વપ્નના વિચારોમાં તે દિવસોના દિવસો સુધી પડી રહેતી તેમાં દીઠેલું હોય તેમ આ મુખ ઘણા સમયથી વિસારે પડેલી કોઈ જૂની છાપને જાગ્રત કરતું હોય તેવું એને લાગ્યું. એ મુખ ઉપરથી તે પોતાની આંખ પાછી ખેંચી શકી નહિ, પણ જેમજેમ તેના તરફ વધારે જોતી ગઈ તેમતેમ એના મનમાં જે ભય અને ધ્રુજારો પેસી ગયાં હતાં, તે સૂર્ય આગળથી ધુમ્મસ ઊડી જાય તેમ એકદમ ઓછાં થવા માંડ્યાં.

જે શ્યામ નયનની ઝલક પોતાના નયનમાં મળી તેમાંથી એટલું સપ્રેમ પ્રોત્સાહન તથા એટલી બધી સહૃદયતાપૂર્વક શ્લાઘા+ જણાઈ આવતી હતી તથા જેથી મનમાં પ્રીતિ પેદા થઈ ઉત્સાહ વધીને સામર્થ્ય આવે એવું પણ એટલું બધું પ્રતીત થતું હતું, કે આ અજાણ્યા માણસના સપ્રેમ સ્મિતનયનયુક્ત વદનથી રમાના મનમાં ઉત્સાહ ઊભરાઈ જવા લાગ્યો. જે નટ અથવા વક્તાને આખા મંડળમાંના એક જ

+ કાવ્યનો રસ તથા ચમત્કાર પૂર્ણ સમજી શકે તે સાહૃદય ને તેની વૃત્તિ તે સાહૃદયતા. કાવ્ય સમજવાની શક્તિને લીધે ગાનાર તથા રચનારને માટે એના મનમાં આનંદપૂર્વક જે માન (શ્લાઘા=વખાણ) થઈ આવતું હતું તે.

માણસની પણ પ્રેમાળ અને તન્મયતા ભરેલી રસદૃષ્ટિથી કેટલો આનંદ અને ઉત્સાહ વધે છે તેનો અનુભવ હશે, તે જ આ ઉત્સાહને યથાર્થ રીતે સમજી શકશે.

આ રીતે જોતાં રમાનું અંતઃકરણ પ્રફુલ્લિત થતું જતું હતું, તેવામાં પેલો પરદેશી આવા સુંદર વદનને કેટલું માન ઘટે છે તેનું સર્વ પ્રેક્ષકોને ભાન કરાવતો હોય તેમ માનપૂર્વક સહજ ઊભો થઈ જેવો 'શાબાશ!' બોલ્યો તેવો જ વાહવાહનો પોકાર ચારેતરફથી ગાજી ઊઠ્યો. આ પરદેશી પણ કોઈ એવો મહાશય હતો અને એની એવડી મોટી ભવ્યતા અને મહત્તા મનાતી હતી કે એના આવ્યા પછી ગામમાં એ કોણ હશે, ક્યાંથી આવ્યો હશે વગેરે વાતો આ નાટકની વાત ભેગી ચાલી રહી હતી. આવા જાણીતા ગૃહસ્થના મનોભાવને અનુસરીને થયેલી વાહવાહની ગર્જના પૂરી થઈ રહી કે તુરત લક્ષ્મીનો શુદ્ધ, મધુર અને નિરંકુશ સ્વર સર્વને મોહમાં ગરકાવ કરી નાખવા લાગ્યો. આ ક્ષણથી રમા જે લક્ષ્મીનો પોતે વેષ ભજવતી હતી તે કરતાં બીજા બધા વિચાર–પ્રેક્ષકોનો સમૂહ, તેમની ઉદાસીનતા, પોતાના હૃદયનો ભય વગેરે ભૂલી ગઈ. પોતાને નિરૂપણ કરવાના વિષયમાં જે તન્મયતા થઈ ગઈ હતી તેમાં પેલા પરદેશીની દૃષ્ટિએ વધારો કર્યો. રમાને એમ લાગવા માંડ્યું કે તેની ગંભીર ભ્રૂકુટિ અને તેજોમય દૃષ્ટિથી કોઈવાર પણ ન અનુભવેલું એવું બળ પોતામાં આવવા લાગ્યું છે; અને આમ થવાથી ઊભરાઈ જતી વૃત્તિઓનું વર્ણન કરવાના શબ્દો તે શોધતી હતી. એટલામાં એ માણસ પોતે જ જાણે તેને કરવાનું ગાન અને તે ગાનની મધુરતા સૂચવતો હોય એમ એને જણાવા લાગ્યું. આંખો વચ્ચે બંધાયેલા અદૃશ્ય તાર મારફતે જ એ મધુર પ્રેરણાના સંદેશા આવવા–જવા લાગ્યા.

જ્યારે બધું થઈ રહ્યું અને તેણે પોતાના પિતાને આનંદની રેલમાં તણાતો જોયો, ત્યારે આ જાદુની અસર તેના મન ઉપરથી ખસી; તથાપિ રંગભૂમિ ઉપરથી જતાંજતાં પોતાની મરજી ન હોવા છતાં પણ રમાએ પાછું વાળીને જોયું. તે જ વખતે પેલા પરદેશીનું ગંભીર પણ કાંઈક ખેદયુક્ત મંદસ્મિત તેના હૃદયમાં એવું તો જડાઈ ગયું કે પછીથી પણ તેનું આનંદ

અને ખેદ સહિત સ્મરણ તેના હૃદયમાંથી નીકળી શક્યું નહિ.

આજ સુધી પોતે તથા આખું દિલ્હી શહેર બંને આવી શુદ્ધ રસજ્ઞતાની બાબતમાં મોટા ભુલાવામાં પડેલાં હતાં, એમ સમજી આશ્ચર્ય પામતા વૃદ્ધ અમીરે કરેલાં ઉત્સાહપૂર્વક અભિનંદન, આવી અપૂર્વ કાંતિ અને ચતુરાઈથી મોહ પામી ગયેલા લોકોનાં રંગભૂમિ પાછળ ભેગાં મળેલાં ટોળાંમાંથી નીચી નજરે અને શાંત મનથી ચાલી જતી વખતે કાનમાં પડેલા પ્રેમાનંદના મૃદુ સ્વર—તારાના ઝાંખા અજવાળાથી પ્રકાશિત અને ઉજ્જડ મેદાનમાં થઈ અમીરની ગાડીમાં આવતાં પિતાપુત્રીનું રસમય આલિંગન, તારી વહાલી માતાનાં આનંદનાં આંસુ તથા તારી માનીતી અને પ્રિય દાસીની ખુશીને લીધે થઈ આવતી ધાલમેલ અને તારા પિતાએ સારંગીમાંથી જે બધું થઈ ગયું તેનો તાદશ ઊભો કરેલો દેખાવ; આ સર્વની દરકાર ન કરતાં અરે રમા! વિલક્ષણ રમા! તું એકાંતમાં લમણે હાથ દઈ આકાશ ભણી નજર કરી કેમ બેસી રહી છે? ઊઠ, ઊઠ, આજ રાત્રીએ તો તારા ઘરમાં સર્વનાં મોં ઉપર આનંદ—આનંદ જ હોવો જોઈએ.

સર્વ આનંદથી ભેગાં થઈ જમવા બેઠાં. અમૃતપાન કરતાં ઈંદ્રને પણ ત્યાં પીરસેલાં કંસાર અને સાકર સાથે અમીર તરફથી આવેલાં પકવાન્ન ખાવાની ઇચ્છા થઈ આવે એવો આ પ્રસંગ થઈ રહ્યો હતો. એક પાટલા ઉપર સારંગીને પણ આ આનંદમય ભોજનનો પ્રસાદ લેવા બેસાડી હતી. તેનું ચળકતું મુખ દીવાના તેજથી ખૂબ ભભક મારી રહ્યું હતું અને સરદાર જેમજેમ કોળિયો ભરતો જતો અને આગળ કહેવાની રહી ગયેલી એવી કંઈકંઈ વાત કહેવા તેની તરફ જોતો જતો, તેમતેમ તે શાંત છતાં પણ ઘણી ગંભીર દેખાતી હતી. તેની ભલી સ્ત્રી ઘણા પ્રેમથી જોયા જ કરતી હતી અને આનંદના ઊભરામાં ખાઈ પણ શકતી ન હતી. પણ તે એકદમ ઊભી થઈ અને પ્રથમથી જ આવા આનંદની આશા રાખી ગૂંથી રાખેલો ગુલાબનાં ફૂલનો હાર પોતાના પતિના ગળામાં તેણે પહેરાવ્યો. રમા પોતાના પિતાના ગળામાં તે હાર બરાબર ગોઠવતી—ગોઠવતી સારંગી તરફ હાથ કરી ધીમેથી બોલી: 'પ્રિય પિતા! હવેથી આની પાસે મને કદી પણ ઠપકો દેવરાવશો નહિ.'

આ પછી સર્વ સૂતાં. રમા પણ પોતાના ઓરડામાં સૂતી. રમાની ઊંઘ વધારે વાર ચાલી નહિ અને ન જ ચાલે. ગર્વ અને તે ઉપરાંત મળેલો જય, તેનો મદ તથા જે સુખ પોતે પેદા કર્યું તેનો આનંદ, એ નિદ્રા કરતાં વધારે ભોગવવા યોગ્ય હતાં. પણ આ બધામાંથી યે તેના વિચાર વારંવાર જે શ્યામ નયન એકવાર જોયાથી મનમાં રમી રહ્યા હતા, તે તરફ જવા લાગ્યા. પોતાના જય સાથે અભેદરૂપે જોડાઈ ગયેલું જે મધુર મંદસ્મિત હૃદયમાં સમાઈ રહ્યું હતું, તે તેને પ્રત્યક્ષ થવા લાગ્યું. તેની વૃત્તિઓ પણ તેની પ્રકૃતિ પ્રમાણે વિલક્ષણ હતી. દૃષ્ટિ દ્વારા પ્રથમ જ ભેદાયેલું કોઈ કુમારિકાનું હૃદય પોતાની પ્રેમવૃત્તિ સ્વાભાવિક રીતે રડી બતાવતું હોય, તેવી રમાની વૃત્તિ ન હતી. એના ચપળ મનોભાવના તરંગે-તરંગે છવાઈ રહેલું વદન અલૌકિક પ્રકારની ગંભીરતા અને સૌંદર્યથી ભરેલું હતું; તોપણ એને તેથી આશ્ચર્ય લાગતું ન હતું. તેમ તે પરદેશીનું સ્મરણ કોઈ પ્રકારના મોહ અથવા આનંદપૂર્વક પણ થતું ન હતું. એના મનમાં ઉપકાર અને તેથી ઉત્પન્ન થયેલા હર્ષની વૃત્તિ જ પ્રબળ હતી. પણ તેની સાથે ભય અને માનની કોઈ એક ગહન છાયા પણ ગૂંથાઈ રહેલી હતી. એણે તે આકૃતિ પહેલાં પણ જોયેલી હતી એ તો નક્કી, પણ ક્યારે જોઈ અને કેવી રીતે? જ્યારે તે પોતાના ભવિષ્ય વિષે તર્ક બાંધતી ત્યારે અને સર્વ પ્રયત્ને કરી કેવળ સુખ અને આનંદમય ભવિષ્ય પારખવાની મહેનત કરતાં કોઈ એક ભયંકર સૂચનાથી તે પાછી પોતાના વિચારમાં જ ગરક થઈ જતી ત્યારે! અર્થાત્ પ્રેમ કરતાં કેવળ બુદ્ધિથી જ હજારો પ્રયત્ને શોધેલી કોઈ ચીજ મહાકષ્ટે મળી હોય તેવો આ સમાગમ હતો. કોઈ યુવતીને પોતાનું યોગ્ય પ્રેમસ્થાન જ મળી રહે તેવું આ મળવું ન હતું, પણ જેમ કોઈ અભ્યાસી શાસ્ત્રની ઝીણી ગૂંચ સમજવાને ઘણા કાળથી મથતો તત્ત્વની ઝાંખી પામે છે, તત્ત્વને ગ્રહણ કરવા જાય છે પણ પાછો પડે છે, તેવો આ પ્રસંગ બની ગયો. આખરે તે ભાંગી-તૂટી નિદ્રાને વશ થઈ અને જુદાંજુદાં ભયંકર સ્વપ્નથી ખેદ પામતી સૂર્યનાં ઝાંખાં કિરણ બારીમાંથી અંદર આવતાં ઝબકીને જાગી ઊઠી. તેણે પોતાના પિતાને સારંગી છેડી તેમાંથી કોઈ મૂઆ પાછળ રાજિયા ગાતું હોય

તેવું શોકકારક ગાન કરતો સાંભળ્યો.

જ્યારે નીચેના ઓરડામાં ગઈ ત્યારે બોલી : 'રે પ્રિય પિતા! ગઈ રાત્રિનો આનંદ નિઃસીમ છતાં આપનું ગાન આવું ઉદાસીન શા માટે?' બાપે જવાબ દીધો : 'બેટા, હું સમજતો નથી કે એમ કેમ થયું. મારી મરજી તો આનંદમાં ને આનંદમાં તારાં વખાણનું ગીત બનાવવાની હતી, પણ આ સારંગી બહુ હઠીલી છે. પોતાની મરજી મુજબ ચાલી જાય છે.'

## ૪ : ગુલાબસિંહ

જ્યારે પોતાના ધંધામાં ન રોકાયો હોય ત્યારે બપોરે જરા વિશ્રાંતિ લેવાનો રિવાજ સરદારકવિએ રાખ્યો હતો. કેમકે જે રાત્રિએ ઘણી થોડી નિદ્રા કરે તેવા માણસને એવો રિવાજ કેવળ શોખ જેવો નહિ પણ ઘણો જરૂરનો છે. સરદાર પોતાનું ગાન કે કાવ્યરચના મરજી છતાં પણ મધ્યાહ્‌ને કરી શકતો નહિ. એવાં કેટલાંક ઝરણ થાય છે જે પ્રાતઃકાલ અને સાયં-સંધ્યા સમયે ભરપૂર વહે છે. રાત્રીએ ઊભરાઈ જાય છે અને મધ્યાહ્‌ને સુકાઈ જાય છે. સરદારની બુદ્ધિ પણ એવી હતી. સરદાર આ પ્રમાણે વિશ્રામ લેતો તે વેળા એની સ્ત્રી ઘરકામ માટે જરૂરનો સામાન ખરીદવા સારુ બહાર નીકળી જતી; અથવા તો જેમ સર્વ સ્ત્રીઓ કરે છે તેમ પોતાની કોઈ સહિયરો સાથે વાતચીત કરવા જઈ બેસતી. જે આનંદની રાત્રી ગઈ તે પછીના મધ્યાહ્‌ને તો વળી આ બિચારીને કેટકેટલા લોકોનાં અભિનંદન પણ સાંભળવાનાં હોય !

આવા પ્રસંગોએ રમા પોતાના ઘરની બહારની ઓસરીની છાયામાં બેસતી. આજે તો પોતાના પિતાનું પુસ્તક ખોળામાં મૂકી તે ઉપર આમ-તેમ નજર કરતી બેઠી છે. એની પાછળ સુગંધમય જૂઈના વેલા એક ઉપર એક ગૂંચળાં વળી ઝૂકી રહ્યા છે. આગળ યમુનાના પ્રવાહ ઉપર ધોળા શઢવાળી નાનીનાની હોડીઓ ઝૂલી રહી છે. વિચારમાં નહિ પણ કોઈ જાતના તાનમાં ગરક થઈ ગઈ હોય તેમ રમા બેઠી છે. તેવામાં સામેથી

એક માણસ ધીમે પગલે અને નીચી નજરે ઘર આગળથી પસાર થયો. રમા પણ એકદમ ઊંચું જોતાં જ પેલા પરદેશીને ઓળખતાની સાથે ગભરાટથી ચમકી ઊઠી. તેના મોંમાંથી સહજ જ કાંઈક ઉદ્‌ગાર નીકળી ગયો તે પેલા માણસે સાંભળ્યો. તેથી તે પાછો ફર્યો અને જોઈને ઊભો રહ્યો. પ્રેમવૃત્તિ કરતાં જરા વિશેષ ગંભીર વદનથી તે માણસ આ શરમાતી કુમારિકાના વદનને બેચાર પળ સુધી નિહાળી રહ્યો ને બોલ્યો :

'કેમ બાપુ !' તેણે કોઈ પિતા પોતાની પુત્રીને પૂછે તેમ પૂછ્યું : 'જે તારા નસીબમાં લખ્યું છે તેથી તને સંતોષ છે? સોળથી તે ત્રીસ સુધીમાં તો તારા ગળામાંથી નીકળતું સારામાં સારું ગાન જેવું મીઠું લાગે તે કરતાં પણ પારકા લોકે કરેલાં વખાણ વધારે મીઠાં લાગે છે !'

રમા ભાંગ્યાતૂટ્યા શબ્દે બોલી : 'હું જાણતી નથી.' પણ જે શબ્દો પોતાના કાનમાં પડ્યા તેની મૃદુતાથી ધીરજ પકડીને કહેવા લાગી : 'હું જાણતી નથી કે હું હાલ સંતોષમાં છું કે નહિ, પણ કાલ રાત્રીએ તો જરૂર હતી અને મારા કદરદાન મુરબ્બી ! મને એમ પણ લાગે છે કે મારે પણ તમારો જ ઉપકાર માનવાનો છે. જો કે તમે તો ભાગ્યે જ જાણતા હશો કે શા માટે?'

તેણે કાંઈક હસતે મોઢે જવાબ દીધો : 'તું સમજતી નથી. તને જે યોગ્ય જય મળવો જોઈએ તેમાં મેં તને મદદ કરેલી છે એ હું સારી પેઠે જાણું છું. ઊલટું તે મદદ જે મેં કરી તે તું ભાગ્યે જ જાણતી હશે કે કેવી રીતે કરી? મેં શા માટે તને મદદ કરી તે હું તને કહું. સાધારણ સ્ત્રીઓના મનમાં જે અભિમાન હોય છે, તે કરતાં વધારે ઊંચા પ્રકારની ઇચ્છા તારા હૃદયમાં જોઈ તેથી મેં તને મદદ કરી. મને જે ભાવ થઈ આવ્યો તે તારી પિતૃભક્તિ ઉપર થઈ આવ્યો. જો કે તું તો એમ ઇચ્છતી હશે કે મને તારા ગાન ઉપર પ્રીતિ થઈ આવી હોત તો ઠીક !'

'ના ના, જરા યે નહિ.'

'ઠીક છે. તું કહે છે તે હું ખરું માનું છું અને જ્યારે આ પ્રમાણે આપણને મળવાનો પ્રસંગ મળ્યો છે, ત્યારે હું તને થોડી શિખામણ પણ આપતો જાઉં એમ ધારું છું. જ્યારે ફરીથી તું રાસભૂમિ ઉપર દેખાવ

દેશે ત્યારે આખા દિલ્હી શહેરના ફક્કડ લોકો તને પગે લાગવા ભેગા થશે. પણ રે બાળા! જે જ્વાલાથી આંખ ઝંખવાઈને મોહિત થાય તે જ્વાલાથી પાંખ પણ બળી જાય છે, એ વાત ભૂલીશ નહિ. એ ખૂબ યાદ રાખજે કે કદાપિ પણ ઝાંખો ન થાય એવો પ્રકાશ તે કોઈ જુદી જ ચીજ છે. આ લોકમાં જે તું દેખે તેમાં તે છે એમ છેતરાતી નહિ. તારા મનમાં તારી ભવિષ્યની સ્થિતિ વિષે ગમે તે તર્ક–વિતર્ક ચાલતા હોય, હું તો તારી સાથે હાલ વાત કરતાં પણ જોઈ શકું છું કે તે કેવા અવ્યવસ્થિત અને અનિયમિત છે. પણ મારી તો એ જ ઇચ્છા છે કે તેમાંના જે વિચાર આ સુખી ઘર સંબંધના હોય તેટલા જ પરિપૂર્ણ થજો.'

ઉપર ઓઢેલી શાલના ઉછાળાથી એમ લાગ્યું કે રમાની છાતી ગભરાટને લીધે ધબકવા લાગી, એટલે આ પરદેશી વાત કરતો બંધ થઈ ગયો. પોતાના હૃદયમાંની સ્વાભાવિક અને પવિત્ર વૃત્તિઓના બળથી સાંભળેલી શિક્ષાનું ગાંભીર્ય સમજ્યા વિના રમા એકદમ બોલી ઊઠી:

'અરે મહેરબાન! તમને ખબર નથી કે હું આ ઘરને કેટલું ચાહું છું. રે મારા પિતા! તમારા વિના તે ઘર હોય જ કેવું!'

આ સાંભળતાં જ પેલા પરદેશીના મુખ ઉપર દિલગીરીની ગંભીર છાયા પથરાઈ ગઈ. લીલી વેલોથી છવાઈ રહેલા શાંત ઘર તરફ દૃષ્ટિ કરી પાછો આ યુવાન પેલી નટીના ચંચલ અને ગભરાયેલા વદન તરફ જોવા લાગ્યો.

'ઠીક છે.' તે બોલ્યો: 'જેનું મન અવિકૃત છે તેને તે મન જ ખરે રસ્તે દોરી જાય છે. તે રીતે ચાલી જા અને સુખી થા. રમણીય ગાયક! હું રજા લઈશ.'

'પધારો મહેરબાન, પણ–' એમ મનમાં ન સમાઈ શકે તેવા ભય અને આશાના બળે ફરી તે આતુરતાથી બોલી: 'હું તમારાં દર્શન ફરી પામીશ! નહિ વારુ! એ રંગભૂમિ ઉપર જ?'

'નહિ, થોડા વખત સુધી તો નહિ જ. કેમકે હું આજે દિલ્હીથી બહાર જાઉં છું.'

'ખરેખર?' એમ કહેતાં જ રમાનું હૃદય વીંધાઈ ગયું. રંગભૂમિનો સઘળો આનંદ ઊડી ગયો.

તે પરદેશી જતાંજતાં પાછો ફરી, પોતાનો હાથ રમાના માથા ઉપર ધીમેથી મૂકી બોલ્યો : 'અને કદાપિ આપણે મળીશું તે પહેલાં તારા ઉપર દુઃખ આવી ચૂકયું હશે. સંસારમાં દુઃખ શું છે, તેની તીવ્રતાનો પ્રથમ અનુભવ તને થયો હશે. દિલમાં જે ઘા લાગે છે તેને કીર્તિથી પ્રાપ્ત કરેલો આનંદ કેટલો રૂઝવી શકે છે એ પણ તેં જાણ્યું હશે. પણ બાળા! ધીરજ રાખજે અને ગભરાઈશ નહિ. કશાને વશ થઈશ નહિ. આખરની ભેદભક્તિમાં પણ પકડાઈશ નહિ. તારા પડોશીની વાડીમાંનું પેલું ઝાડ જો. જો તે કેવું વાંકુંચૂકું, અમળાતું, અકડાતું ઊગેલું છે? કોઈ અકસ્માત્ પવનથી એનું બીજ આવીને આ ખડકમાં પડયું અને પથરાથી ને મકાનોથી સ્વાભાવિક રીતે તથા માણસની મહેનતથી સર્વ રીતે બંધાઈ જવાને લીધે એનું આખું જીવતર, જે પ્રકાશ એ જાતિનાં પ્રાણ અને પોષણ છે તે પામવા માટેની લડાઈરૂપ થઈ પડયું. એણે કેવા વળ ખાધા છે ને ઊગતાંઊગતાં જ્યાં અડચણ નડી ત્યાંથી બીજે રસ્તે અમળાઈઅમળાઈને પણ આખરે કેવું આકાશ સુધી પહોંચી ગયું છે? તારી પાછળ જેના વેલા પરિપૂર્ણ સૂર્યપ્રકાશ પામી ખીલી રહ્યા છે, તેના જેવું જ એ પણ જન્મની તથા સ્થિતિની આટઆટલી અડચણો છતાં શા કારણથી બની રહ્યું છે? પ્રિય બાળા! એનામાં રહેલી જે પ્રેરણાથી એ યુદ્ધ ચાલતું હતું, તે પ્રેરણાથી જ પ્રકાશ પામવા માટેની લડાઈ આખરે પ્રકાશ સુધી લઈ ગઈ. ધીર માણસોનાં હૃદય પણ એમ જ કરે છે. પ્રત્યેક દુઃખદાયક વિપત્તિમાં અથવા પ્રારબ્ધના કઠિન પ્રસંગમાં તે પરમ જ્યોતિ તરફ દૃષ્ટિ રાખે છે, પરમ ધામ પર નિશાન માંડે છે. આમ કરવાથી જ દૃઢ મનના માણસોને જ્ઞાન મળે છે અને સાધારણ લોકોને સુખ મળે છે. આપણે ફરી મળીશું તે પહેલાં એ વૃક્ષની શાંત ડાળીઓ તરફ તારે રોતી નજરે અને ભર્યે હૈયે જોવાનો પ્રસંગ આવશે. જ્યારે તે કાળે એની ઘટામાંથી પક્ષીઓનું ગાન તારા કાનમાં પડે અને ચારેતરફથી એનાં પાંદડાં ઉપર રમી રહેલો સૂર્યપ્રકાશ તારી દૃષ્ટિએ ચઢે, ત્યારે સમજજે કે વિરાટરૂપ સર્વવ્યાપી ભગવાન પોતે એમ પ્રત્યક્ષ થઈ તને ઉપદેશ કરે છે કે એ પ્રમાણે અંધકારમાંથી અજવાળામાં જવા પ્રયત્ન કર.'

આ બોલવું પૂરું થયાની સાથે તે ધીમેધીમે ચાલવા લાગ્યો. રમા તો મૂઢ બની જઈ જે દુઃખરૂપ ભવિષ્ય એણે કહી બતાવ્યું તેના વિચારથી દિલગીરીમાં ગરક થઈ ગઈ. દિલગીર છતાં પણ આનંદ પામવા લાગી. અજાણતાંજ એની દૃષ્ટિ તેની પાછળ જવા લાગી. અજાણતાંજ તેણે પોતાના હાથ તેને બોલાવવાના ઇરાદાથી ઊંચા કર્યા, એને પાછો બોલાવી એનો ધીમો, શાંત અને મધુર સ્વર સંભળાવે, એના હાથનો આનંદજનક સ્પર્શ ફરી કરાવે, તેને રમા મોટાં રાજ્યનાં રાજ્ય આપી દે. જેમ સ્થળે–સ્થળે પડતા ચંદ્રપ્રકાશથી તે તે સ્થળ આહ્લાદક જણાય છે, તેવી એ પરદેશીની નજર હતી. જેમ ચંદ્રપ્રકાશ દૂર થતાં પ્રતિ વસ્તુ હોય તેવી નજીવી ને નકામી જણાય છે, તેમ એના જવાથી રમાને જગતમાત્ર ભુંસાઈ ગયેલું જણાયું.

તે પરદેશી ચાલતોચાલતો મોટા ગામ વચ્ચેના બાગની સામે આવેલા મહેલ આગળ જઈ પહોંચ્યો. એક મકાનનો દરવાજો તે દિવસોમાં પૈસાદાર અને ઊંચા કુળમાં ચાલી રહેલી જુગારની રમત માટે ખુલ્લો હતો. તેની આગળ રખડતા જુવાનો અને વહી ગયેલા રાજપુરુષોના ટોળામાં થઈને જેવો તે ચાલ્યો, તેવા સર્વ તેને રસ્તો આપવા લાગ્યા.

'અલ્યા નક્કી' એક જણ બોલી ઊઠ્યો : 'આખું ગામ જેની વાત કરી રહ્યું છે તે ગુલાબસિંહ તો પેલો ન હોય?'

'લોકો કહે છે એની પાસે તો અખૂટ દોલત છે!'

'કોણ એમ કહે છે, લોકો કહે તેમાં શું? એની ખાતરી શી? દિલ્હીમાં આવ્યાને એને ઘણા દિવસ થયા નથી. તેમ કોઈ એવું માણસ પણ જણાતું નથી કે જે એની જાત, ભાત, વતન અથવા જાગીર કે દોલત વિષે પણ કાંઈ જાણતું હોય!'

'એ ખરું, પણ કહે છે કે એ એક મોટા વહાણમાં આવેલો છે ને તે એનું પોતાનું જ છે. જો પેલું રહ્યું. ના, ના, જરા આઘે છે. જે નાણાવટીઓ સાથે આપ–લે કરે છે તે લોકો પણ એણે જે પૈસા તેમને આપેલા છે, તેની વાત ઘણા આશ્ચર્ય સાથે કરે છે!'

'પણ એ આવ્યો ક્યાંથી?'

'લંકાના કોઈ બંદરેથી આવ્યો છે. મારા ચાકરે એના ખારવાને પૂછી

જોયું તો તેમણે કહ્યું કે એ ઘણાં વર્ષ સુધી ત્યાં રહેલો છે.'

'મેં સાંભળ્યું છે કે લંકામાં તો કાંકરાને બદલે પણ સોનું હાથ આવે છે; અને એવી પણ ત્યાં ખાણો છે કે જેમાં પક્ષીઓ પોતાના માળા ઝવેરાતથી બાંધે છે કે જેથી પ્રકાશમાં ઝંખવાઈને આવતાં જીવડાં તે જલદીથી ઝાલી શકે. અહો, પેલો આવ્યો! આપણો જુગારીઓનો રાજા હમીર. એણે તો નક્કી આવા પૈસાદાર અમીર જોડે ક્યારની ય ઓળખાણ કરી લીધી હશે. જેમ ચુંબકમણિ લોઢા તરફ ખેંચાય તેમ એ સોના તરફ દોડે એવો છે. કેમ હમીર! ગુલાબસિંહની મહોરોની શી ખબર છે?'

'અરે મારો દોસ્ત...'

'ઓહો, જુઓ જુઓ એનો દોસ્ત. હાં શું?'

'હા, હા, મારો દોસ્ત ગુલાબસિંહ અહીં પહેલો જ આવ્યો છે, તેથી થોડો સમય બદ્રિકેદારની જાત્રાએ જનાર છે. પાછો આવશે ત્યારે એણે મારે ઘેર જમવા આવવાનું કબૂલ કરેલું છે. તે વખતે હું તમને તથા દિલ્હી શહેરના બીજા ઉમરાવોને પણ એની ઓળખાણ કરાવીશ. ઓહો, શો ખુશમિજાજવાળો અને મળતાવડા સ્વભાવનો ગૃહસ્થ છે એ!'

'તારે ને એને એકદમ દોસ્તી ક્યાંથી થઈ ગઈ?'

'એમાં શું હતું? એ તે દિવસે રાસ જોવા આવ્યો ત્યાં એને બેસવાની જગ્યા જોઈતી હતી. પણ નવો રાસ અને નવા ભજવનારની વાત સાંભળીને આખું મકાન ભરાઈ ગયું હતું, એ તો તમે જાણો છો. પરદેશીઓ તરફ મારા હમેશના વિવેકી સ્વભાવ પ્રમાણે મેં એને મારી જગ્યાએ બેસાડ્યો ને હું એની પાસે ઊભો રહ્યો. જતી વેળા એણે મને જમવા આવવાનો આગ્રહ કર્યો, તેથી આપણે પણ જઈ ચઢ્યા. શો સામાન! શા નોકરચાકર! અમે તો ઘણી રાત જતાં સુધી બેઠા. મેં એને દિલ્હી શહેરની બધી ખબરો કહી ને અમે બહુ ગાઢ મિત્ર થઈ ગયા. એણે મને આ હીરાની વીંટી ઘણા આગ્રહ સાથે ભેટ કરી ને કહ્યું કે એમાં કંઈ નથી. એની કિંમત તો ઝવેરીઓ ફક્ત પાંચ હજાર રૂપિયા જ કરે છે. આ દસ વર્ષમાં આપણે તો એવી રાત કદી કાઢી નથી.'

એક ગંભીર ચહેરાવાળો માણસ, જેણે આ વાત સાંભળતાં બે–ચાર-

ત્યાર તો રામ, શિવ, કૃષ્ણ સર્વને સંભારી લીધા હતા તે બોલી ઊઠ્યો : 'ભાઈ હમીર! એ માણસ વિષે જે વાતો ચાલે છે તે તો તેં સાંભળી હશે. ત્યારે એની પાસેથી આવી હજાર કામણટૂમણથી ભરેલી એક વીંટી ન લીધી હોત તો શું થાત? લોકો કહે છે કે એ તો મોટો જાદુગર છે ને સાધનાવાળો છે. એણે તો જક્ષણી સાધેલી છે જક્ષણી! સંભાળજે, પાંચ હજારની વીંટી નાખી દીધી તે અમથી નહિ હોય?'

'બસ બસ.' હમીરે બેદરકારીથી જવાબ દીધો: "તમારો વહેમ તમારી પાસે રાખો. એ વાતોના દિવસ તો ગયા. આજકાલ તો સર્વ નાસ્તિક અને બુદ્ધિથી ખરું લાગે તેટલું જ માનવાવાળા થઈ ગયા છે. એવી એવી ગપ્પોનો સરવાળો કરે ત્યારે તેમાંથી સાર શો નીકળનાર છે? ગમે તે રીતે એવી વાતો પેદા થાય છે ને તમારા જેવા તેને ચલાવે છે. એકાદ એંસી–નેવું વરસનો ગમવગરનો ડોસો કહે: 'મેં એ ગુલાબસિંહને સિત્તેર વર્ષ પર ઉજ્જયિનીમાં જોયો હતો ને ત્યારે પણ આવો ને આવો હતો.' એટલે થઈ રહ્યું! શું આપણે બધા દેખતા નથી ભાઈ કે આ ગુલાબસિંહ તો મારા કે તમારા જેવડો જુવાન જ છે?"

'પણ ભાઈસાહેબ!' પેલો ગંભીર વૃદ્ધ માણસ બોલ્યો: "એ જ ખૂબી છે તો! ભાઈરામ કાકા કહે છે કે ઉજ્જયિનીમાં દીઠો ત્યારે હતો તે કરતાં એક દિવસનો પણ ફરક આજે જણાતો નથી. ઉજ્જયિનીમાં વળી એ બીજા જ નામથી ઓળખાતો હતો ને ત્યાં પણ એનો આનો આ જ ભભકો ને એના વિષે આની આ જ ગપ ચાલી રહી હતી. વધારે નવાઈની વાત તો એ જ છે કે ત્યાં એક હાજી મુસલમાન ડોસો હતો તે કહે: 'મેં એને સાઠ વર્ષ પર તો મક્કે જતાં ઈરાનમાં જોયો હતો.'"

'થયું, થયું.' હમીર બોલ્યો: 'થયું. એમાં કાંઈ માલ નહિ. મિયાં-ભાઈની વાતો! આપણા અશ્વત્થામાનું યે એનું એ જ કહે છે તો! પણ કાંઈ નહિ, ગપાટા! જો આ હીરાની વીંટી ઘાસનું તરણું બની જાય તો તો એ બધી વાતો ખરી માનું. બાકી હું આ પ્રસિદ્ધ અમીરને મારો મિત્ર ગણું છું અને એની આબરૂ ઉપર જો કોઈ હાથ નાખશે તો તે મારી આબરૂ ઉપર નાખ્યા બરાબર થશે.'

હમીર પટાના દાવ ઘણા જાણતો હતો. કોઈથી પણ હારતો નહિ. પેલા ગંભીર માણસને જો કે હમીરનો આત્મા પાપમાં ન પડે તેની ઘણી યે ચિંતા હતી તોપણ પોતાના શરીરની ચિંતા આગળ તે વાત ભૂલી જઈ તેને ચૂપ થઈ જવું પડ્યું. હમીર તરફ દયાની દૃષ્ટિ કરી, પોતે દરવાજામાં થઈને જુગારખાનામાં દાખલ થઈ ગયો.

'જોયું કે ભાઈઓ!' હમીર બોલ્યો: 'આ કાકાને મારી વીંટીની અદેખાઈ થઈ આવી હો! ચાલો તમે બધા આજ મારી સાથે વાળુ કરવાના છો. હું ખરેખર કહું છું કે મારા પ્યારા દોસ્ત ગુલાબસિંહ જેવો આનંદી, માયાળુ અને ઉદાર માણસ તમે કદી પણ જોયો નહિ હોય.'

## ૫ : ગુરુનો આશ્રમ

આ અજાયબ જેવા ગુલાબસિંહની પાછળ જતાં મારે દિલ્હી શહેરને જરાવાર સલામ કરી લેવી પડશે. મારી પીઠ ઉપર અથવા મારી કલ્પનાના ઘોડા ઉપર, પ્રિય વાંચનાર! તું બેસી જા. નિરાંતે ગોઠવાઈને બેસ. તને હું ચિત્રવિચિત્ર વિશ્વચમત્કૃતિ જોવા લઈ જનાર છું. મેં આ ગાદી હમણાં નવી જ આણી છે. એક કવિ જે પરિપૂર્ણ આરામમાં આનંદ ભોગવનારો છે તેની પાસેથી આણેલી છે અને તારી અનુકૂળતા માટે ફરીથી ભરીકરીને મઝાની નરમ બનાવી છે. ચાલો ત્યારે આપણે ઊપડીએ. જેમ-જેમ ઊંચે ઊડતા જઈએ તેમતેમ ધ્યાન રાખીને નીચે જોતો જજે અને ડરીશ મા. આ સૃષ્ટિ આપણી નજર આગળથી કેવી દૂર થતી જાય છે! જય જય કુરુક્ષેત્ર! ભીષ્મ અને દ્રોણનાં શયનસ્થાન! અહો, તારા ઉપર મહાપ્રતાપના ઝપાટા પણ થઈ ગયા! એ કુરુપુત્રો અને પાંડુપુત્રો પણ ચાલ્યા ગયા! એમનો સહાયક કૃષ્ણ! તેની પણ એ ઝળકી રહી મથુરાપુરી! યમુનાના પ્રવાહમાં નિરંતર સ્નાન કર્યાથી કંસાદિ દુષ્ટના સંસર્ગનાં પાપ ધોઈ પ્રવાહને શ્યામ કરતી, રૂપે ધવલતાથી રાજી રહેલી, શું મહાત્મા કૃષ્ણનાં ગુણકીર્તન કરતી શોભી રહી છે! એ તો દૂર થવા લાગ્યાં. પણ ઉત્તર દિશાએ એ ઝળકી રહી ઝાંડીઘેલી વહેતી ગંગાના પિતાની ધવલ

શિખા ! પુણ્યરાશિ જ હોય અથવા સર્વ મહાત્માઓનો તપઃપુંજ હોય એવો ધવલ મહાગિરિ પ્રતાપી સૂર્યકિરણમાં પણ પુણ્યપ્રતાપે સાધેલા શાંત બ્રહ્મતેજથી જ જાણે દીપી રહ્યો છે ! અહો ! વૃક્ષલતાકુંજમાં દબાઈ રહેલો, બરફમાં શ્વેત થઈ એકાકાર બનેલો, પાપીને પણ પુનિત કરે એવા શાંત સ્થળે આવેલો બદ્રિકાશ્રમ પણ આ રહ્યો ! પણ આપણો સાથી ગુલાબ ક્યાં ગયો !

આ મહાઅરણ્યમાં એક શાંત ગુફા છે. ત્યાં એક ઘણો વિલક્ષણ મહાત્મા નિવાસ કરી રહે છે. જે વખતે બરફ પડવા માંડે છે અથવા ઓગળીને પ્રવાહરૂપે વહેતાં હજારોનું નુકસાન કરે છે, તે વખતે પણ એ પુરુષ ત્યાં જ પડ્યો રહે છે. એને કોઈ મિત્ર નથી. કોઈ સહાયક નથી. કેવળ થોડાં પુસ્તકો અને જુદાંજુદાં ઔષધાદિના પ્રયોગની સામગ્રી લઈને બેઠો છે. એ ઘણીવાર બરફથી ઢંકાયેલી ટેકરીઓ ઉપર ફરતો કે પાસેના કોઈ શહેરમાં ફરતો માલૂમ પડે છે. અને તેવે વખતે પણ કોઈ સાધારણ અભ્યાસી જેમ વિચારમાં જ ગરક થઈ જઈને બેદરકારીથી ચાલ્યો જાય તેમ નહિ, પણ સર્વ વાત બારીક નજરે ધ્યાનમાં રાખી પાસે થઈ જનારનાં પણ અંતઃકરણનો મર્મ લઈ લેતો હોય એવો જણાય છે. તે વૃદ્ધ છે ખરો, પણ વર્ષના ભારથી તે નમી ગયો નથી. પચીસ વર્ષનો જુવાન હોય તેવો ટટ્ટાર અને ભવ્ય દેખાય છે. એની સ્થિતિ વિષે કોઈને ખબર પડતી નથી કે એ ગરીબ છે કે પૈસાદાર છે. એ કોઈની પાસેથી દાન લેતો નથી, તેમ કોઈને દાન દેતો પણ નથી. પોતે કાંઈ પાપ કરતો નથી, તેમ પુણ્યનો કોઈ માર્ગ સાધતો નથી. પોતાના આત્માથી વ્યતિરિક્ત(જુદું) બીજું કાંઈ એને જણાતું હોય એમ લાગતું નથી. પણ બહારથી જે જણાય તે બધું તો માયારૂપ છે અને જ્ઞાન તથા પુણ્યનો પ્રવાહ જગતમાં ચાલુ છે એ તો સિદ્ધ વાત જ છે. આવા આ વિલક્ષણ માણસની ગુફામાં, એ તેમાં વસ્યો હશે ત્યારપછી પહેલી જ વાર કોઈ માણસ દાખલ થયો. એ જ આપણો ગુલાબસિંહ.

જો, એ બંને એકએકની પાસે બેઠા છે અને વાતચીતના રસમાં એકરૂપ થઈ ગયા છે. એ લોકોને મળ્યાને એકેકના શરીરે શરીરથી મળ્યાને, આજ ઘણાં વર્ષો વીતી ગયાં છે. પણ જો એ સિદ્ધ હોય તો એમનાં

મનોમન વચ્ચે મોટા પહાડ, પર્વત ને સમુદ્ર આવી જાય તોપણ મળી શકે; અને એમનો આત્મા આત્માનું અંતર જાણી શકે. મોતથી પણ આવા સિદ્ધને જુદા કરી શકાતા નથી.

એમની વચ્ચે વાતચીત ચાલી રહી છે. એ એકબીજાને પોતાનો વૃત્તાંત કહી બતાવે છે અને ભૂતકાળની વાતનું સ્મરણ કરીકરીને તેને સજીવ કરી બતાવતા જાય છે. પણ એ જોવા જેવું છે કે આવી વાતચીતની અસર પ્રત્યેકના ઉપર જુદીજુદી જ થાય છે. ગુલાબસિંહનું નિરંતર શાંત અને ગંભીર જણાતું વદન આ વખતે જુદાજુદા મનોભાવને આધીન થઈ વિકૃતિ પામતું માલૂમ પડે છે. એની સામે બેઠેલા સિધ્ધે પણ ગતકાળમાં કામકાજ તો ઘણાં કર્યાં છે; પરંતુ તેના શાંત વદન ઉપર માણસને જે સ્વાભાવિક હર્ષ–વિષાદ થઈ આવે છે તેમાંનું કાંઈ જણાતું નથી. એને મન તો જેમ વર્તમાન છે તેમ ભૂત પણ કોઈ સિદ્ધ બ્રહ્મનિષ્ઠની નજરે માયાના પ્રપંચ જેવું, મુમુક્ષુને અધ્યાત્મજ્ઞાનના સાધન જેવું, કેવળ વિચાર કરી વિવેક ગ્રહણ કરવા યોગ્ય અને જ્ઞાન પામવાનું સ્થાન છે.

ભૂતકાળની વાત કરતાં તે ભવિષ્યની વાતનો વિચાર કરવા લાગ્યા. છેલ્લાં સો વર્ષ ઉપર જે ભવિષ્ય તેમણે જોયું હતું તે તે વખતે પ્રત્યક્ષરૂપ દીઠું હતું અને વર્તમાનકાળના માણસનાં ભય અને આશામાં જ તે બંધાઈ રહેલું હતું. એ સો વર્ષની આખરે મનુપુત્રો પ્રાચીન જગતની મોતની પથારી આગળ ઊભેલા, રોતી આંખે ને ચિરાયેલા હૃદયે જગતની રુધિરયુક્ત આકૃતિ નિહાળી રહેલા માલૂમ પડ્યા. પેલા વૃદ્ધ માણસની દૃષ્ટિમાં શો તિરસ્કાર અને અનાદર ભરાઈ આવ્યો છે? ગુલાબસિંહના કાંતિમાન મુખારવિંદ ઉપર શો દયા ઉપજાવે એવો શોક પ્રતીત થઈ આવે છે? એમ તો નહિ હોય કે એક જણને આવતી મહાપીડા અને તેના પરિણામની કાંઈ દરકાર જ નથી અને બીજાને તે ઉપર દયા આવે છે ને તેથી ભય લાગે છે! વિવેકબુદ્ધિથી જગત ઉપર દૃષ્ટિ કરતાં બેમાંથી એક જ પરિણામ આવે– નિર્વેદ કે પ્રેમ. જે આથી બીજી સૃષ્ટિ છે એમ અંગીકાર કરવાવાળા છે તે તો આ સૃષ્ટિને એક અણુમાત્ર માને છે ને તે વિષે તેટલી જ દરકાર કરે છે. જેને નિઃસીમ પરમ જ્ઞાનની પ્રતીતિ છે તેની આગળ પૃથ્વીનો ગોળો શી ચીજ

છે! જે ત્રિકાળસિદ્ધ છે તેની આગળ એ માટીના લોચાની સ્થિતિને પણ શો હિસાબ છે? એક જ માણસનો આત્મા આખા જગત કરતાં પણ કેવડો મોટો છે? ब्रह्मांडमंडलीमात्रं किं भोगाय मनस्विनः शफरीस्फुरितेनाब्धेः क्षुब्धता जातु जायते। ચૌદ બ્રહ્માંડનું નાનું સરખું કુંડાળું તે મહાત્મા જ્ઞાનીને કેવળ નિર્જીવ જેવો જ આનંદ પેદા કરી શકે તેમ છે. કેમકે એ મહાત્માના મહાસમુદ્ર તુલ્ય આત્મામાં બ્રહ્માંડ જેવી એક માછલીના ફડફડાટથી શો ક્ષોભ થઈ શકનાર છે? માણસ! માણસ! તું જ ઈશ્વર છે! તું જ સર્વ છે. તું જ અમર છે. અહો! હવે પછી તું કોઈ એક ભિન્ન સૃષ્ટિમાંથી આ ગોળા ઉપરના થવાના અને થઈ ગયેલા તરફડાટ શા આનંદથી જોશે! રામથી તે મ્લેચ્છકુળ ચંદ્રવંશનો ઉચ્છેદ કરશે ત્યાંસુધીના! વૈવસ્વત મનુથી તે મહાપ્રલય પર્યંતના! જે આત્મા કેવળ સ્વધ્યાનમાં જ રહે છે ને સદ્‌વિચારમાં જ વખત કાઢે છે, તે આ સંસારમાં હોવા છતાં પણ પોતાના પુણ્યથી પ્રાપ્ત કરેલા સ્વર્ગમાં વસે છે અને શરીરના બંધનમાં હોવા છતાં પણ મુક્ત જ છે.

પણ ગુલાબસિંહ! તારાથી કેવળ ધ્યાન પર રહી શકાયું નહિ! તારાથી વિષયવાંછનાથી કષાયિત હૃદયની આસક્તિ ધોવાઈ શકી નહિ. રજોગુણમય ઈચ્છાઓથી તારું મન હજી ખેંચાય છે. તું તારી જાતિના માણસને કેવળ આત્મરૂપ કરતાં કાંઈક જુદા માને છે. આ થનાર તોફાન જેવાની તને મરજી છે? તારે જગતમાં જે થનાર છે તેનાથી સાક્ષી થવાની ઈચ્છા છે? ઠીક છે, જા.

## ૬ : અંબર

ચૌહાણોના સમયમાં આર્યાવર્તમાં ધર્મની શ્રદ્ધા અને વિદ્યાની ચર્ચા તથા વિદ્વત્તાનું માન સારી રીતે ઠામેઠામ જોવામાં આવતું હતું. રાસ, કાવ્ય, વાદવિવાદ ઇત્યાદિ ચર્ચાઓ અનેક પ્રસંગે થતી અને નાના કે મોટા દરેક રજવાડામાં કવિ, પંડિત આદિને ઉચ્ચ પંક્તિમાં ગણવામાં આવતા. પરંતુ જે શાંતિના સમયમાં વિદ્યા, કલા ઉત્તેજિત થાય છે તે જ શાંતિ ઘણીવાર મોજશોખ, એશઆરામ, આળસ અને નિરુત્સાહને પણ પોષણ કરનારી નીવડે છે. શસ્ત્ર ધારણ કરવાના ભવ્ય અને ઉદાર વ્યાપારમાંથી

પરવારેલા રજપૂતો પરસ્પરના વૈભવોની તુલના કરી એકમેકનો દ્વેષ કરતા થયા હતા અને દિલ્હીની ગાદી પૃથુરાયને મળવાથી કનોજના જયચંદ વગેરે તેની ઈર્ષ્યા કરવા લાગ્યા હતા. અંતઃકલહનાં ચિહ્ન અને એશઆરામનો વધારો થવાથી આર્યાવર્ત બહુ સબળ હોવાને સ્થાને નિર્બળ થવા લાગ્યો હતો.

ગયા પ્રકરણમાં જે વર્ણન કર્યું તે પછી ઘણે દિવસે અંબરનગરમાં કોઈ એક ઘણા કુલીન અને શોખીન ગૃહસ્થને ઘેર ગામના મુખ્ય વિદ્વાનો અને ચતુર લોકો ભેગા મળ્યા હતા. એ સમયે પશ્ચિમ દિશામાંથી મુસલમાનોનાં ટોળેટોળાં વારંવાર આર્યાવર્ત ઉપર વરુની માફક તૂટી પડતાં અને પાયમાલ થતા ભારતવાસીઓ વારંવાર માર ખાઈ બેસી રહેતા. અંબરના રજપૂત રાજાઓ ખરા વીર્યવાન ને ટેકવાળા હતા. તેમનામાં કાળે કરી કેટલાએક એવા નિપુણ નર પણ થયા હતા કે જે કેવળ રાજનીતિ ઉપર જ લક્ષ્ય રાખી જાતજાતના રાજકીય તર્કવિતર્કમાં મશગૂલ રહેતા. અંબરની રાજગાદી ઉપરથી પૃથ્વીરાજ દિલ્હી જવાથી અમીરોને આવા વિચારો માટે અવકાશ મળતો. આજ એમ વિચાર કરે કે રાજાને બદલે પંચાયતથી કામ કરીએ તો રાજ્ય ઠીક ચાલે, તો વળી કાલ એવા તર્ક કરે કે લોકો સ્વચ્છંદે ચાલે તો વધારે સુખી થાય. આ તર્કવિતર્ક જેમ ફ્રાન્સ દેશમાં આખરે રાજા એ નામનો પણ નાશ કરવાવાળા થઈ પડ્યા તેમ અંબરમાં થયું નહિ. કારણકે પંડિતોની મંડળીમાં વાક્યચર્ચા કરવા કરતાં તે વિચારો વધારે આગળ જઈ શકતા નહિ. રજપૂત લોકોની એકનિષ્ઠા અને રાજભક્તિ એવી દૃઢ હતી કે આવા વિતર્કથી તેમના વિચાર આડે માર્ગે વળી શકતા નહિ. કદાપિ વળ્યા હોત તોપણ જેમ એક તરફથી તેમની શ્રદ્ધા તેમને હદમાં રાખતી હતી, તેમ બીજી તરફથી મુસલમાનોના ત્રાસને લીધે સર્વ પોતાના દેશ માટે જીવ વેગળા મૂકી બેઠેલા હતા. બીજું સૂઝતું જ નહિ.

એક તરફથી પોતાના રાજ્યમાં સુધારો કરવાના અને બીજી તરફથી મુસલમાન લોકોના ત્રાસનું નિવારણ કરવાના વિચાર ચાલી રહ્યા છે. મંડળીમાં અફીણ, મદિરા આદિનો દોર જામી રહ્યો છે. સર્વે પોતપોતાની જે કાંઈ ધૂન હોય; રાજ્ય, કાવ્ય, ધર્મ ને નીતિ, તેના તાને ઝૂકી રહ્યા છે. તેવામાં કોઈએ કહ્યું : ‘ આ કળિકાળનો મહાવિકટ વખત ચાલતો આવે છે.

તેમાં આપણા શિષ્ટ આર્ય લોકોનો આચાર તો ધીમેધીમે મલિન થઈ જતો જાય છે ને તેથી જ આપણી પડતીનો વખત પાસે આવતો માલૂમ પડે છે.' એવામાં માનસિંહ નામે શૂરવીર મદિરાનો પ્યાલો પોતાના મોં આગળ લઈ જતાં બોલી ઊઠયો: "એ તો બધું ખરું, પણ હાલનો કાળ શો માઠો થઈ ગયો છે કે તમે બધા પુરાતની વાતોને જ વખાણો છો? લોકોને એવી પ્રકૃતિ પડેલી હોય છે કે જે ન સમજાય તે બધું ઘણું પવિત્ર અને માન આપવા લાયક ગણી લેવું! પણ એમાં શું? એ તો અક્કલવગરનું કામ કહેવાય. શું દિવસેદિવસે માણસો બેવકૂફ થતા જાય છે? ઊલટું હું તો એમ ધારું છું કે બુદ્ધિનો દિનપ્રતિદિન વધારો થતો જાય છે ને સર્વ વાતનો ધીમેધીમે ખુલાસો થતો જાય છે. અરે, મારો હજામ પણ આજ સવારે કહેતો હતો: 'હું તો તપાસ કર્યા વગર કોઈ પણ વાત એકદમ માનું નહિ.'"

કોઈ બોલી ઊઠયું: 'બધા જ્યારે એમ અક્કલમંદ થવા મંડ્યા છે ત્યારે તો નક્કી હવે જે સતયુગ કલિ પછી આવનાર છે, તેને ઝાઝી વાર સમજવી નહિ!'

આ સાંભળતાં જ રાજલોભને મદે ચઢેલા અને તેમાં વધારે સુખ માનવામાં મસ્ત થઈ રહેલા ઝનૂની અમીરો એકદમ ભેગા થઈ ગયા અને આનંદમાં આવી તરેહ–તરેહવાર વાતો કરવા લાગ્યા. એ બધામાંથી રણ-મલસિંહ નામનો મહાન વક્તા અને પંડિતાઈનો ડોળ ધરનાર યોદ્ધો બોલી ઊઠયો: 'વાહ! ત્યારે તો સર્વ રીતે સત્યનો જ પ્રકાશ થઈ રહે. ધન, ધાન્ય વગેરે સર્વને સમાન થઈ રહે. એક તરફથી દુઃખનો નાશ થઈ જાય અને બીજી તરફથી જ્ઞાનનો વધારો થતાં વનૌષધિના ગુપ્ત ગુણ એવી રીતે જણાઈ આવે કે પછી વ્યાધિ કે મરણ માણસમાં દાખલ થઈ શકે નહિ. આ કરતાં તે બીજું સુખ કેવું હોય! આવો મુસલમાનો! પછી જુઓ તમારા હાલ થાય છે તે! ધન્ય છે આર્યભૂમિ! તારા પ્રતાપની સીમા નથી! તારા ઉપર કોણ હાથ ધરનાર છે?'

આ બધી વાત ચાલતી હતી તે વખતે બે નવા માણસો, જેઓ આ મિજલસમાં આવ્યા હતા તે એક ખૂણામાં બેસી રહ્યા હતા અને આ તકરારો

ઉપર કંઈ પણ લક્ષ્ય આપતા ન હતા. કેફના જોસથી અને રાજ્યના લોભથી ઉકાળે ચઢેલા મગજના આ તરંગોમાં કાંઈ સાર નથી એમ તેઓ સમજતા હતા. એમાંનો એક તો થોડા વખતથી જ અંબરમાં આવ્યો હતો, પણ પોતાનાં સમૃદ્ધિ તથા વૈભવથી સર્વ લોકોમાં પ્રસિદ્ધ થઈ ગયો હતો. બીજો જે એની સાથે વાત કરતો હતો તે આશરે સિત્તેર વર્ષની ઉંમરનો વૃદ્ધ રાજકવિ ચંદ હતો. બંને જણ ધીમેથી વાતો કરતા હતા.

પરદેશીએ કહ્યું : 'હા, ખરી વાત છે. આપણે આગળ મળ્યા છીએ.'

'મને તમારું મુખ કોઈવાર જોયું હોય તેવું પરિચિત લાગે છે ખરું, પણ હાલ તે વિષે કાંઈ વિશેષ સ્મરણ થઈ આવતું નથી.'

'જ્યારે તમે ફક્ત જાણવાની ખાતર જ કે પછી વિશેષ જ્ઞાન મેળવવાની મરજીથી હિમાલયના ગહન પ્રદેશમાં આવેલા, ત્યારે માનસરોવર ઉપરના સિદ્ધાશ્રમમાં દાખલ થવા આવ્યા હતા તે વખત યાદ છે?'

'હાં હાં હાં! તમે તે સિદ્ધમંડળમાંના જ છો કે?'

'હા, હું તે લોકો શું કરે છે તે જોવા માટે ગયો હતો અને તેમની ક્રિયા ખરા જ્ઞાનમાર્ગથી કેટલી નજીક છે તે જોઈને આશ્ચર્ય પામ્યો હતો.'

'તમને હજુ એવી બાબતનો શોખ રહ્યો જણાય છે! મેં તો એ બધા વ્યર્થ વિચાર મૂકી દીધા.'

'તમને એમ લાગે,' પેલા પરદેશીએ જવાબ દીધો. 'પણ એ વિચાર હજુ તમારા અંતરમાંથી ખસ્યા નથી, તમારા અંગથી જુદા થયા નથી. તે એટલે સુધી કે તમે હમણાં ધારો તો તમારી જીભે જ એવા સિદ્ધની પેઠે જ અનેક ભવિષ્ય ભાખી શકો.'

આ પ્રમાણે વાત કરતાં તે પરદેશી જ્ઞાનમાર્ગ તથા યોગનાં જુદાં-જુદાં અંગ વૃદ્ધ કવિરાજને સમજાવતો જતો હતો અને જુદાજુદા સિદ્ધાંત એમના મનમાં ઉતારતો હતો. છેક પાસેપાસે બેસી વાતો કરતાં પરદેશીની દૃષ્ટિ વરદાયીની દૃષ્ટિ ઉપર દૃઢ રીતે પ્રકાશી રહી હતી અને વચમાંવચમાં ચંદના વરદાયી એ બિરુદનાં પણ પેલો નિપુણ પુરુષ વખાણ કર્યે જતો હતો. તેવામાં ચંદનો ચહેરો બદલાઈ ગયો અને તે પોતાના સોબતી તરફ જોવા લાગ્યો કે આ શું થાય છે!

આ જોતાં રણમલ્લસિંહ બોલી ઊઠ્યો : 'કેમ કવિરાજ! તમે આ મુસલમાનો વિષે અને સત્યયુગના ઉદય વિષે શું ધારો છો? આપણું એમાં શું થશે?'

આ પ્રશ્ન સાંભળતાં જ કવિ ચમકી ઊઠ્યો. એનું વદન ફીકું પડી ગયું. એને કપાળે પરસેવાનાં બિંદુ ઊપસી આવ્યાં. હોઠ ફફડવા લાગ્યા. આ જોઈ બધાને ઘણું આશ્ચર્ય લાગ્યું!

એ ડોસાના હાથ ઉપર પોતાનો હાથ મૂકીને પેલો પરદેશી ધીમેથી બોલ્યો : 'કહો, એમાં શું છે?'

'રણમલ! તું જ એ વાત પૂછે છે તો લે સાંભળ. તને મ્લેચ્છ લોકો પકડીને લઈ જશે પણ તું તેમની તલવારથી નહિ પણ તારી પોતાની તલવારથી બંદીખાનામાં આપઘાત કરશે.'

રણમલે જવાબ દીધો : 'અરેરે! કવિ ઘરડા થયા એટલે મત ગઈ, બાકી સત્યયુગ આવવાનો થયો ત્યાં મ્લેચ્છ કેવા ને બંદીખાનાં કેવાં?'

એક બીજાએ પૂછ્યું : 'અને મારું શું ધારો છો?'

'તું પણ તારે હાથે જ તારું ગળું કાપીશ અને તમે ભીમદેવ! ને તમે રામસિંહ! તમે બધા ઘણી ખરાબ રીતે–કમોતે મરવાના છો. વ્યર્થ વાદ મૂકીને તમારી સ્વભૂમિનું રક્ષણ કરો.'

આવી વાતો સાંભળતાં જ બધા ચૂપ થઈ ગયા. પણ ભીમદેવે હિંમત ધરી પૂછ્યું : 'કવિરાજ! ત્યારે તો અંદરઅંદરની લડાઈથી આ રાજ્યનું શું થશે તે જોઈ કાઢો.'

'પશ્ચિમથી જે બળ આવશે તે અંબર અને દિલ્હીની ગાદીનો પાયો ઉખેડી નાખશે એમાં સંશય ન સમજવો. આર્યભૂમિ ઉપર તેનાં પરાક્રમી બાળકોની જે અનાસ્થા થઈ છે, તેથી આ અંબિકા કોપે ભરાઈ છે અને તેણે પોતાનું ખપ્પર ભરવાને આ ભૂમિ ઉપર ક્યારનોયે અવતાર લીધો છે. સંભાળજો, તમારા પોતાના ઘરમાં પેસીને, તમારી થઈને, એ તમારો ભોગ લેશે. શિવ! શિવ! શિવ! મુસલમાનોને તમે પોતે જ તમારા ઘરમાં બોલાવી લાવશો. પૃથુરાય, જયચંદ, હાહુલીરાય અને સમરસિંહ એવા રણધીર સ્તંભો ભાંગી પડશે. મ્લેચ્છ લોકો બધાનો પરાજય કરી ચક્રવર્તી રાજા થશે.

અરે! આગળ જતાં ક્ષત્રિયનું નામ પણ આ ભૂમિમાં નહિ રહે. મ્લેચ્છ લોકો તમારી કન્યાઓને પરણી તમને ભ્રષ્ટ અને પતિત કરશે. હજી પણ આ ભૂમિના ભાવિમાં જે છે તે સાંભળવું હોય તો આજથી ત્રણ વર્ષ અને છત્રીસ દિવસે દિલ્હી આવજો. ત્યાં વીરભદ્ર પ્રકટ થઈને કહી બતાવશે.'

કોઈ બોલી ઊઠ્યો : 'કવિરાજ! ત્યારે તો તમારું શું થવાનું છે તે પણ કહો તો ઠીક.'

કવિનું શરીર કંપવા લાગ્યું પણ ધીરજ અને શાંતિથી જવાબ દીધો : 'મહાયુદ્ધ પછી સાતમે દિવસે મ્લેચ્છ લોકોને હાથે જે થનાર તે થશે.'

એટલું કહીને ચંદ જાગ્રત થઈ ગયો. પોતપોતાની પ્રકૃતિ અનુસાર સર્વ મહેમાનો આ બધા બનાવ ઉપર ચર્ચા કરતાકરતા અને મનમાં કાંઈક ડરતાડરતા પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

## ૭ : ભાડાની કોટડી

આપણો પરદેશી મધ્યરાત્રિ વીત્યા પછી ઘણે વખતે મુકામ પર પહોંચ્યો. આખા અંબર શહેરની નાના પ્રકારની ખૂબીઓનું સંગ્રહસ્થાન હોય તેવા એક ભાડુતી મકાનમાં ગુલાબે મુકામ રાખ્યો હતો. એ મકાનના ઊંચા ઓટલા પોલા કરી નીચે ભોંયરાં જેવી નાની કોટડીઓ બનાવેલી હતી. તેમાં સુથાર, લુહાર જેવા ભાતભાતના ગરીબ કારીગર ધંધાથી ભાંગી જઈ લેણદારોના કબજામાંથી છૂટા થવા માટે ભાડે ભરાઈ રહેતા; અથવા કોઈ પંડિતાઈનો ડોળ કરનાર વિદ્વાન કહેવાતા ઢોંગીઓ લોકોને ધર્મ વિરુદ્ધ, રાજ્ય વિરુદ્ધ કે નીતિ વિરુદ્ધ ઉપદેશ બતાવ્યા પછી લોકોના તિરસ્કારથી મુક્ત થવા માટે સંતાઈ રહેતા. ભોંયતળિયે તરેહતરેહના સામાન ને કારીગરીના નમૂના વેચનારની દુકાનો હતી. ઉપરના તથા વચલા માળામાં મધ્યમ સ્થિતિના અમીર–ઉમરાવો વસતા હતા અને તે ઉપરના છાપરા જેવા માળિયામાં ફેરિયા વગેરે વેપારી પડ્યા રહેતા. આવા મકાનમાં ભાડાની જગ્યા જ્યારે જ્યારે જોઈએ ત્યારે મળી શકતી. ગુલાબસિંહે પણ થોડા

દિવસ ત્યાં જ એક કોટડીમાં બીજે માળે મુકામ રાખ્યો હતો.

આ પરદેશી જેવો દાદર ઉપરથી ચાલ્યો જતો હતો, તેવો જ તેની પાસેના ઓરડામાંથી, જોતાં કંટાળો આવે એવી આકૃતિનો એક જુવાન માણસ નીકળ્યો અને પાસે ઘસાઈને ચાલ્યો ગયો. એની આંખ ચોરના જેવી છુપાતી તથા ક્રૂર છતાં પણ સહજ ભયભીત હોય તેવી જણાતી હતી. એનું મોં ફિક્કું પડી ગયું હતું અને એની આકૃતિ મનોવ્યથાથી પીડાતી હોય તેવી વ્યાકુળ હતી. પેલો જુવાન જેવો દાદર ઊતરતો હતો તેવો જ આ પરદેશીની નજરે પડ્યો અને તેનો બધો ભાવ એના મનમાં ઊતરી ગયો. વિચારમાં પડીને આપણો પરદેશી જોતો હતો, તેવામાં જે ઓરડામાંથી એ નીકળી આવ્યો તેમાંથી કોઈને ડૂસકાં ખાતું એણે સાંભળ્યું. પેલા છોકરાએ બારણાં બિલકુલ બંધ કરવાની તજવીજ તો કરી હતી, પણ ઉતાવળમાં પોતાની પાછળ કમાડ ખેંચતાં વચ્ચે કાંઈ આવ્યાથી તે જરા ઉઘાડાં રહી ગયાં હતાં. પેલા પરદેશીએ કમાડ ખુલ્લાં કરી અંદર જઈ જોયું તો ઘણી કંગાલ હાલતમાં પડેલા સામાનથી શણગારેલો એક ઓરડો જોયો. એ ઓરડાને સામે છેડે એક ડોસો ખાટલામાં પડ્યો હતો. કોઈ દરદથી પીડાયા કરતો હતો. એક ઝાંખો સરખો દીવો ગોખલામાં બળ્યા કરતો હતો, પણ કોઈ નોકરચાકર જણાતું ન હતું. પેલા ડોસાએ છેક મરતાં-મરતાં કહ્યું : 'પાણી, પાણી! મારું ગળું સુકાઈ જાય છે, હું બળી જાઉં છું!' આ સાંભળી પેલો પરદેશી એના બિછાના પાસે ગયો અને તેનો હાથ ઝાલી કાંઈ કહેવા જતો હતો એટલામાં ડોસો બોલ્યો : 'તારું કલ્યાણ થાઓ, કાળા! તું વૈદ્યરાજને પાછા બોલાવી લાવ્યો તે ઠીક થયું. વૈદ્યરાજ! હું તો ગરીબ છું પણ આપને રાજી કરીશ. આ છોકરો જરા મોટો થાય ત્યાંસુધી જિવાય તો સારું.' આટલું બોલતાં જ ડોસો બેઠો થયો અને પેલા નવા આવનાર માણસ તરફ આતુરતાથી જોઈ રહ્યો.

'તમને શું થાય છે? શો રોગ થયો લાગે છે?'

'આગ! આગ! મારા કાળજામાં જાણે આગ મૂકી છે. પેટમાં પણ તેમ જ—અરે! બળી મૂઓ રે!'

'તમને જમ્યાને કેટલી વાર થઈ?'

'જમવાની શી વાત! ફક્ત આ કાંજી જરા લીધી તે જ. આજ સવારથી આખા દિવસમાં બીજું કાંઈ નહિ. આ પડી વાડકી. એ પીધી કે તુરત જ આ દરદ ચાલુ થયું.'

પેલા પરદેશીએ વાડકીમાં રહેલી થોડી કાંજી હતી તે જરા ધ્યાનપૂર્વક જોઈ લીધી ને પૂછ્યું: 'તમને આ કાંજી કોણે પાઈ?'

'બીજા કોણે? મારા કાળાએ! બીજું તે કોણ હોય? મારે નથી નોકર, ચાકર કે હું તો ઘણો ગરીબ, મુફલિસ હાલતમાં છું. પણ તમે વૈદ્યલોક તો ગરીબ દીઠા કે તેને ગણવાના જ નહિ. તેથી લો, હું ઘણો પૈસાવાળો છું એમ ધારો, પણ મને મટાડી શકશો?'

'જેવી પ્રભુની મરજી, જરા રહો.'

ડોસાને કોઈએ ઝેર આપેલું હતું ને તેની અસરથી તે મોતના પંજામાં સખત રીતે સપડાઈ ગયો હતો. પેલો પરદેશી પોતાની કોટડીમાં ગયો અને તુરત જ કોઈ એવી દવા લઈ આવ્યો કે જે લેતાંની સાથે ઝેર ઊતરી જવા લાગ્યું. દરદ બંધ થઈ ગયું. હોઠ ઉપરથી ભૂરો રંગ ખસી જવા લાગ્યો અને ડોસો ગાઢ નિદ્રામાં જંપી ગયો. પેલા પરદેશીએ એની ઉપર ચાદર ઓઢાડી દીધી અને હાથમાં દીવો લઈ ચારેતરફ જોવા માંડયું. આખા ઓરડાની ભીંતે એણે ઘણાં સરસ કારીગરીનાં ચિત્ર જોયાં. એક ગાંસડીમાંથી પણ તેવાં જ બીજાં મળી આવ્યાં. પણ ગાંસડીમાંનાં ચિત્રો ઘણાં ભયંકર તથા ભાતભાતનાં દુઃખ વેઠતાં માણસની આકૃતિનાં હતાં, તેથી કંટાળો પેદા કરતાં હતાં. આ છબીઓનાં વદન પણ એવા આકારનાં બનાવ્યાં હતાં કે તે જોતાં જ મનમાં કમકમાટી છૂટે; કેમકે ક્રૂરતાથી કરીને મોતના જેટલા આકાર કરી શકાય, તે બતાવવાનો આ આકૃતિઓમાં પ્રયત્ન કરેલો હતો અને નીચે વળી લખેલું હતું: 'બડા સાહેબોનું સ્વરૂપ.' પુસ્તકો પણ જથ્થાબંધ ગોઠવી રાખેલાં હતાં. નાસ્તિક અને ચાર્વાક તથા બૌદ્ધ લોકના ગ્રંથો પણ તેમાં ઘણા જોવામાં આવતા હતા. એક ગ્રંથ તો વચ્ચે મેજ ઉપર જ ખુલ્લો પડેલો હતો. તેના પાનાં ઉપરથી

જણાતું હતું કે તે ચાર્વાક મતનો ગ્રંથ છે; કેમકે તે જે ઠેકાણે એ લોકો ઇશ્વિર નથી એમ સિદ્ધ કરે છે, તે સ્થળે ખુલ્લો હતો.

મધ્યરાત્રિનો વખત વીતીને પ્રભાત થવાની તૈયારી હતી, તેવામાં કોઈ આવતું હોય તેમ પગલાં સંભળાવા લાગ્યાં. પેલો પરદેશી બિછાનાની બાજુ પર એક ખૂણામાં અંદર આવનારની નજરે ન પડે તેમ છુપાઈ ગયો. જે માણસ હાલ ઊંચે પગે ધીમેધીમે અંદર દાખલ થયો તે પોતાને ધસાઈને ગયો હતો તેનો તે જ હતો. તે હાથમાં દીવો લઈ બિછાના તરફ ગયો. ડોસો અવળું પાસું બદલીને સૂતો હતો, તેથી તેનું મુખ ફરી ગયેલું હતું. પણ તે એવી શાંતિથી સૂતો હતો તથા તેના શ્વાસોશ્વાસ એટલા ધીમા હતા કે પેલા માણસની ઉતાવળી તથા સાશંક અને ભયભરેલી દૃષ્ટિએ તેઃ આની નિદ્રા મરણવત્ જણાયા વિના રહી નહિ. આ જોઈને પેલો પાછો વળ્યો અને મંદમંદ હાસ્યથી તેના અંતરની ખુશી બહાર ઊભરાઈ જવા લાગી. તેણે ઝડપથી દીવો ગોખલામાં મૂક્યો ને ખિસ્સામાંથી એક કૂંચી કાઢી તુરત જ એક પેટી ઉઘાડી, તેમાંથી સોનાની લગડીઓ ઉપાડવા માંડી. આ વખતે પેલો ડોસો જાગ્રત થવા લાગ્યો ને આળસ મરડી આમતેમ જોવા લાગ્યો. ધીમેધીમે ક્ષીણ થતા પેલા દીવા ભણી તેની નજર ગઈ. એવામાં જ એણે પેલા ચોરને જોયો કે તુરત બેઠો થયો અને ભય કરતાં પણ આશ્ચર્ય પામી બેચાર ક્ષણ સુધી સ્તબ્ધ થઈ રહ્યા. આખરે ખાટલા પરથી નીચે કૂદી તે બોલ્યો: 'ભલા ભગવાન! આ તે સ્વપ્ન કે ખરી વાત! અરે તું જ, જેને માટે મેં આજ સુધી પેટ બાળીને મહેનત કરી તે જ–તું?'

પેલો ચોર આ સાંભળીને ચમક્યો. તેના હાથમાંથી સોનું જમીન ઉપર પડી ગયું. 'વાહ! હજુ પણ તું નથી મૂઓ કે? શું ઝેરથી પણ કાંઈ ન થયું?'

'ઝેર! અરે છોકરા!' એમ બોલતાં જ ડોસાએ પોતાનું માથું કૂટવા માંડ્યું અને આવેગથી કહેવા લાગ્યો: 'કાળિયા! મારા કાળા! તું ઝેર એ બોલ નથી બોલ્યો એમ કહે. તારી નજરમાં આવે તો મારું સર્વસ્વ લઈ જા અને સાફ કરી નાખ, પણ જે ફક્ત તારે માટે જ આજ

સુધી જીવ ધારણ કરી રહ્યો છે, તેને તું આમ મારવાની યુક્તિ કરે છે એવું ન બોલ. લે, લે. આ રહ્યું મારું બધું દ્રવ્ય અને સોનું. મેં તારા સિવાય બીજા કોઈ માટે એ ભેગું કરેલું જ નથી. જા જા, તારું કાળું કર.' આટલું બોલીને ડોસો જમીન પર ઢળી પડ્યો અને જે ખુની થોડી પળ આગળ એનાથી દબાઈ ગયો હતો તેના પગ આગળ દુઃસહ મનોવ્યથાને લીધે લોટવા લાગ્યો. પેલો ચોર એના તરફ ઘણી તિરસ્કારભરી નજરે અને ઠરડે મુખે જોઈ રહ્યો હતો.

'અરે દુષ્ટ! મેં તારું શું બગાડ્યું? નિરંતર તારા ઉપર પ્રેમ રાખીને તને ઉછેર્યો તે જ કે બીજું? તારે માબાપ હતાં નહિ. તારે કોઈ સગુંવહાલું પણ ન હતું. મેં તને સાચવ્યો, પાળ્યો અને મારો પુત્ર કરીને રાખ્યો. મને લોકો કૃપણ કહેતા હશે, પણ તું મારો વારસ મારા મૂઆ પછી ભૂખે ન મરે તેથી જ. મારા મૂઆ પછી તને મારું સર્વસ્વ મળ્યું હોત પણ તારાથી રહેવાયું નહિ. હું થોડા માસ કે દિવસ જીવ્યો તો તારા જેવા જુવાનને શી હરકત હતી? આટઆટલું કરતાં મેં તારું શું બગાડ્યું હતું?'

'તું હજુ પણ મરતો નથી, તેમ તે દ્રવ્ય મને આપવાનું પણ કરતો નથી!'

'અરે પ્રભુ! રે ભગવાન!'

'મેલ પૂળો તારા પ્રભુ ને ભગવાન ઉપર બેવકૂફ તેં મને મારા બાળપણથી જ ઈશ્વર નથી એમ નથી કહ્યું? તેં મારા મગજમાં ફક્ત બુદ્ધિ અને દલીલને પૂજવાની વાત નથી ભરી રાખી? જે વિશ્વાસ અને ભક્તિ તે મને શીખવ્યાં જ નથી, તે તારા પ્રતિ હું ક્યાંથી લાવીને બતાવી શકું? તેં શું મને એમ પણ નથી સમજાવ્યું કે સદાચાર, ભલાઈ અને ન્યાય એ સર્વ માણસના ભલા માટે જ પાળવાનાં છે. બાકી મૂઆ પછી તો કાંઈ જ નથી. માણસને સારુ મારે માણસ જાતિ ઉપર પ્રીતિ રાખવાનું શું પ્રયોજન છે? ભયંકર અને વિલક્ષણ આકૃતિની મનુષ્યજાતિ તો રસ્તે જતાં મારો ઉપહાસ કરે છે. તું પૂછે છે: 'તેં મારું શું બગાડ્યું છે?' તેં

મને આ જગતમાં સર્વના ઉપહાસનો વિષય બનાવી મૂક્યો છે અને હવે પછીના જગતની આશા તો મારા મનમાંથી પણ કાઢી નાખી છે. બોલ એ થોડું દુઃખ છે? શું પુનર્જન્મ નથી? તો ઠીક છે, બીજી જિંદગી ભલે નથી. જે છે તે તો સુખેથી તારું દ્રવ્ય લઈ જઈને નિર્ગમન કરું.'

'અરે રાક્ષસ! તારા અપકાર માટે તારો વિનાશ થશે તારું–'

'ચાલ, ચાલ! તારા શાપ કોણ સાંભળે છે! તને તો ખાતરી છે કે ઈશ્વર છે નહિ, પછી શાપ કેવા? સાંભળ, મેં અહીંથી પલાયન કરવાની બધી તૈયારી કરી રાખી છે. મારે માટે ઘોડા બહાર ઊભેલા છે અને આગળ પણ સામગ્રી હાજર છે. મને હવે તારું દ્રવ્ય પણ મળેલું છે.' આટલું બોલી પેલા દુષ્ટે સોનાની મહોરો અને લગડીઓ ઉપાડવા માંડી ને વળી બોલ્યો: 'ને કદાચ હું તને હવે જીવતો રહેવા દઉં તો તું મારી પાછળ માણસ નહિ દોડે તેની પણ શી ખાતરી?' આમ બોલતો કાળ જેવું ભયંકર મોં કરી મારવા માટે હાથ લાંબા કરીને તે આગળ આવ્યો.

પેલો ડોસો ક્રોધમાંથી કેવળ ભયમાં દબાઈ ગયો ને પેલા ઘાતકી ખૂની આગળ ધ્રૂજવા લાગ્યો: 'મને મારીશ નહિ, મારીશ નહિ કે…કે…'

'કે…કે શું?'

'…કે હું તારાં કર્મ ભૂલી જઈને પણ સુખે પડી રહું. તારે મારા તરફથી કાંઈ ભય રાખવાનું કારણ નથી. હું શપથ લઈને કહું છું.'

'શપથ! પણ તું કોના અને ક્યા દેવ આગળ શપથ લઈ શકે? તું જેમ કોઈ ઈશ્વરને માનતો નથી તેમ હું પણ તારું કહેવું માનતો નથી. તારું જ કર્યું તારે હૈયે વાગે છે!'

એક ક્ષણમાં પેલા ખૂનીના હાથે ડોસાનું ગળું ભિંસાઈ ગયું હોત પણ એ ખૂની તથા ડોસાની વચ્ચે એકાએક બંને જણ જેને માનતા ન હતા તે દુનિયામાંથી જ આવ્યો હોય, તેમ એક જણ આવી પડ્યો–ભવ્ય તેમજ બળવાન અને તેજોમય તેમ જ કાંતિમાન.

ખૂની પાછો પડ્યો ને પેલા પુરુષની સામુ જોતાં જ થરથર ધ્રૂજતો ઓરડામાંથી નાસી છૂટ્યો. પેલો ડોસો મૂર્છાવશ થઈ જમીન પર ઢળી પડ્યો.

# ૮ : ક્ષત્રિયોની પડતી

જ્યારે આપણો પરદેશી પેલા ડોસા પાસે ફરીથી ગયો ત્યારે તેની દૃષ્ટિએ એ ડોસો ગઈ રાતની વાત ભૂલી જઈને તદ્દન શાંત પડેલો તથા કાંઈ પણ બન્યું ન હોય અને બધું તેમનું તેમ જ હોય એવો નિરાંતમાં જણાયો. તેણે આંખમાં આંસુ આણી આ પરદેશીનો ઘણો ઉપકાર માન્યો અને કહેવા લાગ્યો : 'મારી પૂરેપૂરી વ્યવસ્થા કરવા માટે મેં મારા એક સગાને તેડાવેલો છે, તે થોડા દિવસમાં આવશે. મારી પાસે હજુ પણ દ્રવ્ય રહેલું છે, પણ કંજૂસાઈ કરી તેને સાચવી રાખવાનું હવે કાંઈ પ્રયોજન રહ્યું નથી.' આમ કહ્યા પછી પોતાને મારી નાખનાર વિષે થોડીક બિના કહેવા લાગ્યો.

આ ડોસાને નાની વયમાં પોતાનાં સગાં સાથે કલેશ થયો હોય એમ જણાતું હતું. એની રીતભાત તથા નાસ્તિકપણું એટલાં બધાં પ્રબળ થઈ પડ્યાં કે એનાથી ઘરમાં રહી પણ શકાયું નહિ. ધર્મમાત્રની વાતને એ કલ્પિત માનતો તોપણ સર્વ નાસ્તિક લોકો પોતાના અંતઃકરણની પ્રબળ થયેલી સ્વાર્થબુદ્ધિને જ પરમાર્થરૂપે સમજે છે, તેવી પરમાર્થ ઉપર પ્રીતિ રાખવાવાળો હતો. કારણકે એની બુદ્ધિ મંદ હોવા છતાં પણ એનો સ્વભાવ ભલો હતો. પોતાને તો પ્રજા હતી નહિ, પણ કોઈનું બાળક રખડતું–રવડતું મળી આવે તો રાખી લેવું એવો તેણે નિશ્ચય કર્યો હતો. આવું કોઈ બાળક જડે તો તેને કેવળ યુક્તિ અને વાદપદ્ધતિનું જ જ્ઞાન વિશેષે કરી આપવું એવા વિચારમાં હતો. તેવામાં કોઈ હલકા કુળનો, માબાપવિનાનો છોકરો તેને મળી આવ્યો. તે એવો તો કદરૂપો હતો કે જેથી એને તેની ઉપર વધારે દયા આવવા લાગી અને ઘણો પ્રિય થઈ પડ્યો. આ બાળકને પોતાના પુત્રની જેમ પ્રિય ગણતો હતો એટલું જ નહિ, પણ એ બાળક પોતાના તમામ તરંગોની મૂર્તિરૂપ હતું એમ પણ માનતો. આવા વિચારમાં એણે આ બાળકને કેવળ તાર્કિક જ્ઞાનમાં કુશળ કરવા માંડ્યું. જન્માંતરના સંસ્કાર વિના આ જન્મમાં જ થઈ આવેલી સંગતિથી સર્વ રીતભાત અને જ્ઞાનનો આકાર બંધાય છે, એમ એના મનમાં દૃઢ થઈ ગયું હતું. તેથી એણે આ બાળકનું મન

પણ પોતાની મરજી મુજબના વિચાર ઉપર ચડાવવાનું યોગ્ય અને સરળ ધાર્યું. આઠ વર્ષનો થયો એટલામાં તો એ છોકરો જ્ઞાન, તર્ક અને સદ્‌ગુણની વાતો કરવા લાગ્યો અને બુદ્ધિમાન પણ જણાવા લાગ્યો. એનું મન કોઈ પ્રકારના હુન્નર તરફ વધારે વળવા લાગ્યું. આ બાળક માટે કોઈ શિક્ષક શોધવા માંડ્યો. શોધતાં–શોધતાં એને કોઈ એવો નાસ્તિક હાથ લાગ્યો કે જે સર્વ લક્ષણે સંપૂર્ણ તથા ઘણો વિષયી અને અશ્રદ્ધાળુ તથા શાસ્ત્રવિમુખ નીવડ્યો. જેવા ગુરુ તેવા ચેલા પણ થવા માંડ્યા; પરંતુ ચેલાની શરીરની ખોડો એટલી બધી હતી કે તેથી તેને બહાર હરતાંફરતાં પણ શરમ આવવા માંડી. એના બાપને સ્થાને થયેલા વૃદ્ધ પુરુષે ઘણા યે જ્ઞાનના ઉપદેશ સમજાવી–સમજાવી એના મનમાંથી સ્વાભાવિક રીતે જે બન્યું તેનો ક્ષોભ કાઢી નાખવા મહેનત કરી જોઈ, પણ તેથી કાંઈ વળ્યું નહિ. જ્યારે છોકરે ડોસાને કહ્યું : 'આ જગતમાં પૈસાની બલિહારી છે. હજારો અપલક્ષણ, એથી દસગણી શરીરની ખામીઓ અને એનાથી સહસ્રગણું વૈકલપણું સર્વ દ્રવ્યની પિછોડીથી ઘણી સારી રીતે ઢંકાઈ શકે છે,' ત્યારે એનો આત્મા પ્રફુલ્લિત થયો અને એના મનને સંતોષ વળ્યો. આખા જગતમાં જે વસ્તુ ઉપર પેલા ડોસાને પ્રીતિ હતી તે વસ્તુને જે વાતમાં આનંદ આવે તે કરવા પોતે તત્પર થાય એમાં શી નવાઈ! આ વાત સાંભળી ત્યારથી પૈસા, પૈસા ને પૈસા જ ડોસાની નજરમાં વસી ગયા અને જે તે રીતે પોતાના પ્રિય પુત્ર માટે ઘણો ભારે વારસો મૂકી જવાય તેવી ગોઠવણ તેણે કરવા માંડી. આમ કરવાનો હેતુ હાલ ખરેખરો કૃતાર્થ થયેલો આપણે જોયો!

'પણ એ સાજોતાજો બચી ગયો એથી હું ઘણો રાજી છું.' વૃદ્ધ ડોસે પોતાની આંખમાંથી પાણી લૂછી નાખતાં કહ્યું : 'કદાચ એણે મને છેક ભિખારી બનાવી દીધો હોત તોપણ હું એને પકડાવવાનો પ્રયત્ન કરત નહિ.'

'ન જ કરવો જોઈએ કેમકે તમે જ એને આ બધાં પરાક્રમ ભણાવેલાં છે.'

'મેં! હું એને વારંવાર સદ્‌ગુણનો આનંદ વર્ણવી બતાવતો. તમે ભૂલો છો, જરા વધારે સ્પષ્ટ કહો.'

'અરે રે! તારા શિષ્યની ગઈ રાતની વૃત્તિ ઉપરથી પણ જ્યારે તને

આ વાત સ્પષ્ટ નથી થઈ શકી, ત્યારે તો આકાશમાંથી કોઈ દેવ આવીને તને ઉપદેશ કરે તોપણ વ્યર્થ છે.'

ડોસાના કાળજામાં આ જવાબ તીરની પેઠે લાગ્યો. તે પોતે જવાબ આપવા જતો હતો પણ તેટલામાં જ જે સગાને એણે બોલાવ્યો હતો, તે ઓરડામાં દાખલ થયો. એ માણસનું વય લગભગ ત્રીસ વર્ષનું જણાતું હતું. એનો ચહેરો છેક સુક્કો, ચઢી ગયેલો તથા પાતળો જણાતો હતો. એની આંખો ઘણી ચપળ હતી તથા હોઠ એકબીજા સાથે ચોંટી ગયેલા ચપટા હતા. પોતાના સગાએ પોતાની વીતક કહી બતાવી. તે તેણે ઘણો ભય પામતાં તથા માથું ધુણાવતાં સાંભળી અને એ દુષ્ટ ચોરની ખબર દરબારમાં કોટવાળને કરવા માટે તેણે ઘણું યે કહ્યું પણ ડોસાને ગળે વાત ઊતરી નહિ.

'બસ, બસ દોસ્ત!' ડોસાએ કહ્યું. 'તું તો વળી મોટો રાજદરબારનો બેસનાર છે. તમને લોકોને માણસના જીવની કિંમત જ ન મળે. કોઈ પણ માણસ જરા તમારે હાથ પડે તેવી રીતે ચાલ્યો કે તુરત તમે બોલી ઊઠવાના કે એને તો ગરદન જ મારો.'

'હું!' પેલો બોલ્યો. 'હું તે એમ ધારું? તમે તદ્દન ખોટો વિચાર કરો છો. આપણા દેશના દરબારી વ્યવહારથી મને જેટલી નિરાશા પેદા થાય છે, તેટલી બીજાને ભાગ્યે જ થતી હશે. મારો અભિપ્રાય તો એવો છે કે આખરે ગરદન મારવાની સજા તો કરવી જ ન જોઈએ. ખૂની કેદીને પણ કરવી ન જોઈએ. જે ઉદાર વૃત્તિવાળા રાજકીય પુરુષો એમ કહે છે કે જીવે જીવ લેવો. એ તો ફક્ત જુલમગારોએ જ પોતાની સત્તા દૃઢ કરવા શોધી કાઢેલી રીત છે. તેની સાથે હું મળતો આવું છું; કેમકે હજારો શરીર પડે તેથી કોઈનાં મન તાબે થયાં કે નહિ તેની શી ખાતરી? આપણા રાજ્યવ્યવહારમાં ઘણો સુધારો કરવાની જરૂર છે ને તેથી જ હાલના નવા મંડળમાં આપણે તો ઘણો ભાગ લઈએ છીએ.'

આ દરબારી અને નિપુણ ગૃહસ્થ એટલું બધું આ ને આ પ્રકારનું બોલ્યા કે તે બોલતાબોલતા થાકી ગયા. પણ પેલો પરદેશી એના તરફ ઘણા આશ્ચર્ય સહિત જોઈ રહ્યો અને મનમાં ઘણો ખેદ પામવા લાગ્યો.

'કેમ મહેરબાન!' પેલો દરબારી બોલ્યો. 'તમને આ વાત ન

ગમતી હોય તેમ લાગે છે. તમારો શો મત છે?'

'માફ કરજો ભાઈ! હું તો ફક્ત મારા મનમાં ભવિષ્યની કોઈ વાત આવવાથી જે ભય લાગતો હતો તેનું સમાધાન કરવામાં પડ્યો હતો, તેથી તમને એમ લાગ્યું અને—'

'તે ભય—'

'તે એ જ કે આપણે હજુ એકવાર મળીશું અને તે સમયે રાજ-પ્રકરણના તથા લોકોનાં મન રીઝવી લેવાની બાબતના તમામ વિચાર હાલ કરતાં જુદા જ હશે.'

'એમ કયારે ય થનાર નથી.'

'પ્યારા માનસિંહ!' પેલો ડોસો બોલી ઊઠ્યો: 'તમારા મનમાં ન્યાય અને પરોપકારબુદ્ધિના ઘણા સારા વિચાર બેઠેલા છે. ઘણા ખેદની વાત છે કે મારે ને તમારે આજ સુધી ઓળખાણ ન થઈ શકી. તમે હાલમાં ચાલતા વિચારો પસંદ કરો છો અને રાજા પણ નકામા છે તથા રાજગુરુઓ ને આચાર્યોનો પણ એક જુલમ જ છે એમ માનો છો. વાહ! સર્વને સ્વતંત્રતા હોવી જોઈએ તથા બુદ્ધિમાં જે ખરું આવે તેમ થવું જોઈએ. આ તો બાપનો કૂવો, માટે પાણી ખારું હોય તોપણ પીધાં જ કરે એવા બધા ભેગા થયા છે!'

'એ શું બોલ્યા? મને તમામ માણસજાત ભાઈ જેવી લાગે છે એમ હું કહું છું, તે વખતે રાજાનો પથરો વળી માથે ઊચકવાની વાતને કયારે ય કબૂલ કરું?'

'ત્યારે તો આ ભાઈ ધારે છે તેમ તમે નહિ ધારતા હો કે આ હરામખોર છોકરાને મેં જે સમજ આપેલી તે બિલકુલ ખોટી જ છે.'

'એમાં તમારો શો વાંક? શિષ્ય ખરાબ નીકળે તેમાં ગુરુ શું કરે?'

પેલા પરદેશી તરફ જોઈને ડોસો બોલ્યો: 'સાંભળ્યું, વાહ માન! હું હવે તને મારો ખરેખરો ચેલો ગણીશ ને તારા ઉપર વિશ્વાસ રાખીશ.'

પણ આ વાત ચાલતી હતી તેવામાં ગુલાબ તો ચાલતો થયો હતો ને છેક બારણાંના ઉંબરા સુધી પહોંચ્યો હતો. અરે રે! જે પાકો નાસ્તિક થઈ ગયો તેની જોડે તે કોણ તકરાર કરી શકે? આંધળો ભીંતે અથડાય

ત્યારે જ ખબર પડે, બાકી સમજે નહિ. ગુલાબસિંહની પેઠે આપણા કહેવાતા સુધારાવાળા આગળ આપણા પ્રવીણ શાસ્ત્રી–પુરાણીઓ ન બોલે તો તેથી તેમણે જૂનાં શાસ્ત્રો પાણીમાં બોળાવ્યાં એમ માની ફુલાવું ફોકટ છે. એ શાસ્ત્રીઓ વગેરે જે ચૂપ રહે છે તે પણ આપણા પવિત્ર ગુલાબની રીતે ચાલે છે. ગુલાબસિંહે અંબરમાં જે કાંઈ જોયું, સાંભળ્યું તેથી કંટાળી ગયો; આર્યાવર્તનું ભાવિ બદલવાની જે સુચના બદરિકાશ્રમ પાસેની ગુફામાંથી મળી હતી, તે પાસે આવતી હોય એવી નાસ્તિકતા, અનાચાર, વર્ણસંકરપણું આદિ અનેક ચિહ્નો એની નજરે પડવા લાગ્યાં. ક્ષત્રિયો પોતે જે દૂધ પીને મોટા થયેલા તેનો જ તિરસ્કાર કરતા જણાયાથી ગુલાબસિંહને બહુ લાગી આવતું હતું. જે દેશના લોકો પોતાના પૂર્વજોને અને પોતાના ધર્મને ધિક્કારતા થયા તેનો ઉદય કેમ થઈ શકે? મ્લેચ્છો આવશે જ એ વિચાર કરતાં ગુલાબસિંહને ભાવિમાં ફેરફાર જોઈ, સ્વજાતિને ઉપયોગી થવાય તો થવાની બહુ ઉત્કૃષ્ટ ઇચ્છા હતી. પણ અત્યારે તો અંબરમાંથી નીકળી છૂટવાના વિચારથી જ એ ઝટ ચાલ્યો.

માનસિંહ તેની પાછળ દોડ્યો અને કહેવા લાગ્યો : 'શું આપ ચાલ્યા! આપે આ વૃદ્ધ માણસનો જીવ ઉગાર્યો તે માટે મારે આપનો ઉપકાર માનવો જોઈએ. એ ઉપકારનો બદલો હું ક્યારે વાળી શકવાનો છું? કદાચ તમારે મારું માથું જોઈએ તો આપવા તૈયાર છું.' આ પ્રમાણે જેમ બને તેમ મધુર ભાષણ કર્યા પછી, જેવો પેલો પરદેશી બહારના ઓરડાનાં બારણાં આગળ આવ્યો કે તુરત માનસિંહે પૂછ્યું : 'મારે જલદી પાછા જવું છે. હું વધારે દિવસ ભાંગી શકું તેમ નથી. હું ધારું છું કે આ ખસેલા એવકૂફનું બધું જ દ્રવ્ય પેલો હરામખોર સપાટી તો નહિ ગયો હોય? કેમ તમે શું ધારો છો?'

'મહેરબાન માનસિંહજી સાહેબ' સદ્ગુરુનો ઉપદેશ તો સદ્શિષ્યે ઠીક ગ્રહણ કર્યો છે!'

'વાહ રે! તમે તો મહેણાં મારવા લાગ્યા! ભલે કહો, કહો. આપણે વળી મળીશું.'

'જરૂર!' પેલો પરદેશી પોતાની ભ્રૂકુટિમાં ક્રોધના વળ ચઢતાં

ધીમેથી બોલ્યો. પોતાના ઓરડામાં જઈને તે દિવસ અને આખી રાત એણે એકાંતમાં બેસી કાંઈ મનન કરવામાં ગાળ્યાં, પણ એથી એના મનમાંનો ભય કે ખેદ ઓછો થયો નહિ.

માનસિંહને અને આ પરદેશીને શો સંબંધ હોઈ શકે કે તે ફરી મળનાર હોય ? અંબરની આનંદકારક હવા એને ભારે કેમ લાગવા માંડી ? ચૌહાણની ઝલકદાર પ્રાચીન રાજધાનીમાંથી એને નાસી જવાની ઇચ્છા કેમ થઈ આવી ? અને અહીં પાછા આવવાનો વિચાર રાખવો એવી એને જ અંતરથી ચેતવણી શા માટે સ્ફુરવા લાગી ? એને જ—જીવન્મુક્ત, નીડર અને નિર્ભયને જ ! એ ગમે તેમ હો, પણ અંબરનગર તજીને ગુલાબ પાછો દિલ્હી તરફ વળ્યો અને હિમાલયની પવિત્ર છાયામાં વસવા ગયો. મધુર, કાંતિમતી રમા ! જમનાના તરંગ સાથે તરંગિત હૃદયમાં ઊછળી રહેલી રમા ! અમે પણ હવે તારા તરફ જ આવીએ છીએ.

## ૯ : પ્રિયતમે બતાવેલું વૃક્ષ

કેમ સરદાર ! હવે તો તને સંતોષ થયો ? તને તારી નોકરી પાછી મળેલી છે. તારી પ્રિય સારંગી તારા વિજયમાં પરિપૂર્ણ સહાયભૂત થઈ છે. તારા શ્રવણમાં હવે તારા જ કાવ્યનો રમરમાટ જામી ગયો છે. રંગભૂમિના તખ્તા પર તારી પુત્રી જ ઝળકી રહી છે. તારું પ્રમોદકારક ગાન અને આ નાયિકા બે એવા અંગાંગીભાવ વડે મિશ્ર થયાં છે કે એકની સ્તુતિ કરતાં ઉભયની થાય છે. રાસભવનમાં લોકો તને માનપૂર્વક રસ્તો આપે છે; અને જ્યારે કેવળ પ્રેમોન્માદના આવેશમાં તું તારી પ્રિય સારંગીને તારા ચપળ હાથમાં લાડ લડાવતો બૂમો પડાવે છે, રડાવે છે, ક્રોધિત કરે છે કે ચીડવે છે, ત્યારે પણ હવે કોઈ તારો તિરસ્કાર કરતું નથી કે તારા તરફ ઉપહાસની દૃષ્ટિએ જોતું નથી. આ વખતે જ તેમના સમજવામાં આવ્યું છે કે ખરી અક્કલનો ખેલ કેવો અનિયમિત અને તરંગી હોય છે. ચંદ્રબિંબમાં જે કલંકરૂપ ખોડખાંપણો છે તે જ સર્વની દૃષ્ટિએ ચંદ્રપ્રભાનું તેજ

દીપાવે છે. કવિરાજ! જો તારા શાંત હૃદયમાં ઈર્ષ્યાનો અંશ પ્રવેશ કરી શકતો હોય, તો હાલ તારાં કાવ્ય દૂર થયાં છે ને તેને બદલે જે લક્ષ્મીપ્રભવનું કાવ્ય સાંભળી તું શંકાથી મસ્તક ધુણાવતો, તેની જ ઉપર લોકો ગાંડા બની ગયા છે! પણ દીર્ઘકાળ થયાં કીર્તિના અમર સ્રાવમાં ઠંડા થયેલા વરદાયીને ખબર છે કે નવાનો પણ વખત આવવો જ જોઈએ. તેથી કંઈ અમર થઈ ગયેલું જૂનું થોડું જ નિર્મૂળ થઈ જવાનું છે? આમ માનવું કદાચ ભૂલભરેલું પણ હોય, તોપણ એવી ભૂલોને લીધે જ ખરી શક્તિવાળા સહૃદય પુરુષો ઈર્ષ્યાભાવને તરછોડી શાંત પડી સર્વત્ર સમતા અનુભવી શકે છે. એમાં જ તેમને સંતોષ રહે છે ને એથી જ તેમની બુદ્ધિ સતેજ થઈ નવી ભૂમિકા ઉપર પ્રવેશ કરે છે. પોતાના ન્યૂનગુણને સામાનો અધિક ગુણ દેખી, સામાના મુરબ્બી થવાનો ડોળ કરીને છુપાવવાના યત્નમાં ઈર્ષ્યાને લપેટી લેવાની યુક્તિ તેમને આવડતી જ નથી. **आत्मवत् सर्व भूतेषु** એમ સમજવાથી જ અમર થવાય છે ને પ્રસંગે અહંતાના આશ્રયથી નીપજતા તાત્કાલિક સંકટથી છૂટા રહેવાય છે. જે તરંગ અને તાન ઉપર લોકો પૂર્વે હાસ્ય કરતા તેનું જ હવે માનપૂર્વક શ્રવણ કરવા લાગ્યા! સરદારે બિચારે બોલ્યાચાલ્યા વિના પોતાના જન્મારાના ત્રણમાંથી બે ભાગ આ શ્રેષ્ઠ કાવ્ય રચવામાં ગાળ્યા હતા. એટલે સુધી કે બીજાના ગ્રંથોમાં એ ગમે તેવા સુધારાવધારા સૂચવે, પણ આમાં તો એક અક્ષર પણ હવે આઘોપાછો કરી શકે તેમ રહ્યું ન હતું. પણ શું સર્વે આમ નથી કરતા? આજકાલનો કોઈ નકામો ટીકાકાર કોઈ ગ્રંથનું અવલોકન કરતાં કહેશે કે આ ઠીક નથી ને આ ઠીક નથી. આ બદલવું જોઈએ, આ કાઢી નાખવું જોઈએ. એટલું જ નહિ પણ જો એને બે તાનટપ્પા રાગોડતાં આવડતા હશે, તો પોતાના હાથમાં સારંગી લઈ જરાવાર પોતાની બતાવેલી અમૂલ્ય સૂચનાઓને આલાપી પણ બતાવશે! પણ જરા ધીરજ પકડીને રચના કરવી શરૂ કરે તો પછી ‘સુધારાવધારા’નાં અટકચાળાં કરવામાં તેને પણ ઝાઝી મઝા આવશે નહિ. જ્યારે પોતાના જ રચેલા ગીતની ખૂબી સારંગીના તરંગીપણાથી ધૂળધાણી થતી હોય ત્યારે સર્વે ઠેકાણે જ રહે!

રમા પણ સબળે પૂજાઈ રહી છે. આખા દિલ્હી શહેરમાં ઘેરઘેર એનાં કીર્તન ચાલી રહ્યાં છે. હવે તો એ સર્વ લોકોની ખુશામતથી મગરૂર બનેલી, રંગભૂમિની રાણી બની રહી છે. એના અભિનયાદિમાં કદાચ સહજ બગાડ થઈ આવે, પણ શું લોકો એનો સ્વભાવ બદલી શકવાના છે? નહિ, નહિ જ. ઘર આગળ તો એ હતી તેવી જ ભલી ને સાદી રહી છે. હજુ પણ પ્રેમભક્તિમાં લીન થઈ ધ્યાન ધરતી હોય તેવી બેઠેલી હોય છે. રે ઊંટના ભાઈ વક્રાકાર વૃક્ષ! તારી લીલી ડાળીઓ તરફ એ કેવી જોઈ રહે છે! કેટલો બધી વાર તારી પેઠે એ પણ પોતાના મનથી જ્યોતિની અપેક્ષા કરે છે! રંગભૂમિની જ્યોતિ નહિ, પણ પરમ જ્યોતિ! હે બાળકી! બસ બસ, રંગભૂમિની જ્યોતિથી જ હાલ તો સંતોષ રાખ. એક પાઈના તેલનું અજવાળું ગૃહકર્મ માટે તો લાખો ગ્રહઉડુગણના તેજ કરતાં વધારે ઉપયોગનું છે.

દિવસોના દિવસો ચાલ્યા ગયા પણ પેલો પરદેશી પાછો આવ્યો નહિ. મહિનાના મહિના વીતી ગયા. એણે કહેલી વિપત્તિ જણાઈ નહિ! એક દિવસ સાંજે સરદારની તબિયત બગડી આવી. એણે જે જય મેળવ્યો હતો તેને લીધે ઘણા વખતથી અનાદરના અંધકારમાં ગુમ થઈ રહેલા આ ગવૈયાને પોતાની સારંગી અનુકૂળ પડે તેવા નાના તાનટપ્પા બનાવવાનું ઘણું કામ આવી પડતું હતું. કેટલોક વખત થયાં એ દિવસ અને રાત એક કાવ્ય રચવામાં પડ્યો હતો. તેની રચનામાં પોતાની આજ સુધીની સર્વ રચના કરતાં વિશેષ ખૂબી લાવવા માટે બહુ શ્રમ કરતો હતો. આ બનાવટ એવી હતી કે કેવળ ગીતના સ્વરની રચનાથી અને ધ્વનિમાત્રની મર્યાદાથી આખી વસ્તુનો ભાવ ઉપજાવવાનો હતો. કોઈ રાજા મોજમજામાં આનંદ ઉડાવે છે, તેવામાં જ સારંગીમાંથી અતિશય ભય તથા ત્રાસનો સ્વર ઊઠે છે. રાજા પોતાના મદનપીડિત પુત્રને કોઈ દેવીઓનો ભોગ થયો સમજે છે. ભય, ત્રાસ, ક્રોધ અને ઉત્સવના આવેશ એક પછી એક સપાટા સાથે સારંગીના તારમાંથી છૂટે છે ને પુત્રશોકાતુર પિતા પેલી દિવ્ય રાક્ષસીઓ તરફ દોડે છે. અહો! એકદમ જ ભયનું રૂપ બદલાઈ શાથી ગયું? આ ધીમું, કારુણિક, મધુર ગાન ક્યાંથી! વિલક્ષણ ચમત્કાર! પેલી દિવ્ય અંગના

કોયલરૂપે બદલાઈ વસંતબાંધવ સહકાર વૃક્ષની ડાળે ચઢી પંચમસ્વર આલાપતી; માદક, રસિક અને મૃદુ ગાનથી સર્વને વશ કરી રહી છે! આવો દુર્ઘટ પ્રયાસ કરવામાં હાલના વિજયથી અને આગળના ઉમંગથી આપણા સરદારનું શરીર નબળું પડી ગયું. રાતના એ માંદો થઈ ગયો. સવારમાં વૈદ્યે એનો તાવ ઘણો ખરાબ તથા ચેપી છે એમ જણાવ્યું. એની પ્રેમબદ્ધ સ્ત્રી તથા આનંદમૂર્તિ રમા એની પાસે રહેવા લાગ્યાં. પણ આખરે રમા એકલીને જ એની પાસે રહેવાનો વખત આવ્યો! રમાની માને તાવ લાગુ થયો અને થોડી જ મુદતમાં તેની તબિયત પોતાના પતિની તબિયત કરતાં વિશેષ બગડી. દિલ્હી શહેરના ચાકરો ચેપી તથા વળગે તેવા રોગના ભયથી ઘણા સ્વાર્થી થયેલા હોવાથી ઘરમાં હતી તે દાસી પણ માંદી થવાનો ઢોંગ કરી દૂર રહી. પ્રેમ અને શોકને લીધે જે શ્રમ ઉઠાવવાનો હતો તે હવે રમાને જ માથે આવી પડ્યો! તે સમયનાં દુઃખ, વિકાર ને વિષમતા! પણ તેનું વર્ણન કરી વાંચનારને દુઃખી કરવા કરતાં જલદી વાત આગળ ચલાવવી ઠીક છે. પ્રથમ તો સરદારની પત્ની મરણ પામી.

એક દિવસ ત્રિદોષમાં પડેલો સરદાર સાંજ પહેલાં જરા શુદ્ધિમાં આવી જાગી ઊઠ્યો અને ચોતરફ પોતાની ભ્રમિત દૃષ્ટિ ફેરવી જોતાં રમાને જોઈ જરા આનંદ પામ્યો. ઊભો થઈ હાથ લાંબા કરતાં તેણે રમાનું નામ જેમ તેમ લઈ તેને બોલાવી. રમા તુરત જ બાપને વળગી પડી અને પોતાનાં આંસુ જેમ તેમ ખાળી શકી!

'તારી મા, છોકરી! ક્યાં છે? ઊંઘે છે?'

'ઊંઘે છે, હા, ઊંઘે જ છે.' એમ કહેતાં રમાની આંખમાંથી આંસુ બહાર ઢળી આવ્યાં.

'હું સમજ્યો—હા—પણ હું જાણતો નથી કે શું સમજ્યો. પણ શા માટે રૂએ છે? હું હમણાં જ સારો થઈશ–બિલકુલ સારો થઈશ. જાગશે ત્યારે એ મારી પાસે જરૂર આવશે–આવશે જ, નહિ?'

રમા કાંઈ ઉત્તર આપી શકી નહિ, પણ સંનિપાત મટતાં જ વૈદ્યે આપવા કહેલી દવા કાઢવા લાગી. વૈદ્યે વળી એમ પણ કહેલું હતું કે આવો જરૂરનો ફેરફાર જણાઈ આવે કે તુરત મને બોલાવજો. એટલે રમા

બારણાં આગળ જઈને જે નવી દાસી રાખેલી હતી તેને બોલાવવા લાગી, પણ જવાબ કોણ આપે? રમા ઓરડેઓરડે જોઈ વળી પણ કોઈ મળ્યું નહિ. આ દાસી પણ અસલની દાસી પાસેથી વાત સમજીને ભાગી ગઈ હતી. ત્યારે હવે કરવું શું? કામ પૂરી ઉતાવળનું છે. વૈદ્યે કહેલું છે કે મને બોલાવતાં જરા પણ વાર કરવી નહિ–રમાએ જ પોતાના પિતાને મૂકીને જવું જોઈએ–પોતે જ જવું જોઈએ! ઓરડામાં ધીમેથી પાછી ગઈ, તો દવાની અસર થવાથી દરદીની આંખ સહેજ મળેલી એને જણાઈ. ધીમે રહી ત્યાંથી બહાર નીકળી, માથા ઉપર બુરખો નાખી ઘરમાંથી ચાલતી થઈ.

ખરી વાત એમ હતી કે દવાએ ધારવામાં આવી તેવી અસર કરી ન હતી. સુખરૂપ નિદ્રાને બદલે એથી જરા ખુમારી આવી ગઈ હતી, જેને લીધે સ્વાભાવિક રીતે જ ચંચળ મનોવૃત્તિ પોતાનાં પરિચિત સ્થળોમાં ભટકવા લાગી. પૂર્વના સંસ્કારની જાગ્રતિથી તે તે વિષયના ને વૃત્તિઓના સ્મરણમાં લીન થયેલી હતી. ન હતી નિદ્રા, તેમ ન હતો સંનિપાત. હતી કેવળ એવી જ સ્વપ્નવત્ જાગ્રત અવસ્થા કે જેવી અફીણ વગેરે ખાવાથી વારંવાર થઈ આવે છે. દરેક નાડી ધમધમાટ કરતી તાજી થઈ ઊઠે છે અને આખા શરીરમાં તેવી જ ચંચળતા ઉત્પન્ન કરી, ક્ષણવાર આનંદ અને ઉત્સાહ ઉશ્કેરે છે. સરદાર કાંઈક શોધવા લાગ્યો–પણ શું! તે એ જાતે પણ ભાગ્યે જ સમજતો હશે. કેમકે એની બુદ્ધિને પૂર્ણ પોષણરૂપ એની સ્ત્રીના મધુર શબ્દ અને એની પ્રિય સારંગીને ગ્રહણ કરવાની ઇચ્છા, એ બેના સંયોગથી એની હાલની વૃત્તિ પેદા થયેલી જણાતી હતી. એ પલંગ પરથી ઊઠ્યો ને આસ્તેઆસ્તે તેણે જે ઝભ્ભો પહેરીને રોજ કાવ્ય રચવા બેસતો તે પહેર્યો. એ ડગલાને જોતાં જે વિચારસંગતિ એના મનમાં થઈ આવી તેથી આનંદ પામી હસવા લાગ્યો; અને ધ્રૂજતાં–ધ્રૂજતાં જે નાની ઓરડીમાં પોતાની પ્રિયા બેસી રહી સંભાળ રાખતી તે ઓરડી તરફ ગયો. ઘણી ચોકસાઈ ને આતુરતાથી એ ચારેતરફ જોવા લાગ્યો. મનમાં કાંઈ બબડવા લાગ્યો અને વળી ટટ્ટાર થઈ ધીમેધીમે આખા ઘરના એક પછી એક ખંડમાં ફરવા લાગ્યો.

આખરે ઘરના ઘણા દૂર ભાગના જે ખંડમાં પેલી બુઢ્ઢી દાસી–બીજા

કોઈને નહિ તો પોતાની જાતને તો પૂરેપૂરી નિમકહલાલ–પોતાની મેળે સંભાળ કરતી ભરાઈ રહી હતી, ત્યાં જઈ પહોંચ્યો. જેવો તે ફિક્કો, સુકાઈ ગયેલો, અસ્થિર, આતુર તથા ચિંતાભરી નજરે ચારે ખૂણા તપાસતો ધીમેથી અંદર પેઠો કે પેલી ડોસી બૂમ પાડીને ઊભી થઈ અને એને પગે આવી ઢળી પડી. તુરત તે નીચે નમ્યો ને એના અવળા ફેરવી રાખેલા મોં ઉપર પોતાનો સુકાઈ ગયેલો હાથ ફેરવી, માથું ધુણાવતાં ખોખરે અવાજે બોલ્યો: 'હું એને દેખતો નથી, ક્યાં છે?'

'મારા શેઠસાહેબ! કોને? અરે રે! તમારી વૃત્તિ જરા સાવધાન રાખો. અહીં તો કોઈ નથી. અરે પ્રભુ! હવે આવો બન્યું! આપનો મારે સંસર્ગ થયો, હવે મારું આવી રહ્યું!'

'આવી રહ્યું? કોણ કોઈ મરી ગયું?'

'એમ શું બોલો છો? તમે સારી પેઠે જાણતા જ હશો. બિચારાં શેઠાણી જ–તેને તમારો જ તાવ લાગુ થયો. એ તાવ એટલો તો ઝેરી છે કે તેના ચેપથી આખું દિલ્હી શહેર ઉજ્જડ થઈ જાય! ને આ હું તમારી દાસી રહી છું, તેનું પણ હવે આવી બન્યું લાગે છે. જાઓ જાઓ, મારા મહેરબાન! જાઓ ને પાછા સૂઈ રહો.'

ચિંતાતુર ગવૈયો આ સાંભળી એક ક્ષણમાત્ર સ્તબ્ધ થઈ સ્થિર થઈ ગયો. પણ તુરત જ એનું આખું શરીર કંપવા લાગ્યું અને પાછો ફરી આવ્યો હતો તેમ જ ચૂપકીથી ભૂતની પેઠે ચાલ્યો. જે ખંડમાં બેસીને કાવ્ય રચતાં પોતાના આત્માને, પોતાની પ્રિયા તેના શાંત અને મધુર સ્વભાવની ધીમાશથી જેને આખું ગામ તિરસ્કાર કરતું તેને વખાણી અભિનંદન આપતી, તે ખંડમાં આવી પહોંચ્યો. કીર્તિ અને વિજયના પ્રમોદની રાત્રીએ તેણે પોતાને માથે પુષ્પનો જે મુકુટ પહેરાવેલો તે એક ખૂણામાં પડેલો હતો; ને તેની પાસે જ પોતાનું પ્રિય વાદિત્ર પણ પડ્યું હતું.

રમાને ઝાઝી વાર થઈ નહિ. વૈદ્યને લઈ ઝટ પાછી વળી અને જેવાં તે બંને ઘરના ઉંબરા આગળ આવી પહોંચ્યાં કે તેમને કાને

અંદરથી હૃદય ભેદી નાખે એવા શોકના સ્વરનું ગાન આવવા લાગ્યું. એ ગાન માણસને હાથે કરીને જડ વાદિત્રથી ઊઠે છે તેવું ન હતું, પણ વૈતરણીની આ તરફ રહી કોઈ એકલો પડેલો દુઃખી પ્રેત મહાશોક અને દુઃખના તીવ્ર આવેશમાં સામે કિનારે જણાતા ધર્મપુરને પોકારતો હોય, તેવું હતું. રમા અને વૈદ્ય એક–એક તરફ ભયભરી નજરે જોવા લાગ્યાં. ઝટ ઘરમાં પેસી સરદાર હતો ત્યાં ગયાં. સરદારે તેમના તરફ નજર કરી, પણ તે દૃષ્ટિમાંના જ પ્રેતરૂપ તેજથી તથા આ કરડાટથી બંને પાછાં પડી ગયાં. કાળો ઝભ્ભો ને પુષ્પોનો મુકુટ પણ એની પાસે પડેલાં જ હતાં. રમા તુરત જ સમજી ગઈ. તરત જ ઘૂંટણીએ પડી એ બધાંને વળગી પડી ને બોલી: 'પ્રિય પિતા! હું હજી તમારી જ છું.'

શોકનો પોકાર ધીમો પડ્યો. સ્વર બદલાયો. કાંઈક મનુષ્યબુદ્ધિથી પિતૃત્વના ધર્મે અને કાંઈક રસિક બુદ્ધિથી સહૃદયત્વના આનંદે, એ શોક અદ્યાપિ પણ ગાનરૂપ હોવા છતાં હળવેહળવે વધારેવધારે મધુરતા પકડતો ચાલ્યો. હાથમાંથી કોયલ ઊડી ગઈ–ધીમેથી વાયુરૂપે, પક્ષીની પેઠે જ–થોડી-વાર મધુર રાગ રહ્યો અને પછી વિરામ પામી ગયો. સારંગી હાથમાંથી પડી ગઈ ને તાર તૂટી ગયા. ગવૈયો પગે પડેલા બાળકને ને પછી જમીન પર પડેલા વાદિત્રને જોવા લાગ્યો......'મને પણ એની પાસે જ બાળજો' ઘણા શાંત તથા ડૂબતા સ્વરે બોલ્યો: 'અને આને મારી પાસે.' આટલું બોલતાં જ એનું આખું શરીર પથ્થર જેવું અક્કડ થઈ ગયું. એની મુખાકૃતિ પણ છેવટે બદલાઈ ગઈ. જમીન ઉપર ધબ દઈને પડ્યો. તાર પણ–શરીરરૂપ વાદિત્રના તાર પણ–તૂટી ગયા. જેવો પડ્યો તેવો જ તેનો ઝભ્ભો પેલા પુષ્પના મુકુટને પણ લેતો પડ્યો, પણ તે આ મૂએલા માણસના હાથ આવે તેટલો નજીક પડ્યો નહિ.

તૂટી ગયેલું વાદિત્ર, વિખેરાઈ ચૂરા થઈ ગયેલું હૃદય, સુકાઈ ગયેલો પુષ્પમુકુટ; આ સર્વ ઉપર લીલી વેલીથી છવાયેલી જાળીમાંથી સાંજના સૂર્યનાં આછાં કિરણ ઝળકી રહ્યાં હતાં. એમ જ અવિનાશી પ્રારબ્ધનો વિશ્વક્રમ માણસના જીવતરને જ્વલિત કરનાર મહાપદાર્થોના પરાભવનો ઉપહાસ

કર્યો જ જાય છે! સૂર્ય પણ કોઈ સ્થળે આમ જ ભંગ થઈ ગયેલા ગાન ઉપર કે કરમાઈ ગયેલા પુષ્પમુકુટ ઉપર રોજ ને રોજ ભાગ્યે જ અસ્ત નહિ પામતો હોય!

સરદારને તથા તેની વહાલી સારંગીને એક જ ઠેકાણે બાળ્યાં. મધુરી સારંગી! તારા ક્ષણભંગુર માલિક કરતાં પણ તારે માથે ભારે દુઃખ ગુજર્યું! તારો આત્મા તો તારામાં જ સમાઈ રહેલો હોવાથી લગભગ નાશ પામ્યો, પણ તારા રમાડનારનો પરમ અંશ સ્વર્ગમાં રહી, કોઈ કોઈ વાર જ્યારે આકાશ ભવ્ય દેખાય છે અને સંસાર લૂખો લાગે છે, ત્યારે પેલી ભક્તિમાન પુત્રીના કાનમાં મૃદુ શબ્દ કહે છે; ને હૃદયમાં આવિર્ભાવ પામે છે. આવી રીતે સાંભળવાની ઇંદ્રિયો પણ માણસમાં છે, પણ તે જડ બુદ્ધિને મળતી નથી. જેઓ શ્રદ્ધા સહિત મરનારનું સ્મરણ વીસરતાં નથી તેમને આવા સુસ્વર વારંવાર સંભળાયા વિના રહેતા નથી.

રમા હવે જગતમાં એકલી પડી. જે ઘરમાં રહી એને એકલાં રહેવું તે શું તેની સમજ પણ ન હતી, તે જ ઘરમાં હવે એ નિરાધાર એકલી થઈ પડી! પહેલાં તો આવું એકલાપણું એ ઉજ્જડ ઘરમાં એને ઘણું વસમું લાગવા માંડ્યું. રે વાંચનાર! આ અદ્‌ભુત અને અગમ્ય વાત વાંચનાર! કોઈ પ્રેમબદ્ધ પ્રાણના સનાતન વિયોગે તને એમ નથી લાગ્યું કે આ ઘર હવે ખાવા ધાય છે. એને મૂકીને કોઈ ઝૂંપડીમાં રહેવું પણ ઠીક છે! જંગલનાં જડ વૃક્ષાદિ અને ક્રૂર હિંસક પ્રાણીનો સહવાસ સારો છે! એમ છતાં પણ અહો! માણસ! તારી વૃત્તિ શી વિલક્ષણ છે! આવા વિચારથી ઘર છોડી ગયા પછી પણ જ્યારે નવા સ્થાનમાં મરનારનું સ્મરણ કરાવે તેવું કાંઈ નથી જડતું, ત્યારે જે વિચારોથી મૂળ દુઃખ થતું હતું, તે જ પાછા અંગીકાર કરવાનું મન તને નથી થતું? અસલનો પ્રેમસંસ્કારથી અભિષિક્ત મંડપ–પારકાને સોંપવામાં તને પાપ જેવું નથી લાગતું? જ્યાં તારા પૂર્વજોએ દિવસ ગુજારી તને આશીર્વાદ આપી ઉછેર્યો તેને તજી જવામાં તને અંતઃકરણથી જ બળતરા થઈ આવે છે. આપણા લોકો જે માને છે કે મરનાર મનુષ્ય જે ઘરનાં હોય, તે ઘરમાં રક્ષકરૂપે

રહે છે, તે બહુ રીતે વાસ્તવિક અને સંતોષકારક છે. કોનું અંતઃકરણ છેક એવું બુઠ્ઠું હશે કે જેને આવી લાગણી નહિ થતી હોય? પોતાના પિતાની જોડે નિકટ સંબંધ ધરાવનાર એક કુટુંબે રમાને પોતાની સાથે રહેવાનું કહ્યું. તે પ્રથમ તો પોતાની દુઃખી અવસ્થામાં તેણે સ્વીકાર્યું, પણ આપણા અંતરને જે શોક બાળતો હોય, તેનાથી કેવળ અપરિચિત તથા તેમાં ભાગ ન લેનાર એવા કોઈ ત્રાહિતનો સમાગમ ખરા દિલના કારી ઘાને કેવો નડે છે! આવામાં પણ માબાપ ને છોકરાંછૈયાંની વાતો સાંભળવી—એકએક સાથે પ્રેમામોદ કરતાં કુટુંબીઓને જોવાં—જાણે કોઈને કાંઈ આવી પડી જ નથી એમ બેદરકારીથી મોજ કરતા લોકોને જોવા—અને અરે! ઇશ્વરે મોત તે મારા એકલાને જ ઘેર મોકલ્યું કે શું એવો ખેદ સવિશેષ પામવો; એ કેમ વેઠાય! દુનિયાદારીની રીત પ્રમાણે લોકો દિલાસો આપવા આવે છે, પણ સામાનું દુઃખ ન સમજતાં પોતાનાં તે જ પ્રકારનાં સુખ તેની દૃષ્ટિએ નિઃશંક થઈ ધરે છે. તેમાં શી મોટી ભૂલ કરે છે તે તેઓ સમજતા નથી. गत जानहिगो दरदी दरदीकी; બાકી તો બીજાને શી પડી હોય? પણ આવા સમાગમ કરતાં ભલી બિચારી તે જ એકાંત ભૂમિ, જ્યાં પ્રેમભક્તિનાં પરાક્રમનો અંત આવ્યો છે ને જ્યાં અગણિત નાનામોટા સ્મારક પ્રસંગોથી હૃદયનો મોટો પ્રવાહ ચાલુ રહેવાનો સંભવ છે. એ સ્થળને જ છેવટે જીભ આવે છે, તે જ પ્રબોધે છે, તેથી જ અંતે પ્રેમભક્તિમાં શાંતિ મળે છે. જા બાપુ! જા રમા! તારે ઘેર જા. સ્મશાન પોતે પણ સુખમાં મસ્ત થયેલા લોકોની બેદરકાર મંડળી સમાન દુઃખ આપતું નથી. ઘેર જઈ બારીમાં બેસી અથવા ઘર બહાર રહી તું પેલા વૃક્ષને જો—તારા જ જેવું જ નોધારું, પથ્થરમાંથી ફૂટી નીકળેલું પણ પરમજ્યોતિ તરફ જોરભર્યું ધસતું!—એ જ રીતે ગમે તેવું દુઃખ આવી પડે, પણ જ્યાંસુધી જોબનનું જોર કાયમ છે, ત્યાંસુધી માણસની આંતર્વૃત્તિ ચાલુ રહે છે. જ્યારે અંદરનો રસ સુકાઈ જાય અને કાળે કરી ગાત્ર શિથિલ થઈ જાય, ત્યારે તો માણસને તેમ ઝાડને હજારો સૂર્યનું તેજ પણ નકામું જ છે!

કેટલાએક દિવસ ને મહિના—ખેદકારક મહિના ચાલ્યા ગયા. રમાને દિલ્હી શહેરના લોકો આમ એકાંતમાં પડી રહેવા દે તેમ ન હતું. સંસાર

પોતાના હજારો હાથ વડે ગમે ત્યાં ભરાઈ બેઠા હોઈએ, ત્યાંથી પણ આપણને બહાર તાણી લાવે છે. રમા પાછી રંગભૂમિ ઉપર હાજર થઈ. કીર્તિ તેમ જ નાણું પણ આ યુવાન નટીને ભરપૂર મળવા લાગ્યાં; તોપણ એણે પોતાની સાદાઈમાં કાંઈ ફેરફાર કર્યો નહિ. એના એ જ નાના ઘરમાં તે રહેતી ને એક જ ચાકર, જેના ગુણદોષ તેની કાચી બુદ્ધિમાં ઊતરી શકતા ન હતા, તેટલો જ તે રાખતી હતી. એની પાસે વિવિધ પ્રકારની લાલચો ભેગી થવા લાગી અને એની અરક્ષિત કાંતિથી તથા ઉઘાડા ધંધાથી જેટલાં લફરાં એને વળગી શકે તેટલાં વળગવા લાગ્યાં. એનાં માબાપે એને કુલિન કુમારિકાનો સદ્ધર્મ એવો સારો સમજાવેલો હતો કે એનું અંતઃકરણ ડગ્યું નહિ. લગ્નવિધિવિનાના જે જે સંબંધો એને બતાવવામાં આવતા, તે એને ઘણા દુષ્ટ અને ધિક્કારવા યોગ્ય લાગતા. પણ આ ઉપરાંત જેમ જેમ એકાંતમાં રહી એનું હૃદય શોકથી ને શોકથી પકવતા ગ્રહણ કરતું ચાલ્યું, તેમ તેમ એના બાળપણના સ્વપ્નવત્ તરંગોમાંથી હાલ પ્રેમનું સ્વરૂપ એના હૃદયમાં પૂર્ણ અંશે ખડું થયું. આવું કલ્પિત પ્રેમરૂપ જેના મનમાં જડાય છે તેને તુરત મળી આવતી વસ્તુઓ ઊણી લાગે છે ને પોતાની રચનાને મળતા આવે તેવા વિષયની વાંછના ઓછી થતી નથી. જેમ જેમ આ ઉચ્ચ મનોભાવ રમાના મનમાં રમવા લાગ્યો તેમ તેમ તેની સાથે પેલી પરદેશી આકૃતિ કાંઈક ભય પમાડતી અને સાવધાન રહેવાની સૂચના કરતી પ્રેમની અંતર્દષ્ટિએ ચઢવા લાગી. આજ તેને દિલ્હીથી ગયાને બે વર્ષ પૂરાં થઈ ગયાં, પણ એની કાંઈ ખબર સાંભળવામાં આવી ન હતી. દિલ્હી શહેરના ગપ ચલાવનારા નવરા લોકો, જે એના વિષે અદ્ભુત વાતો ચલાવતા તે તો એને ભૂલી ગયા હતા, પણ રમાનું હૃદય એને વીસરે એમ ન હતું. તે વારંવાર રમાને સ્વપ્નમાં દર્શન દેતો, એના નામનું સ્મરણ કરાવતો, ઝીણો પવનનો પેલા વૃક્ષમાંથી સપાટો રમાને કાને પડતો, ત્યારે જાણે એ પોતે જ એને ચેતવણી આપતો હોય તેમ તે ચમકી ઊઠતી.

પોતાની પાછળ જે આશકોનું ટોળું ફરતું, તેમાંના એક ઉપર એની નજર ઠરી હતી. એ પોતાના વતનનો હતો, તેથી અથવા એનો શરમાળ સ્વભાવ પોતાના મનમાં વિશ્વાસ પેદા કરતો હતો તેથી, અથવા સ્થિતિએ

પોતાની બરાબરીનો હોવાથી જે સ્તુતિ એ કરતો તે બીજા તવંગર આશકોના અપમાન ભરેલા શબ્દો કરતાં વધારે આનંદકારક લાગતી, તેથી અથવા એ જાતે પણ તરંગી હોઈ રમાને રુચે તેવા વિચાર દર્શાવતો તેથી કે ગમે તે કારણથી, પણ એની નજરે એ માણસ ઠીક લાગ્યો હતો. એના ઉપર એની પ્રીતિ થવા માંડી પણ જેમ કોઈ બહેન પોતાના ભાઈને ચાહે તેવી જ. આખરે એ બંને જણ વચ્ચે વાતચીતનો પડદો તૂટ્યો અને નિઃશંક બોલચાલ શરૂ થઈ. રમા! એકલી પડેલી રમા! આ સંબંધમાં વધારે ભય કે તને અદ્યાપિ પ્રાપ્ત નથી થયું એવું જે પ્રેમસ્વરૂપ તારા હૃદયમાં છે તેમાં?

આટલેથી આ ઉપોદ્‌ઘાતરૂપ સમારંભ બંધ થાય છે. વાંચનાર! તારે વધારે જાણવાની ઇચ્છા છે? એમ હોય તો તારી શ્રદ્ધા સબળ કરી તત્પર થજે. મારે અથડાઈને આંધળી થઈ ગયેલી આંખોનો ખપ નથી, પણ જાગ્રત થયેલી બુદ્ધિની જરૂર છે.

## પ્રથમ તરંગ સંપૂર્ણ

# તરંગ બીજો

## ૧ : નવો આશક

એક રાત્રીએ ખુશનુમા ચાંદનીમાં દિલ્હી શહેરની એક વાડીએ કેટલાક મિત્રોની મંડળી કોઈ ઘટાદાર વૃક્ષ નીચે બેસી ભાંગ, દૂધ વગેરે પીતાંપીતાં વાતોના તડાકા મારતાંમારતાં કે વચમાંવચમાં ગાયનના ઝીણા તાનમાં ઝૂકતાંઝૂકતાં મોજ કરી રહી હતી. આ મંડળીમાં અંબરથી આવેલો એક જુવાન પણ હતો. પૃથુરાજાના આશ્રયથી ઘણા કલાવંત લોકોનો નિર્વાહ થતો એટલે એની પાછળ જયપુર, અંબર આદિ સ્થાનેથી ઘણા કુશળ લોકો દિલ્હીમાં આવતા. આ માણસ પણ એકબે મિત્રો સાથે જયપુરથી આવ્યો હતો. જો કે એ અત્યારે આખા મંડળના આનંદરૂપ હતો તોપણ થોડો વખત થયાં કાંઈ વિચારમાં લીન થઈ ગયેલો જણાતો હતો. એ જ મંડળમાંનો કોઈ એનો દેશી એની આવી સ્થિતિ જોઈ એની પીઠે હાથ ફેરવી બોલ્યો: 'કેમ લાલા! શું છે? તને કાંઈ થાય છે? ગભરાઈ કેમ ગયો છે? ધ્રૂજે છે કેમ? તને ટાઢ ચઢી આવી છે? તેમ હોય તો બહેતર છે કે તું ઘેર જા. આ ગામની ઠંડી રાત્રી આપણા શરીરને માફક આવતી નથી.'

'કાંઈ નહિ, હવે મને સારું છે. મારા મનમાં કાંઈક ધ્રુજારો ભરાઈ ગયો હતો, પણ શાથી તે સમજાતું નથી.'

ત્યાં બેઠેલા સર્વ કરતાં વધારે ભવ્ય આકૃતિવાળો આશરે ત્રીસેક વર્ષની ઉંમરે પહોંચેલો કોઈ જુવાન એકદમ લાલાજીની તરફ નજર કરી જોવા લાગ્યો. 'તમે જે કહો છો તે હું સમજ્યો હોઉં એમ મને લાગે છે.' તે હસતે વદને બોલ્યો: 'અને તમારા કરતાં તેનો હું વધારે સારો ખુલાસો આપી શકીશ એવી મને ખાતરી છે.' મંડળીમાંના સર્વ તરફ જોઈને કહેવા લાગ્યો: 'ભાઈઓ! તમને સર્વને અનુભવ તો હશે જ કે કોઈ રાત્રીએ જ્યારે આપણે એકાંતમાં બેઠા હોઈએ છીએ, તે વખતે કોઈ પ્રકારની અપૂર્વ અને અનિર્વચનીય વૃત્તિ આપણાં અંગેઅંગને ભયથી ટાઢાં કરી નાખે છે.

આપણી નાડીઓ ચાલતી બંધ પાડી દે છે અને આપણાં હૃદયનો ધબકારો પણ પૂરો સાંભળવા દેતી નથી. શરીર ધ્રુજવા માંડે છે અને રૂવાં ઊભાં થઈ જાય છે. જ્યાં જોઈ રહ્યા હોઈએ ત્યાંથી દૃષ્ટિ ઉઠાવતાં અથવા ઓરડાના અંધારા ખૂણાખોચરામાં નજર કરતાં દિલ ડરે છે. કોઈક અમાનુષી સત્તા આપણી આગળ ખડી છે એવી ભયંકર કલ્પના થયા કરે છે. એક જ ક્ષણમાં આ બધી મોહિની અદૃશ્ય થઈ જાય છે અને આપણને આપણી નામરદાઈ ઉપર તિરસ્કાર આવે છે. આ જે ભાંગ્યુંતૂટ્યું વર્ણન હું કરી ગયો તેનો અનુભવ તમને નથી થયો શું? જો થયો હોય તો તમે સહજમાં સમજી શકશો કે આ આપણા મિત્રને આ આનંદને પ્રસંગે પણ શું થઈ આવ્યું હતું.'

'મારા મહેરબાન!' લાલાએ ઘણા આશ્ચર્ય સહિત કહ્યું. 'મારા મનમાં જે થથરાટ પેસી ગયો હતો તેનું તમે યથાર્થ વર્ણન કર્યું છે. પણ મને નવાઈ એ લાગે છે કે મારી સહજ ચેષ્ટા ઉપરથી તમે મારા અંતરનો ભાવ આટલી સૂક્ષ્મ રીતે કેમ સમજી શક્યા?'

પેલા અજાણ્યા માણસે ગંભીરતાથી જવાબ દીધો: 'માણસના શરીરમાં જ્યારે કાંઈ પ્રવેશ કરે છે ત્યારે હું સમજી શકું છું. મને જે અનુભવ છે તેવા અનુભવવાળા કદી પણ એ વાતમાં ચૂક કરે નહિ.'

લાલાનો દેશી ભાઈ રામલાલ જે પૂર્વે બોલ્યો હતો તે કહેવા લાગ્યો: 'ભાઈ, આપણા લોકો તો એમ કહે છે કે આવું થાય ત્યારે કાંઈ વળગાડ જાણવો!'

'દેશેદેશમાં આ સાધારણ વાતના જુદીજુદી રીતિના ખુલાસા માલૂમ પડે છે,' પેલો અજાણ્યો ગૃહસ્થ બોલ્યો. 'આરબોમાં કેટલાક એમ માને છે કે એવી વેળાએ આપણાં અથવા કોઈ નિકટ સ્નેહીના મરણનો કાળ ઈશ્વર નક્કી કરવા બેઠો છે. હબસી લોકોમાં વળી એમ મનાય છે કે એ વખત તો યમના દૂત આવીને આપણી ચોટલી પકડી ખેંચે છે. આમ બધે આવી વાતનો કાંઈ વિલક્ષણ અથવા ભયંકર ખુલાસો સર્વ લોકો આપે છે.'

આ સાંભળી દિલ્હીનો એક ઊગતો જુવાન બોલી ઊઠ્યો: 'એમાં તે

શું મોટીમોટી ગપ્પો મારો છો, શરીરમાં કાંઈ વિકાર થઈ આવે તો એમ પણ લાગે !'

'એમ હોય તો હમેશ ભિન્નભિન્ન દેશના લોકોમાં પણ આ બનાવનો કાંઈક વહેમભરેલો ખુલાસો શા માટે ઉત્પન્ન થઈ આવ્યો હશે? સર્વેએ આપણા સ્થૂળ શરીર સાથે આપણી દષ્ટિએ નથી પડતાં તેવાં પ્રાણીનો સંબંધ શા પરથી કલ્પ્યો હશે? હું તો એમ ધારું છું કે—'

લાલાએ બહુ આતુરતાથી વચમાં કહ્યું: 'હાં ભાઈ શું ધારો છો? બોલો !'

'એમ ધારું છું કે એમ બને છે તેવામાં તો આપણી પ્રકૃતિમાંનો સત્ત્વાંશ, જે કાંઈ અદૃસ્ય પણ આપણને પ્રતિકૂળ છે તથા જેનું દર્શન આપણી ઇંદ્રિયોની અપૂર્ણતાને લીધે સારા ભાગ્યે થઈ શકતું નથી. તેથી દંકાઈ જઈ મલિન થઈ જતાં, તામસી સત્ત્વોના પ્રભાવથી અંગ કંપે છે.'

'ત્યારે તો તમે ભૂતપ્રેતના વહેમમાં ફસાયેલા જણાઓ છો.' રામલાલે કહ્યું.

'નહિ નહિ, ભૂતપ્રેતની હું વાત કરતો નથી, પણ જેમ આ હવામાં કે પેલા કુઆરામાં ઊંડી રહેલું છે તે જળમાં, આપણી દષ્ટિએ ન ચઢે તેવા અગણિત જીવ છે, તેમ તેવાં જ અદૃસ્ય પણ પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થયેલાં બીજાં સ્થૂળ–સૂક્ષ્મ શરીર પણ કેમ ન હોય? જળના સૂક્ષ્મ બિંદુમાં પણ પોતાથી નાનાં જંતુને ખાઉંખાઉં કરી રહેલો જે રાક્ષસ રહી શકે છે, તેનો ક્રોધ કે તેની ક્રૂરતા પ્રત્યક્ષ જણાતા વાઘ કે સિંહની ક્રૂરતા કરતાં ઓછાં સમજવાં નહિ. એવા પણ કરોડો પદાર્થ હશે કે જેમની સત્તામાત્ર જ માણસને હાનિકારક હશે; છતાં આપણા અને તેમના બંધારણમાં ફેરફાર રાખી ઈશ્વરે અન્યોન્યની વચ્ચે પડદો રાખ્યો છે એ જ ઠીક કર્યું છે.'

'ત્યારે શું?' લાલાએ વચમાં પ્રશ્ન કર્યો; 'તમે એમ ધારો છો કે આ પડદો કદાપિ પણ ખસેડી ન શકાય તેવો છે? ને એમ હોય તો જાદુગર અને માંત્રિકોની વાતો બધી ગાંધર્વનગરમાત્ર જ છે?'

'એમ હોય અથવા ન યે હોય; તથાપિ આ જમાનામાં જ્યાં બુદ્ધિ સર્વશિરોમણિ થઈ બેઠી છે, ત્યાં એવો બેવકૂફ કોણ હોય કે જે પોતાની અને એવા મહાભયંકર અજગર તથા સિંહની વચ્ચે આવેલા પડદાને ખસેડવા

તત્પર થાય? જે નિયમથી વિકરાળ મગર અને મચ્છ સમુદ્રમાં જ પુરાઈ રહે છે તે નિયમને ઉલટાવવાની મરજી કોણ કરે? એવી ગપસપમાં કાંઈ માલ નહિ.'

આમ કહેતાં જ પેલો અજાણ્યો ગૃહસ્થ ઊઠ્યો અને સર્વને રામરામ કરી પોતાને રસ્તે પડ્યો.

લાલાએ ઘણી આતુરતાથી પૂછ્યું: 'આ કોણ છે?' પણ સૌ જવાબ દીધા વગર એકેકની સામે જોઈ રહ્યા.

છેવટે રામલાલે કહ્યું: 'મેં તો એને કદાપિ જોયો નથી.'

'મેં પણ નહિ.'

'મેં પણ નહિ.'

દિલ્હી શહેરનો જે જુવાન હાલ આ મંડળમાં મળી ભૂતપ્રેતની વિરુદ્ધ શંકા કરતો હતો તે આપણો જાણીતો હમીર હતો. તે બોલ્યો: 'હું એને સારી પેઠે ઓળખું છું. તમને સર્વને યાદ હશે કે એ મારી સાથે જ અહીં આવ્યો હતો. આજથી એકેક વર્ષ પર એ દિલ્હીમાં આવ્યો હતો, તે પાછો આજ આવ્યો છે. એ ઘણો પૈસાવાળો છે, અતિશય દ્રવ્યનો માલિક છે. માણસ પણ પૂરો મિલનસાર છે. આ પ્રમાણે આજ એને વાતો કરતો જોઈ હું દિલગીર છું; કેમકે એના વિષે મૂર્ખ લોકો જે આડીઅવળી ગપ્પો ચલાવી રહ્યા છે, તેમાં આથી કરીને વધારો થાય તેવો સંભવ છે.'

એક બીજો દિલ્હીનિવાસી બોલી ઊઠ્યો: 'એ તો ઠીક. પણ હમીર! તારા પોતાના જ અનુભવમાં આવેલી એની તે દિવસની બિનાથી જે વાતનો તું નિષેધ કરે છે, તે જ સાબિત નથી થતી શું?'

લાલાએ એ સાંભળી કહ્યું: 'અરે યારો! હું અને આ મારો દોસ્ત રામલાલ આખો દિવસ ઘરમાં ને ઘરમાં ભરાઈ રહીએ છીએ ને અજાણ્યા હોવાથી ક્યાંય બહાર જતા નથી, એટલે અમે તો કાંઈ જાણતા જ નથી. હમીર! શી વાત છે તે તો કહો!'

'ભાઈ! લોકો તો એ ગુલાબસિંહમાં કાંઈ ચમત્કાર ધારે છે. પોતાનામાં એવું સામર્થ્ય હોય તો સર્વે રાજી થાય, પણ સામાનામાં હોય તે, જાણો જ છો તો ખમી ન શકાય. એટલે પછી ભૂત ને પ્રેત, મંતર ને જંતર

ને સાધનામાં ગપ્પાં ચલાવી બીજાને હલકા પાડવાની યુક્તિઓ રચે. આ ભાઈ જે વાત કરે છે તેમાં પણ આવી જ જાતનો કોઈ ચમત્કાર લાગે છે. તમે સર્વે રમતા તો હશો જ. (સર્વેએ હા કહી) હું એક દિવસ રમતમાં ચઢ્યો તે જેટલા પૈસા પાસે હતા તે તમામ આંકી ચૂક્યો ને આખરે ખાલી થઈ ગયો. નિરાશ થઈને ઊભો થયો તેવો મેં ગુલાબસિંહને જોયો. મારે ને એને પિછાન તો આગળથી થયેલી હતી, એટલે એણે મારો હાથ પકડી કહ્યું: 'હમીર! તમે ઘણું હારી ગયા એથી હું દિલગીર છું. મને તો રમવાની ટેવ નથી પણ જો તમે આટલા પૈસા લઈને મારે માટે રમો તો નુકસાન થાય તે મારે માથે ને નફો આપણે અર્ધોઅર્ધ.' હું પણ મને જીતનાર ઉપર વેર વાળવા તલપી રહેલો, એટલે ગુલાબસિંહ પાસે નફો-નુકસાન બન્ને અર્ધોઅર્ધ કબુલાવી રમવા લાગ્યો. ગુલાબસિંહ મારી પાસે બેઠો ને મેં આંકવાનું શરૂ કર્યું. હું તો એકાશરતે જીતવા જ લાગ્યો ને આખરે સર્વનાં ખિસ્સાં ખાલી કરાવી ઊભો થયો. રમનારમાંનો એક જણ ગુલાબસિંહ ઉપર કરડી નજર કરી એણે કાંઈ દગો કર્યાથી હું જીત્યો એવું ધારી તકરાર કરવા લાગ્યો. ગુલાબસિંહ શી અજબ તરહની ધીરજ રાખી રહ્યો છે! એક અક્ષર પણ બોલ્યો નહિ. ફક્ત એટલું જ કહ્યું: 'ગમે તે લાભ થાય તોપણ હું એવું કરું તેવો માણસ નથી અને દિલગીર છું કે રમવામાં એકના ખોયા વગર બીજો જીતી શકતો નથી.' આ સાંભળી પેલો ઘણો ઊકળવા લાગ્યો ને હાથપગ ઉછાળતો ગુલાબસિંહની સામે જઈ ઊભો. ગુલાબસિંહે બીજું કાંઈ ન કરતાં એના તરફ એવી દૃષ્ટિ કરી કે તેથી તે પાધરો બકરી જેવો થઈને પોતાની જગ્યા ઉપર બેસી ગયો. ગુલાબસિંહ જોડે ન ફાવ્યું ત્યારે મને બાઝ્યો ને આખરે મારામારી થતાં તલવારો પણ નીકળવાનો વખત આવ્યો. એ માણસને મેં તલવારનો કારી ઝખમ કર્યો ને તેથી એ મૂઓ. તે પડેલાં ગુલાબસિંહે મને કહ્યું: 'એ જાતનો મુસલમાન છે. એને પૂછી જુઓ કે એને એના બાપની નજીક દટાવું છું કે બીજે ક્યાંય.' મેં પેલાને જઈને આ પ્રમાણે પૂછ્યું. એના બાપનું નામ સાંભળતાં જ એણે ચીસ પાડી અને લોહીનો મોટો કોગળો ઓકીને તે મરણ પામ્યો. એને એના બાપની ભેગો દાટવા લઈ ગયા. ત્યાં એના

બાપની લાસ કાઢી જોતાં માથાની ખોપરીમાં એક ઝીણો લોઢાનો તાર ભોંકી દીધેલો જણાયો. ગુલાબસિંહે આ બધું ક્યાંથી જાણ્યું હશે તથા આ તારની મતલબ શી હશે તે મેં એને પૂછ્યું. પણ એણે તો ફક્ત એટલું જ કહ્યું : 'એ માણસે ગયે વર્ષે એના બાપને માથામાં વિષવાળો ઝીણો તાર ખોસી મારી નાખેલો ને તે વાત કોઈના જાણવામાં આવેલી નહિ. હું એક દિવસ કબ્રસ્તાનમાં કબરોવાળાનાં નામ સહજ પૂછતો હતો ત્યારે મને કોઈ ચાકર જેવાએ આ ખબર કહેલી. તમારો રમનાર સોબતી એ મરનારનો જ દીકરો થાય, એ પણ રમતમાં મેં તેનું નામ સાંભળેલું તે પરથી ધારી લીધેલું.'

રામલાલ બોલી ઊઠ્યો : 'એમાં શું આશ્ચર્ય જેવું છે?'

'ગમે તેમ હો પણ અમે તો જરા વહેમી ખરા એટલે આ બધી વાતમાં કાંઈક ચમત્કાર માનીએ છીએ. બીજે દિવસે એ વાત આખા ગામમાં ચૂંથાઈ રહી ને એને હજારો લોકો જોવા ભેગા થવા લાગ્યા. મેં પણ તેને ઘણા સારા લોકો સાથે પિછાન કરાવી આપી. એનું રૂપ તથા એની સમૃદ્ધિથી સ્ત્રીઓ પણ ટોળેટોળાં થઈ એને જોવા ભેગી થવા લાગી.'

રામલાલે જવાબ દીધો : 'બહુ સરસ વાત. એમાં શક નહિ. કેમ લાલા! હવે તો છેક વહાણું વાવા આવ્યું, ચાલ ઉતારા તરફ જઈએ.'

રામલાલ અને લાલો રસ્તે ચાલતા હતા. તેવામાં લાલાએ પૂછ્યું : 'કેમ દોસ્ત! આ ગુલાબસિંહનું શું ધાર્યું?'

'એમાં શું ધારવાનું છે? કોઈ પહોંચેલો ઠગ દેખાય છે. સિદ્ધ સાધક વિના વાત બંધ બેસે નહિ. આ હમીર એનો ઢંઢેરો પીટે ને ગુણ ગાય ને પોતે જરા ઠાવકું મોં રાખીને વાતો કરે એટલે પછી બધું ચાલ્યું જાય.'

'ના, મને એમ લાગતું નથી. રજપૂતનો દીકરો ને તે પણ બહાદુર, કાબેલ તથા પૈસે પરિપૂર્ણ એવો હમીર આવા જુઠાણામાં હાથ ઘાલે નહિ, તેમ ઠગારા લોકો જેવો ડોળ રાખે છે, તેમાંનું આ ગુલાબસિંહની શાંત તથા શરમાળ પ્રકૃતિમાં કાંઈ જણાતું પણ નથી.'

'તને હજુ દુનિયાનો અનુભવ નથી. એ પરદેશીનાં ચહેરો ને આકૃતિ જરા ભવ્ય છે, તેનો એ થાય તેટલો ઉપયોગ કરે છે. શરમ ને શાંતિ

એ ઠગાઈનાં ભાઈબહેન જ સમજવાં. એઠાં પાણી જ ઊંડા વહે છે. પણ મરશે—એનું આપણે શું કામ બળ્યું છે! કેમ તારી પ્રિયા શું કરે છે?'

'આજ તો રમા મને મળી શકી નહિ.'

'જોજે એને પરણવાનો વિચાર કરતો, જયપુરમાં લોકો શું કહેશે?'

"અરે યાર 'જો હાજર સો હજૂર' આપણે જુવાન છીએ, પૈસાવાળા છીએ ને વળી દેખાવડા છીએ; તો આજ જે થાય તે તો કરો, કાલની વાત કાલે છે."

'રંગ છે લાલા! આ આપણો ઉતારો આવ્યો, જા હવે જઈને સૂઈ રહે. ગુલાબસિંહની વાત મનમાંથી કાઢી નાખજે.'

## ૨ : પ્રેમની તાણાતાણ

જુવાન લાલા પાસે દોલત હતી, ઘણી નહિ પણ કોઈના ઓશિયાળા થયા સિવાય આનંદમાં રહી શકાય તેટલી તો ખરી. એનાં માબાપ ગુજરી ગયાં હતાં અને એનાં સગાંમાં પોતાથી ઘણી નાની એક બહેન હતી. તેને જયપુરમાં પોતાની કાકીને સોંપેલી હતી. નાનપણથી જ લાલાને ચિત્રકળાનો ઘણો શોખ હતો. આમાં એણે કેવળ શોખની ખાતર પણ કેટલીક માહિતી સારી મેળવી હતી. લાલાજી ઘણો બુદ્ધિશાળી છે એમ એના મિત્રો ધારતા, તેમ તે ઘણો ઉતાવળિયો અને ઝંપલાવી પડે તેવો છે એમ પણ સમજતા. એને કોઈ બાબત પર ટકીને મહેનત કરવી પસંદ પડતી નહિ અને એનું મન બીજ રોપવા કરતાં એકદમ જ ફળ ખાઈ જવાની આશામાં વધારે ભમ્યા કરતું. કારીગર અને એવા ધંધાદારીની સાધારણ પ્રકૃતિ પ્રમાણે એ પણ મોજમજા અને તોફાનમાં આનંદ માનતો. જે કાંઈ વાત પોતાની કલ્પનામાં ઊતરે અથવા પોતાના હૃદયને ગમતી આવે તે તરફ વગરવિચારે ઘૂમતો. પોતાને જે બાબતનો શોખ હતો તેમાં વિશેષ ચાતુરી મેળવવા માટે હિંદુસ્તાનનાં પ્રખ્યાત શહેરોમાં એણે ખરા ઉમંગથી મુસાફરી કરી હતી. પણ સર્વ સ્થળે ચાતુરી કરતાં એની

શોખીન પ્રકૃતિ વધારે પ્રબળ થઈ પડતી અને નિર્જીવ ચિત્રના કાગળ ઉપરથી એની દૃષ્ટિ વારંવાર જીવતા નમૂનાઓ તરફ ખેંચાઈ જતી. હિંમતવાન, સાહસિક, મગરૂર, અસંતોષી તથા બધી વાતમાં માથું મારવા તૈયાર રહેનાર લાલો નિરંતર ગમે તેવા અનિયમિત તરંગ ઉઠાવ્યા કરતો; અને મનમાં જેવી કલ્પના થાય તેવી પ્રવૃત્તિ કરતાં પણ પાછો પડતો નહિ.

આ સમયે મુસલમાન લોકોનાં ટોળાં વાયવ્ય દિશા તરફથી હિંદુસ્તાન-ની રસાળ ભૂમિ ઉપર તૂટી પડવા સારુ વરુની પેઠે ટાંપી રહ્યાં હતાં. તેથી આખા દેશમાં ભય અને ઉદ્વેગ દાખલ થઈ બધે અસ્વસ્થતા પ્રસરી રહી હતી. આવા પ્રસંગોમાં વિવિધ પ્રકારની સાચીજૂઠી કલ્પિત વાતો ચાલી રહે છે ને કોઈના અકસ્માત્ બચાવની તો કોઈના મહાદુર્ધર્ષ પરાક્રમની કથાઓ કાનેકાને ફરે છે. ભૂત, પ્રેત, મંત્ર, જંત્ર, જે જે માણસની કલ્પના સ્વરક્ષ-ણાર્થે ખડું કરી શકે તે સર્વે છૂટથી ચારેતરફ ઘૂમવા માંડે છે; ને નિર્બળ મનના માણસો ડરીડરીને હેરાન થઈ જાય છે. લાલાએ પણ પોતાની મુસાફરીમાં ફરતાંફરતાં આવી હજારો વાતો સાંભળેલી હતી, તેથી એનું મન ગુલાબસિંહ જેવા અકળ માણસે પોતાની ઉપર જે અસર કરી હતી તે અસર પામવા તૈયાર થઈ રહેલું હતું. લાલાના આવા ભોળા સ્વભાવનું કારણ બીજું પણ કલ્પી શકાતું હતું. એના મોસાળ પક્ષનો કોઈ વડો મહાતત્ત્વજ્ઞાની તથા કીમિયો વગેરે જાણનાર તાંત્રિક તરીકે પ્રસિદ્ધિ પામ્યો હતો અને તેના વિષે તરેહવાર વાતો ચાલતી હતી. એમ માનવામાં આવતું હતું કે માણસના સાધારણ આયુષ્ય કરતાં એ વિશેષ જીવ્યો હતો અને છેક મરતાં સુધી કેવળ જુવાન જણાતો હતો. આ યોગીના રચેલા ગ્રંથ દુર્લભ છતાં પણ લાલાના ઘરમાં મોજૂદ છે, એમ કહેવાતું હતું. તેમાંની યોગની તથા સિદ્ધિની અને એવી જ બીજી વાતો વાંચીવાંચીને લાલાનું મન પલળી ગયું હતું. એનાં માબાપ ચાલતા જમાનાનો સુધારો એના મનમાં આવા વિચાર દાખલ નહિ થવા દે એમ માની એના અભ્યાસમાં અડચણ ન કરતાં. એટલું જ નહિ પણ રાતે વાળુ કર્યા પછી એની સાથે પોતાના પૂર્વજની વાતો કરતાં અને એની મા જ્યારે લાલાને કહેતી કે તું તારા દાદા જેવો જ થશે, ત્યારે લાલાને ઘણો અસાધારણ આનંદ થતો.

લાલાને મોજમજા ઘણી પસંદ પડતી એ આપણે કહી ગયા છીએ. દિલ્હી શહેરની તમામ ગમ્મતો લાલો પેટ ભરીને ભોગવી રહ્યો હતો, તેવામાં રમાના વદન તથા સ્વરની મોહિનીમાં એ સપડાઈ ગયો. પણ જેમ એનો શોખ અનિયમિત અને અસ્થિર હતો, તેમ એનો પ્રેમ પણ ઘડાવગરનો હતો. એના આખા દિલમાં પ્રેમનું પૂરું આવાહન થયું ન હતું. એનો આત્મા તન્મય બન્યો ન હતો. નહિ કે લાલામાં પ્રેમોત્પત્તિને અનુકૂળ ગુણ ન હતા. પણ તે ગુણ અદ્યાપિ પાકીને એટલે સુધી ગળ્યા ન હતા કે પ્રેમના ફૂટતા અંકુરને પુષ્ટિ આપવા તરફ હૃદયરૂપી જમીનના કસને વળવા દે. હજી હૃદયવાટિકમાંથી નીંદી નાખવા જેવું બહુ હતું. કળી આવવાની ઋતુ જુદી હોય છે અને ફળ આવવાની ઋતુ જુદી હોય છે, તેમ જ્યાંસુધી કલ્પનાના તરંગની કળીઓ ખરી નથી પડી ત્યાંસુધી એ કળીઓ ઉપરથી જે ફળની આશા રાખી શકાય તે ફળ હૃદયરૂપી વૃક્ષ ઉપર પાકું થઈ શકતું નથી. ચિત્રની પીછી લઈને એકાંતમાં બેઠો હોય ત્યાં અથવા પોતાના દિલોજાન મિત્રોમાં હોય, ત્યાં સરખી જ મઝા માનતા લાલાએ હજુ ગાઢ પ્રેમનું માહાત્મ્ય સમજવા જેટલું દુઃખ વેઠ્યું ન હતું. માણસ સંસારની અમૂલ્ય વસ્તુની યોગ્ય પરીક્ષા કરી શકે તે પહેલાં સાધારણ વસ્તુઓનો પરિચય થઈ તેનો નિર્વેદ કે તેની પરિપૂર્ણ પરિતૃપ્તિ પામવાની તેને આવશ્યકતા છે. બાહ્ય દૃષ્ટિથી કેવળ વિષયવાંછનાને જ પ્રેમ સમજનાર લોકો પ્રેમને ગાંડાઈ, મૂર્ખાઈ કે મોહ ભલે કહો, પણ યથાર્થ સમજાય તો પ્રેમ સમાન જ્ઞાન કે ડહાપણ બીજા કશામાં નથી. પરંતુ લાલો આપણે ઉપર કહી ગયા તેવો છોકરવાદી હતો એટલું જ નહિ, પણ તે ચઢાઉ પણ તેવો જ હતો. પોતાને જે કળાનો શોખ હતો તેની કૃતાર્થતા ઉપરઉપરથી વગરવિચારે વાહવાહ કરનાર મુઠ્ઠીભર લોકો, જેને આપણે જગત માની છેતરાઈએ છીએ તેની સ્તુતિ પામવામાં સમજતો! પરંતુ આ ડાકણ જેવી સ્તુતિના તેજમાં કોની આંખ ઉઘાડી રહી શકી છે? એની પાછળ રખડવામાં તો મોટા કવિઓ અને પંડિતોએ પણ મરણ પર્યંત અસંતોષ સિવાય બીજું ફળ લીધું નથી! એનાથી જ પ્રેમના અમૃતમય પ્રવાહમાં વિષયનો ગુપ્ત ઝરો ફૂટી નીકળ્યો છે અને એનો તિરસ્કાર કરી પોતાના સત્ત્વ ઉપર તથા ખરા પ્રેમબળ ઉપર

વિશ્વાસ ન રાખનાર મહાદુઃખનાં પાત્ર બન્યાં છે.

બીજાને છેતરું છું, તેમ રખેને હું પોતે તો છેતરાતો નહિ હોઉં, એમ લાલો પોતાના મનમાં વારંવાર ડરતો. રમાના નિર્દોષ માધુર્ય ઉપર પણ એને શક આવ્યા કરતો. એક ગવૈયાની દીકરી સાથે લગ્ન કરવાની તો હિંમત ચાલે નહિ, તેમ તે કુમારિકાની લજ્જાળુ પણ ભવ્ય આકૃતિથી તેની આગળ એ કરતાં બીજી કાંઈ વાત પણ કરી શકાય નહિ. આમ થવાથી રમા અને લાલાનો સ્નેહ પ્રેમ કરતાં કેવળ માન અને પરસ્પર મમતાથી ઉત્પન્ન થયેલો જણાતો. રાસગૃહમાં તે નિરંતર જતો. લાગ આવે તો રમા સાથે રંગભૂમિની પાછળ જઈ જરા વાતચીત પણ કરી લેતો અને જે કાંતિએ પોતાનું મન હરણ કરેલું હતું, તેનાં જુદીજુદી સ્થિતિનાં ચિત્ર કાઢી લઈ પોતાનું ખિસ્સું ભરતો. દિવસેદિવસે એના મનમાં શંકા અને અનિશ્ચયની વૃદ્ધિ થવા લાગી. પ્રેમ અને વહેમ વચ્ચે એણે ઝોકાં ખાવા માંડ્યાં. આમ એની અવસ્થા કરવામાં કેવળ બુટ્ટી વૃત્તિનો એનો મિત્ર રામલાલ પણ મદદગાર હતો.

આપણે વાત શરૂ કરી તે સાંજને બીજે દિવસે લાલો જમનાના કિનારા ઉપર ઘોડે ચઢીને એકલો ફરતો હતો. બપોર નમી ગયા હતા. એટલે સૂર્યનો તાપ જરા મંદ થઈ ગયો હતો અને જમનાના તરંગોમાંથી ઝીણી પવનની ટાઢી લહેર છૂટી રહી હતી. તેવામાં રસ્તાની એક બાજુએ રોપેલા પથ્થરના પાળિયા આગળ નમી રહેલો કોઈ માણસ એણે દીઠો અને પાસે જતાં ગુલાબસિંહ નજરે પડ્યો.

લાલાએ એને રામરામ કરી પૂછ્યું: 'તમને કોઈ જૂનો લેખ સાંપડ્યો છે કે શું? આ રસ્તે તો એવા પથરા કાંકરાની પેઠે અથડાય છે.'

'ના, ના.' ગુલાબસિંહે કહ્યું: 'હું તો એવા લેખની શોધમાં હતો કે જે સૃષ્ટિના નિર્માણસમયથી જ રોપાયેલો છે અને જેને ઈશ્વર વારંવાર કરમાવે છે ને ખિલાવે છે.' આમ કહી એણે ફીકા ભૂરા રંગના ફૂલવાળો નાનો છોડ લાલાને બતાવ્યો અને લાગલો તે પોતાના ખિસ્સામાં નાખ્યો.

'તમે તો વનસ્પતિની શોધ કરતા જણાઓ છો?'

'હા.'

'મેં સાંભળ્યું છે કે વનસ્પતિનો અભ્યાસ પણ અતિશય આનંદકારક છે.'

'જે સમજે તેને તો ખરે એમ જ છે.'

'ત્યારે શું એ વિષયનું જ્ઞાન ક્વચિત જ પરિપૂર્ણ થઈ શકતું હશે?'

'ક્વચિત્? ગૂઢ જ્ઞાન તો હાલની કળાચાતુરીના ભપકા આગળ તથા ઉપરચોટિયા જ્ઞાનની બડાઈઓ આગળ સંતાઈ જ રહેલું છે. તમે એમ ધારો છો કે ઘણા કાળથી ચાલી આવતી વાતો બિલકુલ પાયાવગરની છે? પર્વતના શિખર ઉપર જડી આવતાં શંખલા–છીપોલીઓથી પણ સિદ્ધ થાય છે કે દરિયો ક્યાં પહોંચ્યો હશે, તો આ વાતોમાંથી કાંઈ જ સાર જડતો નહિ હોય? આપણા લોકોના મંત્રતંત્ર એ શું છે? ફક્ત કુદરતી નિયમો–પણ વધારે બારીક નિયમોનો અભ્યાસ. અગ્ન્યસ્ત્ર અને પવનાસ્ત્રની વાતો ગપ જેવી ગણાય, પણ એમાં કાંઈ નવાઈ નથી. દંતકથાથી એમ પણ સંભળાય છે કે પોતાના શત્રુઓને ગમે તેટલે દૂરથી માત્ર ઇચ્છા વડે જ મારી નાખે એવા પણ સિદ્ધ થઈ ગયા છે. જે વનસ્પતિ પર તમે ચાલો છો તેમાં યુક્તિથી કરી બનાવી શકાય તેવી માતબર બંદૂક કરતાં પણ વિશેષ સામર્થ્ય હશે! હાલના તમારા વૈદ્ય અને હકીમ નકામી ગણીને ફેંકી દે તેવી અમૂલ્ય વનસ્પતિ ભેગી કરવા માટે પૂર્વે ઋષિ–મુનિઓ અત્રે આવતા! કીમિયાના ચમત્કાર પણ એ ઔષધિના બળે થતા ને થાય છે. મને સ્મરણ છે કે અશોકરાજાના વખતમાં—

'પણ આ બધી વાતમાં શો સાર છે? કેવળ મારો ને તમારો બન્નેનો વખત ખરાબ થાય છે.' જરાવાર થોભી લાલા તરફ એકીનજરે જોઈ બોલ્યો! 'રે જુવાન! એમ ધારે છે કે ક્ષણમાં થઈ આવેલી જિજ્ઞાસા માત્રથી જ અતિશ્રમે પ્રાપ્ત કરેલું જ્ઞાન સાધ્ય થશે? મારાથી તારું દિલ વર્તાય છે. તારે હું કોણ છું તે જાણવું છે? આ વનસ્પતિ સાથે તારે કાંઈ લેવાદેવા નથી. પણ તું તારે રસ્તે જા. એ તારી ઇચ્છા કદી પણ પૂર્ણ થનાર નથી.'

'આ તરફના લોકો જે વિવેક અને નરમાશ માટે પ્રસિદ્ધ છે તેમાંનું તમારામાં તો કાંઈ જણાતું નથી. ધારો કે મને તમારી સાથે સ્નેહ કરવાની

ઇચ્છા થઈ આવી, તો તમારે મારો તિરસ્કાર શા માટે કરવો જોઈએ ?'

'હું કોઈનો પણ તિરસ્કાર કરતો નથી. જેને મારી ઓળખાણ કરવાની મરજી હોય તેને મારે સારી રીતે ઓળખવો જોઈએ. પણ મને ઓળખવાની તો તેણે આશા જ ન રાખવી. તમારે મારી સાથે સ્નેહ રાખવો હોય તો મારે ના નથી, પણ હું તમને પ્રથમથી જ કહું છું કે મારાથી દૂર રહેવામાં તમને વધારે લાભ છે.'

'તમે એટલા બધા ભયંકર હોવાનું કાંઈ કારણ ?'

'આ વિશ્વસંકલનામાં વારંવાર એમ બને છે કે માણસો પોતાની કૃતિ સિવાય પણ બીજાને ભયનું કારણ થઈ પડે છે. જ્યોતિષી લોકો વ્યર્થ વાતો કરે છે તેમ હું તમારું ભવિષ્ય કહેવા ધારું તો કહી શકું કે મારો લગ્નનો ગ્રહ તમારા આયુષ્યભુવન ઉપર કરડી દૃષ્ટિ રાખે છે. માટે તમારાથી બને તો મારા સંબંધથી દૂર રહો. આ હું તમને પ્રથમ કે આખર સર્વ વખત માટે એક જ વાર સૂચના કરું છું.'

'તમે જ્યોતિષીની મશ્કરી કરતા હો એમ લાગે છે, પણ શબ્દો તો તેમના જેવા જ નિરર્થવત્ બોલો છો. હું નથી જુગાર રમતો કે નથી કોઈ સાથે તકરાર કરતો; તો પછી મારે તમારો ભય શા માટે રાખવો ?'

'જેવી તમારી મરજી. મેં તો મારે કહેવું હતું તે કહ્યું.'

'વધારે સ્પષ્ટ રીતે કહું તો ગઈ રાત્રે તમે જે વાત કરી તેથી મારા મનમાં આનંદ પણ થયો અને ગૂંચવણ પણ થઈ આવી.'

'મને તે વાતની ખબર છે. તમારા જેવા માણસોનાં મન ઉપર કોઈ પણ અદ્ભુત વાતથી ઝટ અસર થાય છે.'

(લાલાના મનમાં જરા માઠું તો લાગ્યું. જો કે ગુલાબસિંહની બોલવાની રીતભાતમાં તેવું કાંઈ જ હતું નહિ.) 'મને લાગે છે કે તમને હું તમારો મિત્ર થવા યોગ્ય જણાતો નથી. ભલે, રામરામ !'

ગુલાબસિંહે કંઈ પણ દરકાર વગર સામા રામરામ કહ્યા અને લાલાના ગયા પછી પાછો પોતાને કામે લાગ્યો.

તે જ રાત્રે લાલો હમેશના રિવાજ મુજબ રાસભવનમાં ગયો. રમ રંગભૂમિ ઉપર કોઈ અતિ ચિત્તાકર્ષક ભૂમિકાનું નિરૂપણ કરતી ઊભી

હતી. તેને એકદૃષ્ટિએ નિહાળતો રંગભૂમિના પાછલા ભાગમાં ઊભો. બધા પ્રેક્ષકોના મુખમાંથી આવતા અનુમોદનના શબ્દે આખું ગૃહ ગાજી રહ્યું. યુવાનીને વિષે સહજ જે ગર્વ તથા પ્રેમાંકુર હોય છે, તેના આવેશમાં લાલો આનંદ પામતો મનમાં કહેવા લાગ્યો: 'આ ભવ્ય અપ્સરા હજુ પણ મારી થઈ શકશે.'

આવા મીઠા તર્કમાં લાલો ડૂબી ગયો હતો, તેવામાં એના ખભા ઉપર કોઈનો સ્પર્શ થયો. સ્પર્શ થતાં જ ફરીને જુએ છે તો ગુલાબસિંહ! 'તમારે માથે મોટો ભય આવી પડેલો છે.' તે બોલ્યો: 'આજે ચાલીને ઘેર ન જશો અથવા જાઓ તો એકલા જશો નહિ.'

લાલો આશ્ચર્યમાંથી જાગ્રત થાય તે પહેલાં તો ગુલાબસિંહ જતો રહ્યો હતો. ચારેપાસ જુએ છે તો એને દિલ્હી શહેરના કોઈ મોટા ઉમરાવ સાથે બેઠેલો જોયો. એટલે ત્યાં લાલાથી જઈ શકાયું નહિ.

રમા આ વખતે રાસભૂમિમાંથી બહાર આવી, તેવો જ લાલો ઘણા પ્રેમથી તેનો આદર કરવા લાગ્યો. પણ રમા પોતાની રોજની રીતથી વિરુદ્ધ પોતાના પ્રેમી ઉપર મોં મચકોડી ચાલતી થઈ. પોતાની વૃદ્ધ દાસી (જે રંગભૂમિ પર પણ સાથે જ રહેતી) તેને દૂર લઈ જઈ કહ્યું: 'અરે માડી! પાછો એ તો અહીં આવ્યો જણાય છે. જે પરદેશી વિષે મેં તને કહેલું તે.'

'આખા પ્રેક્ષકવર્ગમાંથી એ જ મને અનુમોદન આપતો નથી!'

'એ તે વળી એવો કોણ છે? એનામાં અક્કલ જ નહિ હોય! એવાનો તે વિચાર શો?' રમા પેલી ડોસીને જરા આગળ તેડી ગઈ અને એક સ્થળે બેઠેલા, આકૃતિ અને કાંતિથી તથા પોતાના સાદા પહેરવેશથી સર્વમાં આગળ પડી આવતા પુરુષને બતાવવા લાગી.

'એવાનો તે વિચાર શો? એવાનો તે વિચાર શો! હે બુદ્ધી! પણ એનો વિચાર ન કરવો એ તો જેને બુદ્ધિ ન હોય તેનાથી બને.'

એવામાં રમાને સૂત્રધારે બોલાવી તેથી દાસીને 'એનું નામ શોધી કાઢજે,' કહીને રમા રંગભૂમિ પર લાલાને ઘસાઈને ગઈ.

જે ભૂમિકા હાલ ભજવાતી હતી તે ઘણી જ હૃદયભેદક તથા પોતાની

સર્વ શક્તિનું સામર્થ્ય એકત્ર કરે તો જ યથાર્થ નિરૂપિત થઈ શકે તેવી હતી. તમામ પ્રેક્ષકો એકેએક શબ્દ વીણી લેતા હતા; છતાં રમાની દૃષ્ટિ તો પેલો અડગ પ્રેક્ષક જ્યાં બેઠો હતો ત્યાં જ ચોંટી રહી હતી. ગુલાબસિંહ બધું સાંભળતો હતો, જોતો હતો પણ એના મોંમાંથી અનુમોદનનો એક શબ્દ પણ નીકળતો ન હતો. તેમ એનો સખત તથા સહજ મિજાજ-ભરેલો ચહેરો જરા પણ નરમ પડતો ન હતો. રમા જે ભૂમિકામાં હતી તે પ્રેમબદ્ધ પણ સામેથી પ્રેમ પામ્યાવિનાની કોઈ રસિક અંગનાની હતી. આ વખતે રમાને પોતાની કૃત્રિમ ભૂમિકા નિરૂપણ કરતાં પણ હૃદયમાં જે ખરો આવેગ ચાલતો હતો, તેવો કદાપિ થયો ન હતો. એનો અશ્રુપાત ખરા હૃદયના ઝરામાંથી વહેતો હતો, એનું દુઃખ સ્વાભાવિક હતું; બધું નિહાળતાં જ દયા થઈ આવ્યા વિના રહે નહિ તેવું હતું. પ્રેક્ષકોના ધન્યવાદની ઘોષણા વચ્ચે રમાને કેવળ બેશુદ્ધ સ્થિતિમાં અંદર લઈ જવી પડી. સઘળે વાહવાહની ગર્જના થઈ રહી. રંગભૂમિ પર પુષ્પની વૃષ્ટિ થવા માંડી. પુરુષો પોતાની આંખો લૂછવા લાગ્યા, સ્ત્રીઓ સંભળાય તેમ ડૂસકાં ખાવા લાગી.

'અરે દોસ્તો !' દિલ્હીનો એક મોટો ઉમરાવ બોલ્યો : 'આણે તો મારે રોમરોમ અગ્નિ પેદા કર્યો. આજ રાતે જ એને લાવો. કેમ ફક્કડ ! તૈયાર છે કે ?'

'તૈયાર જનાબ, પણ પેલા જયપુરિયાનું ?'

'ગધેડો છે, બેવકૂફ બની ગયો છે, ભલે માથું ખુએ.'

'પણ રજપૂત છે, તપાસ થશે.'

'તું પણ બેવકૂફ જણાય છે. જમનાનદી શું એટલી પણ ગહન નથી ? અથવા પૃથ્વી એટલી પણ ઊંડી નથી કે એક લાશ છુપાવી નહિ શકે ? આપણા મારા કાબેલ છે, ફૂટે તેવા નથી ને મારું તો નામ કોણ લેનાર છે ? આજ રાતે જ બંદોબસ્ત કરો. ચોરલોકોએ મારી નાખ્યો— સમજ્યો કે નહિ ? પાસે કાંઈ હોય તે લઈ લેજો એટલે એ વાત સાચી ઠરશે, ત્રણ માણસો લઈને જા.'

નોકર તો ડોકું ધુણાવતો 'જો હુકમ' કહીને ચાલતો થયો.

દિલ્હી શહેરમાં તે દિવસે ગાડીઓ હાલના જેવી મળતી નહિ, તેમ જ્યાં હાલ ચાંદની ચોકની શોભા ખીલી રહી છે તેવા રસ્તામાં એ સમયે રાતને વખતે જવું ભયભરેલું ગણાતું. રમાએ જે ગાડી રાખી હતી તે ન જડવાથી રમા તથા એની દાસી વિચારમાં પડી ગયાં. લાલાએ પોતાની ગાડી આપવા કહ્યું, પણ રમાએ તેનો કોણ જાણે શા અવર્ણ્ય કારણથી તિરસ્કાર કર્યો. લાલો નિરાશ થઈ વિચારમાં ચાલ્યો જતો હતો, તેવામાં દાસીએ ઊભો રાખ્યો અને પોતાની બાઈનો મિજાજ ઠીક નથી કહી, આખરે રમાને જેમતેમ સમજાવી ગાડી લીધી. લાલો એકલો જ ઊભો રહ્યો. તે જ વખતે ગુલાબસિંહની ગેબી સૂચનાનું એના મનમાં સ્મરણ થઈ આવ્યું. કોઈનો સંગાથ કરવા માટે આસપાસ જોવા લાગ્યો, પણ કોઈ જાણીતું માણસ નજરે પડયું નહિ. એવામાં રામલાલનો અવાજ સાંભળી એ તેની તરફ ગયો, વો તે એને જ શોધતો હતો. 'ચાલ આપણે હમીરની ગાડીમાં સાથે ઘેર જઈશું.' રામલાલે કહ્યું.

'ભાઈ! તેં મને શી રીતે શોધી કાઢ્યો? તારો બહુ ઉપકાર થયો.'

"મને ગુલાબસિંહ રસ્તામાં મળ્યો. તેણે કહ્યું: 'તમારો મિત્ર દરવાજા આગળ ઊભો છે, તેને એકલો ઘેર ન જવા દેશો. દિલ્હી શહેરના રસ્તા ભયભરેલા કહેવાય છે.' એ વાત થતી હતી તેવામાં હમીર મળ્યો. તેને મેં કહ્યું પણ આ હમીર આવ્યા, ચાલો."

હમીરના આવી પહોંચવાથી વિશેષ ખુલાસો થઈ શકયો નહિ, પણ જેવો લાલો ગાડીમાં બેઠો તેવા જ એણે ચાર માણસોને પોતાના તરફ ધારીને જોતા દીઠા.

તેમાંનો એક બોલ્યો: 'અલ્યા! પેલો જયપુરિયો! પેલો' તે લાલાએ સાંભળ્યું. પણ સહીસલામત ઘેર પહોંચી ગયો.

પોતાના જ હાથમાં ઊછરેલી તથા માબાપવિનાની રમા એકલી હતી, તેથી એની દાસી એના ઉપર ઘણી મમતા રાખતી હતી. સ્ત્રીઓના હૃદયમાં જે વિકાર થઈ આવે છે તેનો આ દાસીને ઘણો અનુભવ હતો, ને તેના બળે તે એક દિવસ જ્યારે રમા રાસભવનમાંથી ઘેર આવી રોવા લાગી, ત્યારે તેના પેટની વાત એટલે સુધી કઢાવી શકી હતી કે એનું રોવું

પોતે જોયેલો કોઈ એક ગૃહસ્થ હાલ બે વર્ષથી ફરી જણાતો નથી તેને માટે છે. સૂક્ષ્મ વૃત્તિઓના વિવિધ આવિર્ભાવ તો એ દાસીના સમજવામાં આવ્યા નહિ, પણ કંઈક પ્રેમનું ચેટક લાગ્યું છે એટલો નિર્ણય તે કરી શકી. આ બાબતમાં આ દાસી રમાની બહુ દયા ખાતી અને પોતાથી બને તેટલો દિલાસો આપી મદદ કરતી.

'પેલો કોણ હતો એ જાણ્યું કે?' રમાએ પૂછ્યું.

'હા, એ તો પ્રખ્યાત ગુલાબસિંહ. જેના ઉપર આખા ગામની બાયડીઓ ગાંડી થઈ છે તે. કહે છે કે ઘણો પૈસાદાર છે, પણ લાલાજી–'

'બસ ગુલાબસિંહ! લાલાનું નામ ન દે.'

આ વખતે ગાડી રમાના ઘર તરફના એકાંત ભાગ તરફ વળી, તેવી જ એકદમ અટકી. દાસીએ બારી બહાર ડોકિયું કર્યું તો ઝાંખી ચાંદનીમાં માલૂમ પડ્યું કે ગાડીવાનને કોઈએ પકડીને બાંધી રાખ્યો છે. એ જોતી હતી તેવામાં તો કોઈ મોટો લાંબો માણસ મોઢે બુરખો ઓઢીને ગાડીનાં બારણાં ઉઘાડી ઊભો રહ્યો.

'બીશ નહિ, રમા! તને કાંઈ અડચણ થનાર નથી.' એમ કહેતાં જ તેણે રમાને કમરમાંથી ઉપાડી. પણ પેલી દાસીએ એવો તો એક ધક્કો માર્યો કે પેલો મરદ પણ પાછો હઠી ગયો.

'આની પાસે તો ચોકી મજબૂત જણાય છે. ટેલા! ઓ વેલા! દોડો, પકડો પેલી બુઢ્ઢીને–જુઓ છો શું?'

એ જ વખતે એક બીજો બુરખાવાળો માણસ ગાડી આગળ આવ્યો અને 'રમા! હું તને ખરેખર જરા પણ ઈજા નહિ થવા દઉં.' એમ કહેતાં બુરખો આઘો ખસેડી પોતે ગુલાબસિંહ છે એવી ખાતરી તેણે આપી.

'શાંત થા, ધીમી પડ, હું તને બચાવી શકીશ.' એમ કહી રમાને આશ્ચર્ય પામતી મૂકીને ગુલાબસિંહ ચાલ્યો ગયો. બધા મળીને આ ઠેકાણે નવ માણસો હતા. બેએ ગાડીવાનને ઝાલ્યો હતો, એક ઘોડા પાસે ઊભો હતો અને એક બધાના ઘોડા સાચવતો હતો. ગુલાબસિંહ તથા જે પહેલાં આવ્યો હતો, તે સિવાય બીજા ત્રણ એક બીજી ગાડી આગળ રમાને લઈ જવા ઊભા હતા. આ ત્રણને ગુલાબસિંહે બોલાવ્યા ને જે બુરખાવાળો

પ્રથમ ગાડી આગળ ગયો હતો, (એ રમાને પકડાવનાર અમીર હતો) તેને બાંધવાનો હુકમ કર્યો.

તેણે બૂમ પાડી: 'હરામખોરો! આ શું?' પણ ગુલાબસિંહે કહ્યું: 'એને એની ગાડીમાં નાખો ને જો વધારે તકરાર કરે તો મરજી મુજબ કરો.'

ગાડીવાનને પકડી રહ્યા હતા તેમની પાસે જઈને ગુલાબસિંહે કહ્યું: 'જાઓ, તમારા શેઠની સાથે જાઓ, તમે ત્રણ છો ને અમે પણ હથિયારબંધ છ છીએ. એટલી દયા સમજજો કે જીવતા જવા દઈએ છીએ.'

માણસો ડરીને દૂર ગયા અને ગાડીવાને ગાડી પર ચઢી ઘોડાને હાંકી મૂક્યા. ગુલાબસિંહ પણ રમાની ગાડીમાં દાખલ થઈ ગયો અને કહેવા લાગ્યો: "મારે આ ગુપ્ત વાતનો ખુલાસો કરવો જોઈએ. તારી સામે થયેલું તરકટ મેં ગમે તે રીતે પણ જાણ્યું હતું ને તે આ રીતે તોડી પાડ્યું. જે અમીર ઘણા વખતથી તને હેરાન કરવા ધારે છે તે અને તેના બે માણસો, રાસગૃહ આગળથી જ તારી પાછળ લાગ્યા હતા અને બીજા છને જ્યાં આપણે મળ્યાં ત્યાં ઊભા રહેવા માટે આગળથી જ મોકલ્યા હતા. જ્યાં આ માણસો ઊભા હતા ત્યાં જઈને મેં તેમને કહ્યું: 'તમારા શેઠને તમારી જરૂર નથી' તેથી તે ગયા અને મારા માણસો ત્યાં ઊભા રહ્યા. બાકીની બિના તો તને ખબર જ છે. આ તારું ઘર આવ્યું."

# ૩: પ્રેમતૃપ્તિના અંકુર

ગુલાબસિંહ રમાની પાછળ ઘરમાં ગયો. બુઢ્ઢી સમજીને દૂર થઈ ગઈ અને બંને એકાંતમાં સામસામી દૃષ્ટિ મેળવી બોલ્યાચાલ્યા વિના ઊભાં રહ્યાં. પોતાના પિતાના આનંદી સમયે તેના મધુર ગાનથી ગાજી રહેલા સ્થળમાં આ વખતે ઊભેલી રમા આ ગૂઢ પ્રકૃતિવાળા, કદાપિ પણ સ્મૃતિમાંથી ન ખસતા અને કાંતિમાન તથા ભવ્ય પરદેશીને, જે સ્થળે પોતે પોતાના પિતાને ચરણે ઊભી રહેતી, ત્યાં જ ઊભેલો જોઈ આનંદમાં કે તે પ્રસંગના ગભરાટમાં મોહિત થઈ જઈ, કૃત્રિમ અભિનયોથી

નવીનવી આકૃતિઓ ખડી કરવાની પોતાને પડેલી તરંગી ટેવ મુજબ વિચારવા લાગી : 'અહો એ દિવ્ય પિતાના દિવ્ય ગાનની પ્રતિકૃતિ જ શું મારા આગળ રૂપાંતર પામી અત્યારે ઊભી તો નહિ હોય !' આ વિચારમાં પડેલી હોવાથી પોતાની ભવ્ય કાંતિનું તો તેને ભાન જ ન હતું. એણે માથેથી ચાદર કાઢી નાખી હતી એટલે એની ગૂંચળાંવાળી કાળી લટો સાડીમાંથી હાથીદાંત જેવા સ્વચ્છ ગળા પર વીખરાયેલી જણાતી હતી. એનાં શ્યામ પણ પ્રેમાળ નયન ઉપકારનાં મંદમંદ અશ્રુમાં જાણે તરતાં હતાં અને એના ગાલ તથા મોઢા ઉપર વીતેલા બનાવોના સ્મરણથી સહજ કાંઈ શોકમિશ્રિત પ્રેમલજ્જાની સુરખી છવાઈ રહી હતી. રતિને ખુશ કરતાં કામદેવે પણ આવી આકૃતિ કરતાં વધારે મોહક અને આકર્ષક છબી ભાગ્યે જ નિહાળી હશે !

ગુલાબસિંહ એના તરફ જોઈ રહ્યા હતો, પણ એની દૃષ્ટિમાં પ્રેમની સાથે જ દયાની પણ ઝીણી છાંટ નજરે પડતી હતી. મનમાં જ કાંઈક બોલ્યા પછી મોટેથી રમાને કહેવા લાગ્યો :

'રમા ! મેં તને ભયમાંથી બચાવી છે. તારી લાજ રાખી એટલું જ નહિ, પણ તારો જીવ પણ બચાવ્યો છે. હાલની શિથિલ રાજ્યવ્યવસ્થામાં એ ઉદ્ધત અમીર કોઈની દરકાર કરતો નથી. નજરમાં આવે તેવા ગુના કરે છે. પોતાની વિષયવાસના તૃપ્ત કરતાં પણ ખરા લુચ્ચા માણસો જેવું ડહાપણ વાપરે છે, તેવું વાપરવામાં એ ચૂકતો નથી. જો તેં એની મરજીને હમેશને માટે તાબે થવા કબૂલ ન કર્યું હોત, તો એના જુલમની વાત જાહેર કરવા માટે તું ફરીથી દુનિયાનું મોઢું દેખત નહિ. એ જુલમગારમાં દયાનો છાંટો પણ નથી. એનો હાથ ગમે તે કામ કરવા નિરંતર તૈયાર જ છે. એવા ભયમાંથી મેં તને બચાવી, પણ કદાપિ તું પૂછશે કે શા માટે ?' આટલું બોલી ગુલાબસિંહ જરા અટક્યો અને દિલગીરીભરેલા ચહેરે જરા હસીને કહેવા લાગ્યો: 'જે તારી પર જુલમ ગુજારનાર હતો તેના કરતાં તારા બચાવનારના વિચાર કાંઈ વધારે નિઃસ્વાર્થી નથી, એમ ધારી મને તું દોષ ન ચઢાવતી. નિરાધાર બાળા ! તારા આશકો જે ભાષા બોલે છે તે હું આ વખતે બોલતો નથી. મને તારા આગળ તે આવડતા

પણ નથી. એટલું જ તારે સમજવું બસ છે કે મારામાં દયાનો અંશ છે અને તેથી કોઈની પણ પ્રીતિથી હું ઉપકૃત થાઉં છું. અરે ! શા માટે એ શબ્દ સાંભળી શરમાય છે ? શા માટે કંપે છે ! હું બોલતાંબોલતાં પણ તારા મનમાં શું ચાલે છે તે સમજી શકું છું અને જોઈ શકું છું. તેમાં તારે શરમાવા જેવું કાંઈ નથી. હું એમ નથી કહેવા માગતો કે તારા મનમાં હજી મારે માટે પ્રેમ પેદા થયો છે; કેમકે હૃદયમાંની ખરી વૃત્તિ જાગ્રત થતાં પહેલાં ઘણીવાર કલ્પનામાત્ર જ તીવ્ર બની રહી હોય છે. પણ મારા દુર્ભાગ્યે મેં તારી આંખને મોહિની લગાડી છે, તારી કલ્પનાને કબજે કરી છે ! જે વાતથી તને દુઃખ સિવાય બીજું પ્રાપ્ત થનાર નથી, તે વાતથી દૂર રહેવાની ચેતવણી એકવાર આપી હતી, તેમ ફરીથી આપવા માટે જ હું તારા ઘરમાં આવ્યો છું. પેલો જયપુરવાસી લાલો તારા ઉપર સારો પ્રેમ રાખે છે. કદાપિ પણ મારાથી ન જ રાખી શકાય તેવો પ્રેમ રાખે છે. કદાચ તે તારા પ્રેમને અદ્યાપિ પાત્ર નહિ થયો હોય, પણ જેમ-જેમ તને વધારે ઓળખતો જશે તેમતેમ સહજમાં થઈ શકશે. એની સાથે પરણીને તું સુખી થશે. તારી માના ગામમાં જઈ વસી શકશે. મારું નામ પણ ભૂલી જા. એનો પ્રેમ સ્વીકારી સામો પ્રેમ બતાવવા તત્પર થા. એમ કરવાથી જ તું કીર્તિ પામી સુખી થશે.'

પોતાના મનમાં ખેદ અને શોકની જે વૃત્તિનું અવર્ણ્ય તોફાન ચાલતું હતું તે બહાર બતાવ્યા સિવાય, મોં ઉપર શેરડા પડતાંપડતાં રમા આ વિલક્ષણ વ્યાખ્યાન સાંભળી રહી અને જ્યારે તે પૂરું થયું ત્યારે બંને હાથે મોં ઢાંકી રોવા લાગી. જો કે આ શબ્દોથી અપમાન અથવા તિરસ્કાર કે ક્રોધ અથવા શરમ, સાથે જ થઈ આવે તેમ હતું; તોપણ જે વિચારથી રમાની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી અને એનું હૃદય ધડકી રહ્યું હતું, એ વિચાર એ બધાથી જુદા જ હતા. સ્ત્રીભાવ આ સમયે બાલભાવમાં લીન થઈ ગયો હતો. સામા માણસે મને ચાહવું જ જોઈએ એવી હઠીલી અને ગાંડી પણ નિરપરાધી ઇચ્છા બર ન આવતાં, જેમ કોઈ બાળક સામાના મનને ખોટું ન લાગે તેવી પણ મહાશોકગ્રસ્ત વૃત્તિથી રડે છે, તેમ રમા પણ ક્રોધ કે શરમનો આવેશ પામ્યા વિના પ્રેમનો બદલો

આવો જ વળ્યો એમ ઓછું આણી, ડૂસકેડૂસકે રોવા લાગી.

ગુલાબસિંહ એની આવી આકૃતિ નિહાળી રહ્યો હતો. રમાનું ખુલ્લું થઈ ગયેલું પણ સુંદર અને છટાદાર લટોથી છવાયેલું માથું એના આગળ નમી રહ્યું હતું. એક ક્ષણભર વિચાર્યા પછી એ એની પાસે ગયો અને ઘણા મધુર સ્વરે સાંત્વના કરતો કાંઈક મંદસ્મિત સહિત બોલ્યો: 'રે બાળા! મેં તને પરમ જ્યોતિ માટે પ્રયત્ન કરવા જે કહેલું અને તે પ્રયત્નના ઉદાહરણમાં તારા પડોશમાંનું વૃક્ષ બતાવેલું તે તને યાદ તો હશે. પણ તે જ પ્રસંગે હું તને પતંગિયાનું ઉદાહરણ પણ સાથે જ આપવું ચૂક્યો કે પતંગિયું જ્યોતિને જોઈ તે તરફ જઈ પહોંચે છે, પણ તેની સમીપ જ ખાખ થઈને પડે છે. શાંત થા, હું તને ઠીક સમજાવું છું. આ જયપુરવાસી—'

રમા તુરત જ દૂર ખસી ગઈ અને વધારે રોવા લાગી.

'આ જયપુરવાસી તારા જેટલી જ ઉંમરનો છે ને તારા સમાન કુળનો પણ છે. તું એની સાથે સુખે દિવસ ગાળી છેવટે સ્મશાનમાં પણ એની સાથે પગ વાળશે. પણ હું તો—અથવા એ ભવિષ્યની વાત વિષે હાલ જરૂર નથી, તારા હૃદયને જરા તપાસી જો. હું આ વખત ફરીથી તારી નજરે આવ્યો તે અરસામાં, તારા હૃદયમાં ધીમેધીમે એવા સ્નેહાંકુર ફૂટવા લાગ્યા છે કે જે પરિણામે પ્રેમરૂપ વૃક્ષ થઈ નીવડશે. જાણે તું કોઈ ઘરની ધણિયાણી છે અને ત્યાં આ તારો જુવાન આશક જ તારો પતિ થઈ તને રીઝવે છે એવો તર્ક શું તેં ક્યારે ય નથી કર્યો?'

'કદી નહિ,' રમા આવેશમાં આવી મોટેથી બોલી: 'કદી નહિ, પણ કદી કર્યો હોય તોપણ એટલા જ માટે કે મારા નસીબમાં તેમ થવાનું નિર્માણ થયું જ નથી અને અરે!' પોતાના મોં ઉપર છવાયેલી લટો દૂર કરી એક દૃષ્ટિએ ગુલાબસિંહ તરફ જોતી, રોતીરોતી બેસી ગઈ હતી ત્યાંથી ઊભી થઈને બોલવા લાગી: 'અરે! આ પ્રમાણે મારા હૃદયની વાત સમજીને મારું ભવિષ્ય બાંધી આપનાર! તું ગમે તે હો, પણ જે વૃત્તિથી (એમ કહેતાં જરા અચકાઈ અને નજર નીચી નમાવી બોલી.)

મારું હૃદય તારામાં ગૂંથાયું છે, તે વૃત્તિને તું કોઈ બીજારૂપે સમજતો નહિ. જે પ્રેમ મારામાં ઉત્પન્ન કરવા માટે સામેથી પ્રયત્ન કરવામાં આવ્યો નથી અને મારામાં પ્રેમ થાય તોપણ જેનો બદલો સામેથી વળે તેમ નથી, તેવો પ્રેમ હું કદાપિ કરતી જ નથી. પરદેશી ! તારે માટે મારા મનમાં જે વૃત્તિ થાય છે તે પ્રેમની નથી. શા માટે તારા પર પ્રેમ થવો જોઈએ ? તેં મારી સાથે મને શિખામણ આપવા સિવાય બીજા કોઈ પ્રકારની વાત અદ્યાપિ કરી નથી ને વળી હાલ તો છેક મારું અપમાન કરવા સુધીની પણ કરી છે !' આમ કહેતાં વળી અટકી ગઈ, અવાજ નરમ પડી ગયો. પાંપણો પરથી અશ્રુનાં બિંદુઓ ખરવા માંડ્યાં, પણ તેને લૂછી નાખી કહેવા લાગી : 'નહિ, પ્રેમ તો નહિ જ ! મેં જે વિષે સાંભળ્યું છે, વાંચ્યું છે અને રંગભૂમિ ઉપર જેનું નિરૂપણ કરવા પ્રયત્ન કર્યો છે તે જો પ્રેમ હોય તો નહિ, પ્રેમ તો નહિ જ ! પણ એથી એ સવિશેષ માન પેદા કરવાવાળું, ભય પ્રેરનારું અને લગભગ અમાનુષ આકર્ષણ છે ! એથી જ મને આનંદ અને ક્ષોભ સાથે જ પેદા કરવાવાળાં મારાં તરંગી ચિત્રોમાં પણ જાગતાં કે સ્વપ્નમાં સર્વદા તારું જ ભાન થયાં કરે છે. તું એમ ધારે છે કે જો તારે માટે મારા મનમાં પ્રેમ જ હોય તો હું તારી સમક્ષ આમ બોલી શકું ? (આ વખતે એણે વળી પોતાની દૃષ્ટિ એકદમ ગુલાબસિંહની દૃષ્ટિ પર માંડી) અને મારી ને તારી આંખેઆંખ આ પ્રમાણે મેળવી તારા હૃદયમાંની વાત સમજવા પ્રયત્ન કરું ? રે અનભિજ્ઞાત ! કોઈ કોઈ વાર મને તારાં દર્શન કરવાનું કે તારી વાત સાંભળવાનું મન થતાં હું પૂછું છું, પણ મારા આગળ તું બીજા કોઈની વાત શા માટે લાવે છે ? શિખામણ દે, ઠપકો આપ, મારા હૃદય ઉપર મરાય તેટલા જખમ માર—જે ઘટતો ઉપકાર મારાથી દર્શાવી જવાય છે તેનો મરજીમાં આવે તો સ્વીકાર ન કર—પણ હમેશાં દિલગીરી અને આંસુનો દૂત થઈ મારે ઘેર આવ નહિ. મેં કોઈ કોઈ વાર તને મારાં સ્વપ્નમાં ભવ્ય તેજમાં ઊભેલો જોયો છે. જેવો આનંદ હાલ તારી દૃષ્ટિમાં જણાતો નથી તેવા દિવ્ય આનંદથી તારી દૃષ્ટિ પણ સ્ફુરી રહેલી જોઈ છે. અજાણ્યા પરદેશી ! તેં મને બચાવી છે અને હું તે માટે તારો ઉપકાર માની આશિષ દઉં છું.

શું આ હૃદયોદ્‌ગારરૂપ સેવા પણ એવી છે કે જેનો તું અનાદર કરશે?' આ છેલ્લા બોલ બોલતાંબોલતાં પોતાના બંને હાથ જોડી રમા એની આગળ પોતાના જોડેલા હાથ ઉપર માથું નમાવી રહી. આ પ્રમાણેની એની નમ્રતા કોઈ સ્ત્રીને છાજે નહિ તેવી કે હલકી ન હતી; અથવા પ્રેમીપ્રેમિકા વચ્ચે હોય તેવી ન હતી કે ન હતી શેઠચાકર વચ્ચેની હોય તેવી. પણ જેવી કોઈ બાળક પોતાના પાલક તરફ અથવા કોઈ શિષ્ય પોતાના મહાત્મા ગુરુ તરફ દર્શાવે, તેવા પ્રકારની એ નમ્રતા હતી. ગુલાબસિંહ ભ્રૂકુટિ ચડાવી દિલગીરીમાં વિચાર કરતો ઊભો હતો. દયા અને શોકની અવર્ણ્ય દૃષ્ટિથી પણ મૃદુ પ્રેમની નજરે રમા તરફ જોઈ રહ્યો હતો; છતાં પણ સખત મોંએ અને અનુત્સાહક શબ્દે બોલ્યો :

'રમા! તું જે માગે છે તે શું છે તેની તને ખબર છે? તારી જાતને, કદાપિ આપણે બંનેને, જે ભયમાં તું નાખવા ઇચ્છે છે તેની તને ખબર છે? સંસારની સાધારણ ધમાલમાં પડેલાં અલ્પ પ્રાણીઓથી મારું જીવન નિરાળું છે. રૂપ, રંગ, અંગ કશાને હું ઓળખતો નથી. સ્થૂલની જેમાં ગંધ પણ નથી, વિષયવાસના જેને અભડાવતી નથી, એવી કોમળતા અને કાંતિમાત્રની જ ઉપાસનામાં હું નિમગ્ન છું. તેમ છતાં પણ કોમળ કાંતિનાં દર્શનસ્પર્શનથી ઘણાનામાં જે થઈ આવે છે તેથી હું વિરક્ત છું. જેમાં માણસ પરમાનંદ માને છે તેને હું મહાવિપત્તિ માની દૂરથી જ પરહરું છું. સંસારમાં સ્ત્રીઓની પ્રીતિથી સવિશેષ દૂર રહું છું. હાલ મારામાં એવું સામર્થ્ય છે કે હું તને આગળથી ચેતવણી આપી ઘણાં દુઃખમાંથી બચાવી શકું, પણ જો મારું ને તારું ઓળખાણ આથી આગળ વધે તો પછી એ સામર્થ્ય મારામાં રહેશે? મુગ્ધે! હું પૂછું છું તેમાંનું તું કાંઈ પણ સમજતી નથી, પણ એ કહ્યા પછી હવે જે કહું છું તે તારાથી સહજમાં સમજાશે. તને મારે એવી જ આજ્ઞા કરવી પડે છે કે તારું ભવિષ્ય તારા સુખ માટે તને જેમ કોઈ વાતનો નિષેધ કરતું હોય, તેમ મારા વિષેના વિચાર તારા મનમાંથી નિર્મૂળ કર. જો તું સ્વીકાર કરશે તો લાલો તને મરણ પર્યંત પ્રેમથી ચાહશે. કદાપિ હું પણ (એણે ગળગળા સ્વરે ઉમેર્યું) તારા પર પ્રેમ રાખું!'

'તમે!' હર્ષ અને ઉલ્લાસના સત્વર ઉદ્‌ગારમાં રમાથી બોલી જવાયું, પણ એક જ ક્ષણમાં તેને સમજાયું કે એ બોલેલું પાછું મળે તો જે બેસે તે મૂલ આપીને પણ લેવું જોઈએ.

'હા, રમા! હું કદાપિ તારા પર પ્રેમ રાખું; પણ તે પ્રેમમાં અહો શી વિપત્તિ! શું દુઃખ! શો અવસ્થાંતર! જે કઠિન પર્વત ઉપર પુષ્પ ઊગે છે તે પર્વતને તો પુષ્પ સુવાસિત કરે છે. બીજી જ ક્ષણે પુષ્પ કરમાઈ જાય છે પણ પર્વત તો તેનો તે જ. આગળપાછળ હિમના ઢગલા! માથા પર સૂર્યનો બળતો તાપ! જરા શાંત થા–વિચાર કર. હજી પણ તારે માથે આપત્તિ ઊભી છે. થોડા વખત સુધી તો તારા નિર્દય જુલમગારના પંજામાંથી તું બચી શકશે, પણ આખરે એવો વખત આવશે કે અહીંથી નાસી છૂટ્યા વિના તારે સિદ્ધિ રહેશે નહિ. જો પેલો જયપુરનો રજપૂત તારા ઉપર ખરો પ્રેમ રાખતો હશે તો એને તારી આબરૂ પોતાની આબરૂ જેટલી જ વહાલી લાગશે. તેમ નહિ બને તો એવો પણ કોઈ જાગશે કે જેની પ્રીતિ વધારે સાચી ઠરશે અને જેને હવાલે સદાચાર વધારે સહી-સલામતીમાં રહેશે. બસ, ત્યારે મારા ભાગ્યમાં શું આવે છે તે તો હવે હું સાફ જોઈ શકતો નથી. આટલું હું કહી શકું છું કે આપણે ફરી મળીશું. પણ રે મધુર પુષ્પ! તે પહેલાં સમજજે કે પર્વતની કઠિન ભૂમિ કરતાં બીજી વધારે નરમ જમીન પણ તારે ઊગવા માટે સર્જાયેલી છે.'

આમ કહેતાં જ ચાલતો થયો અને જ્યાં પેલી બુઢ્ઢી દાસી ઊભી હતી તે દરવાજા આગળ જઈ પહોંચ્યો. એનો હાથ પકડી ગુલાબસિંહ આનંદી સ્વરે કહેવા લાગ્યો: 'લાલાજી તારી શેઠાણી પર આશક છે ને ઘણું કરી એને પરણશે. તું તારી શેઠાણી પર કેટલો ભાવ રાખે છે તે મને ખબર છે ને તેથી જ કહું છું કે એના મનમાં મારે માટે કાંઈ ભૂત ભરાયું હોય તો કાઢી નખાવજે. અમે તો નિરંતર ઊડતાં પક્ષી કહેવાઈએ.' આમ કહેતાં જ દાસીના હાથમાં મહોરોની થેલી મૂકી દૃષ્ટિ બહાર થઈ ગયો.

## ૪ : પ્રેમ અને જ્ઞાનનો કલહ

ગુલાબસિંહ પોતે રાખેલા એકાંત મહાલયમાંના ખાનગી ઓરડામાં દાખલ થયો ને ત્યાં એના બે ખાસ માણસો એની સામા આવ્યા. આ નોકરો પણ વિલક્ષણ હતા. તેઓનો મિજાજ એવો શાંત હતો કે કોઈના મનની જિજ્ઞાસા પૂરી થાય અથવા પેદા થયેલો શક દૃઢ થાય, એવો તેમના મોંમાંથી એક બોલ પણ નીકળતો નહિ. તેમની બોલી પણ સામાન્ય રીતે ન સમજાય તેવી હતી. આ બે નોકર ગુલાબસિંહની સાથે નિરંતર રહેવાવાળા હતા. એ સિવાયનો જે નોકરચાકરનો વૈભવ હતો તે જરૂર પડ્યાથી કામચલાઉ રાખી લેવામાં આવેલો હતો. એના ઘરમાં તેમ જ એની રીતભાતમાં એવું કાંઈ નજરે ન આવતું કે જેથી એના વિષે ચાલતી ગપ્પો જરા પણ ખરી ઠરે. પરીઓ આવીને એની નોકરી બજાવી ન જતી, પીર–પયગંબરો આવીને એને ભવિષ્ય કહી ન જતાં, કર્ણપિશાચી એના કાનમાં ગણગણતી નહિ કે એના ઘરમાં નક્ષત્રની ગતિ જાણીને થવાની વાતો આંકવાનાં નલિકાયંત્રાદિ પણ મોજૂદ ન હતાં. એની આટલી મોટી અખૂટ દોલત હોવા છતાં એના બેસવા–ઊઠવાના ઓરડામાં કીમિયાગર રાખે છે, તેવો પણ સામાન નજરે પડતો ન હતો. આ ઉપરાંત એની વાતચીતમાં જે અધ્યાત્મ વિજ્ઞાનનો અંશ ઝળકી આવતો અથવા જે સામાન્ય પણ વિશાળ જ્ઞાન જણાઈ આવતું તે પ્રાપ્ત કરવાનાં કોઈ સાધન–ગ્રંથાદિ પણ એની પાસે જણાતાં ન હતાં. હાલ એ કોઈ પણ ગ્રંથનો અભ્યાસ કરતો હોય તો તે ફક્ત આ મહામાયારૂપે વિવર્તતા પરબ્રહ્મરૂપ ગ્રંથનો જ હતો. તે માટેનું સાહિત્ય એની ગહન સ્મરણશક્તિથી મળી રહેતું. આ પ્રમાણે એના ઘરમાં તથા વ્યવહારમાં બધે તે પ્રકારની સાદાઈ જણાઈ આવતી; છતાં એવી પણ એક વાત હતી કે જેથી એ કોઈ ગુપ્તવિદ્યાનો ઉપાસક છે એમ કલ્પવામાં આવે. દિલ્હીમાં, અંબરમાં કે હિમાલયના બરફમાં ગમે ત્યાં પોતે હોય, ત્યાં બધા ઘરથી જરા છેટે એક કોટડી રાખી, તેને ગમે તેવી યુક્તિથી પણ ઊઘડી ન શકે એવા નાના સરખા તાળાથી બંધ કરી રાખતો. એવું પણ એક વખત બનેલું કે ગુલાબસિંહ ઘેર ન

હતો તેવામાં કોઈ ન જાણે તેમ એક ચાકરે મધ્યરાત્રિએ એ તાળા પર મહેનત કરી જોયેલી અને બીજે જ દિવસે તેને મુનીમ તરફથી કંઈ પણ કારણ જણાવ્યા સિવાય રજા પણ મળેલી. આ ચાકરે પણ પોતાના ક્રોધમાં ને ક્રોધમાં હજારો જૂઠી વાતો ઉમેરીને પોતાની વાત લોકોમાં ચલાવી મૂકેલી. તે કહેતો કે જેવો હું બારણાં આગળ ગયો તેવું જ કોઈ મને દૂર ખેંચી જવા લાગ્યું ને તાળાને હાથ લગાડ્યો કે તુરત જ પક્ષઘાત થયો હોય તેમ અંગ સજ્જડ થઈ જઈને જમીન પર ચત્તોપાટ પડ્યો. એક ચાલાક તાંત્રિકે આ વાત સાંભળતાં જણાવ્યું કે ગુલાબસિંહ વિદ્યુતનો અચ્છો ઉપયોગ કરતો હશે, પણ તે વાત રસિયા લોકોને ગમી નહિ. આ બધું ગમે તેમ હો, પણ એટલું તો ખરું કે આ કોટડી આવી રીતે એકવાર બંધ કર્યા પછી તેમાં ગુલાબસિંહ સિવાય બીજું કોઈ પેસવા પામતું નહિ.

દરબારની ઘડી પર વાગતાં ચોઘડિયાંના ઘોરથી આ ભવ્ય મહાલયનો ધણી નિદ્રામાંથી જાગ્રત થયો.

'ઘડીમાં આગળ પાણી વધારે ભરાયું!' તે જરા બેચેનીથી બોલ્યો: 'તથાપિ શું થઈ ગયું? તે અનાદિ અને અનંત પરમાત્મામાં કાળથી કરીને એક કણ પણ વધવાનો કે ઘટવાનો નથી. રે આત્મા! પરમજ્યોતિ! શિવ! તારા સ્થાનથી શા માટે ભ્રષ્ટ થાય છે? નિર્વિકાર, અનંત પરમાત્મભાવ તજી તું વિકારમય, પરિમિત પદાર્થો ઉપર શા માટે વૃત્તિ દોડાવે છે? ક્ષણભંગુર વિષયના સહવાસથી પ્રાપ્ત થતા આનંદમાં પણ વિવાદ જ થાય છે એમ સમજી તું કેટકેટલીવાર તારા સ્વરૂપમાં જ લય પામી આત્મધ્યાનમાં સંતુષ્ટ રહેલો છે! આજ તે સંતોષ ક્યાં ગયો?'

આમ વિચાર ચાલે છે એવામાં પોતાની બારી નીચેના વાડીના ભાગમાં આવેલાં નારંગીના વૃક્ષમાંથી પ્રાતઃકાલને વંદન કરતા બુલબુલનો મધુર અવાજ ઊઠ્યો અને જેમ જેમ વધારે તાનથી આલાપાતો ગયો તેમ તેમ જાગી ઊઠેલી તેની અંગનાએ સામે પ્રેમમય ઉત્તર પણ આપવા માંડ્યો. ગુલાબસિંહનું લક્ષ્ય તે તરફ ગયું અને જે શિવરૂપ જીવને એ બોધ આપતો હતો તેમાં નહિ, પણ વિષયવાસનાની પ્રતિકૃતિરૂપ અંતઃકરણમાં કાંઈ કાંઈ

વિતર્ક અને અવર્ણ્ય પણ આનંદકારક સળવળાટ થવા લાગ્યા. પોતે ઊઠ્યો અને ઓરડામાં ઘણો વિહ્વળ થઈ આમતેમ ફરવા લાગ્યો. છેવટે બેદરકારી અને અધીરાઈથી બોલ્યો: 'બસ! આ જગતમાંથી નીકળવું જ; ગમે તેટલા કાળે પણ શું એનું દુ:ખદાયક બંધન નહિ તૂટે ? આ ગૃહમાંથી બસ ચાલ! તૂટો બંધન! તૂટો! પાંખો! ઊઘડો' આમ બોલતો જુદાજુદા ઓરડામાં થઈ પેલી એકાંત કોટડીમાં ભરાયો.

## ૫ : બે પ્રતિસ્પર્ધીઓ

બીજે જ દિવસે લાલો ગુલાબસિંહના ઘર તરફ આવ્યો. સહજમાં ઉશ્કેરાઈ જાય એવું આ યુવાનનું મગજ, આ વિલક્ષણ પુરુષ વિષે જે થોડુંઘણું અંબર તથા દિલ્હીમાં જોયું–સાંભળ્યું હતું, તેથી ખૂબ ઉશ્કેરાઈ ગયું હતું અને કોઈ પ્રકારના અનિવાર્ય તેમજ અવર્ણ્ય આકર્ષણથી એને આ ગૃહસ્થ પાસે જવાનું મન થઈ આવ્યું હતું. ગુલાબસિંહનું સામર્થ્ય એને ઘણું ગૂઢ અને મોટું લાગ્યું. તેની ઇચ્છા એને પરોપકારપરાયણ જણાઈ, પણ તેનો સ્વભાવ કેવળ અનુત્સાહક અને અતડો દેખાયો. એક વખતે પોતાના ઓળખીતાની પણ દરકાર ન કરવી, બીજે જ વખતે તેને મહાભયમાંથી બચાવવો એ તે શું! લાલો પોતે જાણતો ન હતો તેવા ગુપ્ત શત્રુઓ વિષેની ગુલાબસિંહે શી રીતે ખબર મેળવી હશે? આ બધું વિચારતાં લાલાને ઘણી જિજ્ઞાસા પેદા થઈ. ગુલાબસિંહનો ઉપકાર ઘણો લાગ્યો ને તેથી તેણે એ અતડા પરદેશીની વિશેષ ઓળખાણ કરવાનો પ્રયત્ન કરવાની ફરી ઇચ્છા કરી.

ગુલાબસિંહ ઘેર જ હતો. લાલાને એક ભવ્ય દીવાનખાનામાં બેસાડ્યો. ગુલાબસિંહ પણ તુરત જ ત્યાં આવીને એને મળ્યો.

'કાલે રાતે તમે જે સૂચના કરી હતી તે માટે તમારો ઉપકાર માનવા આવ્યો છું.' લાલાએ કહ્યું: 'ને વળી વિશેષમાં એમ પણ વિનતિ કરવા આવ્યો છું કે મારે હવે પછીથી કઈ તરફથી ભય રાખવો તે બતાવો.'

'તમે કોઈની ઉપર આશક થયેલા છો.' ગુલાબસિંહે હસતાંહસતાં

જવાબ વાળ્યો: ‘છતાં પણ દિલ્હી શહેરના રિવાજથી એટલા અજાણ્યા છો કે એટલું પણ જાણતા નથી કે આશકોને માથે શત્રુ હોય જ!’

લાલાએ શરમાતાં–શરમાતાં કહ્યું: ‘ભાઈ, મશ્કરી તો કરતા નથી ને?’

‘બિલકુલ નહિ. તમે રમાને ચાહો છો, પણ તમારો પ્રતિપક્ષી આ જ ગામનો ઘણો સમૃદ્ધિવાન અને વગવાળો કોઈ ઉમરાવ છે. તમારે માથે જોખમ ઘણું છે!’

‘મને માફ કરજો સાહેબ! પણ એ બધાની તમને કેમ ખબર પડી?’

‘આ જગતનાં ક્ષણભંગુર મનુષ્યોને હું મારી વાતનો હિસાબ કરી બતાવતો નથી. તેમ તમે મારી સૂચના પ્રમાણે વર્તશો કે નહિ તેની મને લેશ પણ દરકાર નથી.

‘ભલે, તમને મારે કાંઈ પૂછવું નહિ, એમ તમારી મરજી હોય તો તેમ. પણ હવે મારે શું કરવું તે તો કહો?’

‘તમે મારી શિખામણ પ્રમાણે કરશો?’

‘શા માટે નહિ?’

‘કેમકે તમે શરીરે મજબૂત અને હિંમતવાન છો. તમારા વિષે જરા વાતચીત લોકોમાં ચર્ચાઈ કીર્તિ થાય તેમાં રાજી છો અને ઉપરાંત ઘણા ઉત્સુક છો. ધારો કે હું તમને એમ જ કહું કે દિલ્હીમાંથી એકદમ નાસી જાઓ, તો કોઈ શત્રુની બીકને લીધે, કાળજું કાપી લે એવી સુંદરી મૂકીને તમે જશો?’

પેલો જુવાન જયપુરવાસી આવેશમાં આવી બોલ્યો: ‘તમે ખરું કહો છો, નહિ જ! તમે પણ મારા આમ બોલવાથી મારો દોષ નહિ જ કાઢો.’

‘પણ એ સિવાય એક બીજો રસ્તો બતાવું. તમે રમાને ખરા દિલથી ને પ્રેમથી ચાહો છો? એમ હોય તો એની સાથે લગ્ન કરીને તમારા ગામમાં લઈ જાઓ.’

‘ના ના, એમ તો નહિ, રમાનું કુળ મારાથી નીચું છે. વળી એનો ધંધો–પણ ટૂંકામાં હું એની કાંતિ ઉપર ફીદા છું. પણ પરણી તો શકું નહિ.’

ગુલાબસિંહે ભમર ચઢાવી કરડી આંખે કહ્યું: ‘ત્યારે તો તમારો પ્રેમ તે સ્વાર્થી વિષયવાસના માત્ર જ જણાય છે! એમ છે એટલે તમારા સુખનો

રસ્તો બતાવવાની મારી મરજી થતી નથી. રે યુવાન ! તું ધારે છે તે કરતાં વિધિનો ક્રમ વિશેષ સરળ છે. જગન્નિયંતાનાં સાધનોની જાળ એવી વિકટ કે વિરલ નથી કે જેથી માણસમાં પુરુષપ્રયત્નનો અવકાશ જ ન રહે. આપણે સર્વ આપણો રસ્તો કરવા સમર્થ છીએ; કેમકે પરમાત્માની યોજનામાં જે દિવ્ય પરિણામો ઊપજવાનાં છે, તે માટે આપણને ભાસતા વિરુદ્ધ બનાવોનો પણ અનુકૂળ યોગ થઈ રહે છે. તારે બેમાંથી એક વાત પસંદ કરવાની છે. ઊજળો અને ખરો પ્રેમ તને સુખ આપી ભયમાંથી બચાવશે. ગાંડી વિષયવાસના તને દુઃખમાં ને મહાનરકમાં ફસાવશે. પરણવાનો હેતુ વિષયવાસનાની તૃપ્તિ જેટલો જ ન સમજીશ. જે આત્મા અજ્ઞાનથી સ્વ કરતાં અન્યને અનુભવતો નથી, તે પોતાના પ્રદેશને સર્વમય કરી લે તે માટેની કેળવણીને અર્થે પરણવું છે. એ જાણ્યા વિના દુઃખ જ પ્રાપ્ત થશે.'

'તમે તો ભવિષ્યની વાત સમજવાનું સામર્થ્ય પણ રાખતા જણાઓ છો ?'

'બસ, મારે જેટલું કહેવાની મરજી હતી તેટલું મેં કહ્યું.'

લાલાએ જરા હસતે મોઢે કહ્યું : 'મારા મહેરબાન ગુલાબસિંહ ! મને તમે આવો ઉપદેશ આપવાનું લઈ બેઠા છો, ત્યારે તમને એટલું જ પૂછું છું કે તમે ? પોતે કાંતિ ભરેલા, જુવાનીના બહાર તરફ એટલી ઠંડી નજરે જોઈ શકો છો કે તે તમે તેના આકર્ષણ આગળ પથ્થરની પેઠે સ્થિર રહી શકો ?'

ગુલાબસિંહે મનમાં દિલગીર થતાં સહજ હસીને કહ્યું : 'જેનો આચાર વિચાર સાથે મળતો આવે તે જ શિક્ષા આપવાને યોગ્ય છે, એવો જો નિયમ હોય તો આપણને ઉપદેશ આપનારની સંખ્યા બહુ થોડી નીકળે. કોઈ અમુક માણસનો આચાર પોતાના સિવાયના બીજા બહુ જ થોડા માણસની દૃષ્ટિએ ચડે છે ને અસર કરે છે. પણ જે સારું કે નરસું તે હમેશ માટે કરી જાય છે, તે તો જે વિચાર પોતે પ્રવર્તાવી શકે તે ઉપર આધાર રાખે છે. માણસનાં અમુકઅમુક કર્મ કેવળ ક્ષણિક અને થોડામાં જ અસર કરવાવાળાં છે. તેના વિચાર આખા જગતમાં પ્રસરી મહાપ્રલય

પર્યંત પણ માણસોને શુભ બોધદાયક થઈ પડે તેવા છે. આપણા પ્રસિદ્ધ અને વંદ્ય સદ્ગુણો, કાયદાઓ, શાસ્ત્રો એ સર્વ પુસ્તક અને લોકવાર્તામાંથી ઊપજી આવેલાં છે અને પુસ્તક, લોકવાર્તા વગેરે કેવળ વિચાર જ છે, આચાર નહિ. આચારે જોઈએ તો સર્વપૂજ્ય કૃષ્ણ મહાવ્યભિચારી અને લંપટ દીસતા, પણ વિચારે જોઈએ તો તેમનાં ગીતામૃતમય વચનથી જગતમાં મોક્ષની પ્રવૃત્તિ ચાલુ છે. આચારે જોઈએ તો વિશ્વામિત્ર મહાક્રોધી ભાસતા પણ તેમના વિચારથી શ્રોતાઓ સંસારજાળથી મુક્ત થાય છે. નઠારામાં નઠારા ગામડિયા કરતાં કાંઇક મહાત્માઓની કૃતિ કનિષ્ટ જણાઈ છે, પણ તેમના સદ્વિચારે જ જગત ટકી રહ્યું છે, સુખનું મૂળ રોપાયું છે ને માણસને સમાધાનરૂપ ફળ મળ્યું છે. લાલાજી! આપણા વિચાર એ, આપણો દિવ્ય અંશ છે, આપણા આચાર એ માનુષી અંશ છે. આપણા વિચાર અમર છે, આચાર ક્ષણિક છે.'

'અહો દિલ્હીના ફક્કડોમાં ફરતાંફરતાં પણ વિચાર તો બહુ ગંભીર જણાવ્યો!'

'તને તેની શી ખાતરી છે કે હું દિલ્હીનો ફક્કડ છું?'

'તમે દિલ્હીના નથી? છતાં પણ જ્યારે તમે આપણી ભાષા આમ બોલો છો ત્યારે મને લાગે છે કે—'

'ચૂપ!' ગુલાબસિંહે કહ્યું. વળી થોડીવાર પછી ધીમેથી બોલ્યો: 'કેમ લાલાજી! ત્યારે તમે રમાને જવા દેશો કે મેં જે કહ્યું તે પર થોડા દિવસ વિચાર કરશો?'

'જવા દેશો? કદાપિ નહિ.'

'ત્યારે તો એને પરણશો જ.'

'એ પણ કેમ બને?'

'ખેર, એમ કરો! એ જ તમને તજી દેશે. હું તમને એટલું જ કહું છું કે તમારે બીજા પ્રતિપક્ષી છે.'

'હા, પેલો— પણ હું એનાથી ડરતો નથી.'

'પણ એ વિના બીજો છે, જેનાથી તો તમારે બીવું જ પડશે.'

'તે કોણ?'

'હું પોતે જ!'

લાલો તો આ શબ્દો સાંભળતાં ફીકો જ પડી ગયેલ અને બેઠો હતો ત્યાંથી ચમકીને બોલ્યો: 'તમે જ ગુલાબસિંહ? તમે જ! ને તમે પોતે જ મને એમ કહેવાની હિંમત ધરો છો?'

'હિંમત ધરો છો! અરે! એવો પણ પ્રસંગ હોય છે કે જ્યારે હું એમ ઇચ્છું છું કે હું સદા ય ડરતો જ રહું!'

આ ગર્વભર્યા શબ્દો ગર્વથી બોલવામાં આવ્યા ન હતા, પણ ઘણી શોકયુક્ત નિરાશા સહિત, કર્તવ્યમાત્રને જ મુખ્ય ગણી કહેવામાં આવ્યા હતા. લાલો ગુસ્સે થયો, ગભરાયો પણ ડરી ગયો; છતાં એનામાં રજપૂતનું લોહી હતું. તેથી ધીમે રહી બોલ્યો: 'મહેરબાન સાહેબ! આવા ગંભીર શબ્દોથી કે આ ગુહ્ય વચનોથી હું છેતરાવાનો નથી. મારામાં નથી તેવું અથવા મારાથી સમજી ન શકાય તેવું સામર્થ્ય તમારામાં હશે; અથવા તો તમે કોઈ ચાલાક ધુતારા જ હશો, પણ મારે શું?'

'હાં, પછી?'

'તમારે સમજવું' જરા ફીકા પડીને પણ દૃઢતાથી લાલાએ કહ્યું. 'તમારા જેવો અજાણ્યો માણસ મને રમા સાથે પરણવાની જેમ કદી પણ ફરજ પાડી શકે તેમ નથી, તેમ હું પણ એમ ને એમ જ એને બીજાને હાથ જવા દઉં તેવો નથી.'

પોતે બોલતો હતો તે કરવાનું પોતાનામાં પાણી છે એમ દીપ્ત થયેલા મુખારવિંદ ઉપરથી તથા ચમકતી આંખો પરથી સ્પષ્ટ જણાતું હતું. તે થોડીવાર નિહાળ્યા પછી ગુલાબસિંહ બોલ્યો: 'વાહ હિંમત! ઘટે છે, રજપૂતને ઘટે છે! પણ હું કહું છું તે સાંભળ. આજથી નવમે દિવસે મને કહી જજે કે તું સર્વથી સુંદરમાં સુંદર કાંતાને પરણશે કે નહિ.'

'પણ જો તમે એને ચાહતા હો તો શા માટે—'

'શા માટે હું એમ કહું છું કે તમે તેને પરણશો? મને પરણવાથી એને જે દુઃખ થશે તેમાંથી બચાવવા માટે. સાંભળ. એ ગરીબ અને અભણ છોકરીમાં ઘણા ઉત્કૃષ્ટ સદ્દગુણોનાં બીજ મારી નજરે પડે છે. જેને એ ચાહશે તેનું સર્વસ્વ પોતે થઈ રહેશે. જે જે વાત કોઈ પોતાની અર્ધાં-

ગનામાં ઇચ્છે તે એનામાંથી નીકળશે. પ્રેમથી પ્રફુલ્લ થયેલો એનો આત્મા તારા આત્માનો ઉદ્ધાર કરશે. તારા કર્મને જુદી જ અસર કરશે. તને ભાગ્યશાળી બનાવશે. તું ઘણો પ્રસિદ્ધ અને સુખી પુરુષ નીવડશે. પણ જો એ બિચારી મારો ભોગ થઈ પડશે તો એનું શું થશે તે હું સમજી શકતો નથી. પણ મને ખાતરી છે કે આ એવી કસોટી છે, જેમાંથી બહુ થોડાં જ નિષ્કલંક પાર પડે છે. એમાંથી આજ પર્યંત કોઈ સ્ત્રી તો બચી જાણી જ નથી.'

ગુલાબસિંહનું વદન આ બોલતાં ફીકું પડી ગયું અને એનો અવાજ એવો થઈ ગયો કે જેથી આ વાત સાંભળનાર પણ ટાઢોહિમ થઈ ગયો.

પોતાની જિજ્ઞાસાને કબજે ન રાખી શકવાથી લાલો બોલી ઊઠ્યો: 'આ તે શો ગૂંચવાડો? તમે બધાં માણસ કરતાં નિરાળા છો? માણસો સાધારણ રીતે જ્ઞાનની સીમા જેટલી બાંધે છે તેની પાર તમે ગયા છો? અર્થાત્ શું તમે જાદુગર, ભૂત સાધનાર કે એવા કોઈ છો કે અમથા–'

'બસ!' ગુલાબસિંહે ધીમેથી પણ વિલક્ષણ તથા ખેદકારક મૃદુતાયુક્ત સ્મિત સહિત કહ્યું: 'આવા પ્રશ્ન મને પૂછવાનો તને અધિકાર છે? અહીં મારા વિચાર માટે કે ધર્મ માટે થોડું જ મને કોઈ મારી નાખે એમ છે? બુદ્ધ અને શંકરાચાર્યના વખત તો ગયા. રાજાઓ આખાં ગામ ધર્મ માટે ઉજ્જડ કરતા તે દિવસ વીત્યા. એમ છે ત્યારે હું તને જવાબ ન દઉં તો માફ કરજે.'

લાલો સહજ નાખુશ થયો ને ઊઠ્યો. રમા ઉપર પોતાની દૃઢ આસક્તિ છતાં અને આવો ભયંકર પ્રતિપક્ષી છતાં તે જ પ્રતિપક્ષી તરફ કોઈ અનિવાર્ય આકર્ષણથી લાલો ખેંચાવા લાગ્યો. ગુલાબસિંહ તરફ પોતાનો હાથ લાંબો કરી તે બોલવા લાગ્યો: 'ખેર! આપણે પ્રતિપક્ષી જ ઠરીશું તો તે વાતનો હિસાબ આપણી તલવાર પતાવશે, પણ તે પહેલાં તો આવો, આપણે મિત્ર તરીકે જુદા પડીએ.'

'મિત્ર!—તું શું માગે છે તેની તને ખબર નથી.'

'વળી માથાફોડ?'

'માથાફોડ!' ગુલાબસિંહે જરા જુસ્સાથી જવાબ દીધો: 'હા! તું

એ માથાફોડનો નિવેડો કરી શકશે? તેમ ન થાય ત્યાંસુધી તો હું મારો હાથ તારા હાથ સાથે મેળવી તને મિત્ર કહેનાર નથી.'

'માણસને નથી મળી શકતું તેવું જ્ઞાન પ્રાપ્ત થતું હોય તો હું સર્વ રીતે તૈયાર છું.' એમ બોલતાં લાલાના મોં ઉપર અતિગાઢ અને વિલક્ષણ ઔત્સુક્ય છવાઈ રહ્યું.

ગુલાબસિંહ એના તરફ ગંભીરતાથી જોઈ રહી, મનમાં જ બોલવા લાગ્યો: 'પોતાના બાપદાદાના ગુણ પેઢીએ ઊતરતા આવે જ! એ પણ– હજી–' એમ કહી વાત તોડી નાખી ને વળી બોલ્યો: 'જા લાલા! આપણે વળી મળીશું, પણ નિશ્ચય કરવાની જરૂર પડ્યા સિવાય હું તારો છેવટનો નિર્ણય પૂછીશ નહિ.'

## ૯ : મહાત્મા

માણસ જાતિનાં સાધારણ દૂષણોની હલકા મનના માણસો વારંવાર ટીકા કરે છે, પણ તેમાં યે જે વાત ખરી માની બેસવાના ભોળપણને તો તેઓ ઘણું જ ઉપહાસ યોગ્ય માને છે, પણ આની સાથે એ વાત પણ વીસરી ન જવી કે સ્વાર્થી અંતઃકરણ અને નબળી બુદ્ધિનાં ચિહ્નમાંનું એ પણ એક અચૂક ચિહ્ન છે કે જે તે વાતની ના ને ના જ કહ્યા કરવી.

ખરા જ્ઞાનનું લક્ષણ એ છે કે ના કહેવા કરતાં ખુલાસો આપવા પ્રયત્ન કરવો. ઉપરછલા તત્ત્વજ્ઞાનનો ડોળ રાખનારા કીમિયાની અને સ્પર્શમણિના ચમત્કારોની ભલે અવગણના કરો, પણ ખરા જ્ઞાનીઓ સમજે છે કે કીમિયાની મારફત જ હાલના રસાયનશાસ્ત્રમાંની ઘણીખરી વાતો બહાર આવેલી છે; અને હજી પણ જે જે વાત અગમ્ય લાગે છે તે તે જો આપણી પાસે શબ્દશક્તિ સમજવાનાં યથાર્થ સાધન હોય, તો થોડે કાળે ઘણી ગહન બાબતો પ્રસિદ્ધિમાં લાવે. ચાલુ જમાનાના કેટલાક સમર્થ રસાયનશાસ્ત્રીઓને સ્પર્શમણિની વાત અસંભવિત જેવી નથી લાગતી; અથવા વિશ્વનિયમોનું ઉલ્લંઘન કરવાને કોણ સમર્થ છે? પણ શું વિશ્વના સઘળા નિયમો આપણને સમજાઈ ચૂક્યા છે? ત્યારે શા માટે એવો ડોળ

ચાલવો કે હાલનું પદાર્થવિજ્ઞાન આમ બતાવે છે; માટે તેમ જ હોય તે વાત ખરી ને બીજી ખોટી ? એ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર જેટલું જણાયું છે તેટલે અંશે ભલે ખરું હો, પણ તેટલા ઉપરથી આખા વિશ્વના નિયમોનું જ્ઞાન હોય તેવો ડોળ રાખી, જણાયેલી બાબતથી જરા આડી વાત આવે કે ઇનકાર કરવા ઊભા થવું, એ કેવી ફિલસૂફી ! કેવું જ્ઞાન ! ને કેવી શોધક બુદ્ધિ !

કેવળ બુદ્ધિ અને યુક્તિથી ચાલીએ છીએ, એવું પાંડિત્ય કરનારા આજકાલના સુધારાનો ડોળ રાખનારા લોકો કહે છે: ' તમે કહો છો તે કરી બતાવો અને તે કાર્ય વાસ્તવિક છે એમ જણાશે તો અમે પણ તેનાં કારણોની તપાસ કરવા લાગીશું.' ગુલાબસિંહ પાસેથી ગયા પછી લાલાજીના મનમાં પણ કાંઈક આ પ્રકારનો જ તર્ક ચાલી રહ્યો હતો. જો કે લાલો બિચારો છેક સયુક્તિક સુધરેલો અથવા કેવળ પ્રત્યક્ષવાદી ન હતો. ગુલાબસિંહનાં વચનો જેમ જેમ અસંબદ્ધ અને ગૂઢ જણાતાં ગયાં તેમ તેમ લાલાના મન ઉપર વધારેવધારે ભવ્ય અસર થતી ચાલી. ગુલાબસિંહે કાંઈ પ્રત્યક્ષ કરી બતાવ્યું હોત તો તે એનાથી સમજાત અને તે પર એને વિચાર કરવાનું ફાવત, પણ એમ થવાથી કેવળ ચમત્કાર જેવી વાતને સહજ બનાવોની પેઠે બનતી જોઈ એના મનમાંના આશ્ચર્ય તથા નવાઈ ભાંગી પડત, તોપણ પોતાના ભોળપણમાંથી જાગ્રત થઈ, મનમાં શંકા લાવી લાલો એમ સમજવા પ્રયત્ન કરતો કે આ ગુલાબસિંહમાં કોઈ સ્વાર્થી જાદુગર કે ચતુર ધુતારા જેવાં લક્ષણ છે કે નહિ ? પણ તે વ્યર્થ ! એવા લોકો ગંભીર ચહેરો રાખી ધીમીધીમી વાતો કરી, અંદરની વાસનાજાળને બહારના ઢોંગથી ઢાંકી, અનેક ફૂદાંને જાળમાં ઉતારી પૈસો કમાવાની જોગવાઈ રાખે છે, તેમ આ માણસ રાખતો ન હતો. તેમ લાલાની પોતાની સ્થિતિ એવી ન હતી કે લાલાને કબજે કર્યાથી એને કશો લાભ થઈ શકે. આમ છતાં પણ માણસો દુનિયાદારીના સાધારણ ડહાપણની જે ટેક રાખે છે તે ટેકના ગર્વથી લાલો જેમ તેમ કરી એમ તો માનતો જ કે પેલી ગરીબ નાચનારી સાથે પરણવાની મને ફરજ પાડવામાં ગુલાબસિંહને કાંઈ મતલબ છે ખરી. વખતે એ બે જણાં સિદ્ધ સાધક તો ન હોય ? ને આ બધી ચમત્કારિક વાતોથી મને છેતર-

વાનું કાવતરું તો નહિ હોય ! રમાએ પોતાનું કામ પાર પાડવા આવો શાગિર્દ રાખેલો છે, એમ સમજી લાલાના મનમાં તેના તરફ તિરસ્કાર આવવા લાગ્યો. પણ આ તિરસ્કાર અથવા ક્રોધ ઇર્ષ્યાથી મિશ્રિત થયા વિના રહેતો નહિ. 'ગુલાબસિંહે હું પોતે જ એ સ્ત્રીને પરણીશ એવી ધમકી બતાવેલી છે અને ગુલાબસિંહ પોતાનામાં પણ મોહ પમાડી આકર્ષણ કરે તેવાં બાહ્ય સાધન થોડાં નથી.' આવાઆવા પોતાના તર્કવિતર્કમાં ગૂંચવાઈ જવાથી લાલો પોતાના જે થોડાઘણા મિત્રો દિલ્હીમાં થયેલા—વ્યાપારી, કારીગર વગેરે તેમના ભેગો જઈ ગમ્મતમાં પડી આ વાત વીસરી જવા પ્રયત્ન કરતો, પણ તેમના તરફથી તો ગુલાબસિંહ સંબંધી વાતમાં ઊલટો વધારો થતો; કેમકે એવા વર્ગના માણસોમાં આવો પ્રતાપી પુરુષ સર્વ વાતનો મુખ્ય વિષય ઘણું કરીને થઈ પડે છે.

લાલાને એ એક નવાઈ લાગી હતી કે રજપૂત લોકોની ચારણી હિંદી ગુલાબસિંહ ક્યાંનો એ રહીશ, છતાં સ્પષ્ટ રીતે અને કોઈ રજપૂતની પેઠે બોલતો હતો; તેમ જ ઉર્દૂ, ફારસી તથા સંસ્કૃત ભાષાનું પણ એનું જ્ઞાન એટલું જ ઊંડું અને આશ્ચર્યકારક હતું. ઇરાનના એક ચિતારા સાથે એને વાત થયેલી તે એમ જ સમજેલો કે આ કોઈ ઇરાની છે. કાશીનો એક પંડિત એની વાતચીતથી એ શુદ્ધ સંસ્કારી બ્રાહ્મણ છે એમ સમજેલો. લાલાએ આ વાતનું મનન કરતાં એમ ધાર્યું કે પુરાતન કાળમાં કહેવાતા સિદ્ધ મહાત્માઓ વિના આ સત્તા બીજાનામાં હોઈ શકે નહિ. પતંજલિ તથા મત્સ્યેંદ્ર, ગોરક્ષ અને સર્વોત્તમ શૈવાગમના પ્રણેતા શિવનાં વચન તથા મહાસિદ્ધિઓનો વિચાર કરતાં એના મનમાં વિવિધ તર્ક ઊઠવા લાગ્યા. એને એમ પણ સ્મરણ થઈ આવ્યું કે એક અનાદિ સિદ્ધસમાજ, આ જગતના આરંભથી જ દુનિયામાં કોઈ ને કોઈ સ્થળે સાક્ષાત્ રહી મુમુક્ષુ ભક્તલોકોને માર્ગ પ્રેરે છે. તેમને મરણનો ભય હોતો નથી કે દ્રવ્ય ક્યાંથી આવશે તેની ચિંતા કરવી પડતી નથી. આવા લોકો આર્યાવર્તમાં ઘણાં સ્થાનોએ રહે છે અને ભાવિની નિરીક્ષા કરી જ્ઞાનમાર્ગના પ્રવાહને કશાથી મલિન થવા દેતા નથી. માયાના તાપથી તેને સુકાવા દેતા નથી. યુરોપમાં એ એક સમયે 'રોસીક્રુશિયન' એ નામથી ઓળખાતા અને

તેમની ગુપ્ત મંડળી હતી. ગ્રીસમાં પણ પ્લેટો અને સોક્રેટિસના મત તેવા જ હતા. લાલાના સમજવામાં તો એમ જ હતું કે દેશેદેશે આવું હોય છે ને તે સર્વમાં આર્યાવર્ત મુખ્ય છે. ગુલાબસિંહ આમાંનો તો કોઈ નહિ હોય? આ લોકો તો હમેશાં જિતેંદ્રિય તથા પરહિતમાં તત્પર રહી શુદ્ધ દક્ષિણ માર્ગના જ અનુયાયી હોય છે. ગુલાબસિંહમાં પણ એ માર્ગથી ઊલટું કાંઈ જણાયું ન હતું. એના વિષે જે થોડી વાત પ્રસિદ્ધિમાં આવી હતી તે એના લાભમાં ઊતરે તેવી હતી. એણે ઉદારતાથી જે જે બક્ષિસો કે દાનપુણ્ય કરેલાં હતાં, તે એવાં તો યોગ્ય પાત્રોને જ કરવામાં આવ્યાં હતાં કે તે જાણનારને આશ્ચર્ય લાગ્યા વિના રહે નહિ કે દુઃખી મનુષ્ય-જાતિના સંકટની આવી ખાંચખૂંચ ગુલાબસિંહ ક્યાંથી સમજી શક્યો હશે? એનામાં જે સામર્થ્ય હતું તે એણે કોઈવાર ગેરરસ્તે વાપર્યાની વાત સંભળાઈ ન હતી. એક બે ખરેખરા માંદા માણસોને વૈદ્યલોક નિરાશ થઈ તજી ગયા પછી, પોતે જોવા ગયો અને તેઓ ઊઠીને ઊભા થયા. તે પોતે પણ ન કહી શકતા કે શી દવાથી તેમને મટયું; કેમકે ગુલાબસિંહ આવ્યો, બેઠો, તેમની સાથે જરા વાત કરી ને તેઓ ઊંઘી ગયા ને સાજા થઈને ઊઠ્યા!

એક બીજી વાત પણ લાલાના મનમાં ધીમેધીમે આવવા લાગી. ગામમાં પ્રતિષ્ઠિત કહેવાતા પણ અંદરથી ખરા પાપી, વહી ગયેલા, ફક્કડ લોકો જેની જેની સાથે ગુલાબસિંહ ફરતો તે બધા જાણે એના સમાગમથી જ સુધરી ગયેલા લાગતા. પેલો જુગારીઓનો રાજા હમીર પણ ગુલાબસિંહની તે રાતની વાત જોયા પછી કેવળ બીજો જ માણસ થઈ ગયો હતો. પ્રથમ તો એણે જુગારના સોગન લીધા, પછી જેને છ વર્ષથી મારવા ફરતો હતો, તેવા પોતાના કુટુંબના એક શત્રુ સાથે સંધિ કરી; છતાં આ બધું પરિણામ ગુલાબસિંહે કોઈ પણ પ્રકારની શિખામણ કે સલાહ આપીને આણ્યું હોય એમ હમીરની વાતમાંથી જરા પણ સમજાતું નહિ. બધા ગુલાબસિંહને વિષે એમ જ બોલતા કે એ દરેક પ્રકારની મોજમજામાં ભળી જાય તેવો છે. આચારમાં વિવેકને વળગી રહેનારો નથી. છેક મોંછૂટો તો નહિ. પણ ખુશ, ગંભીર તથા નિરંતર હસમુખો છે, ગમે તેની નકામી પણ

વાત સાંભળવાને તૈયાર; તેમ જ જ્ઞાનભરેલી, ચમત્કારિક તથા દુનિયાના બારીક અનુભવવાળી વાતોના અખૂટ ભંડારથી સર્વને ખુશી કરવાને પણ તૈયારનો તૈયાર જ છે. દેશદેશની રીતભાત, દેશદેશના લોકો તથા લોકોના પણ સર્વ વર્ગ, એ બધાનો એને ઘણો પરિચય જણાતો હતો. એની અખૂટ દોલત તથા એના મુખની આકૃતિ ઉપરથી કોઈ એને ઈરાનનો રહેવાસી, તો કોઈ લંકાનો વેપારી, તો કોઈ હિંદુસ્તાનનો જ ઝવેરી માનતું; પણ ગુલાબસિંહ એ નામ ઉપરથી કોઈ લોકો એને રજપુતાનાનો કે પંજાબનો ક્ષત્રિય ધારતા અને એમ કલ્પતા કે એ જગ્યાએ રહેલી રાજયોગાનુસારી ગુપ્ત વિદ્યાઓનો એણે અભ્યાસ કરેલો છે અને ઈરાન વગેરે સાથે વેપારમાંથી અખૂટ દોલત મેળવેલી છે. કોઈ વિશેષ બારીકાઈથી જોનાર કવિની એમ પણ કલ્પના થતી કે જેમ ગુલાબ સર્વ પુષ્પનું નૂર છે, તેમ માણસમાત્રનું આ પુરુષ નૂર છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે:

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ॥**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**

તેમ હજારોમાં કોઈ હરિને સમજવા મહેનત કરે ને તે મહેનત કરનારા હજારમાંથી કોઈ ખરું સમજે, તો ગુલાબસિંહ જેવો અદ્દભુત સિદ્ધ ખરે જ આ લાખોમાંનો કોઈ, ‘માણસનું નૂર’ હોવો જોઈએ. ‘કાઈલોલોજી’ની શોધ કરવાવાળાને નોંધી રાખવી હોય તો આ વાત ભલે યાદ રાખે કે નવી કલ્પના બેસાડે, પણ એટલું તો નક્કી કે લાલાના મનમાં આ ભવ્ય અને ચમત્કારિક પુરુષ ઉપર ખરી આસ્થાપૂર્વક શ્રદ્ધા થવા લાગી.

## ૭ : સિદ્ધિની લાલસા

જે જે આરામનાં સ્થાનમાં તથા મોજમઝાની જગ્યામાં લાલો રખડતો. ત્યાંથી ગુલાબસિંહ સંબંધી હકીકત સાંભળતો, પણ તેટલાથી એના મનનું સમાધાન થતું નહિ. ગુલાબસિંહથી પોતે છૂટો પડ્યો તે રાતે રમા પણ રાસગૃહમાં ન આવી. બીજે દિવસે પણ એના એ જ તર્કવિતર્કમાં લાલો રામલાલની મશ્કરીઓથી કંટાળીને ગામના બાગબગીચાઓમાં ફરવા નીકળી

પડ્યો. ફરતોફરતો જે વૃક્ષ નીચે ગુલાબસિંહની ને પોતાની પ્રથમ મુલાકાત થયેલી, ત્યાં તે આવી પહોંચ્યો. વાડીમાં કોઈ હતું નહિ, એટલે લાલો પાસેના ઝાડ નીચે જરા લાંબો થયો કે તુરત જ જે થથરાટ એને તે દિવસ થવા માંડ્યો હતો તે જ ફરી થવા લાગ્યો.

લાલો ઘણો પ્રયત્ન કરીને આ ગભરાટથી મુક્ત થઈ ઊઠ્યો તો પોતાની પાસે ગુલાબસિંહે જે મલિન ભૂતપ્રેતનું વર્ણન કહેલું, તેનો ભાઈ હોય એવો એક માણસ બેઠેલો જોયો. આ માણસ ઠીંગણો હતો અને શરીરે કપડાં પણ સાધારણ લોકના કરતાં વિલક્ષણ જાતનાં પહેર્યાં હતાં. સાદાઈ અને ગરીબાઈનો ડોળ ભજવવામાં એણે જે તુમાન પહેર્યો હતો તે ઢીલોઢીલો ને ખૂબ જાડા લૂગડાનો રાખ્યો હતો. મેલું બદન પણ તેવા જ કોઈ લકાનું બનાવેલું હતું ને તેમાં જાણીજોઈને પાડ્યાં હોય તેવાં ઠામ-ઠામ કાણાં હતાં અને કાળા ગૂંચળાંવાળા મેલા વાળ, માથે ખોસેલી ટોપીમાંથી ગમે તેમ બહાર લટકતા હતા. આ બધું છતાં એની પાસે દ્રવ્ય હોય એમ પણ જણાતું હતું. ગળા આગળ ફાટેલા બદનમાંથી સોનાનો દોરો તથા તેમાં વચ્ચે જડેલો હીરો જણાઈ આવતાં હતાં અને કેડે પણ તેવું જ કાંઈ આભૂષણ હશે એમ અનુમાન થઈ શકતું હતું.

આ માણસનું શરીર કેવળ કદરૂપું નહિ તો ઘણું વિચિત્ર ને ખરાબ દેખાય તેવું હતું. એના ખભા ઊંચા અને ચોખંડા હતા અને એની છાતી અંદર દબાઈ ગઈ હોય તેમ પાછળ પડતી હતી. હાથની આંગળીઓને સાંધેસાંધે મોટાં હાડકાંના ગાંઠા જણાતા હતા અને હાથ મજબૂત તથા કૌવતદાર; છતાં જેમ કાંડા સાથે કાંઈ સંબંધ જ ન ધરાવતા હોય તેમ કંતાઈ ગયેલાં કાંડાંમાંથી લટકતા હતા. એની મુખાકૃતિ સાધારણ કરતાં વધારે ખૂલતી તથા વિલક્ષણ હતી. નાક લાંબું વધીને દાઢીએ પહોંચ્યું હતું. આંખો નાની પણ હોશિયારીમાં રમી રહેલી જણાતી હતી અને મોઢું એવા તો વિચિત્ર હાસ્યથી ખુલ્લું રહેલું હતું કે તેમાંથી મોટા પાવડા જેવા તથા આડાઅવળા ઊગેલા અને ભાંગલા–તૂટલા દાંતની હાર જણાઈ આવતી હતી. આવી ભયંકર આકૃતિ ઉપર પણ કોઈ અલૌકિક જાતની હોશિયારીની છાયા છવાઈ રહી હતી. મુખમુદ્રા ઘણી ખળતરાઈ અને હિંમતની

સાક્ષી આપતી હતી. આ રૂપ જોતાં પેદા થયેલા અચંબાથી જાગ્રત થઈ લાલો જુએ છે તો પોતાના મુલક તરફનો એક જાણીતો ચિત્રકાર જેને પોતે ઓળખતો હતો તે જ એ છે એમ જોઈ, પોતાને જે ભય થયો તે ઉપર હસવા લાગ્યો. એમ કહ્યા વિના ચાલે નહિ કે જે જાતે આવો કુરૂપ હતો તે ચિત્ર ઘણાં ભવ્ય અને રૂપાળાં આલેખતો. એનાં ચિત્રોમાં રંગની મિલાવટ જરા ભભકાદાર રહેતી તોપણ અંગસૌષ્ઠવ, કોમળતા તથા ભરાવને માટે એની છબીઓ વખાણવા જોગ થતી. કસર માત્ર એટલી જ કે સર્વાંશે એવાં કાલ્પનિક ચિત્રોની ગંભીર મહત્તા એમાં આવતી નહિ. પુરાણોમાંના દસ અવતાર કે કૃષ્ણલીલાનાં વર્ણન કરતાં તે જાણીતા રાજકીય ઇતિહાસમાંથી કોઈ પુરુષોનાં ચિત્ર દોરવાનું વધારે પસંદ કરતો; અર્થાત્ એનાં ચિત્રોમાં જે મહત્તા આવતી તે દૈવી નહિ પણ કેવળ માનુષી જ હતી. એનાં ચિત્ર પર જે નૂર જણાતું તેથી દૃષ્ટિ કદાપિ તૃપ્તિ પામે, પણ અંતરાત્મા તો તેને પ્રમાણ ગણે નહિ; તાત્પર્ય કે એનાં ચિત્રોના નમૂના દુનિયામાં વારંવાર મળી આવે તેમાંના જ હોય. આ માણસમાં બીજી પણ જાણવાજોગ વિલક્ષણતા એ હતી કે પોતે પ્રસંગ આવ્યે સ્નેહ કે દ્વેષ ઉભયની અયોગ્ય સીમાએ પહોંચનારો, ઘણો અસહનશીલ તથા કેવળ વિષયાનંદમાં ડૂબેલો; છતાં વારંવાર સદાચાર વિષે ઘણા ઉત્કૃષ્ટ અભિપ્રાય જણાવતો તથા પરોપકારના પુણ્યનું માહાત્મ્ય બતાવતો. આમ છતાં પણ એના મરડાતા હોઠ પરથી માલૂમ પડી આવતું કે જે વાત એ બોલે છે તેને જ મનમાં ગણકારતો નથી અને પોતાના શુભ બોધને અનુકૂળ જગત બને તોપણ તેથી પોતે જુદો જ છે એમ જણાવવા ઇચ્છે છે.

છેવટે એટલું જણાવવું જોઈએ કે આ માણસ અફઘાનિસ્તાન તથા ખોરાસાનમાં જમા થતાં મુસલમાન ટોળાંના શહેનશાહ સાથે મસલતમાં હતો. ચિતારાનો ધંધો કરતાં, લોકોમાં રજપૂતોના જુલમની વાતો સમજાવી મુસલમાનોના ગુણ ગાઈ તે પ્રિય થઈ પડ્યો હતો. કોઈવાર ફકીરીનો ઢોંગ ભજવીને ગરીબ લોકોના મનની વાતો પણ ભેગી કરી લાવતો. એનું નામ બંદા હતું.

'ઓહો લાલાજી! ઘણે દિવસે મળ્યા? તમને મળીને મને ઘણો

આનંદ થયો. કેમ શા વિચારમાં છો?'

'એમાં કાંઈ મઝા ન હતી. તમે મળી આવ્યા એ જ સારું થયું.'

'જુઓ જુઓ, લાલાજી! અમારું કામ ઠીક વધવા માંડ્યું છે.' બંદાએ ખિસ્સામાંથી થોડા ઉર્દૂ કાગળો ખેંચી કાઢી કહેવા માંડ્યું. 'અલ્લા ને પરમેશ્વર એક જ છે. જો કે મારા મનમાં તો કોઈ નથી. તમે અહીંઆં મોટા ને નાના એમ એકએકથી પીડાઓ છો, પણ જ્યારે અમે આવીશું ત્યારે બધું સરખું થઈ જશે. કોઈને દુઃખ રહેશે નહિ અને હાલમાં જે સદ્ગુણ ગણાય છે તે તે વખતે નીચપણું સમજાશે. અહા! તે પરમસુખ! ઉપકાર એ શબ્દ જ પછી ક્યાં રહ્યો? અલ્લાહની નિગાહમાં તો ઇનસાન-માત્ર સરખાં છે.'

આમ વાત ચાલતી હતી તેવામાં પાસેથી એક ત્રીજો જ અવાજ સંભળાયો: 'હાં પછી, પછી?' તે સાંભળીને બંને ચમકી ઊઠ્યા. લાલાએ તો આ નવા માણસને તુરત જ ઓળખ્યો કે ગુલાબસિંહ!

બંદા તરફ કરડી નજરે ગુલાબસિંહ જોઈ રહ્યો અને બંદો લોચો થઈને નરમ બની ચંપાઈ ગયો. વાહ બંદા! ઈશ્વર કે પિશાચ ઉભયની ભીતિ ન રાખનાર! માણસથી તું ડરી ગયો!

'રે દગાબાજ! પરોપકારની નિંદા કરતાં મેં તને વળી આજ ફરીથી સાંભળ્યો.'

મોઢે આવેલો બોલ ખાઈ જઈ, ગુલાબસિંહને લુચ્ચાઈથી નિહાળતો બંદો ધ્રૂજતાંધ્રૂજતાં બોલ્યો: 'તમે કોણ છો? શું માગો છો?'

'તું અહીંથી તારું મોં સંતાડ એટલું જ.'

બંદો દાંત કચડતો ને હાથ અફાળતો, ચટ ઊઠીને વેગળો ખસ્યો. ગુલાબસિંહ ઊભોઊભો હસતો હતો. તેની દૃષ્ટિથી જેમ જડાઈ ગયો હોય તેમ બંદો એકદમ અટકી ઊભો રહ્યો. આખે શરીરે ધ્રૂજવા લાગ્યો અને મહાખેદથી અને જેમ કોઈ ખેંચી જતું હોય તેવા કષ્ટથી ચાલતો થયો.

લાલો તો એના તરફ આશ્ચર્યથી જોઈ રહ્યો. ગુલાબસિંહે પૂછ્યું: 'આ માણસ વિષે તમે શું જાણો છો?'

'મારા જેવો ચિત્રવિદ્યાનો એ પણ ઉપાસક છે, એટલું જ.'

'વિદ્યા! એ પવિત્ર શબ્દને એવા માણસ સાથે જોડી ન અભડાવો. જેમ ઈશ્વરને મન પોતાની શક્તિ છે તેમ માણસને મન વિદ્યા હોવી જોઈએ–ભવ્ય, સુખમય, આનંદમય અને અનુકૂળ રચના કરવાવાળી હોવી જોઈએ. આ હરામખોર ચિતારો હશે પણ ચિત્રવિદ્યાનો ઉપાસક તો નહિ જ હોય.'

'મને ક્ષમા કરજો. પણ જેની તમે આટલી નિંદા કરો છો તેના વિષે તમે શું જાણો છો?'

'હું આટલું જ જાણું છું કે એ માણસ પાપી છે, એવી ચેતવણી તમને આપવાની જરૂર હોય તો તે હું જ તમને આપું. એના શબ્દો જ એનું હૃદય ઓળખાવી આપે છે. એણે જે પાપ કર્યાં છે તે કહી બતાવવાની જરૂર નથી. એની વાણી જ પાપમય છે. જેનો વિશ્વાસ પ્રાપ્ત કરવા એ યત્ન કરે છે તેનો જ વિઘાત ઇચ્છે છે. મોઢા સામું જોઈ વાત કરતાં પણ માણસના પગ તકાસે છે.'

'અહો મહેરબાન ગુલાબસિંહ! ત્યારે તો તમે રાજ્યખટપટની જે વાતો ચાલે છે તેને માનતા નહિ હો. તમને એ વાત જ પસંદ હોય, તેથી તો તમે આ માણસને ધિક્કારતા નથી?'

'કઈ વાત?'

'જેમાં નાત, જાત, કુળ, અભિમાન; બધું બાજુએ રાખી સર્વ માણસો સરખા થઈ સુખે રહે તે વાત તમને ભાગ્યે જ નાપસંદ હશે.'

'મુસલમાનો આપણા મુલકમાં આવી સર્વને એમ રાખવાના છે કેમ વારુ? રાખવા ઇચ્છતા હશે તોપણ રાખી શકશે ખરા? સ્વાભાવિક વિશ્વરચનાના સ્થૂલ અને સૂક્ષ્મ નિયમાનુસાર થઈ આવતા બુદ્ધિ, વૃત્તિ અને એકંદર પ્રકૃતિના ભેદને તે નિર્મૂળ કરવાનો દાવો કરે છે? અવાસ્તવિક અને અસત્ય કલ્પનાઓને ઓપ ચઢાવી પરમ કલ્યાણરૂપે દર્શાવવાના સ્વાર્થને પણ શું તું ઓળખી શકતો નથી? એવી સ્વદેશદ્રોહી વાર્તા કાને પણ કેમ પડવી જોઈએ? તમને મારીમારીને ટુકડા કરશે અને દીનદીન પોકારી સત્યાનાશ વાળશે. એમના ધર્મમાં ઐક્ય છે જ ક્યાં? ઐક્ય એટલે શું?

બહારના વ્યવહારનું ઐક્ય થાય જ કેમ? આંતર તત્ત્વભાવનાથી અભેદરૂપે ઐક્ય છે, પણ પોતાને જ ખરા માની અન્યને કાફર કહેનાર લોકો તેને ક્યાંથી સમજી શકે? પોતાની વાત ન કબૂલ કરે તેમને મારવા, એ જેનો નિયમ તે તે આવી વાત પણ કેમ ઉચ્ચારી શકે? કદાપિ કહે તોપણ શું? રજપૂતોમાં એમ છેક પાણી નથી કે આવી વાતોને નામે અસત્ય અને અનાચારને પોતાના દેશમાં પેસવા દે કે એ નિર્જીવ મ્લેચ્છને અહીં બેસવા દે? સર્વ સમાનતા તો આપણને પણ ક્યાં કરતાં નથી આવડતી? પણ આજે સર્વ સમાન બનાવીએ તો બીજે જ દિવસે એવી કોઈ અસમાનતા જરૂર બનવાની કે જેથી વળી ફરી વ્યવસ્થા કરવાની જરૂર પડે. આમ ને આમ ઉત્તરોત્તર થયે જ જવાનું. માટે એવી ગપ્પો ઉપર વિશ્વાસ ન કરતાં ખરી સત્યભક્તિ અને ખરી દેશભક્તિ રાખી ચૌહાણના પક્ષે રહેવામાં જ તમારો ધર્મ છે ને તમારું કલ્યાણ છે એ વાત ખૂબ લક્ષ્યમાં રાખો.'

'ત્યારે શું સંસારમાં જે દુ:ખદાયક અસમાનતા છે તે કદાપિ દૂર થવાની જ નહિ?'

'સ્થૂલ દેહ સંબંધી જે અસમાનતા તે જ દૂર થાય એવી નથી, ત્યાં સૂક્ષ્મ દેહ સંબંધીની તો વાત જ શી? દુનિયામાં સર્વની બુદ્ધિ, નીતિ ને ગુણ સમાન જ! કોઈ કોઈને ઉપદેશ કરનાર ક્યાંથી જ હોય! આવી સ્થિતિ જો અશક્ય નહોત તો માણસજાતિનું શું થાત? પણ નહિ, જગત ચાલે છે ત્યાંસુધી તો સૂર્યનાં કિરણ મેદાનમાં આવતા પહેલાં ઊંચાં ગિરિશિખરને વહેલાં પ્રકાશિત કરવાનાં જ. ગમે તો આજ સવારે તમામ લોકોને દુનિયામાં જે જ્ઞાન છે તે સરખે ભાગે વહેંચી આપો, પણ ખાતરી રાખજો કે આવતી સવારે કોઈ ને કોઈ બાકીના કરતાં વધારે ડાહ્યાં જાગી ઊઠવાનાં જ. આ નિયમમાં જ માણસનું શ્રેય છે, એથી જ દિનપ્રતિદિન માણસની સુધારણા ચાલી આવે છે અને છેવટે જે ભૂમિકા ઉપર સર્વથા ઐક્ય છે ત્યાં પહોંચવાની દૃષ્ટિ ઊઘડે છે.'

આમ વાત કરતાં ગુલાબસિંહ ને લાલાજી ખીલી રહેલા બગીચામાં આગળ વધતા ગયા. એ જ વખતે મૃદુ પવનની લહેરથી સૂર્યનો તાપ

નરમ પડવા લાગ્યો અને જમનાનું જળ ઉછાળા મારવા લાગ્યું. તે સમયની એવી અવર્ણ્ય ખૂબી બની રહી કે તેથી સર્વ અંગ આનંદમય થઈ રહ્યાં. આવી પ્રોત્સાહક હવામાં જાણે આત્મા પોતે પણ વધારે પુનિત અને આનંદિત લાગવા માંડ્યો.

ગુલાબસિંહ સહજ બોલી ઊઠ્યો : 'વળી આ બંદો તો નાસ્તિક છે. માણસને સમાન કરવાની વાતોમાં પરમેશ્વરને લાત મારે છે. જગતનું ચૈતન્યરૂપ કારણ જ માનતો નથી–ઇશ્વરને સ્વીકારતો નથી ! તું સત્યવિદ્યાનો ઉપાસક છે ? તો વિશ્વચમત્કૃતિનો અભ્યાસી હોઈ આવી વાત કેમ સાંભળી પણ શકે ? ઇશ્વર અને બુદ્ધિ એ વચ્ચેનો સંબંધ દૃઢ છે. એ ઉભયને તો વાત કરવાની ખાસ ભાષા પણ જુદી છે. ઠીક કહે છે એના એ જ મુસલમાનો કે હુસ્ન–શરીરનું કે મનનું–તે જ ઐશ્વર્ય છે, તે જ ઇશ્વર છે.'

જેને કોઈ પ્રેતપિશાચ સાથે સંબંધ છે એમ ધારતો હતો તેના જ મોંમાંથી આવા બોલ નીકળતા સાંભળીને લાલાના મનમાં આશ્ચર્ય થયું અને બોલી ઊઠ્યો : 'આટલું તમે માનો છો છતાં એમ કહો છો કે તમારું જીવતર બીજા માણસોથી વિલક્ષણ હોઈ, બીજાને ભોગવવાથી ભય થાય એવું છે ? ત્યારે શું પરમ ધાર્મિકતા અને ચમત્કાર વચ્ચે કાંઈ સંબંધ છે ?'

'ચમત્કાર ! ચમત્કાર એ શું છે ? પોતાની શક્તિથી જે નથી બનતું તે બીજાથી બની શકે એમ સાધારણ લોકો માનતા નથી. પણ ચમત્કાર શબ્દથી જો તું એમ સમજતો હોય કે વિશ્વના અજાણ્યા પણ અમુક નિયમ પ્રમાણે બનતા બનાવ, તો હું કહું છું કે તેવા ચમત્કારનો હું અભ્યાસી છું. અને યાદ રાખજે કે જે એવો અભ્યાસ કરે છે તે સર્વધર્મ અને શ્રદ્ધામાત્રના મૂળ નિયમોની વધારે સમીપ છે. સ્થૂલ વિશ્વને જ જે લોકો માને છે તે નાસ્તિક કહેવાય છે. જે લોકો આત્મસત્તાને અને ચૈતન્યને સ્વીકારે છે તે આસ્તિક કે ધાર્મિક કહેવાય છે. સ્થૂળના નિયમોને જેમ નાસ્તિકો સમજે છે તેમ ચૈતન્યના નિયમોને આસ્તિકો સમજી શકે છે. એ વાત ન જાણનારા નાસ્તિકો તેને ચમત્કાર અથવા વહેમ કહે છે, પણ એમાં તેમની સમજણનો જ દોષ છે. ચમત્કારની એ ગુપ્ત વિદ્યા છે અને ધાર્મિક

લોકો યદ્યપિ તેમાં જ મોક્ષ માનતા નથી. તથાપિ તેને સમજી શકે છે. શું તે અસલ ભણુવામાં ન આવતી ? પણ ક્યારે ? છેક પરમહંસ–અવસ્થામાં ગુપ્તમંડળના મહાત્માઓ તે બનાવતા. તું પોતે જ ચિત્રવિદ્યામાં કુશળ છે, તે શું આવી વિદ્યા તરફ નથી લક્ષ્ય દેતો ? જમાનામાં થઈ ગયેલા રૂપનું અવલોકન કરી, હવે પછી થનાર રૂપની આકૃતિ મનમાં ખડી કરી લેવી, એ શું તારું કામ નથી ? તને ખબર નથી કે ચિતારો હો કે કવિ હો, પણ તે જો સત્યનો શોધક હોય તો તેણે નજરે પડે છે તે સ્થૂળ સૃષ્ટિને કેવળ વીસરી જવી જોઈએ અને વિશ્વચમત્કૃતિને કાબૂમાં લેવી જોઈએ, પણ તેને તાબે થવું ન જોઈએ. તું ભૂતકાળની વાત સમજી ભવિષ્યનો તર્ક બાંધે છે, તો ખરી વિદ્યા એ જ નહિ કે ભૂતભવિષ્ય ઉભયને મેળવવાં અને નિરંતર વર્તમાનમાં જ વિહરવું ? તારી કલ્પનાના મંત્રથી તું હજારો અદૃશ્ય સત્ત્વ ઊભાં કરવા ચાહે છે, તો ચિત્રવિદ્યા બીજું શું છે ? અદૃશ્ય સત્ત્વને દૃશ્ય સત્ત્વરૂપે સ્થાપવું તે જ. તને આ જગત ગમતું નથી ? એ જગત ખરા બુદ્ધિમાનને માટે બનાવેલું જ નથી. બુદ્ધિશાળી માણસોએ તો પોતાને રહેવા માટે નવું જ જગત બનાવી લેવું જોઈએ. ગમે તેવો ગુપ્ત-વિદ્યાભ્યાસી ચમત્કાર કરનાર સિદ્ધ એથી બીજું શું કરી શકે તેમ છે ? અથવા કયું પદાર્થવિજ્ઞાન એની બરાબરી કરે તેમ છે ? માણસના મનની વિષયવાસનાથી અને જગતનાં સંકટથી છૂટવાના બે રસ્તા છે. તે સ્વર્ગ અથવા નરક સિવાય ગમે ત્યાં લઈ જાય છે. પરાવિદ્યા અને અપરાવિદ્યા. પણ પરાવિદ્યા જ ખરી દૈવી છે, અપરાવિદ્યા જેને તમે કળા, સાહિત્ય, શાસ્ત્ર, વ્યવહાર આદિ નામ આપો છો તે મિથ્યા છે. અપરાવિદ્યા શોધી લાવે છે, પરાવિદ્યા નવી રચના કરે છે. તારામાં એવી શક્તિ છે કે તું પરાવિદ્યાને પાત્ર થાય, પણ હમણાં જે છે તેથી સંતોષ માન. જે ખગોળવેત્તા અગણિત તારાગણનું અવલોકન કરી તેની ગણના કરે છે, તે સૃષ્ટિમાં એક કણ પણ નવો નિપજાવી શકવાનો નથી. પણ કવિ હશે તે એક કણમાંથી આખી સૃષ્ટિ ખડી કરી શકશે. કોઈ રસાયન જાણનાર માણસના શરીરનાં દરદ દૂર કરશે, પણ કોઈ ચિતારો કે સલાટ ખરાં દૈવી પૂતળાંને સનાતન રૂપ આપી જરામરણથી મુક્ત કરશે. તારા મનમાં જે ગરબડ

થાય છે ને જેને લીધે તું ઘડીમાં મારી તરફ વળે છે ને ઘડીમાં જગતને સમાન કરનાર પેલા હરામખોર તરફ તણાય છે, તે તજી દે. તારી પીંછી એ તારો જાદુનો દંડ સમજ ને તે વડે એ બંદો કે એનો બાપ કહી બતાવે તે કરતાં પણ વધારે રંગીલાં જગત ભલે ખડાં કર. તારી ભાવનાએ રચેલા વિશ્વને જ દૃશ્ય કરતાં શીખ. એમાં જ ખરા સત્યનું અને આર્યત્વનું તત્ત્વ છે. એથી વિરુદ્ધ વિચારો કરનારા બંદા જેવા દ્રોહીનો વિશ્વાસ ન કર. તારો આખરનો વિચાર હજુ પણ હું પૂછતો નથી, પણ કયો ખરો બુદ્ધિમાન માણસ પ્રેમ અને કીર્તિ કરતાં બીજી વાતને વધારે અમૂલ્ય ધારી તે વાતને મરતા સુધી ભોગવવા ઇચ્છશે ?'

લાલો ગુલાબસિંહ તરફ એક દૃષ્ટિએ જોઈ બોલ્યો: 'મરણ જ ન થાય એવી કોઈ શક્તિ હોય તો ?'

ગુલાબસિંહની ભ્રમર ચઢી આવી અને તે બોલ્યો: 'એમ હોય તો જે તારાં પ્રેમાસ્પદ હોય તેમને તારી નજરે મૂએલાં જોવાં ગમશે ? જનસમૂહ સાથેના સર્વ સંબંધ એમ તજવા ફાવશે ? સંબંધમાત્રને ચોકે સુવડાવી તારી આંખ કોરી શકશે ! ભલા માણસ ! દુનિયામાં ખરેખરું અમરપણું તો મારા સમજવા પ્રમાણે નિષ્કલંક નામ મૂકી જવામાં છે.'

'તમે મને સ્પષ્ટ ઉત્તર આપતા નથી, આડી વાત કરો છો. કોઈ સિદ્ધ લોક માણસની સાધારણ ઉંમર કરતાં ઘણી આશ્ચર્યકારક મુદત સુધી જીવ્યાની વાત મેં સાંભળી છે. જે અકસીરથી માણસ અમર થાય છે તેની વાત શું ગપ છે ?'

'ગપ ન હોય ને તું કહે છે તેમને જડી હોય તોપણ તેઓ મૂઆ તો ખરા; કેમકે તેમણે જીવવાની તૃષ્ણા મૂકી. તારા મનમાં જે સંશય થયો છે એમાં જ કાંઈ સમજવાનું હશે. જા, જા, તારાં પીંછી ને કાગળ સંભાળ.'

આમ કહી ગુલાબસિંહે લાલાને અણસારાથી રજા આપી ને પોતે આંખો નીચી ઢાળી, ધીમે પગલે ગામ તરફ ચાલ્યો ગયો.

## ૮ : સિદ્ધાઈ ઉપર પાણી

ગુલાબસિંહ સાથે જે વાત થઈ હતી તેથી લાલાના મનને ઘણી શાંતિ વળી અને તેની અસર તેના મન પર લાંબા વખત સુધી રહી. સૂર્યમાંથી કિરણોની પેઠે એની ગૂંચવાઈ ગયેલી કલ્પનામાંથી આકાશ સુધી પહોંચી જવાનાં અને આખા વિશ્વને આનંદમય બનાવવાનાં સુવર્ણમય સ્વમ ફૂટવા લાગ્યાં. આવા તરંગની સાથે પોતાના આખા જીવતરમાં ન જાણેલા એવા સ્વચ્છ અને અગાધ પ્રેમના વિચાર પણ આવવા લાગ્યા. બુદ્ધિમાન પુરુષો બાળક જેવા અજ્ઞાનથી જે રસમમય કલ્પનાઓ ખડી કરે છે ને તેમાં કલ્પેલી વસ્તુ પ્રાપ્ત ન થતાં સુધી પરમ આનંદ પામે છે, તેવી કલ્પનાઓમાં લાલાજીનું મન ભમવા લાગ્યું. એની મેળે જ એની કલ્પનામાં એવા ઘરના તરંગ ઊઠવા માંડ્યા કે જેમાં પોતાની કલાથી સર્વ આનંદ પ્રાપ્ત થઈ રહે અને રમાના પ્રેમથી સર્વ વસ્તુ સુખમય બની રહે. આવા મનોરાજ્યમાંથી તુરત જ તેને તેના મિત્ર રામલાલે જગાડી પ્રત્યક્ષ ભાન કરાવી દીધું.

જે માણસમાં નિશ્ચયવાળી બુદ્ધિ કરતાં કલ્પનાનું વધારે જોર હોય, તેવાનાં ચરિત્ર જેમણે અવલોક્યાં હશે અને તેમનું દુનિયાદારી સંબંધી જ્ઞાન ઓછું છે એમ સમજી, તેમના મનમાં ગમે તેવા વિચારો ઝટ દાખલ થઈ શકવાની સુલભતા જાણી હશે, તેમના ધ્યાનમાં આવ્યું હશે કે તેવા માણસ પર કોઈ સાદો, હિંમતવાન અને દુનિયાદારીનો બૂડો માણસ બે ને બે ચાર સમજાવીને કેવી જબરી અસર કરી શકે છે! લાલાને પણ આ પ્રસંગે એમ જ બન્યું. એના મિત્રે એને ઘણી વખત ભયમાંથી બચાવ્યો હતો અને એના અવિચારના પરિણામથી ઉગારી લીધો હતો. રામલાલની વાણીમાં જ એવું કાંઈક હતું કે જેથી લાલાની તમામ ઉચ્ચાભિલાષા ક્ષીણ થઈ જતી અને એને તેવી અભિલાષાના આનંદ માટે, નાહિંમત થઈ ગભરાઈ જવા કરતાં પણ વધારે થઈ આવતું. એને બહુ શરમ લાગતી કારણકે રામલાલ સારો પ્રામાણિક છતાં પણ માણસની ઉદારતાથી થઈ આવેલા છૂટાપણાને; તેમ જ લુચ્ચા માણસોના ધીટપણાને અને ભોળાંની

દીનતાને સહન કરી શકતો નહિ. દુનિયામાં એ સીધે રસ્તે જનાર માણસ હતો, તેથી જે માણસો તે રસ્તો તજીને ટેકરા–ટેકરી ઉપર ચઢી, ગમે તો એક નાના પતંગિયાને પકડવા કે ગમે તો કલ્પવૃક્ષની શાખાને પકડવા ફરતા હોય, તેમને તિરસ્કારની જ નજરથી નિહાળતો.

રામલાલે હસતે મોઢે કહ્યું: 'લાલા! જો કે હું ગુલાબસિંહ નથી તોપણ તારા મનની વાત કહું? તારી આંખમાં આવેલાં ઝળઝળિયાં અને તારા હોઠનું મલકાવું એ બે ઉપરથી હું અનુમાન કરી શકું છું. તું પેલી જક્ષણીના વિચારમાં છે, પેલી નાની નટડી!'

'નાની નટડી!' લાલો સાંભળતાં જ ચમકી ઊઠ્યો ને બોલ્યો: 'જો હું એની સાથે ઘર માંડું તો તું એને આવા નામથી બોલાવતો બંધ થશે?'

'હા, કેમકે તે વખતે મને જે તિરસ્કાર આવવાનો તે તારા જ ઉપર. લોકો ઠગને તો ધિક્કારે જ છે, પણ ઠગાનાર ભોળાના ઉપર વધારે ફિટકાર પાડે છે.'

'તને ખાતરી છે કે એમ કરવામાં હું ઠગાઈશ જ? આવી નિર્દોષ અને પ્રેમમય બાળા મને કયાં મળવાની? અરે એવી કયાં મળવાની કે જે આટઆટલી લાલચો છતાં પોતાની લાજ સાચવી રહી છે! રમાને નામે કોઈ વાંકી વાત પણ સંભારે છે?'

'હું દિલ્હી શહેરની તમામ ગપસપ જાણતો નથી કે જવાબ આપી શકું, પણ એટલું તો જાણું છું કે જયપુરમાં કોઈ એમ નહિ માને કે જયપુરનો ખાનદાન ફરજંદ દિલ્હીની એક નૃત્ય કરતી નટીને પરણી લાવ્યો તેમાં ઠગાયો નથી. આવી ગેરઆબરૂમાંથી હું તને બચાવવા ઇચ્છું છું. વિચાર કે તારે શું શું વેઠવું પડશે. તારે ઘેર કેટકેટલા ફક્કડ લોકો ભાઈબંધ થતા આવશે. તારા ઘરમાં કેટલી જુવાન સ્ત્રીઓ સાવધ રહી કદાપિ નહિ આવે?'

'હું મારે મારો રસ્તો લઈશ, તેમાં દોઢડાહી દુનિયાને શી લેવાદેવા છે? દુનિયા મને માન આપે તો ભલે મારી કળાને આપે, પણ મારાં સગાં કે દોલતનું તેને શું કામ છે?'

'એટલે કે તું હવે વળી તારી બીજી બેવકૂફાઈની મગરૂરી કરવા લાગ્યો? શા ચિતારા! ચિત્રકલાના હિમાયતી થાય છે! ઈશ્વર કરે ને મારે, તું રોટલો કમાઈ ખાવા જે ધંધો ચલાવે છે તેની વિરુદ્ધ બોલી તને નાઉમેદ ન કરવો પડે. પણ તારે સાધન છે અને સારા સંબંધ થશે એટલે તેની ગરજ રહેશે નહિ; છતાં શા માટે એક ચિતારો થવાનું મન કરે છે! નવરાશનો વખત ગાળવાની એ ઠીક મઝા છે, પણ આખો જન્મારો એને જ સ્વાધીન કરવો એ તો કોરી બેવકૂફાઈ જ! ચિતરામણોને કાંઈ તપેલીમાં ઓરી નહિ શકાય?'

'અરે, કલાવાન લોકો તો મોટા બાદશાહોના પણ મિત્ર હતા!'

'આપણા વિચારવાન દેશમાં ભાગ્યે જ એમ હોય. જો હું તને બે ચિત્ર કાઢી બતાવું. લાલો જયપુર પાછો જઈ, પોતાના સમાન કુળની કોઈ પૈસાદાર કન્યાને પરણે અને ખાતોપીતો તથા આબરૂદાર થઈ સારો હોશિયાર કહેવાઈ દુનિયાદારીમાં દાખલ થાય. એને લાભ મળે, મિત્રો વધે, એની આબરૂ બધે ગવાય, આસ્તેઆસ્તે રાજદરબારમાં જતો થઈ પરિણામે પચાસ વર્ષનો થતાં શું થાય તે તું જ વિચારી લે! આ એક ચિત્ર. હવે બીજું સાંભળ: લાલો જયપુરમાં આ નટી લઈને જાય, ત્યાં એને ગાનતાનમાં મોકલ્યા વિના ખાવાનું પણ પામે નહિ, એને જોતાં સર્વે પૂછવા માંડે કે આ કોણ? ને સમજે કે પેલી દિલ્હીવાળી રમા! આમ થતાં લાલો વળી કાગળો બગાડવા માંડે પણ એનાં ચિત્ર કોઈ લે નહિ; કેમકે એ કોઈ જાણીતા ચિતારાનો શિષ્ય નથી. લાલો કોણ? પેલી નાચનારીનો ધણી! આ અવસ્થામાં પ્રજા થવા માંડે. પછી શી વલે? લાલો કંટાળીને દુનિયા ખરાબ છે કહી નાસી છૂટે. પચાસ વર્ષની ઉંમરે ક્યાં હોય તે તું જ વિચાર.'

'અહો, જો બધી દુનિયા તારા જેવી હોત, તો દુનિયામાં ચિતારા કે કવિ એમાંનું કાંઈ થયું નહોત.'

'અને એમના વિના પણ દુનિયા તો આમની આમ જ ચાલત. ચાલ હવે જમવા બેસીએ. ગામમાં મિષ્ટાન્ન ઠીક મળે છે!'

## ૯ : ભાવિનું સામર્થ્ય

જેમ કોઈ અવિચારી સ્વાર્થી ઉપદેશક પોતાના શિષ્યનું ધ્યાન, જેને પોતે ખોટી રીતે વાસ્તવિક માની ભુલાવામાં પડ્યો હોય તેના તરફ લગાડી દઈ, ખરી વાસ્તવિક વાતનું દુર્લક્ષ કરાવી નીચ બુદ્ધિ ઉપજાવે છે; એમ સમજતો પણ નથી કે ખરી ખૂબી તો જે જણાય છે તેનું અનુકરણ કરવામાં નથી, પણ જે ચીતરનાર છે તેના મનમાં રહેલી છે. દરેક કલામાં ખૂબી તો —કાવ્યનાં મધુર વચનરૂપે હો, સલાટના તાદૃશ પથ્થરરૂપે હો, ચિતારાના વિવિધ રંગરૂપે હો કે ગવૈયાના દ્રાવક સ્વરૂપે હો. પણ કહી તેવી જ છે ને દુનિયામાં મળે તેનું જ અનુકરણ કરવું એ ફક્ત સાધારણ વેપારીનું કે નવા શિખાઉનું જ કામ છે. તેમ વ્યવહારમાં પણ દુનિયાદારીના દોઢ ડહાપણમાં કાબેલ થયેલા માણસો દૈવી પુરુષોની નીડર મનથી આગળ ધસતી ઉત્કૃષ્ટ અભિલાષાને, ઉદારતા તથા શ્રદ્ધાની ઉત્કર્ષકારક ઉત્તેજક વાતોને હલકા તથા દગા ભરેલા રૂપે બતાવી, ટાઢા કરી નાખે છે તથા નીચ બનાવી દે છે. આમ થવાથી માણસની મહાઆનંદરૂપ અમૃતહેલીમાં ઝેરના કણ ભળી જાય છે અને તેને ભાગે દુઃખ વિના બીજું કાંઈ રહેતું નથી. અરે! હજાર ફિટકાર હો તેવા બેવકૂફોને કે જે ખરું દિલ ન સમજતાં પોતાની દોઢડાહી અક્કલની ખીલી આવી સોનાની થાળીઓમાં મારે છે! તમે તમારા પરમેશ્વરને—પૈસાને, આબરૂને, લોકસ્તુતિને ભજો, ભલે તેમ કરી દગો, ફટકો, આડાંઅવળાં કરી બાદશાહી ભોગવો, પણ રહેવા દો બિચારા તરંગી આનંદીને તેના એકાંત આનંદમાં—તેણે રચેલી તેની દુનિયામાં! ગમે તો તેનાં ગીત ગાઓ, ગમે તો ગાળો ભાંડો પણ શા માટે તેનો આનંદ ભંગાવો છો! શું આનું નામ તમે ડહાપણ કહો છો? એક સમર્થ વિદ્વાને સામાન્ય સાવચેતી અને ડહાપણનો તફાવત બતાવ્યો છે. ખરા ડહાપણમાં કાંઈક એવું સાહસ સમાયેલું જ રહે છે કે જેનો સાવધાની તિરસ્કાર કરે છે: 'ટૂંકી નજરવાળા કિનારેથી જે વહાણ ચાલવા માંડે છે તેને જ જોયા કરે છે, પણ જે સામે કિનારે મુસાફરીના સાહસથી પહોંચાશે તે પર દૃષ્ટિ દોડાવતા નથી.' વસ્તુગતિ આવી છતાં પણ દુનિયાદારીના ડાહ્યા લોકો

કોઈવાર એવી તકરારો ને દલીલો લાવે છે કે જેનો ઉત્તર આપવો કઠિન થઈ પડે છે. તમારામાં કોઈ સમર્થ રસજ્ઞતા હોવી જોઈએ. જેમાં આત્માર્પણ કરવાનું હોય. જે કેવળ ઈશ્વરરૂપ હોય, તે ઉપર શ્રદ્ધા હોવી જોઈએ. પછી કોઈ વિદ્યામાં, કળામાં, ધર્મમાં, કીર્તિમાં, પ્રેમમાં કે ગમે ત્યાં પણ તેવી શ્રદ્ધા હોવી જોઈએ; નહિ તો વ્યવહારબુદ્ધિ તમને આત્માર્પણનો માર્ગ તજવાનાં ઘણાં કારણ સૂચવી તમારા પરમેશ્વરને પણ બજારની જણસ જેવો ટકાનો તેર બનાવી મૂકશે. અહો ! સાવધ રહે માણસ ! દુષ્ટ દુનિયાના ઉપદેશથી ! સ્વાર્થની જાળ ગહન છે ! પારખવી જ અશકય જેવી છે.

ચિત્રવિદ્યાના મહાગુરુઓનો એમ સંપ્રદાય છે કે વિશ્વરચનાનું અનુકરણ કરવામાં એ હુન્નરની ખૂબી નથી. પણ તે રચનાને જોઈ તેને છે તેથી ઉચ્ચતર બનાવવામાં મહત્તા છે. ખરી વિદ્યામાત્રનો ઉદ્દેશ આવી રચનાઓ કરતાંકરતાં મર્ત્યભાવ તજી અમર સમીપ પહોંચવામાં છે. ખરી વાત છે કે સમર્થ ચિતારો તેમ જ સમર્થ લેખક બંને, માણસોમાં જે હોઈ શકે તેનું ધ્યાન આપે છે; છતાં પણ માણસોમાં સામાન્ય રીતે સર્વત્ર મળે તેવાનું નથી આપતા. ધર્મ, રામ, કૃષ્ણ, હરિશ્ચંદ્ર, અરે દમયંતી, શકુંતલા, સાવિત્રી, રતિ; તેમ જ હિરણ્યકશિપુ, જરાસંઘ, કંસ, રાવણ એ સર્વ સત્ય છે; પણ દરરોજ બજારમાં મળતાં નથી પણ કવિના મનનો જ ખેલ છે. આવી કવિકલ્પના એ ગાઢ અભ્યાસ અને સંસ્કારનાં પરિણામ છે. એ અભ્યાસનું રહસ્ય જ એ છે કે સામાન્ય વાતને ઉચ્ચરૂપે બતાવવી. રે ! અંગયુક્ત, હાડકાં–ચામડાંનો આપણા જેવો જ અનંગને પણ ચીતર્યો હોત તો કેવો વિરૂપ, અધમ ને નકામો બની રહેત !

એક ચિતારાને કોઈએ પૂછ્યું : 'તારા ચિત્રના નમૂના તેં ક્યાંથી આણ્યા ?' ત્યારે તેણે ઉત્તર ન આપતાં એક મજૂર કોથળો માથે ઉપાડી જતો હતો તેને બોલાવ્યો ને તેના મુખ ઉપરથી મહાવિલક્ષણ ખૂબ-સૂરતીવાળું મુખ ચીતરી કાઢ્યું. અલબત્ત તે મુખ એ મજૂરના મુખને મળતું હતું પણ ચિત્રમાં મજૂરનો મહાત્મા બની રહ્યો હતો ! તે સત્ય હતું પણ ખરું ન હતું. પામર લોકો ખરા જ્ઞાનીઓ અને ખરા પંડિતોના

જ્ઞાન અને પંડિતાઈનું રહસ્ય જે આ ઊર્ધ્વીકરણનો નિયમ, તેને લેશ પણ સમજતા નથી.

પણ પ્રકૃત વિષયનો વિચાર ચલાવીએ. વ્યવહારના આચારમાં તો આથી પણ થોડે દરજ્જે પામર લોકો આ મહાનિયમનું સ્વરૂપ કામ લાવે છે. એમ થવાથી વ્યવહારડાહ્યા લોકોની સાવચેતીને લીધે ખરો અભેદભાવનો આનંદ પામવાનું સાહસ જેમ થઈ શકતું નથી, તેમ પાપનાં માઠાં પરિણામથી પણ બચી જવાય છે એ ખરી વાત છે. છતાં જેમ વિદ્યાકલામાં તેમ આચારમાં પણ માણસોએ સામાન્ય અને હમેશની વાતોને ખરી ઉચ્ચતાને ધોરણે પહોંચાડવી જોઈએ, આવો સ્વાભાવિક નિયમ ઠરે છે.

લાલો રામલાલની ડાહી વાતો સાંભળીને જરા ડાહ્યો થઈ ગયો. રામલાલે બતાવેલું બીજા પ્રકારનું ચિત્ર–તેની દેવરૂપ બુદ્ધિના આધારરૂપ કર્મ તેનાથી પાછો હટવા લાગ્યો. જે મહાપ્રેમ યોગ્ય રીતે વાપરતાં મોક્ષમાર્ગે પહોંચાડે તેમ છે તે પ્રેમના માર્ગથી પણ તે વિમુખ થવા લાગ્યો. આત્માર્પણનો ગુણ ખસીને ધીમેધીમે સ્વાર્થની જડતા પ્રસરવા લાગી. પૂર્વે કહેલી વાતનું જ આ ઉદાહરણ! આમ સંશયદોલા પર ચઢ્યા છતાં પણ રમાને મૂકી દેવાની તેને હિંમત થઈ નહિ. ગુલાબસિંહની સલાહ તથા પોતાના મનના વલણને વશ થઈ જવાની બીકથી, લાલાજી બેત્રણ દિવસથી ગમેતેમ કરીને પણ પેલી મોહિનીરૂપ પૂતળીને મળતો નહિ. પણ ગુલાબસિંહને મળ્યા પછી રામલાલને મળ્યો તેની બીજી રાતે એના મનમાં એવાં માર્મિક, સૂચક તથા આનંદકારક સ્વપ્ન આવવા લાગ્યાં કે જાગ્યા પછી તે સ્વપ્ન જાણે ગુલાબસિંહે જ પોતાના જાદુની શક્તિથી મોકલ્યાં હોય એમ તેને તાબે થઈ, લાલાએ રમાને મળવાનો નિશ્ચય કર્યો; અને કાંઈ અમુક નિશ્ચય બાંધ્યા વિના લાલો પોતાના મનના તરતના તરંગને વશ થઈ ચાલી નીકળ્યો.

## ૧૦ : આશામાં નિરાશા

એ પોતાના ઘરના આંગણામાં બેઠી હતી—પેલી નાની નટી. યમુના-નદીનો વિસ્તીર્ણ પ્રવાહ વાંકાંચૂકાં વહન લઈલઈ કિનારેકિનારે એવો લપાઈલપાઈ ને ચાલતો હતો કે જાણે પૃથ્વીમાતાના પ્રસારેલા હાથમાં નાનું બાળક ગેલ કરી રહ્યું હોય! જોનારની આંખને હર્ષના તેજથી પ્રફુલ્લ કરી દેતો હતો. ગામના પ્રૌઢ અમીર–ઉમરાવો પોતાના શૌર્યની ઉન્મત્તતામાં આનંદ પામતા ધીમેધીમે અશ્વને ખેલાવતા તથા પોતાના બેસનારનું માહાત્મ્ય જાણી ઉલ્લાસથી સાભિપ્રાય કૂદતા અશ્વની ગતિ નિહાળતા ચાલ્યા જતા હતા. અહીંતહીં વૃક્ષની કુંજોમાં કોઈ ગોવાળિયા વાંસળીનાં તાન લલકારી રહ્યા હતા અને કૃષ્ણલીલાનાં અપૂર્વ વર્ણનથી શ્રવણને પાવન કરતા હતા. કોઈ મોજમઝા કરનારની ટોળીઓ ઠઠ્ઠા-મશ્કરી કરતી રમતગમતમાં કિનારે બેસી સુખ માણતી હતી. આમ વિવિધ જાતના ઉપભોગમાં મસ્ત થઈ રહેલા લોકો કેવળ નિષ્કર્મ રહ્યા રૂપી શૂન્યતાના આનંદમાં જ મઝા માણી રહ્યા હતા. આ બધું રમાની નજરે રમી રહ્યું હતું પણ તેની દૃષ્ટિ પેલી નદીના લાંબા ને લાંબા ચાલ્યા જતા આડાઅવળા પ્રવાહ પર સ્થિર થઈ રહી હતી! એના જેમતેમ પહેરી લીધેલા તથા ગમેતેમ લટકતા પોશાક પરથી એના મનની એકાંત કલ્પનામાં જે તન્મયતા વ્યાપી હતી તેનું અનુમાન થઈ આવે એવું હતું. એના ગૂંચળાંવાળા કાંઈક સુરખી મારતા વાળ ગમે તેવી રીતે ઢીલાઢીલા બાંધી લીધેલા હતા અને તેનો ઝૂડો કસવામાં જે સોનેરી રંગનું નાડું વાપરેલું હતું, તેના મુકાબલે તેમનો રંગ વિશેષ ખીલી રહ્યો હતો. કોઈ લટ છૂટીને ગળા પર લટકી પણ રહી હતી. ઓઢેલી જાંબુ રંગની ઓઢણી-ના છેડા છાતી પર આવતી પવનની લહેરથી આમતેમ ઊડ્યા કરી, એની સુંદર કાંતિનું સહજ દર્શન આપ્યે જતા હતા. દિવસની ગરમીને લીધે કે પછી ગમે તે કારણથી એના ગાલ તેજ મારી રહ્યા હતા અને એની વિશાળ કાળી આંખો અતિ અલસ જણાતી હતી. અહો! રંગ-ભૂમિ પરનો ભવ્ય સ્વાંગ ધારણ કરી હજારો મશાલોની રોશની આગળ

પણ રમા કોઈવાર આવી મનોહારણી જણાતી નહિ.

એની પાસે જ, ઉંબરાની અંદરની પાસે, પેલી બુઢ્ઢી દાસી ઊભેલી હતી. જેવો નિશ્ચય ભરેલો તથા બાળકને કોઈ વાત સહજમાં ગળે ઉતારે એવો, ઘરડાં અનુભવી બૈરાં અવાજ કાઢે છે તેવા અવાજે તે બોલી ઊઠી: 'બેટા! હું તને ખાતરીપૂર્વક કહું છું કે આખા દિલ્હી શહેરમાં એવો બહાદુર ઉમરાવ મળવાનો નથી, તેમ તેવો કાંતિવાળો પણ ન જ જાણવો. મેં તો વળી એમ પણ સાંભળ્યું છે કે એ જયપુરવાળા તો પૈસાદાર પણ ઘણા હોય છે અને એવું કહે છે કે સોનામહોરો તો એ લોકો કાંકરાની પેઠે ઉડાવે છે. કેમ બેટા! કેમ ધ્યાન આપતી નથી? આમ શું કરે છે?'

'ગુલાબસિંહને માટે આવી વાતો કહેવાય છે?' રમા પોતાની બુઢ્ઢી દાસીનું લાલાજી તથા જયપુરવાસીઓને માટે કહેવાનું ન ગણકારતાં બોલી ઊઠી.

'રામ! રામ! રામ! એ જાદુગર ધુતારા ગુલાબસિંહનું નામ જવા દે. તારે સમજવું જોઈએ કે એનું સુંદર મોઢું તથા તેથી પણ વિશેષ સુંદર એની મહોરો એ બધું જાદુનો ખેલ છે. તે દિવસે એણે જે થેલી મને આપી હતી તેને હું ઘડી પછી ઉઘાડીને જોઉં છું કે તે મહોરોના કાંકરા તો થઈ નથી ગયા!'

'ત્યારે' રમાએ બીતાંબીતાં આતુરતાથી પૂછ્યું: 'તું એમ માને છે કે જાદુની વાત સાચી છે?'

'માનું? જાદુને માનું છું? રામ, કૃષ્ણ, પરશુરામ, એમને માનું છું, એમ જ પૂછને? પેલા માછીના છોકરા ઉપર જ્યારે વૈદ્યલોકોએ હાથ ધોઈ નાખ્યા ત્યારે તેને એણે શી રીતે ઊભો કર્યો? પોતે ત્રણસો વરસ થયાં જીવતો ને જુવાન છે તે કેમ? જેમ ડાકણો કરે છે તેમ જોતાં વાર જ ગમે તેને વશ કરી નાખે છે તે પણ કેમ? કોણ જાણે બીજું શું શું એ કરતો હશે! ડાકણોની વાત સાંભળી નથી?'

'અહો, આનું જ નામ જાદુ!—એના જેવું છે ખરું, હોવું જ જોઈએ.' રમા ઘણી ફીકી પડી જઈ મનમાં બબડવા લાગી. આ

ગવૈયાની દીકરી પેલી બુઢ્ઢી કરતાં વહેમમાં પાછી હઠે તેવી ન હતી. એટલે એવી મુગ્ધાના નિર્દોષ મનને નવેનવા કામવિકારને લીધે જે વાત વધારે અનુભવી માણસો પ્રેમને નામે ઠોકે છે તે જાદુરૂપે જણાય જ!

'વારુ, વળી પેલો અમીર એનાથી કેમ ડરી ગયો? એણે આપણને હેરાન કરવા કેમ મૂકી દીધાં? એ એવો નરમ કેમ પડી ગયો? આ બધી વાતોમાં શું જાદુ નથી?'

'ત્યારે?' રમા ઘણા જ મધુર પણ પોતાના જ વિચારનો વ્યાઘાત થાય તેવા શબ્દોથી બોલી ઊઠી: 'શું તું ખરેખર એમ માને છે કે મને જે હાલમાં એ તરફની નિરાંત છે તે એને લીધે છે? હા હા, એમ જ હોવું જોઈએ છે. ચૂપ, બુઢ્ઢી ચૂપ. બોલ નહિ. મારા મનનો વિચાર ચાલવા દે. અરે! મારે નસીબે તું અને મારું બીકણ મન બે જ મારી પાસે ક્યાંથી છો? રે! સર્વપ્રકાશક સૂર્યનારાયણ! તમે બધાં સ્થળને પ્રકાશ આપો છો પણ–' પોતાના હૃદય પર ઘણા આવેશથી હાથ મૂકી બોલી: 'આટલા ખૂણાને અંધકારમાં જ રાખો છો. જા જા, બુઢ્ઢી! ચાલી જા. મને એકલી રહેવા દે.'

'તું ન કહેત તોપણ મારે જવું જ છે; કેમકે ચૂલે મૂકેલો પૂડો ખરાબ થઈ જવા આવ્યો હશે ને તેં તો સવારનું કાંઈ ખાધું પણ નથી. જો તું આમ લાંઘા ખેંચશે તો તારી કાંતિ કરમાઈ જશે ને પછી તને કોઈ ચાહશે નહિ. જ્યારે આપણા ચહેરાનો રંગ બદલાય છે ત્યારે કોઈ આપણા સામું જોતું નથી, એનો મને પૂરો અનુભવ છે. એમ થતાં તારે પણ કોઈ રમા મારી પેઠે બગાડવા માટે શોધી લેવી પડશે. લે, હું તો મારે આ ચાલી પેલા પૂડાને તપાસવા.'

એની પૂંઠ વળી કે રમા સહજ મોટેથી વિચારવા લાગી: 'જ્યારથી એની મારે ઓળખાણ થઈ છે, જ્યારથી એની કાળી કીકીએ મને કામણ કર્યું છે, ત્યારથી હું હતી તે મટી ગઈ છું. હું જાણે મારી જાતથી પણ ડરીને છૂટી થવા ચાહું છું. સૂર્યનાં કિરણ ભેગી ભળીને પણ જાણે ટેકરીની ટોચે ચડવા ઇચ્છું છું. કાંઈક જે આ દુનિયાનું ન હોય તે થવા ઇચ્છું છું.

મારી નજર આગળ રાતે ભાતભાતના ખેલ જામ્યા કરે છે. કાણુ જાણે પ્રેત–પિશાચ કે શાનાં ચિત્ર દેખું છું અને મારા હૃદયમાં કોઈ પક્ષીની પાંખથી થતા હોય તેવા ફફડાટને લીધે એમ માનું છું કે અંદરનો જીવ પોતે જ ગભરાઈ ગયો છે ને હવે પાંજરું ભાંગી ઊડી છૂટશે.'

આવા અસંબદ્ધ તરંગની પરંપરામાં લીન થયેલી હોવાથી તેના પણ લક્ષમાં ન આવે તેવે ધીમે પગલે કોઈ તેની પાસે આવ્યું ને ધીમેથી તેને હાથેહાથ લગાડી બોલ્યું : 'રમા! પ્યારી રમા!' સાંભળતાં જ ફરીને જોવા લાગી તો લાલાને જોયો. એનું કાંતિમાન તથા સુંદર મુખ જોઈ એના મનને તરત જ શાંતિ વળી. એના આવવાથી એને આનંદ થયો.

'રમા!' લાલાજીએ જ્યાંથી રમા ઊડી ઊભી થઈ હતી ત્યાં તેને બેસાડીને પોતે તેની પાસે બેસતાં કહ્યું : 'રમા! હું કહું તે સાંભળ. તું જાણતી તો હોઈશ કે હું તને પ્રેમપૂર્વક ચાહું છું. તારી કલાના આનંદથી જ કે તારી સ્થિતિ પર દયાના આવેશથી જ હું તારી પાસે આવું છું એમ ન જાણતી. એવાં ઘણાં કારણો છે કે જેથી હું તારી સાથે આ વાત વિષે મારી આંખો સિવાય બીજે રસ્તે આજ પહેલાં બોલી શક્યો નથી. પણ આજે તો હું જાણતો નથી કે શાથી મારામાં તને કહેવાનો નિશ્ચય તથા હિંમત બંને આવ્યાં છે અને મારા નસીબમાં જે સુખ કે દુઃખ હોય તે જાણવાની પણ ઇચ્છા થઈ છે. હું જાણું છું કે મારે પ્રતિસ્પર્ધી છે—મારા જેવા ચિતારાના કરતાં જબરા છે, પણ બોલ તે વધારે માનીતા છે?'

પોતાની સ્તુતિ સાંભળી સહજ શાલીનતાના આવેશથી રમાના ગાલ ઉપરનું તેજ કિંચિત્ ઝાંખું પડ્યું. પણ એના મોં ઉપર ગંભીરતા અને ખેદ તેવાં ને તેવાં જ રહ્યાં. આંખો નીચી ઢાળીને તથા પગના અંગૂઠા વડે જમીન ખોતરતાંખોતરતાં તેમ જ કાંઈ અચકાતાં–અચકાતાં તથા જરા ખુશમિજાજમાં હોય તેવો ફોકટ પ્રયત્ન કરતાંકરતાં રમાએ કહ્યું : 'લાલાજી! જે માણસો નૃત્ય કરતી બાળાઓ પાછળ ભમે છે તેમને પ્રતિસ્પર્ધી તો હોય જ. આપણે એવા નિર્ભાગી છીએ કે આપણી જાતનો પણ આપણે એકલાં જ આનંદ લઈ શકતાં નથી.'

'પણ તું એવા ભાગ્યને ચાહતી નહિ જ હોય. તે ગમે તેવા ભભકાવાળું તને જણાતું હોય તથાપિ મને ખાતરી છે કે તારી હોશિયારીથી જે ધંધાને તું શોભાવે છે, તે ધંધામાં તારું દિલ નથી.'

'નહિ જ, નહિ જ.' આંખમાં અશ્રુસહિત રમાએ કહ્યું: 'એક વખત એવો હતો કે હું ગાનતાનની પૂજારણ હતી, પણ હવે મને એમ લાગે છે કે દુનિયાને ખુશી કરવા માટે મથવું એ તો મહાદુષ્ટ ભાગ્યની નિશાની છે.'

'ચાલ ત્યારે, મારી સાથે ચાલ.' એમ પેલા ચિતારાએ ઘણા આવેશ તથા આગ્રહદર્શક શબ્દોથી કહ્યું: "અને જે તારા પ્રેમી દિલને મારા એકલાનું જ થઈ રહેતાં અટકાવે છે, તેવા ધંધાને તજ. હાલ અને હવે પછી સર્વ કાળ માટે મારા ભાગ્યને આધીન થા, મારા આનંદમાં, મારા વિચારમાં ને મારી વિદ્યામાં. તું મારાં ચિત્ર અને ગાનની અધિષ્ઠાત્રી થઈશ અને તારી કાંતિ ઘણી પવિત્રતા તથા ખ્યાતિ પામશે. મોટા રાજાઓના દરબારમાં કોઈ રતિ કે સતીના ચિત્ર પાછળ હજારો લોકો ભેગા મળશે અને સર્વે કહેવા માંડશે: 'અહો! આ તો રમા, રમા.' રમા! હું તને મારા ઈશ્વરને ઠામે પૂજું છું. મને કહે કે મેં તારી પૂજા આટલા કાળથી ફોકટ નથી કરી."

રમાએ પોતાનો હાથ હાથમાં લઈ ધીમેધીમે પાસે આવતા આશકની તરફ જોઈને કહ્યું; 'તું ઘણો ભલો તથા સુંદર માણસ છે, પણ મારી પાસે શા બદલાની આશા રાખે છે?'

'પ્રેમ, પ્રેમ ને પ્રેમ! બીજું કંઈ નહિ.'

'નાની બહેનનો પ્રેમ?'

'અરે! તું આમ છેક તરછોડીને શું બોલે છે?'

'તારે માટે તો એવા પ્રેમ વિના બીજું કાંઈ મારી પાસે બાકી રહ્યું નથી. સાંભળ, જ્યારે હું તારું મુખ દેખું છું, તારો ધ્વનિ સાંભળું છું; ત્યારે મારા અંતઃકરણમાં કોઈ અવર્ણ્ય શાંતિ તથા ગંભીરતા પ્રસરે છે

અને તમામ વિચાર મંદ પડી જાય છે—અરે! કેવી તપી જાઉં છું! કેવી ગભરાઈ જાઉં છું! જ્યારે તું જાય છે ત્યારે મને દિવસ વધારે વસમો લાગે છે, પણ વળી બધું ચાલ્યું જાય છે. મને તું સાંભરતો નથી, મને તારા વિષે વિચાર આવતો નથી. ના, તારે માટે સમગ્ર પ્રેમભાવે ટળવળતી નથી. ત્યારે જ્યાં મારો એકાગ્ર પ્રેમ વળગ્યો છે ત્યાં જ હું મારા આત્માનું અર્પણ કરીશ.'

'પણ હું તારો પ્રેમ સંપાદન કરીશ, મનમાં પાછી ન હઠ. તું જે પ્રેમભાવ મારે માટે બતાવે છે તે ખરે, મુગ્ધા અને નિર્દોષપણાનો નિષ્કલંક સ્નેહભાવ છે, પણ તેને વધતાં શી વાર છે?'

'નિર્દોષપણાનો! શું નિર્દોષપણાનો જ સ્નેહભાવ છે? હા હોય પણ! ત્યારે ભલા પરદેશી! તું મારા જેવી માબાપવિનાની મુગ્ધાને પરણશે! મને ખાતરી છે કે તું દયાળુ છે, ઉદાર છે. હું નથી ધારતી કે એ જ નિર્દોષતાનો નાશ કરવાની તારી ઇચ્છા હોય!'

આ શબ્દો સાંભળતાં જ મનમાં શરમાઈ પોતાની દુષ્ટ વાસનાનો તિરસ્કાર કરતો લાલો પાછો હઠ્યો.

પોતાના આશકના મનમાં જે લજ્જા, શંકા, પશ્ચાત્તાપ ઇત્યાદિ ભાવની ગરબડ ચાલી રહી, તેનું ભાન ન છતાં પણ ઊભી થઈ જઈને રમા બોલવા લાગી: 'નહિ, નહિ જ, તારા મનમાં એવો વિચાર નહિ જ હોય. મને મૂકી દે, મને ભૂલી જા, ચાલ્યો જા. તું જેના પર પ્રેમ રાખવાનો વિચાર કરે છે તેનો સ્વભાવ તું સમજતો નથી. તારા ખ્યાલમાં પણ આવી શકે તેમ નથી. મને મારા બાળપણથી જ એમ ભાસે છે કે મારા કર્મમાં કોઈ વિલક્ષણ તથા ચમત્કારિક સંકટ લખેલું છે. હું સામાન્ય માણસ જાતિથી એટલી વાતે જુદી છું. આની આ જ ભાવના મારા મનમાં દિનપ્રતિદિન દઢ થતી જાય છે, કોઈવાર મનને ઉન્મત્ત બનાવી દે તેવા આનંદનો અનુભવ કરાવે છે, કોઈવાર ગહન અંધકારમાં ડુબાવી દે છે. મને લાગે છે કે સંધ્યાસમયનાં કિરણો આસપાસ ધીમેધીમે ફેલાતાં જતાં હોય તેવી એ વાત છે. તુરત જ અંધકાર આવશે. મને લાગે છે કે હવે

મારું આવી બન્યું છે. થોડો વખત વીતવા દે એટલે ચારેતરફ અંધકાર જ થઈ રહેશે.'

રમાનું આ બોલવું લાલો સ્પષ્ટ જણાઈ આવતા ગભરાટથી સાંભળી રહ્યો. તે બોલતી બંધ રહી કે બોલ્યો: 'રમા! તારા શબ્દો સાંભળી હું હમેશ કરતાં પણ વધારે તારી સાથે બંધાતો જાઉં છું. જેવું તને લાગે છે તેવું જ મને લાગે છે. મારા મનમાં તો મારી સર્વ વૃત્તિને ઠંડી કરી નાખે તેવી અને અલૌકિક ભવિષ્યની કલ્પના થયા કરે છે. માણસના સમૂહમાં પણ હું એકલો જ હોઉં એવું મને લાગ્યા કરે છે. મારી સર્વે રમતગમતમાં, મહેનતમાં ને પ્રયાસમાં મને એવી સૂચક વાણીનો આભાસ શ્રવણ દ્વારા થયા જ કરે છે કે 'તારી તરુણાવસ્થા પછીની અવસ્થામાં તારે માથે મહાદાવાનળ તૂટી પડનારો છે.' જ્યારે તું તારા વિષે બોલી ત્યારે જાણે મારો પોતાનો આત્મા જ બોલતો હોય એમ મને ભાસ્યું.'

રમા લાલાના તરફ આશ્ચર્ય તથા ભય પામતી જોઈ રહી. એનું મુખ સ્ફટિક જેવું શ્વેત થઈ ગયું હતું. એના મુખ પર ગંભીરતા તથા દિલગીરી છવાઈ રહ્યાં હતાં. ધીમેધીમે એ જ મુખની કઠોરતા નરમ પડવા લાગી અને પાછો હતો તેવો રંગ થઈ રહ્યો. સ્તબ્ધ થયેલું હૃદય ફરી કૂદવા લાગ્યું અને આખા શરીરમાં પૂર્વવત્ સ્ફૂર્તિ આવી ગઈ.

'બોલ લાલાજી! તું એક જણને ઓળખે છે? જેના વિષે આ ગામમાં તમામ જાતની ગેબી ગપ્પો ચાલ્યા કરે છે?'

'હા, તું ગુલાબસિંહ વિષે કહે છે. મેં એને દીઠો છે. હું એને ઓળખું છું અને તું!–અરે! એ પણ મારો પ્રતિસ્પર્ધી છે, એ પણ મને તારાથી જુદો કરનારો છે!'

'તું ભૂલ કરે છે,' રમાએ ઘણો ઊંડો નિઃશ્વાસ નાખીને કહ્યું: 'એ તો ઊલટો તારો પક્ષ કરે છે. એણે જ મને તારો મારા પર પ્રેમ છે એ વાત સમજાવી છે અને તે પ્રેમની ના ન પાડવા આજીજી કરી છે.'

'શો વિલક્ષણ માણસ! કદી પણ ન સમજાય તેવો જ કોયડો! એનું નામ તેં શા માટે સંભાર્યું?'

'એટલું જ પૂછવા માટે કે જે ભવિષ્યકલ્પના તેં તારા સંબંધમાં કહી તે જ્યારે તું એને મળેલો તે વખતે તારા મનમાં કાંઈ સવિશેષ ભયથી તથા વિશેષ સ્પષ્ટ રીતે ખડી થયેલી કે નહિ? અથવા તને એનાથી દૂર થવાનો તેમ જ એની તરફ ગાઢ સ્નેહ કરવાનો સાથે જ વિચાર થયેલો? અથવા તને એમ લાગેલું કે તારી જિંદગીની દોરી (આ વાત રમાએ જરા વિશેષ આવેશથી કહી) એના જ હાથમાં છે?'

'હા,' લાલાએ કહ્યું: 'હું એને પ્રથમ મળ્યો તે વખતે જ મને એવી સર્વ વાતનું ભાન થયું હતું. મારી આસપાસ આનંદ ને રમતગમતનો વરસાદ વરસતો હતો, ગાનતાન ગાજી રહ્યાં હતાં અને આબોહવા ખુશનુમા હતી; છતાં મારા પગ થરથરવા લાગ્યા, મારું લોહી ઠંડું થઈ જવા લાગ્યું. તે સમયથી મારા મનના માલિક, તું અને એ બે સમાન રીતે થઈ રહ્યાં છો!'

'બસ બસ,' રમાએ કહ્યું: 'આ બધી વાતમાં ખરે દૈવનો કોઈ ચમત્કાર છે! તારી સાથે આ વખતે વિશેષ વાત બને તેમ નથી. બસ! રામ રામ!' આમ કહેતી કૂદકો મારીને રમા ઘરમાં પેસી ગઈ અને બારણું બંધ કરી દીધું. લાલો તેની પાછળ ગયો નહિ, તેમ તેને જવાનું મન પણ થયું નહિ. ગુલાબસિંહ તથા તેની સાથેની પોતાની મુલાકાતનું સ્મરણ થતાં તેની તમામ માનુષી વૃત્તિઓ ગુમ થઈ ગઈ. રમાની મૂર્તિ એના હૃદયમાં સંતાઈ ગઈ અને લાલો થરથરતો—થરથરતો દિલ્હીના વધારે ગિરદીવાળા ભાગ તરફ નાસી છૂટ્યો.

## બીજો તરંગ સંપૂર્ણ

# તરંગ ત્રીજો

## ૧ : પ્રેમની પ્રતીતિ

જે વૃદ્ધ ગવૈયો પોતાના પિતાનો મિત્ર હોવાથી રમાની સંભાળ રાખતો હતો તેના ઉપકારનો બદલો વાળવા રમાની પાસે હાલ સારો પ્રસંગ આવ્યો હતો. એ ગવૈયાને ત્રણ પુત્ર હતા. તે સર્વે ગાયનનો ધંધો શીખી દિલ્હી શહેર મૂકીને હિંદુસ્તાનમાં ધંધો શોધવા નીકળી પડ્યા હતા. વૃદ્ધ ગવૈયાને અને તેની પત્નીને આનંદ આપનાર એક નાની આઠ વર્ષની બાળકી–તેના બીજા પુત્રની દીકરી હતી. આ બાળકીની મા તેના પ્રસવ-સમયે જ મરી ગઈ હતી. ઘરમાં ડોસાડોસીને તે આંખની કીકી સમાન વહાલી હતી. અકસ્માત્ આ ડોસો પોતાના ધંધામાંથી કમાણી કરી લાવવા અશક્ત થઈ ગયો હતો. તેને પક્ષાઘાત થયો હતો અને તેણે ઉડાઉપણામાં ને મોજશોખમાં કાંઈ બચાવી રાખેલું ન હોવાથી પૈસેટકે હેરાન હતો. આવા પ્રસંગે રમા પોતાના ઉદાર દિલથી જે બને તે આપતી અને મદદ કરતી એટલું જ નહિ, પણ ખરા ઉદાર સ્વભાવનાં સુજનની રીતિ પ્રમાણે નિરંતર ડોસાડોસીની પાસે જઈ બેસતી અને તેમને મીઠીમીઠી વાતો કરી ખુશી કરતી તથા દુઃખ વિસરાવી દેતી. પણ આથી એ વિશેષ ઉપકારનો અવસર પાસે હતો. પેલી નાની, લટકમટક રમતી, કૂદતી, સર્વને રમાડતી, રીઝવતી, લાડકવાઈ બાળકી એકાએક માંદી થઈ ગઈ. એમ થતાં જ ડોસો-ડોસી ગભરાઈ ગયાં અને તુરત રમાને બોલાવવા માણસ મોકલ્યો. રમા ઉપર આ બાળકીનો ઘણો પ્રેમ હતો, તેથી રમા આવતાં તેના જીવમાં જીવ આવશે એમ આશા હતી, પણ તે આવી પહોંચી ત્યારે તે બિચારી બાળા બેશુદ્ધ થઈ ગઈ હતી! તે રાત્રિએ રાસમાં જવાનું હતું નહિ, એટલે રમા આખી રાત પોતાની માંદી સખીના બિછાના પાસે ઉઘાડી આંખે બેસી રહી.

મધ્યરાત્રિએ બાળકીની અવસ્થા વધારે ખરાબ થતી ચાલી. વૈદ્ય માથું

ધુણાવીને હિરણ્યગર્ભની માત્રા લેવા ઘેર છટકી ગયો. પેલો ગાનમસ્ત ડોસો મહાશોકમાં ડૂબીને એક સ્વર પણ ઉચ્ચાર્યા વિના એકીનજરે જોતો બેસી રહ્યો હતો. એને સ્મશાનની સોડે સૂતાં અટકાવનારી, રૂમઝૂમ કરી રહેલી, એના ઘડપણની પાલણહાર, એનો જીવ, આ જ બાળા હતી. અરે! મરવાને ભોંય સૂંઘતા વૃદ્ધ માણસને પોતાના આધારરૂપ કુમાર-વદનની ઊડી જતી પ્રભા ઉઘાડી આંખે જોવાનો વખત! કોઈ રાક્ષસના પણ હૃદયને ભેદી નાખવાને એવો બનાવ બસ છે. ડોસાના તો રામ રમી ગયા હતા, પણ ડોસી જરા વધારે આશા રાખતી હતી. વધારે મહેનત કરતી હતી અને ઘણાં આંસુ પાડતી હતી. રામસીતાની મૂર્તિ આગળ બેઠીબેઠી સ્તુતિ કરતી હતી ત્યાંથી એકદમ ઊઠીને શરીરે કામળી ઓઢી ડોસી બહાર ચાલી નીકળી. રમા તેની પાછળ ગઈ.

'માજી! ઊભાં રહો. હું વૈદ્યને બોલાવું છું. બહાર ટાઢ ઘણી લાગે છે માટે તમે પાછાં જાઓ.'

"બેટા! હું વૈદ્યને બોલાવવા જતી નથી. મેં આ ગામમાં એવો માણસ આવ્યો સાંભળ્યો છે કે ગરીબોનો બેલી છે ને મરનારને બચાવનારો છે. હું એની પાસે જઈને કહીશ: 'બાવા! અમે બીજી બધી રીતે તો ગરીબ છીએ, પણ ગઈ કાલ સુધી પ્રેમના ભંડાર અમારે ત્યાં ભરપૂર હતો. અમે મરવાને ભોંય સૂંઘીએ છીએ પણ અમારી નાનકડીના નાનપણથી નાનાં હોઈએ તેમ ટટાર છીએ. અમને અમારો ભંડાર પાછો અપાવો, અમને અમારું જતું રહેતું નાનપણ પાછું લાવી આપો. અરે! અમે એમ અમારા લોહીને પાછળ મૂકી મરીએ એવું હે પ્રભુ! કરી આપો."

ડોસી ગઈ. રમા! તારા હૃદયમાં કેમ ઉકળાટ થયો! એવામાં દરદીએ ચીસ પાડી કે રમા તુરત પથારી આગળ જઈ ઊભી. ડોસો એમ ને એમ કરડી નજરે જોતો દાંત પીસતો બેઠો હતો. ધીમેધીમે શ્વાસ ઊપડ્યો અને ખરેરો બોલવા લાગ્યો. રામ! વહાણું વાયું, ઘરમાં તડકો આવવા લાગ્યો. બારણેથી કોઈનાં પગલાં પણ વાગતાં સંભળાયાં—ડોસી ગાભરીગાભરી અંદર આવી પથારી પાસે જઈ જઈને બોલી ઊઠી: 'જીવે છે, સાહેબ! જીવે છે.'

રમાએ ઊંચું જોયું–પોતાની છાતી પર દરદીને લઈ બેઠી હતી ત્યાંથી જુએ તો ગુલાબસિંહ ! રમા તરફ સ્નેહની દૃષ્ટિથી 'તું સારું કરે છે.' એમ નરમાશની નજરે જોઈને જરા હસ્યો. છતાં પણ એ જ ક્ષણે, જેવો ગુલાબસિંહ પેલી ક્ષીણ થતી બાળાના કરમાયેલા મુખ તરફ નમીને જોવા લાગ્યો કે તુરત જ રમાના મનમાં એમ થયું કે રખે ને આ વિલક્ષણ માણસમાં કોઈ મેલી સાધના તો નહિ હોય ! પણ એમ થતાની સાથે જ વિચાર બંધ પડી ગયો–ગુલાબસિંહની કાળી વિશાળ આંખ એના આત્માને પી જતી હોય તેમ એની તરફ ગઈ. એને આવા વિચાર માટે ઠપકો દેવાયો !

'ફિકર નહિ કાકા !' પેલા ડોસા તરફ વળીને ગુલાબસિંહે કહ્યું : 'હજી વાત હાથથી ગઈ નથી.' એમ કહેતાં જ પોતાના ખિસ્સામાંથી એક નાની શીશી કાઢી, થોડાં ટીપાં પાણીના પ્યાલામાં નાખી પાણી પાઈ દીધું. બાળકના હોઠ આ દવાથી ભીના થતાં જ, અસર કાંઈક વિલક્ષણ થઈ. હોઠ અને ગાલ ઉપર તેજ પાછું આવવા લાગ્યું અને થોડીકવારમાં દરદીને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ. આમ થયા પછી ડોસો ઊઠ્યો, પોતાના દેવસેવાના મંદિરમાં ગયો અને રામસીતાની મૂર્તિ આગળ જઈને નિરાંતે કાલાવાલા કરવા લાગ્યો. આ માણસના હોઠ બહાર આજ સુધી ઈશ્વરનું નામ નીકળ્યું ન હતું. દુઃખનો એવો કોઈ સપાટો તેને લાગ્યો ન હતો કે રામ સાંભરે. છેલ્લી વીશીમાં છતાં પણ એણે કોઈ દિવસ મોત વિષે ઘરડાં કરે છે તેવો વિચાર કર્યો ન હતો. પણ આજ એના વિચાર અને એનો આત્મા ઉભય, આ કુમળા બાળકના કરમાઈ જવાના પ્રસંગમાંથી જાગ્રત થયાં ! ગુલાબસિંહે વૃદ્ધ ગૃહિણીના કાનમાં કાંઈ કહ્યું એટલે ડોસી ડોસાને લઈને ઓરડાની બહાર ગઈ.

'રમા ! તારા આ દરદીની સાથે મને એકલો એક ક્ષણવાર તું નહિ રહેવા દે ? તને કાંઈ શંકા છે ? તને એમ લાગે છે કે આ કામ હું કોઈ મેલી વિદ્યાથી કરું છું; ને તેથી આ બાળકને જણાતો લાભ છતાં ખરો લાભ થનાર નથી એમ તું માને છે ?'

રમા મનમાં પરાજય પામવા છતાં પણ આનંદથી બોલી : 'મને ક્ષમા કરો સાહેબ ! ક્ષમા કરો. તમે યુવાનને જીવ આપો છો, ઘરડાંને

મોક્ષનો રસ્તો બતાવો છો. તમારા વિષે એવો ખોટો તર્ક હું કદાપિ પણ નહિ કરું.'

મધ્યાહ્ન પહેલાં તો પેલી માંદી બાળકી હતી તેવી આનંદી ને આરોગ્યવાન થઈ ગઈ. ગુલાબસિંહ પણ ડોસાડોસીનાં વખાણ તથા ઉપકારનાં વચનમાં ડૂબી જતો રજા લઈ ચાલી નીકળ્યો. નીકળતાં જ બારણાં બહાર રમાને એણે ઊભેલી જોઈ. એક હાથ લટકતો હતો ને બીજો હાથ કપાળે લગાડી વિચારની મુદ્રા કરી ઊભી હતી. મોં વિચારમાં ડૂબી ગયેલું હતું અને આંખોમાંથી ચોધાર આંસુ ચાલતાં હતાં. તે બોલી ઊઠી: 'મહેરબાન! મને એકલીને આમ રડતી મૂકીને જ જશો કે?'

'રે! રસ અને રસાયણથી રે બાળા! તને શું ફાયદો થાય તેમ છે? તને જે મદદ કરે છે અને હજુ પણ કરવાને તૈયાર છે તેના વિષે તું સહજમાં કુતર્ક બાંધતાં વાર લગાડતી નથી. તારો રોગ તો માનસિક છે, શારીરિક નથી. રો નહિ, બાળા! રો નહિ. દરદીને પણ પોષણ આપનાર, દુઃખીનું મન વળાવનાર! મારે તને ઠપકો દેવા કરતાં તારી વાતને પસંદ કરવી જોઈએ. ક્ષમા કરવી! ખરેખર, આ જીવતર જે નિરંતર ક્ષમાને પાત્ર છે, તેમાં સર્વની પ્રથમ ફરજ એ જ છે કે ક્ષમા કરતાં રહેવું.'

'નહિ, નહિ, મને ક્ષમા કરશો નહિ. મને ક્ષમા ઘટતી નથી. હું તે માગતી નથી; કેમકે હાલ જો કે હું સમજું છું કે તમારા વિષે એવો કુતર્ક કરવો અયોગ્ય હતો. તોપણ મારા અશ્રુ પશ્ચાત્તાપને લીધે નહિ પણ આનંદને લીધે ઊભરાય છે. અહો! આખા યે વિશ્વ કરતાં તને વધારે સારો, વધારે શુદ્ધ, વધારે પવિત્ર ન માનવો એ મને કેવું વિષમ થઈ પડે છે તેની તને ખબર પણ નથી. આપણાં પ્રેમપાત્રને જેમ આપણે આખા જગત કરતાં અધિક ગણીએ છીએ તેમ સર્વ રીતે શરીરથી, મનથી, બુદ્ધિથી, પવિત્રતાથી તે આખા જગત કરતાં અધિક હોય તો કેવો આનંદ આવે! મને એથી જ ઓછું આવે છે. પણ જ્યારે મેં તને–ધનવાનને–કુલિનને તારા મહેલમાંથી ગરીબની ઝૂંપડી તરફ દુઃખીને મદદ કરવા આવતો જોયો, જ્યારે મેં તારા ઉપર રેડાતી ગરીબ લોકોની અગણિત આશિષો સાંભળી ત્યારે હું મહાઉચ્ચસ્થાને પહોંચી હોઉં, એમ મને લાગવા

માંડ્યું. તારી ભલાઈથી મને મારી જાત ભલી જણાવા લાગી. જે વિચારથી તારું રૂપ મને જરા પણ અણગમતું ન જણાય તેવા વિચારમાં આનંદિત થઈ હર્ષનાં આંસુ પાડવા લાગી !'

'રમા ! શું એક વૈદ્ય તરીકેના મારા કામથી આટલી બધી વાત ફલિત થાય છે ? હલકામાં હલકો હજામ પણ પોતાની રીત પ્રમાણે બદલો લઈને દવા આપે જ એમાં શી નવાઈ છે ! મેં બીજું કાંઈ લીધું નથી છતાં કેવળ આશિષ એ પણ ક્યાં નાણાં કે બીજા કોઈ પ્રકારના બદલાથી ઊતરે તેમ છે !'

'ત્યારે તો મારી પણ પ્રાર્થના, આશિષ, ઓછી કિંમતની નહિ જ હોય ! અહો તે પણ તું સ્વીકારીશ જ !'

'અરે રમા !' ગુલાબસિંહ એકદમ આવેશમાં આવી જઈ બોલ્યો : 'આખા વિશ્વમાં મને ખુશી કે નાખુશી પેદા કરી શકે તેવી તું એકલી જ છે.'

આટલું બોલતાં અટક્યો અને એનું વદન ગંભીર થઈ ગયું. છતાં બોલ્યો : 'અને તે એટલા માટે કે જો તું મારી સલાહ પ્રમાણે ચાલે તો હું ધારું છું કે હું તારા જેવી નિર્દોષ બાળાને સુખને રસ્તે ચઢાવું.'

'તારી સલાહ ! હું તે બધી માનીશ, પાળીશ, તારી નજરમાં આવે તેવી મને બનાવ. તું ન હોય ત્યારે હું એ નાનું બાળક બની જાઉં છું, દરેક જાતના બનાવથી ડરું છું. તારી સાથે હોઉં છું ત્યારે મારો આત્મા ઉલ્લાસ પામે છે અને આખું વિશ્વ શાંત અને પ્રકાશમય જણાય છે. તારાં દર્શન મને નિરંતર રહે એટલી વાતની હા કહે. હું માબાપવિનાની અજ્ઞાન અને એકલી છું.'

ગુલાબસિંહે પોતાનું મોં ફેરવી દીધું, પણ જરા વિચાર કરી ધીરજથી બોલ્યો : 'ભલે તેમ હો. પ્યારી બહેન ! હું તને ફરી મળીશ.'

## ૨ : સ્વાત્મદર્શન

હવે રમાના સુખમાં બાકી શું ! એનાં હૃદયચક્ષુ પરથી અંધકારનો પટ ખસી ગયો ! ચાલે છે પણ જાણે ઊડતી હોય તેમ ! એ સમયના હર્ષમાં જ કોઈ ગાન પણ આલાપતી હોય ! આ પ્રમાણે રમા ઘર તરફ

જતી હતી. વિશુદ્ધ સ્વભાવનાં મનુષ્ય જ્યારે કોઈના પ્રેમમાં પડે છે, ત્યારે અવર્ણ્ય સુખ અનુભવે છે–પ્રેમસ્પંદની મહત્તા જાણી તેના કરતાં પણ અધિક સુખ પામે છે. આ બેની વચ્ચે સંસારની અડચણો હતી–દ્રવ્યની, કુળની, સંબંધની પણ જેથી મન પાછું હઠી હૃદય–હૃદયનો કદી પણ યોગ ન થવા દે એવો પટાંતર હવે રહ્યો ન હતો. એ એના પર પ્રેમ રાખતો ન હતો. પ્રેમ! રમા ક્યારે પ્રેમ યાચતી હતી? પોતે જ તેને પ્રેમથી ચાહતી હતી? નહિ જ; કેમકે જો એમ હોય તો તે એકના એક જ પ્રસંગે છેક દાસત્વ જેવો નમ્રભાવ તેમ જ સમાનતા જેવું પ્રાગલ્ભ્ય દાખવી ન શકે. હવે યમુનાના ઝીણાઝીણા તરંગ કેવા મધુર લાગતા હતા! પાસેથી જતા સામાન્ય ગામડિયાનું વદન પણ કેવું આહ્લાદકારક જણાતું હતું! ઘેર પહોંચી, તુરત જ આકાશ સુધી પ્રસરી રહેલા પેલા વૃક્ષને જોઈ બોલી: 'મારા વહાલા ભાઈ! તારી પેઠે હું પણ જ્યોતિને પામી શકી છું.'

રજપૂત વર્ગની ઉચ્ચ શિક્ષણ પામેલી બાળાઓની પેઠે આણે કોઈ દિવસ આત્મોદ્‌ઘાટનનો આનંદ–મનના વિચારને કાગળ પર ખડા કરવાનો આનંદ–અનુભવ્યો ન હતો. એકાએક એના હૃદયમાં કાંઈ થઈ આવ્યું. કોઈ નવી જ વૃત્તિ જાગ્રત થઈ. હૃદયે હૃદયને જ જોવા માંડ્યું. સુવર્ણમય કલ્પનાના કોકડાની આંટીઓ ઊકલવા માંડી અને દર્પણમાં પોતાનું રૂપ જુએ તેમ રમાને પોતાના આત્માનું રૂપ જોવાનું મન થયું. પ્રેમ અને આત્માના યોગથી કલ્પનાનું જોર વધ્યું. શરમાતી ગઈ, ડૂસકાં ભરતી ગઈ, રોતી ગઈ, થરથરતી ગઈ પણ લખ્યું–આત્માનું પ્રતિબિંબ જોયું! આ સૃષ્ટિમાં આનંદ પામતી બેઠી છે એવામાં રાસભૂમિની સૃષ્ટિ માટે સજ્જ થવાની સૂચના થઈ. પૂર્વે ભવ્ય દીસતાં ત્યાંનાં ગાન તથા દર્શન હવે કેવાં નિસ્તેજ જણાવા લાગ્યાં! રંગભૂમિ! વર્તમાન સમયમાં લુબ્ધ થયેલા સંસારની દૃષ્ટિએ તું સ્વર્ગ છે પણ કલ્પના, જેનું ગાન માણસ સાંભળી શકતું નથી, જેના રંગીન પડદા માણસને હાથે હાલતા નથી, તે જ ભૂત અને ભવિષ્યની ખરી રંગભૂમિ છે.

## ૩ : એક પગલું આગળ

બીજે દિવસે મધ્યાહ્નને ગુલાબસિંહ રમાને ઘેર જઈ મળ્યો. એ જ પ્રમાણે તે પછીને દિવસે અને તે દિવસ પછીને દિવસે—એમ ઘણા દિવસ જે બધા રમાને પોતાના આયુષ્યમાંના ઉત્તમમાં ઉત્તમ દિવસ જણાતા. આટલું છતાં પણ જે પ્રશંસા અને ખુશામદ સાંભળવાનો રમાને પરિચય હતો, તેનો એક શબ્દ ગુલાબસિંહના મોંમાંથી નીકળ્યો ન હતો. એની યથાયોગ્ય ગંભીરતાને લીધે જ આ ગુપ્ત ગમ્મત ચાલ્યે જતી. એ રમાની વયનાં ગયેલાં વર્ષોમાં થયેલા બનાવો વિષે વાતચીત કર્યા કરતો અને રમા પણ હવે એનું ભૂતકાળનું આવું સૂક્ષ્મ જ્ઞાન જોઈ આશ્ચર્ય પામતી નહિ. રમાને એના બાપની વાત વારંવાર પૂછતો, સરદારનાં તરંગી ગાનમાંથી કાંઈકાંઈ ગવડાવતો અને એ ગાન સાંભળી પોતે પણ કોઈ અવર્ણ્ય મનોરાજ્યમાં ગરક થઈ જતો.

'જેમ એ ગવૈયો એના ગાયનને ગણતો,' ગુલાબસિંહે કહ્યું : 'તેવી જ બુદ્ધિમાનને પોતાની વિદ્યા હોવી જોઈએ. તારા પિતા જગતને જોતા, પરમાત્માની ગહન રચના જેના સર્વે અવયવ અન્યોન્યને તેમ આખા સમૂહને યથાયોગ્ય અનુકૂળ છે, તેની સાથે એકતાર થયેલા તેના આત્માને જગતની રીતિ પ્રતિકૂળ પડતી. લોભની સ્પર્ધા તેમ તજ્જન્ય નીચ વૃત્તિઓ તેના જ ઉલ્લાસમાં ગાળવાનું જીવિત ઘણું નીચ, સંકુચિત છે. એણે તો પોતાનો આત્મા જેવા વિશ્વમાં વસવા યોગ્ય હતો તેવું વિશ્વ પોતાના આત્માથી રચી લીધું હતું. રમા! તું પણ તે આત્માની પુત્રી છે અને તે જ વિશ્વમાં વસશે.'

પ્રથમની મુલાકાતોમાં ગુલાબસિંહ લાલાનું નામ સંભારતો ન હતો, પણ તેવું ઘણા દિવસ ચાલ્યું નહિ. રમા પણ ગુલાબસિંહ પર હવે એટલાં શ્રદ્ધા, ભક્તિ ને પ્રેમ રાખતી હતી કે અપ્રિય છતાં પણ એ નામ સાંભળી પોતાનું દિલ દબાવી રહી અને ગુલાબસિંહે જે કહ્યું તે શાંતિથી સાંભળી રહી.

છેવટે એક દિવસ ગુલાબસિંહે કહ્યું : 'રમા! મારી સલાહ પ્રમાણે

ચાલવાનું તેં વચન આપ્યું છે, ત્યારે જો હવે હું તને પેલા પરદેશીનું પાણિગ્રહણ કરવાનો આગ્રહ બલકે હુકમ કરું તો શું તું તેમ કરવા ના પાડશે?'

પોતાની આંખમાં ઊભરાઈ આવતાં આંસુ ખાળીને, આવા દુઃખમાં પણ કોઈ અવર્ણ્ય આનંદ અનુભવતી—પોતાના હૃદયને આજ્ઞા કરનારને અર્થે તે હૃદયનો પણ ભોગ આપતાં થાય તે આનંદ અનુભવતી—ગદ્ગદ શબ્દે બોલી: 'જો આવી આજ્ઞા કરવાનું સામર્થ્ય તમારામાં રહ્યું હોય—શા માટે……'

'પછી, પછી?'

'તારી ધ્યાનમાં આવે તેમ કર.'

ગુલાબસિંહ થોડીવાર ચૂપ થઈ રહ્યો. પોતાના હૃદયમાં ચાલતી ઘડભાંજ જે આ બાળા છુપાવી શકી છું એમ જાણતી હતી તે પણ એ સમજી ગયો. સહજ તે એની તરફ ગયો અને એનો હાથ ધીમેથી પકડી તે પર ચુંબન કર્યું. તેની સ્વાભાવિક ગંભીરતાનો આ પ્રથમ જ વ્યતિક્રમ હતો, જેથી રમા તેને અને પોતાના વિચારોને ઓછાં ભયકારક ગણવા લાગી.

ગદ્ગદ કંઠે ગુલાબસિંહ બોલ્યો: 'તારા પર આવતી વિપત્તિ, જેને અટકાવવી હવે મારા હાથમાં નથી, તે જો તું દિલ્હીમાં રહ્યા કરશે તો પ્રતિક્ષણ તારી સમીપ આવતી જશે. આજથી ત્રીજે દિવસે તારો જે તે નિકાલ થવો જ જોઈએ. મને તારા વચન પર વિશ્વાસ છે. ત્રીજા દિવસની સાંજ પહેલાં ગમે તે થાઓ, પણ હું તને આ જ વખતે આ જ સ્થળે મળીશ. ત્યાંસુધી હવે રામરામ.'

## ૪: ગુહ્યાગારનો દરવાજો

બીજા તરંગની આખરે જણાવ્યા પ્રમાણે લાલો રમા પાસેથી ગયો ત્યારથી એના મનમાં પાછા ગુપ્તવિદ્યા સંબંધી વિવિધ વિચાર આવવા લાગ્યા. ગુલાબસિંહનું નામ તો એનાથી કદાપિ વિસરાતું જ નહિ અને એ નામના સ્મરણથી આવા વિચારોને અતિશય ઉત્તેજન મળતું. આવા વિચારોમાં કાંઈ પણ નિશ્ચય કર્યા વિના ગામમાં ફરતોફરતો, દિલ્હી

શહેરની વચમાં ચૌહાણ રાજાએ નાના પ્રકારના ચિત્રના નમૂના સંગ્રહેલા હતા, તે સ્થાન સમીપ આવી ઊભો. જુદાજુદા ચિત્રકારનાં કરેલાં ચિત્ર જોતો જુદાજુદા આનંદના વિચારોમાં ગરક થઈ નિહાળતો હતો. કોઈએ ચીતરેલી પ્રતિકૃતિઓની તાદૃશતાથી, કોઈએ કરેલી છબીઓની ભવ્યતાથી, કોઈની દૈવી મધુરતાથી, એમ આનંદ પામતો હતો. દુર્યોધનની સભામાં દ્રૌપદીનાં ચીર કૃષ્ણે પૂર્યાં તે ચિત્ર જોઈ ઘણો રંજિત થઈ સ્તબ્ધ બની વિચારતો હતો, એવામાં એના ખભા પર કોઈનો હાથ પડ્યો ને જુએ છે તો પોતાની પાસે બંદાને ઊભેલો જોયો.

'ચિત્ર તો સુંદર છે, પણ મને એ ચિતારાની કલ્પના પસંદ નથી.'

'મને એની કૃતિમાં દોષ જણાય છે, પણ કલ્પના તો સારી લાગે છે.'

'ઠીક' બંદાએ જવાબ દીધો: 'એ બધો વહેમ છે, ઘોડિયામાં સૂતાંસૂતાં બુઢ્ઢી ડોસીઓએ સંભળાવેલી હજારો ભૂતપ્રેતની વાતો આપણા આવા વિચારોનું મૂળ હોય છે. પણ ખરી કળામાં તો સત્ય વાતનું જ વર્ણન આવવું જોઈએ. આવાં ચિત્ર મને તો ગમતાં નથી; કારણકે તે ચિત્રના વિષય મને અપ્રિય છે. દ્રૌપદી જેવી પતિવ્રતાનો ડોળ કરનારી સ્ત્રી સંભવતી જ નથી. એ પણ એક માણસ તે માણસ.'

'ત્યારે ચિત્રવિદ્યાએ પોતાનો વિષય કયાંથી ઉપજાવવો?'

'ઇતિહાસમાંથી જ, જરૂર ઇતિહાસમાંથી—પણ સર્વની નજરે થઈ ગયેલા ઈસા, મહંમદ કે શહાબુદ્દીન જેવા તમારા પૃથ્વીરાજ જેવા ક્યાં નથી મળતા, જે આવાં ટાયલાં શોધવા જવાં?'

'ત્યારે તો આથી પણ ઉચ્ચ ભાવનાનાં જે ચિત્રો છે: ઈંદ્ર, વિરાટ્, વરુણ, સૂર્ય, ઉષા ઇત્યાદિ તે પણ તમારે માન્ય નહિ હોય?'

'નહિ જ! તમારો વિચાર તો વિલક્ષણ જણાય છે. તમે તેમને શું શું મનાવશો?'

'ત્યારે સ્થૂળ વિશ્વ અને તે સ્થૂળને અનુસરતી પદ્ધતિનું ઊર્ધ્વીકરણ કયારે થવાનું?'

'ઊર્ધ્વીકરણ! જવા દોને એ વાત. તમારા હિંદુ પંડિતો વળી ગમે તેવી ગપસપ ચલાવે, ને શું છે, તો કહે ઊર્ધ્વીકરણ! વાહ રે વાહ!

તેઓ વાતો કરે છે કે ઉત્તરોત્તર ઉચ્ચ ભાવના કરતાંકરતાં છેક સર્વભાવમય એવી આત્મભાવના પમાય છે. પણ આત્મા તે શું? આત્મા એવી વસ્તુ જ ક્યાં છે? મનને ભાવે તેવું ચિત્ર બનાવવાની વાત કરો તો તે સમજાય, પણ દેખીને કે સમજીને ગ્રહણ ન થઈ શકે તેવા આત્મા–બાત્માની ગપો આપણે ગળે ઊતરતી નથી. હાડકાંચામડાં ભેગાં થઈને એક સંચો ચાલે તેમ ચાલ્યું, પણ તેમાં વળી બીજી ગપ શી! ચિત્રકલામાં પણ જે હોય તેનું ઊર્ધ્વીકરણ કેવું ને કલ્પના કેવી?'

લાલો તો કૃષ્ણ પરમાત્માની, દુર્યોધનની સભામાં અદૃશ્ય ઊભેલી મૂર્તિ તરફ જોતો જાય ને આ બંદા ભણી નજર કરતો જાય. વળી દુર્યોધનને જુએ ને બંદાને જુએ–એમ વિચારમાં કાંઈ બોલ્યા વિના માથું હલાવતો જાય. એટલામાં બંદો બોલી ઊઠ્યો: 'અરે ભાઈ! પેલો દગારો ગુલાબસિંહ! એની બધી લુચ્ચાઈ હવે મેં જાણી છે, હવે મેં એને ઓળખ્યો છે. એણે તમને મારા વિષે શું કહ્યું હતું?'

'તારે માટે તેણે કાંઈ કહ્યું નથી, પણ તારા વિચારો ગ્રહણ ન કરવાની મને ચેતવણી આપી છે.'

'બસ, એટલું જ! એ તો ખરેખરો કાફર છે અને આપણે તે દિવસ એને મળ્યા હતા તે પછી મેં લુચ્ચાઈ ખુલ્લી પાડી દીધી છે, તેથી હું એમ ધારતો હતો કે એ મારે માટે કાંઈ નિંદાની વાત ચલાવશે ખરો.'

'એની લુચ્ચાઈ ખુલ્લી પાડી દીધી! તે કેવી રીતે?'

'એ વાતમાં કાંઈ માલ નથી, નકામી ને લાંબી છે. એક અક્કલ ગયેલો મારો વૃદ્ધ મિત્ર છે તેને તે પોતાની વિદ્યા શીખવવા બેઠો હતો– કદાપિ મૃત્યુ ન થાય એવા અકસીરની ને કીમિયાની! ભાઈ! મારી શિખામણ માને તો એવા ધુતારાની સોબત જવા દે.' આટલું કહી બંદો આંખના ઇશારાથી પોતાની કહેલી વાત લાલાના મનમાં ઉતારી ચાલતો થયો.

લાલાનું મન આ વેળા પોતાના હૃદયમાં બેઠું હતું, એટલે બંદાની વાતોમાં એને કાંઈ રસ પડ્યો નહિ એટલું જ નહિ પણ તે અણગમતી થઈ પડી. બંદાના જવાથી એકાંત મળ્યું કે પાછું લાલાનું ધ્યાન જે ચિત્રો પોતે જોતો હતો તે તરફ વળ્યું. હવે એનું લક્ષ્ય રતિની આકૃતિ પર પડ્યું.

તે જોતાં જ વિહ્વળ થઈ, તેના રૂપમાં, લાવણ્યમાં, શરીરસૌષ્ટવમાં લીન થઈ ગયો ને મનમાં વિવિધ તરંગ ઊડવા લાગ્યા. આવા ઉશ્કેરાયેલા મને લાલો ત્યાંથી ઘર તરફ ચાલી નીકળ્યો. ઘેર જતાં પોતાના ટીખળી અને કેવળ સ્થૂળપરાયણ મિત્ર રામલાલને ઘરમાં ન જોઈ રાજી થયો. બે હાથ પર મોઢું મૂકી વિચામાં પડી ગયો અને ગુલાબસિંહ સાથેની છેલ્લી મુલાકાત વખતે થયેલી વાતચીત સ્મરણમાં લાવવા લાગ્યો.. એને ખાતરી થઈ કે ચિત્રવિદ્યા વિષે પણ બંદાની સાથે વાત કરવી એ પાપ જેવું છે. જે માણસ આત્માને કેવળ જડનું યૌગિક પરિણામ કહે છે તેને એવી ગહન વિદ્યા વિષે વાત કરવાનો શો હક્ક છે? ખરી વાત છે, શુદ્ધ વિદ્યા તે જ ખરો જાદુ છે, ખરો મંત્ર છે, જાદુમાં જ ધર્મ છે; ધર્મબુદ્ધિ વિના વિદ્યા ચાલતી નથી એ પણ તેના ધ્યાનમાં આવ્યું. આવા વિચારમાં ને વિચારમાં એનું મન સંસારને વીસરી ઘણા ઉચ્ચ અને હૃદયોલ્લાસક તરગમાં રમવા લાગ્યું. સહજ જ એણે પીછી, રંગ અને કાગળ આણી મોં આગળ મૂક્યાં. ચિત્રનો વિષય પસંદ કરવાના વિચારમાં એની કલ્પના ઊંચી ને ઊંચી ઊડવા લાગી. રમણીયતાનાં વિવિધ રૂપ એણે પરખવા માંડ્યાં. બીજા તમામ વિચાર ગેબ થઈ ગયા. દુનિયા એની નજર આગળથી તદ્દન ખસી ગઈ, કોઈ ઊંચા પર્વતની ટોચે ચઢી ને વિશ્વચમત્કૃતિ જોતો હોય તેમ, વિચારશ્રેણીની ટોચેથી નિહાળવા લાગ્યો. આવા તોફાને ચઢેલો એનો હૃદયરૂપી દરિયો ખૂબ ઊછળી, કૂદી, ઘૂઘવી જરા શાંત પડવા લાગ્યો. તે જ વેળા પૂરો દિલાસો આપનાર તારાની માફક રમાનાં નયન તેના હૃદયમાં ચમકવા લાગ્યાં.

ત્યારબાદ એક કોટડીમાં ભરાઈ બેઠો. રામલાલને પણ અંદર આવવા દીધો નહિ. પોતાની કલ્પનાના ઘેનમાં મસ્ત થઈ એણે ત્રણ દિવસ ને ત્રણ રાત એ જ કામમાં એ જ કોટડીમાં ગાળ્યાં. પણ ત્રીજી રાતે ઘણી મહેનતથી જે થાક ચઢી આવે છે તે થાક એને જણાવા લાગ્યો. ઊંઘથી ગભરાયેલો ને થાકેલો ઊઠ્યો અને કાગળ તરફ નજર કરવા ગયો તો તે પણ એને હવે નિસ્તેજ જણાવા લાગ્યો. જે મહાન ચિત્રકારોનું પોતે અનુકરણ કરવા બેઠો હતો તેમનું સ્મરણ થઈ આવતાં પોતાની

અતિશય લઘુતા જણાઈ. પ્રથમ લક્ષ્યમાં ન આવેલી એવી નજીવી ખામીઓ તે હવે એની નજરે મોટા દૂષણરૂપ જણાવા લાગી. ચિત્રને આમ તેમ પૂરવા માંડયું પણ કાંઈ સંતોષ વળ્યો નહિ. આખરે પીંછી ફેંકી દઈ, બારી ઉઘાડીને બહાર જોયું. લોકો કેવા આનંદમાં રમે છે, ફરે છે, હવા પણ કેવી સુંદર છે! આશક–માશૂકને આનંદમાં જતાં જોયાં, ઈંગિતરૂપ અનુદિત વચનોથી વાતો કરતાં નિહાળ્યાં! સંસારની ઝલક એના જુવાનીના તોરને મઝા મારવા બોલાવવા લાગી: કોટડીના ચાર ખૂણા જે પહેલાં તો ત્રણે લોકને સમાવવા જેવડા વિશાળ હતા, તે હાલ કેદખાના જેવા સાંકડા જણાવા લાગ્યા. રામલાલને અંદર આવવા દીધો!

ચિત્ર તરફ કેવળ તિરસ્કારની નજરથી જોતો રામલાલ બોલ્યો: 'અહો! આ જ પરાક્રમ કર્યું છે કે? આને જ માટે દિલ્હી શહેરની મઝેદાર ચાંદની ત્યજી રાતદિવસ ઓરડીમાં ભરાઈ રહ્યા હતા કે!'

'જ્યાંસુધી એ તાનની લહર હતી ત્યાંસુધી તો હું જે ચાંદની તું કહે છે તે કરતાં વધારે આહ્લાદક ચાંદનીમાં નાહતો હતો.'

'હવે એ તાન ગયું છે એમ તો તું કબૂલ કરે છે, ત્યારે ઠીક છે. એ પણ અક્કલ ઠેકાણે આવવા લાગ્યાની નિશાની છે. વળી એમ પણ ધારું છું કે ત્રણ દહાડા સુધી આ રીતે કાગળ પર લીટા કરવા તે પણ બહાર ફરી બેવકૂફ બનવા કરતાં સારા છે. પેલી તારી મોહિની?'

'એકદમ ચૂપ રહે. તારી જીભે એનું નામ લેવું એ વાતને હું ઘણી ધિક્કારું છું.'

રામલાલ જરા લાલાજીની પાસે આવ્યો ને ગંભીર મોં કરી, જરા આળસ મરડી લાંબા પગ કરી બેઠો. લાલાને એક મોટું ભાષણ આપવાનો આરંભ કરતો હતો, એટલામાં કોઈ એ બારણું ઠોકયું અને અંદર આવવાનું કહેતાં પહેલાં જ બંદાનું બદશિકલ મોં અંદર જણાયું.

'સલામ દોસ્તો! લાલાજી! મારે તમને કાંઈ કહેવાનું છે. અહો! આ શું! તમે તો આ ચિત્રકામમાં જણાઓ છો! મઝાનું છે હો, આકૃતિનું ખોખું. જરા છે વધારે ખૂલતું, જમણો હાથ જરા વધી ગયો છે, આંખો જરાક ટાઢી પડે છે, નમૂનો પણ બહુ ઉત્કૃષ્ટ નથી. સમવિષમતાના યોગ્ય

મિશ્રણથી ચિત્રમાં આવતી ખૂબી ઉપર તમે પૂરું ધ્યાન રાખ્યું નથી. જમણો પગ આગળ ધપાવ્યો છે ત્યારે જમણો હાથ પાછળ રાખવો હતો કે નહિ! વાહ! પેલી ગાલે લગાડેલી કનિષ્ઠિકાની ખૂબી ઓર જ છે!'

રામલાલને બંદાનો ઘણો તિરસ્કાર આવ્યો; કારણકે ધોરી રસ્તો મૂકી આડે રસ્તે–દુનિયા સુધારવા કે કલ્પનાના કિલ્લા બાંધવા કે ગમે તે માટે–ફરનારા રામલાલને મન સમાન રીતે તિરસ્કારને પાત્ર હતા. લાલાના મનમાં જે દુઃખ લાગતું હતું ને જે રીતે તે સહન કરી રહેતો હતો, તે રામલાલ એના કંટાળી ગયેલા મોં પરથી સમજી શકતો હતો. આટલી મહેનત કર્યા પછી નમૂનાનાં ને જમણા પગ ને હાથનાં બાપણ સાંભળવાં–ફક્ત ચિત્રવિદ્યાના એકડે એક સાંભળવા–આખી કલ્પનાની ભવ્યતા વિષે, કાંઈ ન જ વિચારવું–ને પરીક્ષાનું પરિણામ ફક્ત કનિષ્ઠિકાને વખાણવામાં જ આવી ઠરવું!

'જવા દો ને ભાઈ એમાં શો માલ છે?' લાલાએ પોતાના ચિત્ર પર પડદો નાખતાં કચવાઈને કહ્યું. 'એને જવા દો. તમારે મને શું કહેવાનું છે તે બોલો.'

'પ્રથમ તો પેલો ગુલાબસિંહ! મારા વિચારની નિંદા કરનારો! હું નિંદા કરવા નથી ચાહતો, પણ બધા દુનિયાના દુશ્મનની વાત તો જાહેર પાડવી જ જોઈએ. અમારી જમાતના હાથમાં આવે તો પછી બતાવીએ!' આમ બોલતાં બંદાની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો ને એના દાંત કડકડવા લાગ્યા.

'તમારે એને ધિક્કારવાનું કાંઈ નવું કારણ બન્યું છે?'

'ત્યારે જ તો મેં સાંભળ્યું છે કે જે બાળાને હું પરણવા ધારું છું તેની ઉપર એ નજર રાખે છે.'

'તમે પરણનાર! કોને?'

'પેલી જગજાણીતી રમાને! કયા ખૂબી–પરી જ છે! અમારી જમાતમાં લઈ જઈશ તો છાવણીમાં મને કમાણી સારી થશે.'

રામલાલ જરા હસતે મોંએ પોતાની ખુશી બતાવવા લાગ્યો. લાલો ક્રોધ અને શરમથી ગંભીર ને લાલચોળ થઈ ગયો.

'તમે રમાને ઓળખો છો? તમે એને મળ્યા છો?'

'હજુ સુધી મળ્યો નથી, પણ હું જે કામ કરવાનું ધારું તે જ્યારે ધારું ત્યારે જ સહજમાં કરી નાખુ છું હું હવે મારે દેશ પાછો જવાનો છું ને ખબર મળી છે કે ત્યાં ખૂબસૂરત સ્ત્રી હોય તો બધું મળે છે. આવી બાબતમાં અમે વહેમ રાખતા નથી.'

'ચૂપ, બેસી જા. આ શું?' રામલાલે લાલાને કહ્યું. કેમકે લાલો દાંત કચડી ને મૂઠી વાળી આ મુસલમાન પર તૂટી પડવાની તૈયારીમાં હતો.

'ચાલો ચાલો, તમે જેને વિષે વાત કરો છો તેને જરા પણ ઓળખતા નથી. તમે એમ માનો છો કે રમા તમારી થશે?'

'નહિ જ, એ કરતાં વધારે લાભકારક કોઈ બીજું મળે તો નહિ જ.' રામલાલે ઊંચું જોઈને બેદરકારીથી કહ્યું.

'વધારે લાભ! મારા કહેવાનું તમે સમજ્યા નથી.' બંદાએ કહ્યું. એને પરણવા ધારું છું અને જો કે એને બીજાં લાભકારક માગાં આવી શકે, પણ એવું આબરૂદાર તો નહિ જ મળે એમ માનું છું. એની અસહાય સ્થિતિની મને એકલાને જ દયા આવે છે; અને અમારે બાયડીથી જુદું થવું હોય તો અડચણ પણ શી છે? એમ ધારો છો કે મારા જેવા અક્કલમંદ ચિત્રકારને મૂકી દિલ્હી શહેરની રસીલી રમા બીજાને સ્વીકારે! નહિ, નહિ. એની પાસે જ જાઉં છું.'

'પ્રભુ તમારી ઇચ્છા પૂરી કરો.' રામલાલે કહ્યું: લાલો બંનેના તરફ કરડી અને તિરસ્કારભરી નજરે જોઈ રહ્યો. આખરે બોલ્યો: 'બંદા સાહેબ! તમારા કોઈ પ્રતિસ્પર્ધી હશે તેનો વિચાર છે?'

'ભલે, એ તો વધારે ઠીક.'

'હું પોતે જ એના પર ફિદા છું.'

'દરેક ચિત્રકારે તેમ થવું જ જોઈએ.'

'તમે ધારો છો તેમ હું પણ એને પરણી શકું તેમ છું.'

'તમે એમ કરશો તો બેવકૂફમાં ગણાશો, જો કે મારે તેમ કરવું વાજબી દીસશે. તમને એ ધંધામાંથી નફો કાઢતાં નહિ આવડે, મને આવડશે. તમે લોકો વહેમી છો, અમે નથી.'

'અરે ! તમારી પોતાની સ્ત્રીમાંથી નફો ! શી વાત !'

'થતું આવ્યું છે તે થશે. મને તમારા તરફની કાંઈ દહેશત નથી. હું કદરૂપો છું, તમે ખૂબસૂરત છો. પણ હું નિશ્ચયવાળા મનનો છું, તમે ડગુમગુ મનના છો. માટે જે થાય તે કરી લેજો.' એમ કહીને લાલાના તરફ આંખો ધુરકાવતો બંદો ચાલી નીકળ્યો.

રામલાલ ખડખડાટ હસી પડ્યો : 'લાલાજી ! જો જો, તારી રમાની તારા દોસ્તો કેવી કિંમત કરે છે ! વાહ ! વાહ ! આવા કૂતરાના મોંમાંથી એને પડાવામાં જ તને ખૂબ યશ મળશે, વાહ !'

લાલાજીનો મિજાજ એટલો બધો ગયો હતો કે રામલાલને જવાબ પણ તેનાથી દેવાઈ શક્યો નહિ. એટલામાં એક નવીન પરોણો આવી ઊભો. એ ગુલાબસિંહ પોતે જ હતો. આ માણસને જોતાં જ રામલાલના મન ઉપર ઘણી ભવ્ય અસર થઈ અને એને નછૂટકે પણ માન આપવું જ જોઈએ એમ તેને લાગ્યું; છતાં તે બધું જણાવવાની મરજી ન હોય તેમ એકદમ 'ચાલો લાલાજી, પછી આપણે મળીશું ત્યારે' એમ કહીને ઊઠી ચાલતો થયો.

ચિત્ર ઉપરથી પડદો દૂર કરતાં ગુલાબસિંહે કહ્યું : 'વાહ વાહ ! તમે મારી શિખામણ અમલમાં આણી છે ખરી. હિંમત રાખવી જુવાન ! હિંમત. આ નમૂનો રૂઢિમાં ચાલતા આવેલા નમૂનાઓનાથી કાંઈ નવીન જ છે. ખરી બુદ્ધિમાં જે પોતાની જ ઉપર દૃઢ વિશ્વાસ હોય છે તેનો આમાં પૂરો ચળકાટ છે. જ્યારે આ શુદ્ધ રમણીયતાનું સ્વરૂપ તારા ધ્યાનમાં ખડું થયું હશે, ત્યારે બંદો કે રામલાલ કોઈ તારી પાસે નહિ જ હોય !'

જેની કદરની કોઈ પણ અમૂલ્ય કિંમત માને તેવા પુરુષે ઉચ્ચારેલાં આવાં અણચિંતવ્યાં સ્તુતિવાક્યથી પોતાની કૃતિની વધારે સારી ગણના કરતો લાલો નમ્રતાથી બોલ્યો : 'મારી કલ્પનાનો આજ સવાર સુધી મને સારો અભિપ્રાય હતો, પણ તે પછી તે તદ્દન બદલાયો.'

'એમ કહો કે નિરંતર પરિશ્રમ કરવાની ટેવ ન હોવાથી તમને થાક લાગી કંટાળો પેદા થયો.'

'હા, એમ જ, ખરું પૂછો તો મને આ કોટડી બહારની રમત-ગમતમાં ભળવાનું મન થઈ આવ્યું. મને એમ લાગવા માંડ્યું કે હું

રમણીયતાની કલ્પનામાત્રમાં મારાં યૌવન અને અક્કલ ગુમાવું છું ને વિશ્વમાં રહેલી રમણીયતાની તાદૃશ પ્રતિમાઓને વીસરી જાઉં છું. મારી બારી નીચેથી જતા આનંદી મજૂરની પણ મને અદેખાઈ આવવા લાગી. આશક–માશૂકનાં રમતગમત કરતાં જોડાં તરફ મારું મન તણાવા લાગ્યું.'

'ત્યારે,' ગુલાબસિંહે પ્રોત્સાહક સ્મિત સહિત કહ્યું : 'દિવ્યમાં દિવ્ય કલ્પનાનો દૈવી વિધાતા પણ જે આવશ્યક અને સ્વાભાવિક સંસારવાસનામાં વિશ્રાંતિ માને છે, તેને માટે તમે શું તમારી જાતને દૂષિત ગણો છો ? માણસની બુદ્ધિ એ એવું પક્ષી છે, જે નિરંતર પસારેલી પાંખે જ રહી શકતું નથી. સંસારની વાસના જ્યારે જાગ્રત થાય છે ત્યારે તે એવી પ્રબળ બને છે કે તેને શાંત કરવી જ જોઈએ. કેવળ ભાવનાનાં ચિંતન અને આનંદમાંથી જ સ્થૂળતામાં ઊતરી પડવાનો યુગ આવે છે. સ્થૂળતાના નિર્વેદથી ભાવનામાં ચઢવાનો યુગ આવે છે. એમ આઘાત–પ્રત્યાઘાત થયે જાય છે અને ભાવના પુષ્ટ બને છે. જેઓ ખરી ઉચ્ચ ભાવનામાં રમે છે, જેને ભાવનાના પ્રકાશની ઝાંખી થઈ છે, તે જ સંસારને સારો ભોગવી જાણે છે. કોઈ ખરા કારીગર તરફ લક્ષ કર. જ્યારે તે જગતમાં ફરે છે ત્યારે ઉઘાડી આંખ બધું જુએ છે, બધું તપાસે છે, બધું વિચારે છે ને અનુભવે છે. એમ કરતાં માણસના હૃદયની ઊંડામાં ઊંડી ગલીકૂંચીમાં ઊતરી પડે છે. જેને પંડિતમાન્ય લોકો તુચ્છ વાતો કહે છે, તેને જ તે ભોગવે છે. સંસારની મલિન જાળની પ્રત્યેક ગ્રંથિથી તે કોઈ રમણીય ભાવનાને ઉકેલી લે છે. ભોગમાત્રમાંથી ભોજ્યનો રસ લઈ અમર ભાવનાને ઘડી કાઢે છે. ભાઈ ! નાનાં જળજંતુની પાછળ જે તેજનો પ્રકાશ ઝાંખો-ઝાંખો વીંટાઈ રહે છે, તે જ સ્વર્ગના તારાની પાછળ પણ ઝળકે છે. ખરી કારીગરી બધે રમણીયતા નીરખે છે. શ્રીહર્ષ અને ભર્તૃહરિ જેવાએ રાજ્ય-વ્યવહારના કીચડમાંથી પણ કાવ્યરત્નો વીણી કાઢ્યાં છે ! એમ કોણે કહ્યું કે ફલાણા કારીગરે, ઉત્તમ વિદ્યાનુસાર કલાની કારીગરી કરનારે, સાનુભવ શાસ્ત્રાભ્યાસીએ સંસાર ભોગવેલો જ નહિ ! તેવાઓએ એક ભાવ મનમાં દૃઢ કરી તેને આધારે પ્રાકૃત લોક જેને તૃણ ગણી દબાવી નાખે છે, તેને પોતાની બુદ્ધિના મલયચંદનહારમાં ગૂંથી લીધાં છે. જેમ કોઈ વનરાજ પોતે સૂંઘેલા શિકારની

પાછળ ગિરિ, નદી, વન ઇત્યાદિ સ્થળમાં ભટકતોભટકતો છેવટે તે શિકારને હાથ કરી પોતાની ગુપ્ત ગુહામાં ઘસડી જાય છે, તેમ બુદ્ધિ પણ જડ પદાર્થોના રમણીયતારૂપ સત્ત્વાંશ શોધવા સર્વેન્દ્રિયને જાગ્રત કરી જંગલ, ઝાડી, પર્વત, સંસાર, વિશ્વ, સર્વમાં રખડે છે ને આખરે ધારેલા રૂપને પકડી એવા સ્થાનમાં લઈ જાય છે કે જ્યાં કોઈનાં પગલાં પહોંચી શકતાં નથી. જા, બાહ્ય સૃષ્ટિમાં રખડી શોધ કર, એ સૃષ્ટિ બુદ્ધિ માટે જ છે. આંતરસૃષ્ટિના ચારાનું અને ફળનું ક્ષેત્ર છે, એટલા જ માટે એને કર્મભૂમિ કહે છે. એમાંથી જ ભાવના, કલ્પના અને જ્ઞાન પુષ્ટ થાય છે.'

લાલાએ કહ્યું: 'તમારાં વચનોથી મને આનંદ થાય છે. મારા આ શ્રમને મેં મારો અપૂર્ણતારૂપ દોષ માન્યો હતો, પણ હવે હું તમને તે વિષે કાંઈ કહેનાર નથી. આ શ્રમને મૂકી તે શ્રમના ફળ વિષે હવે હું કાંઈ પૂછવા ધારું છું તો ક્ષમા કરજો. જેના સંબંધથી દુનિયામાં આબરૂ જાય એવી એકને જો હું પરણું તો તે વિષે તમે જે કાંઈ ગોળગોળ ભવિષ્ય ભાખ્યું છે, તેની વધારે સ્પષ્ટતા માટે પૂછું છું કે તમે અનુભવથી પ્રાપ્ત થયેલા જ્ઞાનને આધારે બોલો છો કે જે ભવિષ્યને પણ જાણી શકે તેવા જ્ઞાનને આધારે?'

'એ બંને જ્ઞાન એક જેવાં નથી? જે માણસ પ્રતિવસ્તુની ગણના કરવાની ટેવવાળો હોય છે તે ભવિષ્યના ગણિતનો કોઈ પણ પ્રશ્ન જોતાંની સાથે જ છોડી શકતો નથી?'

'તમે મારી વાતને ઉડાવો છો.'

'નહિ, હું મારો ઉત્તર તમારી સમજમાં જલદી આવે તે પ્રમાણે ગોઠવું છું; કારણકે એ જ વાત માટે હું તમારી પાસે આવ્યો છું. સાંભળો.' ગુલાબસિંહે પોતાની દૃષ્ટિ લાલાના ઉપર સ્થિર કરી કહેવા માંડ્યું: 'કોઈ મહાન અને ઉચ્ચ ભાવનાના લાભ માટે તે ભાવના સંબંધી જે સત્ય નિયમ હોય તેનું યથાર્થ અવગાહન એ સૌ પ્રથમ આવશ્યક છે. એ નિયમથી જ મહાયોદ્ધાઓ યુદ્ધપ્રસંગના સંભવને માત્ર ગણિતના હિસાબની પેઠે ગણી શકે છે. તેઓ જે સામગ્રી વાપરતા હોય તે સામગ્રી ભરોસો રખાય તેવી હોય તો અમુકઅમુક પરિણામ આવશે એવું તે નિશ્ચયપૂર્વક કહી શકે

છે. આટલું નુકસાન ખમી પેલી નદી પાર કરાશે, આટલા કાળ પછી અમુક કિલ્લો લેવાશે, એનું તે ચોક્કસ અનુમાન કરી શકે છે. અધ્યાત્મજ્ઞાનનો ઉપાસક, જો તેણે પોતામાંના તથા પોતાની સન્નિધિમાંના સર્વ સત્ય નિયમનું એકવાર પણ અવગાહન કર્યું હોય, તો આથી પણ વધારે નિશ્ચયપૂર્વક અનુમાન કરી શકે, કે કઈ વાત મારાથી સંપાદન થશે ને કઈ વાતમાં મારે પાછા પડવું પડશે; કારણકે જે વાત ઉપરથી તે અનુમાન બાંધે છે તે અનિત્ય સ્થૂલમાત્ર નથી, પણ સ્થિર અને સૂક્ષ્મ જ્ઞાનરૂપ છે. પરંતુ આવું સત્યજ્ઞાન ઘણાં કારણોથી ડહોળાઈ જાય છે: ગર્વ, વિષયવાસના, પ્રમાદ, અજ્ઞાન; ટૂંકામાં કામ અને ક્રોધ અથવા એકલો કામ જ. માણસ ઘણીવાર પોતાના જ બળની ગણનામાં ભૂલ ખાય છે અથવા એને જે દેશ પર સવારી કરવી હોય છે તેનો ચોખ્ખો નકશો એની પાસે નથી હોતો. અમુક માનસિક સ્થિતિમાં જ શુદ્ધ સત્યનું દર્શન થાય છે ને તે સ્થિતિ શુદ્ધ સત્ત્વરૂપ ઉન્મનીની છે. તારું મન સત્ય જાણવા માટે અભિતપ્ત છે. તારે સત્યને તારા હાથમાં જેમતેમ પણ આણવું છે. કોઈ પણ જાતની પરીક્ષા કે સાધનસંપત્તિ વિના જ તું મારી પાસે વિશ્વના ગહનમાં ગહન રહસ્યનો ઉપદેશ યાચે છે; પણ સાધનસંપન્ન ન હોય તેવા મનમાં સત્યનો પ્રકાશ કદાપિ થતો નથી; મધ્યરાત્રીએ સૂર્ય ઊગતો નથી. સ્વચ્છ ન હોય તે કાચમાં પ્રતિબિંબ પડતું નથી. એવું મન સત્ય પામે તો તે સત્યને મલિન કરવા માટે જ. અનધિકારીના મુખમાં અદ્વૈતનાં(અભેદનાં) વચનો ગમે તેવાં સારાં ભાસે પણ તેના હૃદયમાં તો વામમાર્ગનો અનાચાર જ પ્રાધાન્ય ભોગવે. કચરો ભરેલા કૂવામાં પાણી રેડવાથી ફક્ત કચરાનું જ ઊભરાણુ ચઢે છે. 'न बुद्धिभेदं जनयेदज्ञानां।' એમ શ્રીકૃષ્ણ પરમાત્મા કહે છે તે પણ આ જ હેતુથી.'

'તમે શું કહેવા ઇચ્છો છો?'

'એટલું જ કે તારામાં એવી શક્તિ છે જે વડે તું અપ્રતિમ સામર્થ્ય પામે; જેનાથી તારું નામ જે મહાત્માઓ આજ પર્યંત થઈ ગયા છે તેમનામાં મુખ્ય ગણાય. જ્યાં સત્ય આત્મજ્ઞાન સમજાતું હોય, જ્યાં જડથી અતિરિક્ત આત્મસત્તા ઉપર શ્રદ્ધા હોય, ત્યાં પૂજાય. પણ તે સુપ્તવત્ શક્તિને જાગ્રત

કરવા સારુ તારે ઘણી ઉચ્ચ ભાવના ઉપર સ્થિર થઈ જવું જોઈએ એ કહી બતાવવાની જરૂર નથી. પ્રેમસ્થાન જે હૃદય છે તે વિકારોના તરંગથી મુક્ત થઈ, સ્થિર થવું જોઈ એ કે જેથી ભૂતભવિષ્યની પોથીને પારખવાનું સામર્થ્ય ધરાવનાર બુદ્ધિસ્થાન ખૂલે. હાલ તો તું આમથી આમ ને આમથી તેમ ભમે છે. જેમ વહાણમાં વજનની જરૂર છે તેમ આત્મામાં દૃઢ શ્રદ્ધા અને શુદ્ધ પ્રેમની જરૂર છે. તારી સંપૂર્ણ પ્રીતિ એકાગ્ર થતાં જ તારી બુદ્ધિ પણ એકાગ્ર થઈ ખીલવા માંડશે. રમા અદ્યાપિ તો બાળક છે પણ સંસારના વિષમ પ્રસંગે એનામાં જે ઉચ્ચ ભાવના ખીલી ઊઠશે તેનું તને હાલ ભાન નથી. ખોટું ન લગાડતો ભાઈ, પણ તારા કરતાં એનો આત્મા શુદ્ધ અને સ્વચ્છ છે, ને તે તારા આત્માને પણ ઉચ્ચ સ્થાને વહી જવા સમર્થ છે. તારા સ્વભાવમાં વૃત્તિઓના એ જ યોગ્ય મિશ્રણની જરૂર છે કે જેથી ઉચ્ચ સ્થાન પમાય. એ સમય એના પ્રેમથી સિદ્ધ થશે. શી મરજી છે?'

'પણ મને શી ખાતરી કે એનો પ્રેમ મારા ઉપર છે?'

'નહિ જ, એ તને ચાહતી નથી, એનું હૃદય કોઈ અન્યથી જ પરિપૂર્ણ છે; પરંતુ એનો જે પ્રેમ હાલ મારા ઉપર છે તે તમારા ઉપર હું ઉતારી દઉં—'

'એવી શક્તિ માણસ ધરાવી શકે છે?'

'એનો પ્રેમ હું તમારા પર લગાડું, પણ તે જો તમારો પ્રેમ સ્થિર, શુદ્ધ હોય તો. નહિ તો સત્ય વાત જણાવી દઉં અને એને અસત્યની પૂજા કરતાં હું અટકાવું.'

'પણ જો એ તમે કહો છો તેવા ગુણવાળી હોય અને તમારા પર પ્રેમ રાખતી હોય તો તમે એને શા માટે જવા દો છો?'

'અહો! માણસનું છેક જ ઉતાવળું અને સ્વાર્થી હૃદય!' ગુલાબસિંહે અસાધારણ આવેશમાં આવી જઈ જુસ્સાથી કહ્યું: 'તને પ્રેમની એટલી તુચ્છ કલ્પના છે! તું એટલું યે નથી જાણતો કે પ્રેમ સર્વનો ભોગ આપે છે—પોતાના પ્રેમસ્થાનનો પણ ભોગ આપી દે છે, પોતાના પ્રેમસ્થાનના સુખ માટે! સાંભળ, સાંભળ, હું તને આટલો આગ્રહ કરું છું તે એટલા જ માટે કે હું તેને પરિપૂર્ણ ચાહું છું. ને એમ જાણું છું કે તારા

કરતાં મારી સાથે એ વધારે દુઃખી થશે. શા માટે, તે પૂછતો નહિ; કેમકે હું તે તને કહેનાર નથી. બસ, હવે વખત ભરાઈ ગયો છે, અત્યારે જ તમારે જવાબ આપવો જોઈએ. આજથી ત્રીજા દિવસની રાત્રી પહેલાં જ બધી વાત તમારા હાથમાંથી જશે.'

'પરંતુ' લાલાએ હજુ પણ વહેમાઈને કહ્યું : 'આટલી બધી ઉતાવળ શા માટે ?'

'જા જા, જેની તું ઇચ્છા રાખે છે તેને પામવાને તું પાત્ર જ નથી. જે હું તને હાલ કહું તે તારે પોતે જ જાણવું જોઈતું હતું. પેલો માણસની લાજ લેનાર, વૃદ્ધ મેરુસિંહ પ્રધાનનો છોકરો–એના દુર્વ્યસનમાં પણ દઢ એકાગ્ર અને નિશ્ચયવાળો છે–ધારેલી વાત કદાપિ જવા દેતો નથી; પણ એની પશુવૃત્તિને એક જ વૃત્તિ કબજામાં રાખી રહી છે, તે લોભ. રમા ઉપર એણે પ્રયત્ન કર્યો તે દિવસે એના કાકાએ એને બોલાવી ધમકાવ્યો કે મેં પાળીને મોટી કરેલી સરદારની બાળકી મારી જ બેટી છે. તેના ઉપર જો દૃષ્ટિ કરીશ તો તને મારી દોલતનો એક દોકડો પણ નહિ પરખાવું. આથી તે આજ સુધી અટકી રહ્યો છે; પણ આપણે અહીં વાત કરીએ છીએ તેવામાં જ આ અડચણ દૂર થાય છે. મધ્યાહ્ન પહેલાં એનો કાકો આ લોકમાંથી જશે. આ જ ક્ષણે તારો મિત્ર બંદો એ ઉદ્ધત છોકરા પાસે બેઠો છે. અને રમાને એ ઉમરાવ જ્યારે કહે ત્યારે પોતે લઈ જાય તો કેટલી પહેરામણી મળે તેનો બંદોબસ્ત કરે છે.'

'પણ આ બધું તમે શી રીતે જાણો છો ?'

'બેવકૂફ ! હું કહું છું તે યાદ નથી કે જે પ્રેમબદ્ધ છે તે રાત્રિ અને દિવસ જાગતો રહે છે. જ્યારે પ્રેમસ્થાન ભયમાં હોય ત્યારે પ્રેમ કદાપિ ઊંઘતો નથી.'

'તમે જ ત્યારે એના કાકાને ખબર આપેલી ?'

'હા, એમાં શું ! જે કામ મેં કર્યું તે કદાપિ તારે જ કરવું પડયું હોત. ચાલ જવાબ દે.'

'આજથી ત્રીજે દિવસે જરૂર કહીશ.'

'ભલે, નિર્માલ્ય સંશયગ્રસ્ત જીવ ! તારું સુખ અને તેટલી રીતે છેલ્લી

અણી પર ખસેડતો જા. આજથી ત્રીજે દિવસે હું તારો નિશ્ચય માગીશ.'

'આપણે ક્યાં મળીશું?'

'તું જ્યાં મને આવવો અશક્ય ધારતો હોઈશ તેવા સ્થાનમાં, મધ્યરાત્રીએ. તું મારાથી નાસવાનું કરશે પણ તેમ થઈ શકનાર નથી.'

'જરા થોભો. તમે મને સંશયગ્રસ્ત, અનિશ્ચિત મનનો, વહેમી કહી ધિક્કારો છો; પણ શું હું કારણ વિના જ તેવો છું? તમે મારા મન ઉપર જે વિચિત્ર જાદુ જેવી અસર કરી રહ્યા છો તેને કાંઈ પણ વિચાર્યા વિના જ મારે વશ થઈ જવું? તમારા જેવા અજાણ્યા માણસને મારા પર એવો શો ભાવ હોય કે જેથી તમે મને મારા જીવતરનું આ મોટામાં મોટા કૃત્ય વિષે સલાહ આપવા આવો? તમે એમ ધારો છો કે પોતાનું ભાન ભૂલી ન ગયો હોય એવો કોઈ પણ માણસ વગરવિચારે જ ઝંપલાવે ને મનમાં એમ ન આણે કે આવા રસ્તે જનારને આટલી શી પડી છે?'

'ત્યારે તો હું જો તને હમણાં એમ કહું કે જેને દુનિયા કેવળ ગંધર્વનગર કે પેટ ભરવાનો ઢોંગ જાણે છે તે ગુપ્તવિદ્યામાં તને પ્રવેશ કરાવું; અથવા વાયુલોક અને અગ્નિલોકના સત્ત્વનું ચાલન કરવાની ક્રિયા તારા હાથમાં આપું; અથવા નદીકિનારે કાંકરા ભેગા કરવા કરતાં પણ સહેલી રીતે દ્રવ્ય ભેગું કરવાની કળ તારા આગળ ખોલું; અથવા જે અકસીરથી યુગેયુગ માણસનું જીવિત અનામય ચાલ્યું જાય છે તે તને ગાળી બતાવું; અથવા જે આકર્ષણથી માણસ એકએકને ખેંચી શકે છે, વા ભયનું નિવારણ કરી સર્વને વશ કરી શકે છે, તેનો મંત્ર તારા આગળ કહી બતાવું; તો હું જે કહું તે તું માને અને શંકા વિના મારા કહ્યા પ્રમાણે કરે! રે સ્થૂલપરાયણ મનુષ્ય! સ્થૂલની પાર જેની શ્રદ્ધા પહોંચી શકતી નથી તે કશા કામને લાયક નથી.'

'ખરી વાત છે, હું બાળક હતો તે વેળા સાંભળેલી વાતોથી આવી વાતોનું સમાધાન કરી શકું. અમારા કુટુંબમાં એવી વાત—'

'તારો એક પૂર્વજ જે યોગીરાજોની વિદ્યાનાં રહસ્ય શોધવા મથતો, તેની—'

લાલો આશ્ચર્ય પામી બોલ્યો : 'અમારા જેવા અંધારામાં પડેલા નાના કુટુંબની વંશાવળીની પણ તમને ખબર છે?'

'જે માણસ જ્ઞાનને શોધે છે, તેનાથી તે જ માર્ગે જનાર તુચ્છમાં તુચ્છ અભ્યાસની વાત પણ અજાણી ન હોવી જોઈએ. તારા ભવિષ્ય પર મને આટલી મમતા થવાનું કારણ તું પૂછે છે, તો જાણ કે એક એવો મહાત્માનો સમાજ છે, જેના નિયમો અને ક્રિયાઓ મોટા પંડિતોના હાથમાં પણ આવ્યાં નથી. એ સમાજનો એવો નિયમ છે કે તેમના જ માર્ગની વિદ્યા જેણે ઉપાસી હોય ને તે કદાપિ નિષ્ફળ પણ થયો હોય, તથાપિ તેના વંશનાં માણસોને યોગ્ય ઉત્તેજન તથા શિખામણ આપતા રહેવું. न तस्याब्रह्मवित्कुले भवति। એવાના કુળમાં અબ્રહ્મવિત્ (બ્રહ્મ ન જાણનારો) કોઈ જન્મતો જ નથી એમ ઉપનિષદોનું કહેવું યથાર્થ છે. એ સમાજ એવા સર્વને માર્ગ દર્શાવે છે એટલું જ નહિ પણ જો ઇચ્છા હોય અને તે અમને આજ્ઞા કરે તો અમે તેને અમારા ચેલા તરીકે લેવાને પણ બંધાયેલા છીએ. એ સમાજમાંનો હું એક રઝોખઝો અહીં ઊભો છું. આ જ કારણથી હું પ્રથમથી તારી પાછળ ફર્યા કરું છું.'

'એમ જ હોય તો જે નિયમો તું પાળતો હોય તે નિયમોની આણ દઈ તને આજ્ઞા કરું છું કે મને તારા ચેલા તરીકે સ્વીકાર.'

'રે! તું શું માગે છે?' ગુલાબસિંહ જરા ક્રોધ સહિત બોલ્યો: 'એમ થતા પહેલાંની સાધનાવસ્થા માલૂમ છે? એ સમાજની દીક્ષા લેતી વખતે કોઈ ચેલાને એવી એક પણ વાસના ન હોવી જોઈએ કે જેથી તેને સંસારનું સ્મરણ થાય. સ્ત્રીસંસર્ગથી તે સ્વપ્ન પર્યંત છૂટો હોવો જોઈએ લોભ અને સ્પર્ધા તેના મનમાંથી ગયાં હોવાં જોઈએ. વિદ્યાકલા સંબંધની પણ અભિલાષાથી તે મુક્ત હોવો જોઈએ. કીર્તિની તેને સ્પૃહા ન હોવી જોઈએ. તારે જે પ્રથમ ભોગ આપવો પડશે તે રમાનો જ છે! ને તેને બદલે તું શું પામીશ? એવી પરીક્ષાના પ્રસંગને જેનામાં ઘણામાં ઘણી હિંમત છે તે દૃઢતાવાળા ખરા આત્મનિષ્ઠ લોકો જ પસાર કરી શક્યા છે. તું એ કામ માટે અયોગ્ય છે; કેમકે તારો સ્વભાવ કેવળ ભયથી જ ભરેલો છે.'

'ભય!' લાલો આખું શરીર તંગ કરી ઊભો થઈ આવેશથી બોલ્યો.

'ભય જ, ને તે કનિષ્ઠમાં કનિષ્ઠ, લોકોક્તિનો ભય, બંદા અને રામલાલનો ભય! તારી પોતાની વૃત્તિઓ જ્યારે ખરી ઉદારતા તરફ વળતી હોય છે ત્યારે પણ તે વૃત્તિઓથી તું ભય પામે છે! એ ઉદારતા સાહસરૂપે કે હાનિરૂપે ભાસે છે. તારી પોતાની બુદ્ધિ જ્યારે અત્યંત નવલ અને તાદૃશ હોય ત્યારે પણ સામર્થ્યનો તને ભય રહે છે. એવો તને ભય છે કે સત્ય અનાદિ–અનંત નથી, એક પરમાત્મા સર્વને યંત્રવત્ ચલાવી નિરીક્ષણ કરી રહ્યો નથી! આવો ભય જે પામર માણસો નિરંતર પામ્યા કરે છે તે તારામાં છે! મહાત્મા તેને ઓળખતા પણ નથી.'

આટલું કહી ગુલાબસિંહ ચાલતો થયો. લાલો પરાજય પામી ગભરાઈ ગયો, પણ કાંઈ નિશ્ચય પર ન આવી શક્યો. વિચારમાં ગરક થઈ ગયો. એવામાં મધ્યાહ્ન થયાનાં ચોઘડિયાં સાંભળી પેલા અમીરના કાકાના મરણની વાત યાદ આવી. યાદ આવતાં જ ગુલાબસિંહનું કહેવું ખરુંખોટું નક્કી કરવા બહાર નીકળ્યો. મધ્યાહ્નની બેચાર પળ આગળ જ તેનું મરણ થયું હતું. એકાદબે ઘડી મંદવાડ રહ્યો હતો. વાત ખરી જાણી ગભરાતો ને ગૂંચવાતો ઘર તરફ દોડતો હતો ત્યાં રસ્તામાં મરનારના ભત્રીજાના ઘરમાંથી બંદાને પણ નીકળતો જોયો.

## ૫ : આત્મનિરીક્ષણ

અહો પૂજ્ય સમાજ! જેના અનાદિ ઇતિહાસમાંથી આ વાર્તા ઉપજાવેલી છે, જેણે અનાદિકાળથી જમાનાજમાનાનાં જાણવા યોગ્ય વિદ્યા અને શાસ્ત્રનો સંગ્રહ કરી રાખ્યો છે! તે આ ગ્રંથ દ્વારા તમારો વ્યવહાર લોકોને જણાવવામાં–અપૂર્ણ રીતે પણ જણાવવાનો યત્ન કરવામાં આવે એ મહાભાગ્ય! ઘણા યે તમારા સમાજમાંના છીએ એવો ઢોંગ કરી ગયા છે, અજ્ઞાની પંડિતોએ તેવાને તમારામાંના ગણ્યા છે–પંડિતો જે ચાકીહારીને કબૂલ કરે છે કે તમારી ઉત્પત્તિ જણાતી નથી, તમારા સિદ્ધાંત અથવા ક્રિયા સમજાતાં નથી, તમે અદ્યાપિ જગતમાં હયાત છો કે

નહિ તે પણ નક્કી નથી ! તમારામાંના કોઈ મહાત્મા દ્વારા મૂળ વેદકાળના સમયના અનાદિ સિદ્ધાંતો પ્રસિદ્ધિ પામે એ પૂર્ણ સદ્યોગ જ ! કલિકાલના શિશ્નોદરપરાયણ લોક જે સ્થૂલતામાત્રને જ ઓળખે છે. ભાવનાને, ઊર્ધ્વીકરણને સમજતા ન હોવાથી સ્થૂલ શરીર અને તે શરીરે કરેલા સિદ્ધિ આદિના ઢોંગને ઈશ્વર માની પૂજે છે, અને ભ્રષ્ટ થાય છે; તેમના આગળ અનાદિ પરમાત્માના વિવર્તરૂપ આ શબ્દો આ પ્રકારે કહી શકાય એ પણ સાંભળનાર–કહેનાર ઉભયનું મહાભાગ્ય ! એ અવર્ણ્ય વાણી જે નિરંતર વિવર્ત પામે જ જાય છે એમ અનાદિ શાસ્ત્રો કહે છે, તે ઉચ્ચારવી એ આ પુરાણી દુનિયામાં ગૂંચવાઈ ગયેલા અમારા જેવાનું કામ નથી; છતાં તત્ત્વદર્શી અને પદાર્થશોધક પંડિતોની શોધ દ્વારા જેટલુંજેટલું સત્ય આવિર્ભાવ પામતું જાય છે અને તેવો સ્થૂલ પુરાવો જેને દુનિયા મુખ્ય ગણે છે તેથી જેટલુંજેટલું સમર્થિત થઈ જગતની આંખમાં સમાવા યોગ્ય થાય છે, તેટલું તો ગ્રહણ કરવું જ જોઈએ. આકર્ષણ, વિદ્યુત અને તે કરતાં પણ અધિક તે ચુંબકમંત્ર જે આ વિશ્વમાંથી લઈ લેતાં બધું વિનાશમય થઈ રહે; એ બધાં જૂના તત્ત્વજ્ઞાનની પ્રથમ અને આરંભક દીક્ષારૂપે હતાં. તેમાંથી જ તે સમયનાં શાસ્ત્ર અને નીતિ રચાયાં છે. એ અદ્ભુત ઇતિહાસના ટુકડા લઈ તે ઉપર શબ્દરચના ઊભી કરી એ પુરાતન ભવ્યતા ફરી ખડી કરતાં એમ લાગે છે, કે કોઈ વિશાળ નગર કે જેનાં ખંડેરમાંનું હવે થોડી ચિતાભસ્મના આકાર વિના બીજું કાંઈ બાકી નથી, તેનો ફરી ખ્યાલ કરતા હોઈએ ! એ ભસ્મમાંથી તે ભસ્મ સુધી લાવનાર યમદૂતને જગાડતાં તેની આકૃતિ અનંગ જેવી જ જણાય છે. સમજાતું નથી કે આ વૃત્તાંત કોણ લખાવે છે, મરણ કે મદન.

પેલી કુમારિકાના હૃદયમાં જાગ્રત થઈ–આ નવીન, ગહન, દૈવી ભાવના ! શું એ કલ્પનાથી થયેલો સામાન્ય ભાવમાત્ર જ હતો ! આંખને ગમતી મોહિની માત્ર જ હતી ! શ્રવણના આનંદની મધુરતા માત્ર જ હતી ! કે તે પોતે ધારતી હતી તેમ એ પ્રેમ ઇંદ્રિયજન્ય નહોતો, નહોતો માનુષી કે આ દુનિયાનો; કોઈ અદ્ભુત પણ પવિત્ર મોહનમંત્ર જ હતો ! જે દિવસે ભય અને કંપ ત્યજી તે ધીરજથી ગુલાબસિંહને શરણ થઈ ત્યારથી પોતાના

વિચારને શબ્દગોચર કરવા મથતી, એ આગળ કહેલું જ છે. એ વિચારનું સ્વરૂપ એ વિચાર જ ભલે દર્શાવે :

'મારા ઉપર પ્રકાશી રહ્યું છે તે સૂર્યનું અજવાળું કે તારા સામીપ્યનું સ્મરણ ! જ્યાં જ્યાં હું જોઉં છું ત્યાં ત્યાં તું ને તું જ મારી દૃષ્ટિએ પડે છે. વૃક્ષના પત્ર ઉપર રમતાં કે પાણી ઉપર નાચતાં સૂર્યકિરણમાં મને તારાં નયનોનું ભાન થાય છે. આ શું પરિવર્તન ! જેને લીધે મારી જાત જ નહિ પણ આખી સૃષ્ટિ મને બદલાઈ ગયેલી જણાય છે !

'જે શક્તિથી તું મારા હૃદયના હર્ષવિષાદનો નિયંતા થયો છે તે શક્તિ એક સહજ ક્ષણમાં જ કેવી મારા આત્મામાં વસી ગઈ. મારી આસપાસ અગણિત લોકો હતા, પણ મેં તને જ દીઠો. જ્યાં બધો સંસાર નાટકરૂપે જણાવાય છે તથા જ્યાં ગાન વિના બીજી ભાષા બોલાતી નથી તે લોકમાં હું દાખલ થઈ, તે રાત્રીએ એમ થયું. અહો ! એકાએક એ લોકો સાથે આશ્ચર્યકારક રીતે તારું જ નામ જડાયું ! જે અસર રંગભૂમિની ભભકથી જોનારને થાય તે મને, તું મારી સમક્ષ હતો તેથી થવા લાગી. રંગભૂમિ પર જેટલો સમય હું રહેતી તેટલું જ મારું જીવતર થઈ રહ્યું અને તારા મુખથી બીજાં બધાંને અશ્રુત, પણ મને બરાબર સંભળાતું ગાન હું અનુભવવા લાગી. મારા પિતાના ઓરડામાં હું બેસું છું. અહીંઆં તે ખુશાલીની રાતે બધાં શા માટે રાજી હતાં તે વીસરી જઈ એક ખૂણામાં બેસી હું વિચાર કરવા લાગી કે તને હું કેવો માનતી હોઈશ; એવામાં મારી માતાના ધીમા સ્વરે મને જાગ્રત કરી. હું મારા પિતાની સોડમાં જઈને ભરાઈ—એવી ભરાઈ કે જાણે મારા પોતાના વિચારથી જ ડરીને ન નાસતી હોઉં !

'એ રાત્રી પછી જે વહાણું વાયું તે મધુર તથા ખેદજનક હતું. તે જ સવારે તેં આવી મને ભવિષ્યની ચેતવણી આપી. હવે તો હું માબાપવિનાની નિરાધાર છું. મારે વિચારવાનું, કલ્પના કરવાનું કે પૂજવાનું હવે બીજું કોઈ નથી પણ બધે તું, તું ને તું જ છે.

'મેં મારા મનથી જે તારો મહાઅપરાધ કર્યો હતો તેને માટે તેં કેવા પ્રેમથી મને ઠપકો દીધો હતો ! જે પેલા વૃક્ષની ઉપમા તેં મને આપી છે, તે ઉપર ચાલી જતાં કિરણની પેઠે મારા મનમાંથી જતી તારી

મૂર્તિથી હું શા માટે બીતી હોઈશ ? એ વૃક્ષની પેઠે હું પણ જ્યોતિ માટે વલખાં મારી આખર તેને પામી. લોકો મને પ્રેમ સમજાવે છે અને રંગભૂમિનો મારો ધંધો પ્રતિક્ષણ મારા મુખમાં એ જ શબ્દ રેડ્યે જાય છે; પણ નહિ, મને વારંવાર એમનું એમ જ લાગે છે કે તારે માટે મારા મનમાં જે છે તે એ પ્રેમ નહિ. એ કોઈ આવેશ નથી, કોઈ નિશ્ચય જ છે. મારા ઉપર પ્રેમ કર, એવી પણ મારી પ્રાર્થના નથી. તારા શબ્દ કઠોર હોય છે વા તારી આંખ બેદરકાર હોય છે તો તેની પણ હું તકરાર કરતી નથી. મારે પ્રતિસ્પર્ધી છે કે નહિ તેની મને પરવા નથી, તારી નજરમાં હું ખૂબસૂરત દેખાઉં એ માટે મારી આંખો પ્રવેશતી નથી. મારો આત્મા જ તારા આત્મા સાથે એક થવા ઈચ્છે છે. આપણે વિખૂટાં હોઈએ, આપણી વચમાં ડુંગર અને સમુદ્રની આડ હોય, તોપણ તું સ્થિર થઈ કયે વખતે તારો આત્મા પરમાત્મામાં મેળવે છે એ જાણવા માટે હું મારું સર્વસ્વ આપી દઉં. કહે છે કે તું કામદેવથી પણ સુંદર છે, પણ મેં કદિયે તારા મોં ઉપર નજર માંડી જોયું નથી કે તારા વદનનું સ્મરણ કરી બીજા સાથે સરખાવી શકું. તારાં નયન અને તારું શાંત મૃદુહાસ્ય એ જ મારા મગજમાં રમી રહ્યાં છે.

'વખતોવખત જ્યારે સઘળું શાંત હોય છે ત્યારે મને એમ લાગે છે કે હું મારા પિતાના ગાનની ધૂન સાંભળું છું. ઘણો વખત થયાં બળી ખાખ થયેલી છતાં પણ એ ધૂન મને વારંવાર મધ્યરાત્રીએ સ્વપ્નમાંથી જગાડે છે. હું એમ ધારું છું કે એ સ્વર સંભળાય છે ત્યારે તારા આવવાની મને ચેતવણી મળે છે. તને ગયો જાણી નિસાસા મૂકી હેઠી પડું છું ત્યારે જાણે એ જ સ્વરને હું શોક કરતાં ને રોતાં સાંભળું છું. તું ગાનરૂપ જ છે ! એ ગાનનો આત્મા ! એનો દેવ ! મારા પિતાનું ગાન સાંભળી પવન પણ શાંત થઈ જતો; છતાં લોકો એને ગાંડો ગણતા, ત્યારે એણે ખરેખર તું અને તારો દેશ બરાબર પિછાનેલાં !

'મેં મારા બાળપણમાં વારંવાર વિચાર કરી મારા મનને પૂછ્યું છે કે હું શા માટે જન્મી હોઈશ; અને મારા આત્માએ મારા મનને એ જ ઉત્તર આપ્યો છે : 'તું ભક્તિ કરવા જન્મી છે,' બરાબર. હું સમજું

છું, શા માટે મને દુનિયા જૂઠી અને નીરસ લાગે છે. રંગભૂમિની દુનિયા મને શા માટે આનંદ આપતી તે પણ જાણું છું. મારો સ્વભાવ આ જિંદગી—કદાપિ તે બીજાને ભોગવવા જેમ લાગતી હો—તેને માટે સરજાયેલો નથી. પોતાના કરતાં વધારે ઉચ્ચ ભાવ વાળી કોઈ મૂર્તિ આ જગતની આગળ નિરંતર હોવી જોઈએ, એવી જ એની પ્રકૃતિ છે. અજાણ્યા પ્રિયતમ ! જ્યારે આ જગતની આશાપાર જઈશું ત્યારે ઉત્તરોત્તર ઉત્તમ લોકમાં મારો ને તારો આત્મા એક જ મહાસ્વરૂપને પૂજનાર છે !

'મારા પડોશીની વાડીમાં નાનો ફુવારો છે. સવારમાં તેની પાસે હું ઊભી હતી. સૂર્યનાં કિરણ તરફ શો તે ધાઈધાઈને ફૂટતો હતો ! ત્યારે જ મને એમ ભાસ્યું કે આજે તું મને ફરી મળશે અને મારું હૃદય પણ જે આનંદી પ્રાતઃકાલ તને લાવશે તે તરફ એમ જ કૂદવા લાગ્યું.

'વળી મેં પુનરપિ તને નિહાળ્યો, તારાં વચનામૃત શ્રવણસુખે પીધાં. મને કેવી હિંમત આવી ગઈ! હું કેવી ધૃષ્ટ બની ગઈ! મારી છોકરવાદી વાતો અને વિચાર મેં તારા આગળ વિસ્તારવા માંડ્યાં, જાણે કે હું તને બાળપણથી જ ઓળખતી હોઉં ! તુરત જ મારી ધૃષ્ટતાનો મને વિચાર આવ્યો; હું અટકી ગઈ અને બીતાંબીતાં તારી આંખ તરફ જોવા લાગી.

'હાં, આગળ કહે : 'તારી મેના ગાવા ન લાગી !'

'હશે, બાળકના હૈયાની એવી વાતનું તમારે શું કામ છે ?'

'રમા !' તેં તુરત જ મૃદુ સ્વરથી ઉત્તર આપ્યો ! 'રમા ! બાળકહૃદયમાં કોઈ ડાઘ હોય તો તે ફક્ત એક તારાની છાયા જેવો જ હોય છે, બોલબોલ તારી મેનાને પકડીને પાંજરામાં પૂર્યા છતાં પણ કેમ ગાવા ન લાગી ?'

'મેં એનું પાંજરું પેલા જૂઈના માંડવા તળે મૂક્યું ને મારી સારંગી લઈ તેના તારની મારફત એની જોડે વાતચીત કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો; એમ જાણીને કે ગાન એ જ એની સ્વભાષા હશે અને તેથી તે એમ ઝટ સમજશે કે હું એને દિલાસો આપવા મથું છું.'

'હા' તેં કહ્યું. 'તે આખર બોલી ગાઈને નહિ, પણ તીણી નાની ચીસ પાડી ઊઠીને. તુરત જ તારા હાથમાંથી સારંગી પડી ગઈ અને

તારી આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. ધીમેથી જ તેં પાંજરું ખોલી નાખ્યું અને મેના ઊડીને સામેની ઝાડીમાં જઈ બેઠી. તેં ઝાડનાં પાંદડાં ખખડતાં સાંભળી ચાંદનીમાંથી જોયું તો જણાયું કે મેના પોતાના સહચર ભેગી થઈ ગઈ. પછી વૃક્ષની ડાળીએથી તેણે તારા આગળ લાંબું હર્ષગાન ઊંચે સ્વરે ગાયું. વિચારતાં તને એમ લાગ્યું કે જૂઈના વેલાથી કે ચાંદનીથી એ પક્ષી રાત્રીને રસિક બનાવતું નથી; પણ એના ગાનમય થઈ જવાનું રહસ્ય તો પોતાના પ્રેમસ્થાનનું સામીપ્ય જ છે.'

'એ બાળપણમાં હું પોતે સમજી શકું તે કરતાં પણ વધારે સૂક્ષ્મ રીતે તું મારા વિચાર ક્યાંથી સમજી શક્યો! મારા જેવી ગરીબના ગતવર્ષના વૃત્તાંતો ને તે પણ આવા બારીક વૃત્તાંતો, તેની તને આવી માહિતી ક્યાંથી! ભવ્ય પરદેશી! મને આશ્ચર્ય લાગે છે, પણ હવે તારો ભય લાગતો નથી!

'પહેલાં રંગભૂમિ પર જતાં મારું હૈયું ધ્રૂજતું. હવે મને ત્યાંની સ્તુતિનિંદાની પરવા નથી. મારો નિશ્ચય છે કે મારા સ્વરમાં મધુરતા જ આવશે; કેમકે હું તે દ્વારા તારા નામની જ રટના ગાઉં છું. તું હવે આવતો નથી, ન જ આવીશ. સામાન્ય લોકોમાં ભળી પ્રાકૃત સમાન થયેલો તને જોવા હું રાજી નથી.

'એકવાર તારો વિચાર આવતાં મારું મન ગભરાયું. બાળક જેમ ચંદ્રને ઝાલવા કૂદે છે તેમ મારું મન પણ કાંઈક કદાપિ ન મળે તેવું લેવા–કૂદવા લાગ્યું. હવે મને એમ લાગે છે કે તારો વિચાર કરવાથી મારા આત્માનાં તમામ બંધન અળગાં થાય છે. મારા અજ્ઞાનને લીધે જ હું તારાથી ડરતી હતી. પુસ્તકોમાંથી ન મળે તેવો કોઈ જ્ઞાનનો ભંડાર તારા શરીરની આસપાસ હવાની પેઠે વીંટાઈ રહેલો છે. મને કેટલી થોડી ખબર છે! છતાં જ્યારે તું મારી સમીપ હોય છે, ત્યારે જાણે તમામ જ્ઞેય અને તમામ જ્ઞાન પરથી પડદો દૂર થઈ જાય છે. જે શબ્દો હું મારે હાથે લખું છું તે તરફ જોતાં પણ મને આશ્ચર્ય લાગે છે, તે મારામાંથી નીકળતા જણાતા નથી; પણ મારા હૃદયને તેં ભણાવેલી કોઈ ભાષાના અક્ષરરૂપ હોઈ જાણે તારી જ પ્રેરણાથી મારે હાથે લખાતા હોય તેમ આવે છે. તેં જ મને આખા

બ્રહ્માંડમાં સ્વતંત્ર ફરવાનું સામર્થ્ય આપ્યું છે. પૂર્વે હું મારી આવરદા પૂરી કરું છું એમ મને લાગતું. હવે મેં કોઈ અનાદિ પરંપરામાં પ્રવેશ કર્યો છે એમ લાગે છે.

'અને મને એણે બીજા વિષે વાત કરી! બીજાને મને આપવી! ગુલાબસિંહ! તારે માટે મને પ્રેમ નહિ જ, નહિ તો મેં તારી વાત ક્રોધ આવ્યા વિના સાંભળી જ નહોત. તારી આજ્ઞા મને કેવળ અશક્ય જ કેમ ન લાગી? જેમ ઉસ્તાદનો હાથ સારંગીના તારને દોરે છે, તેમ તારી દૃષ્ટિ મારા તરંગીમાં તરંગી મિજાજને પણ તારી ઇચ્છા અનુસાર ચલાવે છે. તારી એમ જ મરજી હોય, તો હા–ભલે, એમ થવા દે. તું મારા ભાગ્યનો વિધાતા છે, ફાવે તેમ કર. મને એમ લાગે છે, કે હું એને ચાહીશ. તે ગમે તે હોય પણ ચાહીશ. તારી આસપાસ વીંટાયેલાં કિરણ તું જેના પર નાખીશ તેને ચાહીશ. તારા સ્પર્શવાળી વસ્તુ મારા હૃદયને પ્રિયતમ છે. તું પ્રેમમાત્રનું મૂળ છે. બીજી જે વસ્તુઓ તરફ દૃષ્ટિ કરી શકાય તે સર્વને ઉત્તેજિત કરનાર ઉચ્ચ અને દુરાલોક તેજઃસ્થાન તું છે. તારો ને મારો સંબંધ પ્રેમ નથી જ! માટે જ તે વિષે હું નિઃશંક થઈ બોલું છું. તારા આગળ હું તુચ્છ છું એમ જાણ્યા છતાં પણ તારા પર પ્રેમનો દાવો કરું તો મને મારા ઉપર ધિક્કાર આવવો જોઈએ.

'બીજો! મારા મનમાંથી એ બોલ ખસતો નથી. તું એમ કહેવા માગે છે કે મારે તારું દર્શન જ કરવું! હું દિલગીર નથી કે તેથી નિરાશ નથી. મને આંસુ આવતાં નથી, પણ કેવળ એકલી જ નિરાધાર હોઉં એમ લાગે છે.

'મારી ઇચ્છાને આમ બાંધી રાખી છે, તે જાળમાંથી હું કેમ છૂટવા મથતી નથી? મને આ પ્રમાણે કરી નાખવાનો તને હક્ક છે? મેં મારું જીવતર તારા હાથમાં સોંપ્યું તે પહેલાં તે જેવું હતું તેવું મને પાછું આપ. તું અથવા તારું ન હોય તેવી કોઈ વાત મારી દૃષ્ટિએ પણ ચઢતી નથી. જા, જા પરદેશી! હું તારી આજ્ઞા નહિ માનું.

'એક દિવસ ગયો, ભયંકર ત્રણમાંનો એક ગયો. ગઈ રાત્રિએ ઊંઘી ગયા પછી મારું મન કેવળ શાંત થઈ રહ્યું છે એ નવાઈ જેવું છે. મને એવો નિશ્ચય લાગે છે કે મારું જીવન તારામય થઈ ગયું છે. હું કદાપિ

તારાથી જુદી થઈ શકું એ વાત જ માની જતી નથી. આ નિશ્ચય પર જ મને પરમ શ્રદ્ધા છે અને તે વડે જ તારાં વચન અને મારો ભય એ ઉભયની હું ઉપેક્ષા કરું છું. તું વારંવાર શ્રદ્ધાની સ્તુતિ કરે છે, એ શ્રદ્ધાનું રહસ્ય હવે હું સમજી છું. તમામ શંકા–ભયથી પરવારી છું. જે રૂપ તારું અંતઃચૈતન્ય છે તે સાથે હું કદાપિ છૂટું નહિ તેમ જોડાઈ છું, એમ મને નિશ્ચય થાય છે. તું ઇચ્છે તોપણ છૂટું તેમ નથી. હવે મને બધું વિશ્વ રમણીય જણાય છે. શાંત અને રમણીય જણાય છે. તેં બતાવેલા વૃક્ષનું પાંદડું પણ હાલતું નથી. મારા આત્માની સ્થિરતા ચલતી નથી!'

## ૯ : વિપત્તિનું પાસે આવવું

એક નાના દીવાનખાનામાં ભીંતો પર ચોતરફ નાના પ્રકારની પુરુષ-પ્રતિકૃતિઓ ભરવી રાખેલી છે. એમાંની એક તો ખરેખર એ કુટુંબની આખી વંશાવળિ કરતાં પણ વધારે કિંમતી છે. સત્ય છે, ગુલાબસિંહ કહે છે તે ખોટું નથી. ચિતારો જાદુગર જ છે, જે સુવર્ણ એ કીમિયાગર બનાવે છે તે ખરે જ કાલ્પનિક નથી. દિલ્હીનો કોઈ અમીર–ભલે ખૂની હોય કે ઠગારો હોય, બેવકૂફ હોય અથવા કેવળ નિર્જીવ કે તેથી પણ નિર્માલ્ય હોય; છતાં ચિતારાની પીંછી તેને દેવ બનાવી શકે. ચિત્રપટનો એક ટુકડો તે હાડ, ચર્મ અને બુદ્ધિવાળા માણસ કરતાં વધારે કિંમતી છે.

આશરે ચાળીસ વર્ષની ઉંમરનો એક જુવાન આ દીવાનખાનામાં બેઠો હતો. એની આંખો કાળી અને તરલ હતી, ચહેરો ઊતળો હતો, આકૃતિ ટૂંકી તથા જરા ઊજળતી હતી અને હોઠ જાડા તેમ જ વિષયાસક્તિસૂચક અને દઢતાવાચક હતા. આ માણસ જ પેલો અમીર, જેને આપણે રમાના ઉપર જુલમ ગુજારવા ઇચ્છા રાખનારરૂપે ઓળખીએ છીએ. એણે કિનખાબનો ઝૂલતો અને ઢીલો જામો પહેર્યો હતો. પોતાની ગાદી ઉપર એક શિરોહીની તલવાર અને તેની સાથે જ રમવાના પાસાની પેટી તથા લખવાનાં ખડિયો, કલમ વગેરે પડેલાં હતાં.

'કેમ જગા!' પોતાના ખવાસ તરફ ફરીને તે બોલ્યો: 'મારો કાકો તો હવે મારા બાપદાદા ભેળો થયો. એવા માયાળુ સગાના મોત વખતે મારે દિલાસાની ઘણી જરૂર છે. તો રમાના કરતાં વધારે મીઠો અવાજ બીજે ક્યાં જડે તેમ છે?'

'કૃપાનાથ! શું કહો છો! અન્નદાતાને ગયાને વાર તો થઈ નથી એટલામાં જ!'

'હા, એમ જ હોવું જોઈએ કે જેથી એના મરણની વાત ઓછી ચર્ચાય ને મારા પર વહેમ આવે નહિ. જેણે આપણને તે રાત્રિએ પાછા પાડ્યા અને કાકાને બીજે દિવસે કહ્યું, તે હરામખોરનું નામ તેં મેળવ્યું?'

'નાજી, હજી નથી મેળવી શક્યો.'

'હું તને કહું. પેલો વિલક્ષણ પરદેશી!'

'મહારાજા ગુલાબસિંહ! નક્કી કહો છો જી?'

'જરૂર; એ માણસનું બોલવું એવા પ્રકારનું છે કે કદી ઓળખાયા વિના રહે નહિ. એવું સ્વચ્છ, સ્પષ્ટ અને અનુરોધપ્રેરક ઉચ્ચરે છે કે એનાં વચન સાંભળું છું ત્યારે મને મારામાં આત્મા એવી કોઈ વસ્તુ છે એવું ભાન થાય છે. ગમે તેમ હો પણ આપણે એવા હરામખોરને ખસતો કરવો જોઈએ. જગા! ગુલાબસિંહે કોઈ દિવસ આપણું ગરીબ ઘર પાવન કર્યું નથી. એ પરદેશી બહુ માનવંતો છે, તો આપણે એને એક મિજબાની આપવી જોઈએ.'

'હા, હા, પેલો મનવર પ્યાલો પણ!'

'એને પાર પહોંચાડશે. પણ એ વાત પછી. હું બહુ વહેમી છું. ગુલાબસિંહની શક્તિ અને ભવિષ્ય વર્તવાની બુદ્ધિ વિષે બહુ વિચિત્ર વાતો સંભળાય છે. પેલા પનોરાવાળાનું મોત સંભાર. ફિકર નહિ, કદી કાળભૈરવ પોતાની બધી યે ભૂતાવળ લઈ એની મદદે આવતો હોય તોપણ હું મારો શિકાર જવા દેનાર નથી, તેમ વેર વાળવાનું પણ ચૂકવાનો નથી.

'આપ તો ગાંડા થઈ ગયા છો. એ નાચણે તમને જાદુ કર્યું જણાય છે.'

'જગા!' જરા ક્રોધાવેશથી અમીર બોલ્યો: 'મારામાં કોનું લોહી છે તે તું જાણે છે? જેઓ એમ કહેતા કે તેમના હાથમાંથી કોઈ સ્ત્રી કદાપિ છટકી જવા પામી નથી અને કોઈ માણસ તેમને છેડીને સલામત રહ્યો નથી, તેનું! મારા પૂર્વજોનો મુકુટ તો આજ ધૂળધાણી થઈ ગયો છે, પણ તેમનું વીર્ય હજુ તાજું છે. આ કામ સાધવામાં જ મારું પરાક્રમ છે—રમા મારો શિકાર છે.'

'ત્યારે ફરી એક હલ્લો?'

'એના ઘરમાં જ પેસીએ તો શું? ઘર એકાંતમાં છે ને બારણાં કાંઈ લોઢાનાં બનાવેલાં તો નથી!'

'પણ આપણા આવ્યા પછી એવો બળાત્કાર પ્રસિદ્ધ થાય. ઘર ચીરીને એક કુમારિકાને હરી ગયા, તો પછી? યદ્યપિ અમીર–ઉમરાવોના હક્ક સર્વોપરી છે, પણ મહારાજા પૃથ્વીરાજ આગળ તમે પણ અન્યાય કરીને ઊગરી જાઓ એમ ન સમજવું.'

'ચાલ ચાલ, બળ તથા સુવર્ણ આગળ બધું નરમ છે; છતાં ગભરાતો નહિ. મેં બધી સાવધાની રાખેલી છે. જે વખતે રમા અહીં આવી પરવારે તે જ દિવસે એને પેલા બંદાની સાથે સિંધુની પાર રવાના કરી દેવી. પછી કાંઈ!'

જગો ઉતર આપે તે પહેલાં તો ચાકરે આવીને કહ્યું: 'મહારાજા ગુલાબસિંહ પધારે છે.'

અમીરે સહજ જ પાસે પડેલી તલવાર ખેંચવા માંડી, પણ તુરત પોતાની સ્વાભાવિક પ્રેરણા કબજે કરી ગુલાબસિંહની સામો ગયો; અને આવકાર આપી ઘણી નમ્રતાથી બોલ્યો: 'આપે અમને બહુ શોભા આપી, આપ જેવા પ્રસિદ્ધ ગૃહસ્થને ભેટવા હું ઘણા દિવસથી ઉત્સુક છું.'

'જે પ્રકારની ઉત્સુકતા તમને છે તેવી જ મને છે.'

અમીરે ને ગુલાબસિંહે રામરામ કરવા હાથ મેળવ્યા, તેવી જ અમીરના શરીરમાં વિલક્ષણ પ્રકારની કંપારી છૂટી અને એનું કાળજું સ્તબ્ધ થઈ ગયું. ગુલાબસિંહે એના તરફ પોતાની કાળી અને ભવ્ય આંખ મૃદુતાપૂર્વક ફેરવી અને પરિચિત હોય તેમ નિરાંતે ગાદી પર બેઠો.

'આજથી આ રીતે આપણે મિત્ર થયા. હવે હું તમને મારા આવવાનું પ્રયોજન કહું. મને એમ માલૂમ પડયું કે અજાણતાં જ આપણે બંને એકએકના પ્રતિસ્પર્ધી થઈ પડ્યા છીએ, તો શું સમાધાન થઈ ન શકે?'

'ઓહો, ત્યારે તો જે બહાદુર સવારે મારો શિકાર મારે હાથ ન થવા દીધો તે તમે જ! ફિકર નહિ, જેમ લડાઈમાં તેમ ઇશ્કમાં બધી તરેહનાં કાવતરાં વાજબી જ છે. સમાધાન થઈ શકે? ઠીક છે. આ રહ્યા પાસા, આવો આપણે રમાની હોડ કરીને પાસા નાખીએ. જેના ઓછા પડે તે પોતાની આશા છોડે. કેમ?'

'તમે એવા ચુકાદાથી બંધાયેલા રહેશો એમ વચન આપો છો?'

'જરૂર, ઈશ્વરસાક્ષીએ.'

'ને આ પ્રમાણે આપેલું વચન જે તોડે તેને શું કરવું?'

'પાસાની પેટી પાસે જ, મહારાજા ગુલાબસિંહ! તલવાર પડેલી છે. જે પોતાનો સખુન ન પાળે, તે એને સ્વાધીન થાય.'

'આપણા બેમાંથી ગમે તે વચન ન પાળે તોપણ એમ જ થાય એવું તમે કહો છો. ભલે, ચાલો. જગાને હાથે પાસા નખાવો.'

'બહુ ઠીક, જગા! પાસા લે.'

અમીર પાધરો તકિયા પર લાંબો થઈને પડ્યો અને સંસારવ્યવહારમાં કઠિન થયેલો, છતાં પણ હૃદયમાં ઊભરાઈ આવતો જયના નિશ્ચિતપણાનો આનંદ મોં ઉપર તરી આવતો દબાવી શકયો નહિ. જગાએ ત્રણે પાસા લઈને પેટીમાં ખૂબ હલાવ્યા, ગુલાબસિંહે ગાદી પર હાથનો ટેકો દઈ પાસા તરફ નીચા નમીને જગા ઉપર પોતાની નજર સ્થિર કરી. જગાએ આ નજર ચૂકવવા બહુ મહેનત કરી, પણ ફીકો પડી ધ્રૂજવા લાગ્યો. પેટી નીચે મૂકી દીધી.

'પહેલીવાર પડે તે તમારા. ચાલ જગા જલદીથી આ સંશયનો છેડો લાવ.'

જગાએ ફરીથી પેટી લીધી, ફરી પણ એના હાથ ધ્રૂજવા લાગ્યા, પણ આ વખત પાસા નાખ્યા, સોળ પડ્યા.

'ઘણા પડયા,' ગુલાબસિંહે શાંત વદને કહ્યું: 'છતાં જગા, હું નિરાશ થતો નથી.'

જગાએ પાસા ભેગા કરી, પેટીમાં નાખી, ખૂબ હલાવીને ગાદી પર નાખ્યા. ઘણામાં ઘણા પડે તેટલા આવ્યા—અઢાર!

અમીરે પોતાના ખવાસ તરફ કરડી નજરે દાંત કકડાવ્યા, પણ શું કરે! જગો તો પહોળે મોંએ, પાસા તરફ જોતો ને પગથી માથા સુધી કાંપતો સ્તબ્ધ થઈ ગયો હતો.

'મહેરબાન! જુઓ હું જીત્યો, છતાં હું ધારું છું કે આપણી મૈત્રીમાં કોઈ વાંધો નહિ પડે.'

'ભાઈ! તમે જીત્યા એમાં શક નથી, પણ તમે આ બાળા વિષે કાંઈ બહુ દરકાર કરતા નથી એમ લાગે છે. તો કોઈ પણ રીતે તમારો હક્ક છોડી દેશો?'

'મારા પ્રેમ વિષે એવો હલકો વિચાર લાવતા નહિ,' અને ગુલાબસિંહે કરડા અવાજથી ઉમેર્યું: 'તમે પોતે જે શિક્ષા વચન તોડનાર માટે ઠરાવી છે તે ભૂલતા નહિ.'

અમીરે ભમર તો ચઢાવી, પણ જે જવાબ મોંએ આવ્યો તે દેવાની જરૂર પડી: 'બસ' તે જેમતેમ કરી હસતે મોંએ બોલ્યો: 'હું હાર્યો, તો મારી શરતને તાબે છું. હું આ પ્રમાણે મારું વચન પાળું છું તે જોર-જુલમે પાળતો નથી, એમ સિદ્ધ કરવા માટે આપને એટલી વિનતિ કરું છું કે હું એક મિજબાની મારા કાકા સ્વર્ગમાં પહોંચ્યા તે માટે આપવાનો છું. તેમાં પધારવાની કૃપા કરો.'

'આપની એક પણ વાત હું પાળી શકું તેવી આજ્ઞા સાંભળીને હું પ્રસન્ન થયો છું.'

'ગુલાબસિંહે પછી વાત બીજી બાબતો પર ચઢાવી દીધી અને ગમ્મતથી તથા આનંદથી તે બોલ બોલી રસ્તે પડ્યો.

'હરામખોર!' જગાનું ગળું પકડીને અમીર બોલ્યો: 'તેં મને ફસાવ્યો.'

'મહેરબાન! પાસા તો બરાબર ગોઠવ્યા હતા, એના બાર પડવા જોઈતા હતા, પણ એ સાળો સેતાન છે, એટલામાં બધું આવી ગયું.'

'હવે ઘડી જાય છે તે લાખની જાય છે. મારો પિત્તો તપી ગયો છે–આ છોકરીને મેળવવી જ જોઈએ, મોત થાય તો ય શું! એ શું થયું?'

'આપના પુણ્યવાન પ્રખ્યાત દાદાની તલવાર ખીંટીએથી ખસી પડી. બીજું કાંઈ નથી.'

## ૭ : ગુરુને વિનતિ

ગુલાબસિંહે પોતાના ગુરુ મત્સ્યેંદ્ર યોગીન્દ્રને લખેલો પત્ર:

વિદ્યાનું આકાશ હવે અવિદ્યાનાં વાદળાંથી ઘેરાઈ જઈ મલિન થવા લાગ્યું છે. જે સમાધાન જ્ઞાનીઓના સર્વાંકુશ બળરૂપ છે તે મેં ખોયું છે. જેને મારે પરમ માર્ગે દોરવાં હોય છે તેના મનોનિશ્ચય ઉપર હવે હું અસર કરી શકતો નથી. તેવાંને હું અગાધ સમુદ્રનાં મોજાંમાં આગળ ને આગળ તણાઈ, જેમજેમ મારું નાવ કિનારાને બદલે દૃષ્ટિમર્યાદાના કાળા પાણી તરફ ખેંચાય છે, તેમતેમ મારી પાછળ ખેંચાતાં જોઉં છું. જ્યાં હું સામાની મનોવૃત્તિને મારી ઇચ્છા પ્રમાણે ચલાવી શકતો ત્યાં હવે માત્ર સૂચના જ કરી શકું છું. એથી આશ્ચર્ય પામી મેં આત્મનિરીક્ષણ કરી જોયું. સત્ય છે. એમ જ ભાસ્યું કે સાંસારિક વાસનાઓ મને આ ક્ષણિક જીવિતના આનંદમાં બાંધી રાખી, સ્થૂલમાત્રના સંસર્ગથી શુદ્ધ થયેલો આત્મા જે આધ્યાત્મિક રહસ્યનું ઉદ્‌ભેદન કરી શકે, તેનાથી સર્વદા વેગળો તાણે છે. જે સત્ત્વસંચયથી આપણી આધ્યાત્મિક અને યૌગિક શક્તિ સંરક્ષિત થાય છે, તે જ અત્યારે તો જે મનુષ્યો પ્રતિ આપણા મનમાં નિર્બળ જનસ્વભાવને સુલભ એવાં ઈર્ષ્યા, દ્વેષ વા પ્રેમાસક્તિ આદિ ઉદય પામે છે. તેમના ભવિષ્યનું અવલોકન કરવામાં આપણાં આંતરચક્ષુને અંધ કરી દે છે. ગુરુ મત્સ્યેંદ્ર! સિદ્ધ રાજયોગી! મારી આગળ-પાછળ બધે અંધાધૂંધી થઈ રહી છે. મને કાંઈ સૂઝતું નથી. આપણા ઉત્તમોત્તમ માર્ગની શ્રેણિથી હું ખસી પડવા લાગ્યો છું, એમ મને લાગે છે અને જે અમર યૌવનરૂપી કળી કેવળ આત્મછાયામાં જ ખીલે છે, તેમાંથી મર્ત્ય સ્વભાવવાળી પ્રેમાસક્તિરૂપ કાણું વિષમય પુષ્પ થઈ આવતું

મને જણાય છે!

પેલો માણસ, એને યોગ્ય નથી—એ હું સારી પેઠે સમજું છું, પણ એની પ્રકૃતિમાં મહત્તા તથા ભલમનસાઈનાં એવાં બીજ છે કે જેને સાંસારિક ભય અને ભભકારૂપ નકામા છોડ અડચણ ન કરે, તો વૃક્ષરૂપે ઊગી નીકળે. એ એની થાય અને હું, જે આસક્તિ મારા આંતરચક્ષુને અંધ કરી મારા સામર્થ્યનો ભંગ કરે છે, તેને જો આ પ્રમાણે બીજાના હૃદયમાં રોપી શકું તો અદૃશ્ય, અજ્ઞાત, અસ્ફુટ રહી, એ પુરુષના ભાગ્યપરિવર્તનની સંભાળ રાખી શકું અને ગુપ્ત રીતે એના કર્મને દોરી શકું. એ બધા કર્તવ્યથી એની મારફત એ બિચારીને પણ સુખી કરી શકું. પણ વખત પાણીની પેઠે વહ્યો જાય છે. હવે હરઘડીએ ઘૂંટ ભરાય છે. મારી સન્નિધિમાં જે આકૃતિઓ પ્રતીત થાય છે, તેમાંથી હું એ બિચારીની પાછળ ઘણા ભયાનક આકાર ઘેરાતા દેખું છું. નાસી જવા વિના બીજો ઉપાય નથી. મારા કે એના વિના બીજાને હાથે એનું સંરક્ષણ પણ બને તેમ નથી. મારી સાથે જ! એ આનંદવિપ્લવ! એ ભયંકર અનિવાર્ય પરિણામ! મારી સાથે! મત્સ્યેંદ્ર! તમને આશ્ચર્ય લાગે છે! હું મારા પોતાથી જ એનું રક્ષણ થાય એમ ઇચ્છું છું? કલ્પના કલ્પમય જીવિતમાં એક ક્ષણ! જેનો કિનારો પણ જણાતો નથી એવા અગાધ સમુદ્રનો એક બુદ્‌બુદ!—મારે મન માનુષપ્રેમ બીજું શું છે? કલ્પના કલ્પમાં મને વિવિધ જનસમૂહના દૃષ્ટિગોચર થયેલા હૃદયભાવ કરતાં વધારે વિશુદ્ધ, આધ્યાત્મિક પ્રેમવૃત્તિ, આ બાલિકાની બાલિશ સ્નેહભાવપૂર્ણ અલૌકિક પ્રકૃતિમાં ગુપ્ત રહેલી લાગે છે; છતાં તે ગુપ્ત ભાવમાં પણ એક ગુપ્તતર વહેણ વહે છે, જે મને અનિવાર્ય કષ્ટની ચેતવણી નિરંતર આપ્યા કરે છે. દૃઢવ્રત પરમ વિરાગવાન ઋષિરાજ! બધા ઉચ્ચ બુદ્ધિના વીર્યવાન મુમુક્ષુને માર્ગ પ્રેરવાનો યત્ન કરનાર! આપ! આપ! પણ ત્રાસદાયક અનુભવથી જાણો છો કે અબળાના હૃદયમાંથી ભયને નિર્મૂળ કરવો એ આશા કેવી વ્યર્થ છે! મારું જીવન તમને એકાંત—આશ્ચર્યમય લાગશે; અથવા કદાપિ હું એને બધા ભયમાં થઈને અભયપરમજ્યોતિ તરફ દોરી જવા પ્રયત્ન કરું તો તેમાં પણ વાસનાનાં વિકરાળ સત્ત્વોનો, વિઘ્નનો ચિતાર વિચારી જુઓ અને

એ પ્રયત્નની સફળતાની દુર્બળતા ધારી, મારી પેઠે માથું હલાવી, પરિણામ વિચારી કંપવા લાગે. મેં પેલા જયપુરિયાના મનમાં તેની કળાની ઉચ્ચતાનું સ્વરૂપ સારી પેઠે ઠસાવ્યું છે, પણ એના પૂર્વજનો ચંચળ સ્વભાવ એનામાં પણ આવ્યો છે; અને જે માર્ગે તેણે પોતાનો મુકામ ગુમાવ્યો તે જ માર્ગ તરફ એને પણ ખેંચ્યા કરે છે. માણસો પોતાના જનક તરફથી વારસો લાવે છે તે બહુ અગમ્ય અને અલૌકિક છે. મન તથા બુદ્ધિની સવિશેષ ચંચળતા કોઈ કારી રોગની પેઠે યુગોના યુગો પર્યંત ગુપ્ત કે નિર્મૂળ થયા જેવી પડી રહી. કેટલી યે દૂરની પેઢીએ આવિર્ભાવ પામે છે અને કોઈ રીતની ચિકિત્સાને કે કળાને પછી ગાંઠતી નથી, એમ વકરી જાય છે. હિમાલયના બરફથી ઠંડા અને શીતળ ખંડેરમાંનો આપનો એકાંત આશ્રમ મૂકી એકવાર મારી પાસે આવો. મારે કોઈ સજીવ વિશ્વાસસ્થાનની અપેક્ષા છે; એવાની છે કે જેણે પંડે પૂર્વાશ્રમમાં પ્રેમ, ઈર્ષ્યા સર્વ ખૂબ અનુભવ્યાં હોય. મેં પરમશિવનું ધ્યાન ધર્યું, પણ તેની જે છાયા પૂર્વે જ્ઞાનામૃતથી દૈવી આનંદ આપતી અને પ્રારબ્ધ ઉપર ખરો નિશ્ચય આપતી, તે જ હવે મને ગભરાવે છે—કષ્ટ પમાડે છે. જે ઉચ્ચ સ્થળથી ભવિષ્યના બનાવની આકૃતિ જોવાનો પ્રયત્ન કરું છું, ત્યાંથી મને ભય અને ક્રોધનાં ચિત્ર નજરે પડે છે. જે વાસના મને વિહ્વળ કરી રહી છે, તેની જ પ્રતિમાઓ ધ્યાનસમયે મહામંત્રની પાછળ આકર્ષાતી દેખું છું. જે આશ્ચર્યકારક નિઃસીમ જીવન મેં ગાળ્યું છે, તેને જ હવે હું જાણે સીમા બંધાયેલી જોઉં છું. જે આધ્યાત્મિક સ્વરૂપે મેં કાળને ખાધો છે, તેને હું હવે સ્થૂળ થયું દેખું છું. ઉડૂગણો મને માર્ગ આપતાં ત્યાં હું હવે ફાંસીનાં લાકડાં લટકતાં જોઉં છું અને કસાઈની દુકાનમાંથી નીકળતા હોય તેવા રક્તપ્રવાહ જોઈ કંપું છું. સવિશેષ તો એ છે કે કોઈ એક સત્ત્વ, પ્રાકૃત લોકના પૂજિત વિચારનું જ રૂપ, શુદ્ધ સૌંદર્ય તથા પૂર્ણતાની શોધનો ત્રાસદાયક ઉપહાસકારી નમૂનો સર્વદા મારી પાછળ ભમે છે અને પેલી ફાંસીની આગળ ઊભું રહી મારા તરફ દાંતિયાં કરે છે. આવો રે અનંત-કાળના મિત્ર! આવો! એક મારા તરફની તો તમારી માનુષી વૃત્તિઓને તમારા જ્ઞાને નિર્મૂળ કર્યા વિના રહેવા દીધી હશે જ! વળી આપણા પૂજ્ય

સમાજના નિયમ પ્રમાણે તે સમાજના કોઈ પણ વંશજને સુમાર્ગે ચઢાવવા પણ આપ બંધાયેલા છો, તો પેલા ભવ્ય પરમારના છેલ્લા કુલાંગાર (રમાને પકડવા ધારનાર ઉમરાવ) પર નજર કરો. વિષયવાસના અને પ્રાણઘાતના કુવિચારથી એ પોતાનો ખાડો પોતાને હાથે જ ખોદે છે. હજુ પણ એને એના કર્મવિપાકથી વેગળો કરવાનું આપનામાં સામર્થ્ય છે. હું પણ જો એની ઇચ્છા હોય તો તેમ જ કરવા બંધાયેલો છું, પણ એ મારું કહ્યું ન માને અને શરતની વાત પર જ વળગી રહે તો તમને એક ચેલો મળે. વળી એક ભોગ લેતાં વિચારજો. આવો! આવો! બંધુ! આવો તમને આ પત્ર ત્વરિત મળશે, ઉત્તર પણ તેમ જ સપ્રેમ સત્વર મોકલજો.

## ૮: પોતાની સ્થિતિનું ભાન

જમુનાના કિનારાથી અર્ધોએક માઇલને છેટે, દિલ્હી શહેરથી થોડે દૂર, એક ઊંચા ટેકરા ઉપર ભવાનીનું મંદિર હતું. એ સ્થાનને દેવીના નિવાસની પવિત્રતાને લીધે જે માન મળે, તે કરતાં તે દેવીના પ્રભાવથી ત્યાં વસતી સમર્થ ભૂતાવળને લીધે વધારે માન મળતું હતું. ચોહાણ રાજાઓની એ કુળદેવી હતી. કવિવર શિરોમણિ કાલિદાસે તેને સ્થાપન કરેલી એવો લોકપ્રવાદ તેના વિષે ચાલતો હતો. રવિવાર કે બીજા કોઈ પર્વના દિવસ સિવાય એ સ્થળની શાંતિનો ભંગ થતો નહિ. એટલે રમા વારંવાર પોતાના ઘરથી તે સ્થળ બહુ દૂર ન હોવાથી ત્યાં જઈ બેસતી. ભવાનીને નમન કરી મંદિરના ઊંચા ઓટલા પરથી એક તરફ જમુનાનો મંદમંદ પ્રવાહ જોઈ આનંદ પામતી, બીજી તરફ ઠીંગણા જણાતા લોકોની દોડાદોડ જોઈ દુનિયાની નિઃસારતા વિચારતી અને પાણીના પ્રવાહ જેવી અનિત્ય, નિઃસાર દુનિયામાં તણાતા નાનાનાના જીવ દુઃખમાં યે સુખ માને છે, એવું એનો આત્મા જાણે જ્ઞાનરૂપી પર્વતની ટોચે ચઢ્યો હોય એમ માની લેતો. આજ મધ્યાહ્નને રમા ત્યાં બેઠી છે, બધું નિહાળતી-નિહાળતી દૂર જણાતા હિમાલયનાં ધવલ શિખરને જોઈ રહી છે, બીજી તરફ મથુરાના કાંગરા જોઈ પ્રેમમૂર્તિ કૃષ્ણનો વિચાર કરતી પ્રેમમાં લીન

થઈ ગઈ છે—ધવલતા, પ્રેમ—નિર્દોષ શુદ્ધ પ્રેમ! રમાનું હૃદય મહાગંભીર આનંદમાં તણાય છે. વૃત્તિમાત્ર શૂન્ય થઈ ગઈ છે, પણ હિમાલયની નિઃસીમ ધવલતામાં જ્વાલામુખીના શિખરથી ઝીણી ધૂમ્રપતાકા નજરે પડે છે. ધવલતામાં ધૂમ્ર! રમાના અગાધ પ્રેમમાં અણચિંતવ્યો જ કોઈનો શબ્દ ધમ લઈને આવી પડે છે, એનું મનોરાજ્ય વિખેરી નાખી એને જાગ્રત કરી દે છે! જાણે ભોંયમાંથી જ એ સ્થળમાંનાં અસંખ્ય ભૂતમાંનું કોઈ ભૂત નીકળીને ઊભું હોય, એવી રીતે એકાએક એની પાસે આવી ઊભેલા માણસને તથા ભૂત જેવા જ તેના વેષને જોઈ, રમાથી ચીસ પડાઈ જવાઈ અને એનું મોં ફીકું પડી ગયું.

'બીશ નહિ, જુવાન નાજની!' પેલા માણસે હસતે મોંએ કહ્યું. 'ડરવાનું કારણ નથી. મારા મોં સામું જોઈને ભડકે છે શાની? પરણ્યા પછી બેત્રણ માસ વીત્યા એટલે સિકલ અને બદસિકલ બધું એક જ છે. ટેવાય એટલે પછી બધું બંધબેસતું થઈ જાય. હું તારે ઘેર જતો હતો, એટલામાં તને ત્યાંથી નીકળી ક્યાંક જતી જોઈ અને મારે ઘણી અગત્યની વાત કરવાની હોવાથી તારી પાછળપાછળ ચાલ્યો આવ્યો. મારું નામ બંદો છે. તેં સાંભળ્યું તો હશે. પ્રખ્યાત ચિત્રકાર બંદેહુસેનનું નામ સાંભળવામાં આવ્યું હોવું જ જોઈએ. ચિત્રકર્મ અને ગાનકલા! એક જ વાતનાં બે અંગ છે અને તે બન્નેનો ખરો યોગ રંગભૂમિ ઉપર થાય છે.'

આ માણસની સ્પષ્ટ રીતે વાત કરવાની સાદાઈથી રમાનો ભય ઓછો થયો. એ માણસ પણ એની સામે તે જ ઓટલા પર બેઠો અને રમાના મોં સામું જોઈ કહેવા લાગ્યો: 'રમા! તું ખરેખર બહુ ખૂબસૂરત છે. એટલે તારા આશક ઘણા હોય એમાં નવાઈ નથી. હું મારું નામ પણ તારા આશકોની ટીપમાં ગણાવું, તો તે એટલા જ કારણથી ગણાવું છું કે બીજા બધા કરતાં હું તને ખરા દિલથી ચાહું છું અને પ્રામાણિક રસ્તે જ તારી પ્રીતિ સંપાદન કરવા ઇચ્છું છું. અરે! એમ રાતીપીળી થઈ ન જા, જરા સાંભળ. પેલા ઉમરાવે કોઈવાર તને પોતાની પત્ની કરવાનું કહ્યું છે? તેમ જ પેલા છેતરનારા જાદુગર ગુલાબસિંહે કે પેલા જુવાન જયપુરિયાએ કે કોઈએ પણ? હું તને મારી પત્ની બનાવી, આશ્રમ,

આશ્રય અને આબરૂ એ ત્રણે વાનાં એકસાથે પૂરાં પાડવાની ઇચ્છા રાખું છું; અને યાદ રાખ કે જ્યારે આ છાતીનો દસ્સો નમી પડશે અને જ્યારે આ ભમરની કારી કટારી બૂઠી થઈ જશે, ત્યારે એ ત્રણ વાનાં જ તને કામ આવશે. બોલ શી મરજી છે?' આટલું બોલતાંબોલતાં બંદાએ જરાજરા પાસે આવી રમાનો હાથ પકડવાનો વિચાર કર્યો, પણ રમા એની વાત સાંભળીને કંટાળી ગઈ હતી, તેથી તુરત જ એને મૂકીને રસ્તે પડવા લાગી. બંદો ઝટ ઊભો થઈ ગયો અને એના રસ્તામાં આડો થઈને ઊભો.

'રે નિર્લજ્જ નર્તકી! તને ઠીક કહું છું. વિચાર, વિચાર. જરા ઊભી રહે. લોકોના મનમાં તારા ધંધાની કેટલી કિંમત છે તે તને ખબર છે? દીવામાં બત્તી પડતાંની સાથે મોટાં રાણી રાજવી બનવું, પણ પડો ફાટતાં પહેલાં ગામની બહાર વસી બરાબર થવું! આટલી જ! આટલી જ હો! તારામાં સતીપણું હોય એમ કોઈ માને નહિ, તારા વચન પર કોઈ વિશ્વાસ કરે નહિ. તું લોકોને મન એક પૂતળી છે. જેને તેઓ પોતાની ગમ્મત માટે ઘરેણાંગાંઠાંથી શણગારી નચાવે છે. તું કાંઈ તેમની પૂજાને પાત્ર થયેલી માતા બનવાની નથી. ત્યારે આવી તારી સ્થિતિ અને કીર્તિનો તને એવો શો મોહ લાગ્યો છે કે તું નિર્ભય આશ્રય કે આબરૂને પણ ગણકારતી નથી? કદાપિ તું જેવી મનાય છે તેવી નહિ, કદાપિ તું લોકોના એવા તિરસ્કારને ગણકારતી નહિ હોય અને એમાંથી જ કાંઈ નફો કાઢવા ઇચ્છતી હશે. ભલે ગમે તેમ હો, મારે કાંઈ લેવાદેવા નથી. જે હોય તે ખરેખરું મારા આગળ કહી દે. મારા મનમાં તું આમ હોઈશ કે આમ હોઈશ, તેથી કાંઈ ફેરફાર થવાનો નથી; માટે જે હોય તે બોલ. મને ખાતરી છે કે આપણે થોડી જ વારમાં મળતાં થઈ શકીશું. જો, પેલા ઉમરાવે મારી સાથે એક સંદેશો કહેવડાવ્યો છે–કહું?'

રમાને આ પ્રસંગે જેવું દુઃખ લાગ્યું તેવું કોઈ પણ વાર લાગ્યું ન હતું. પોતાની નિરાધાર સ્થિતિ અને તેથી જ લોકોમાં ગવાતી બેઆબરૂનાં તમામ પરિણામ એના ધ્યાનમાં કોઈ પણ વાર આવાં પ્રત્યક્ષ સમજાયાં ન હતાં. તે વિચારમાં જ પડી ગઈ. પણ બંદાએ તો આગળ ચલાવ્યું : 'ગુલાબસિંહ

માત્ર તારા ફૂલણિયા સ્વભાવ સાથે રમ્યા કરશે. લાલો તને પોતાની ગણાવતાં પોતાને જ ધિક્કારશે, પણ એ ઉમરાવ ખરા દિલથી વાત કરે છે, ને પૈસાદાર પણ છે. સાંભળ,' આટલું કહેતાં બંદો નીચો નમીને પોતાનું મોં રમાના મોં સરસું લઈ જઈ, એવું એક વચન ઊચર્યો કે જે સાંભળવાને પણ રમા ઊભી રહી શકી નહિ. અવર્ણ્ય તિરસ્કારની ભવ્ય ભાવના પ્રદર્શિત કરતી એ બાળા એના હાથમાંથી છૂટી લઈને નાઠી. બંદો જેવો એનો હાથ પકડવા ગયો તેવો જ લપસી પડ્યો અને ઓટલેથી નીચે ને નીચેથી ટેકરાની બાજુએ એમ ગબડી ગયો. સારે ભાગ્યે એક ઠૂંઠું એને હાથ આવ્યું તેથી બચી ગયો. રમાએ એ હરામખોરની ક્રોધ અને નિરાશાથી પાડેલી બૂમ સાંભળી, પણ પાછું વાળીને જોયા વિના મૂઠીઓ વાળીને એવી દોડી કે ઘરમાં પેઠા વિના ઊભી નહિ. બારણાંમાં જ લાલાજી અને રમાની બુઢ્ઢી દાસી વાત કરતાં ઊભા હતાં. પણ રમા તો અંદર જ દોડી ગઈ અને ભોંય ઉપર ચત્તીપાટ પડી ડૂસકેડૂસકે છાતીફાટ રોવા લાગી.

લાલો આશ્ચર્યથી સ્તબ્ધ થઈ સહજ જ એની પાછળ ગયો ને એણે એને શાંત પાડવા ઘણો યે પ્રયત્ન કર્યો, પણ કાંઈ વળ્યું નહિ. એ, એના પ્રશ્નોના જવાબ આપતી ન હતી. એનાં પ્રેમગર્ભિત મીઠાં વચન કાને ધરતી ન હતી; પણ એકાએક જ જે ધંધાને પોતાનું અનુભવી મન, માત્ર ગાન અને સૌંદર્યની પૂજારૂપ સમજતું હતું, તેની જ બંદાએ બતાવેલી ખરી છબી એની નજરે તરી આવતાં, ઊંચું મોં કરીને લાલાના મોં તરફ નજર માંડી બોલી: 'બેવચની જૂઠા! તું જ મારા આગળ પ્રેમની વાત કરવા બેઠો છે?'

'મારી જાતના સમ, રમા! હું તને કેવો ચાહું છું તે કહી બતાવવાને મને શબ્દો જડતા નથી.'

'તું મને તારા આશ્રયમાં રાખીશ, મને તારી કરીશ? તું મને જે પ્રેમની વાત બતાવે છે, તેથી મને તારી પત્ની ગણીશ?' આ પ્રસંગ બારીક હતો. રમાના મનનું કેવળ પરિવર્તન થઈ ગયું હતું. બંદાનાં વચનોએ એનું મન વીંધી નાખ્યું હતું અને એને પોતાની જાત ઉપર જ તિરસ્કાર

ઉપજાવ્યો હતો. પોતાનાં તરંગી સ્વપ્ન ઉપરથી આસ્થા ઊઠી ગઈ હતી, ભવિષ્ય વિષે નિરાશા થઈ હતી અને એના આખા મનોવિલાસનો ભંગ થઈ ગયો હતો. આવે સમયે લાલાની સારી અક્કલે તુરત જ સૂચવેલો ઉત્તર જો લાલાથી અપાયો હોત, તો રમાને પોતાની જાત ઉપર શ્રદ્ધા આવત, પોને કાંઈ કિંમત વિનાની છે એમ થયું હતું તે મટત અને લાલા ઉપર વિશ્વાસ કરી એ એની થાત. ગુલાબસિંહે મત્સ્યેન્દ્રને કરેલી વિનતિ સફળ થાત, પણ એના શુદ્ધ સ્વભાવની પ્રથમ પ્રેરણાની સામે આ પ્રશ્ન થતાંની સાથે જ ગુલાબસિંહે એને એના અનાદિ શત્રુરૂપે સમજાવેલા બીજા મલિન તર્ક ઊઠ્યા. ઠગારાની ટોળીએ મને ફસાવવા જે જાળ પાથરી છે, તેમાં શું મારે આંખો મીંચીને ફસાઈ પડવું? આ બાળાને આવી રીતે મારે પાછળથી પસ્તાવું પડે તેવી કબૂલાત લઈ લેવાનું શીખવી રાખેલું તો નહિ હોય? એ નર્તકી વેષ તો ભજવતી નહિ હોય? આવા દુનિયાદારીના, વ્યવહારના તર્ક જેવા એના મગજમાં ઊઠ્યા, તેવું જ એનું મન ફરવા લાગ્યું અને એને જાણે પોતાના મિત્ર રામલાલનું ઉપહાસયુક્ત હસવું કાને સંભળાવા લાગ્યું. ખોટું પણ ન હતું. રામલાલ એ રસ્તે જતો હતો ને બુઢ્ઢીએ એને કહ્યું કે લાલાજી અંદર છે, તેથી તે ત્યાં થોભ્યો હતો. દુનિયાની હાંસીની માણસને જે અસર થાય છે, તેથી કોણ અજાણ્યું છે? રામલાલ દુનિયાદારીરૂપ જ હતો. એનું હસવું તે લાલાને આખી દુનિયાની હાંસીરૂપ લાગ્યું. તુરત હોઠે આવેલો ઉત્તર પાછો ગળી ગયો. એનો વિચાર બદલાઈ ગયો. રમા તો આતુર દૃષ્ટિએ એના મોં સામું જ જોઈ રહી હતી. છેવટે લાલાએ ગણગણતાં ઉત્તર આપ્યો: 'રમા! તું જે ધંધામાં છે, તે ધંધાવાળાં પ્રેમ અને લગ્ન બે એકરૂપ જ માને છે શું?' રે વિષવૃત્તિ! રે વજ્રપાત! લાલો બોલતાં શું બોલ્યો, પણ તરત જ પસ્તાવા લાગ્યો. તુરત જ એનાં બુદ્ધિ, હૃદય અને આત્મા ઠપકો દેવા લાગ્યાં. પોતાના વિષભર્યા વચનથી રમાને કરમાઈ જતા ફૂલ જેવી એણે જોઈ. એના મુખ ઉપરથી લોહી ઊડી ગયું, એના હોઠ ધોળાબખ થઈ ગયા. તુરત જ, ખેદમય દૃષ્ટિથી લાલા કરતાં પોતાની જાતને જ ઠપકો દેતી હોય, તેમ દયાભર્યાં વચન બોલી: 'બરાબર, જયપુરવાસી! બરાબર. એણે ખરું કહ્યું. હું ગામ બહારની બહારવાસી જ છું.'

'સાંભળ, સાંભળ, રમા! હું ભૂલ્યો, મને માફ કર!'

પણ રમાએ ગણકાર્યું નહિ અને ઉદાસીથી નિરાશાના નિરવધિ દુઃખને હસતી હોય, તેમ વીલે મોંએ ઓરડા બહાર જતી રહી. લાલો પણ એને અટકાવવાની હિંમત કરી શક્યો નહિ.

## ૯ : દુનિયાને આપેલો ભોગ

નિરાશ થઈને લાલાજી જેવો રમાના ઘરની બહાર આવ્યો કે તુરત જ રામાલાલ જે ત્યાં ઊભો જ હતો તેણે એનો હાથ ઝાલ્યો. લાલો એને ધુતકારીને મિજાજમાં જ બોલ્યો: 'તું અને તારી જીભ બંનેએ મને કેવળ બાપલો બનાવી દુઃખના દરિયામાં ડુબાવ્યો છે. ફિકર નહિ, હજી કાંઈ વહી ગયું નથી. હું ઘેર જઈને તુરત જ એના ઉપર લખીશ, એની માફી માગીશ, એ મને માફ કરશે જ.'

રામલાલના મનની વાત સહજમાં પામી શકાય એવો એનો સ્વભાવ ન હતો. લાલાના મિજાજથી જરાક વાર ક્ષોભ પામેલા પોતાના મોંને હાવકું રાખી, લાલાને એકવાર તો એણે બધો ઊભરો કાઢવા દીધો. પછી ધીમેધીમે એને ટાઢો પાડી પલાળવા માંડ્યો. વાતમાં ને વાતમાં એને દિલાસો આપતાંઆપતાં બધી વાત કાઢી લીધી. કાઢી લઈને પણ રામલાલને કાંઈ ખરાબ મતલબ તો થોડી જ હતી! એ નઠારો માણસ ન હતો. જુવાનીના તોરમાં નીતિમર્યાદા જેવી શિથિલ હોય છે તેવી એનામાં તે શિથિલ ન હતી. પાકો અનુભવવાળો દુનિયાદારીનો માણસ હતો. વિચાર કરી મોઢું ઠેકાણે રાખીને એ બોલ્યો: 'લાલાજી, એ નર્તકી તારી પત્ની થાય એમાં હું રાજી નથી, પણ એવું તો સ્વપ્ને ધાર્યું ન હતું કે તું એને તારી માશૂક કરી લે. એ બેમાંથી તો ગમે તેવું અવિચારભરેલું પણ પરણવાનું જ હું તો અનીતિભરેલા આડકતરા સંબંધ કરતાં વધારે પસંદ કરું. પણ જરા ધીમો પડીને વિચાર કર. હમણાં ને હમણાં શું વહી ગયું છે. થાય છે, વિચારીને થશે.'

'પણ વિચાર તે ક્યારે થશે? અહીંઆં તો ઘડીએ ઘૂંટ ભરાય છે. કાલે રાતે તો ગુલાબસિંહને જવાબ આપવો જ પડશે. એ અવસર ચૂકયા તો પછી રામરામ.'

'એ તો નવાઈની વાત! એવું શું છે? જરા સમજાવ તો ખરો.'

લાલાજી પણ હતા તો તરમિજાજે જ, પ્રેમના ઉછાળામાં તપી જ ગયેલા હતા. એટલે ખુલ્લે દિલે જે વાત પોતાની અને ગુલાબસિંહની વચ્ચે બની હતી તે કહી દીધી. માત્ર પોતાના પૂર્વજ સંબંધી તથા ગુપ્ત મહાત્માઓ સંબંધી વાત કોણ જાણે કેમ દબાવી રાખી. આ વૃત્તાંત જાણવાથી રામલાલને જે જોઈતું હતું તે મળ્યું. વાહ રે વાહ! શી ઊંડી સમજણ! અનુભવી બુદ્ધિમાન રામલાલે એ ઉપરથી બંધ બેસાડ્યો. એની વાત કયો અનુભવી માણસ નાકબૂલ કરે? આ નર્તકી અને એનાથી ઘરાઈ ગયેલો પેલો જાદુગર બંનેએ ઠીક ખેલ રમવા માંડ્યો છે! શી યુક્તિ રચી છે! ધીમે રહીને લાલાને સપડાવી દેવાનો પ્રશ્ન પણ કેવો ઉઠાવ્યો! લાલો પણ એકાએક ઠીક સમજી ગયો! શું એમ બનવા દેવાય? એક ગુલાબસિંહે જરા મોઢું ઠેકાણે રાખીને કહ્યું કે બસ કાલ પછી તમે જાણો ને તમારી વાત જાણે, એ માટે લાલાને ફસાઈ પડવા દેવાય!

'જો લાલાજી! આટલું કર, એમાં તારો જાન જવાનો નથી. તારો જવાબ આપવા ઠરાવેલો વખત વીતી જવા દે. જ્યાંત્યાં છે તો એક રાતનો જ આંતરો ને? જોઈએ ગુલાબસિંહ શું કરે છે! એ કહે છે કે તું ગમે ત્યાં હોઈશ ત્યાં પણ તને આવતી કાલની મધ્યરાત્રી પહેલાં હું મળીશ, તો ઠીક છે. ચાલ આપણે દિલ્હી મૂકીને જ રસ્તો માપીએ. એને એમ તો બતાવી આપવું જ જોઈએ કે તું જાતે જે વાત ઇચ્છે છે તેમાં પણ વગર-વિચારે ઝંપલાવવા રાજી નથી. કાલના દિવસ પછી તારે ફાવે તો એને લખજે, મળજે, ગમે તે કરજે; પણ આ બે રાતો તો જવા દે. હું માત્ર આટલું જ માગું છું.'

લાલો આ સાંભળીને જરા ઠેકાણે આવ્યો. પ્રેમના તરંગે ચઢ્યો હતો ત્યાંથી જરા હેઠો બેઠો. એના મિત્રની તકરારો એને વાજબી લાગી,

અને તે નિરુત્તર બની ગયો. પોતાને ખાતરી તો થઈ નહિ, પણ શંકા થઈ ખરી. અધૂરામાં પૂરું કરવા એ જ વેળા બંદો પણ ત્યાં આવી ચઢ્યો. લાલાને જોતાં જ બોલ્યો: 'કેમ હજી પણ પેલી સરદારની છોકરી ઉપર તમારું ધ્યાન છે કે?'

'કેમ, તમે કેમ છો?'

'એને મળ્યો ને બધી વાતચીત પણ કરી. આવતે આઠમે દહાડે તો એને તમે બંદેહુસેનની બીબી થયેલી જોશો. તમારા પેલા ગુલાબસિંહને કહેજો કે બંદાના કામમાં તે બે વખતે આડો આવ્યો છે, એમાં માલ નહીં. બંદો ખરો શાહુકાર છે ને વ્યાજ સુદ્ધાંત મુદ્દલ પાછું વાળવા ચૂકે તેવો નથી.'

'વહેવારમાં એ વાત ઠીક છે.' રામલાલે કહ્યું. 'કોઈના અપકાર માટે અપકાર કરવો એમાં તો એ વાત ઠીક નથી, વાજબી યે નથી. ગુલાબસિંહ તમારા લગ્નની વાતમાં આડે આવેલો કે કાંઈ બીજામાં? તમારું કામ તો આટલે બધે આવ્યું છે, ત્યારે એણે શું બગાડ્યું હોય?'

'એ તો રમાને જ પૂછજો ને એટલે સમજાશે. ઓહો, લાલાજી! તમારા આગળ એ મોટી સતી ને સાધ્વી થાય છે, અરે બા! પણ આપણે એમાં કાંઈ નથી, તમે પણ જે થાય તે કરી લો ને. ચાલો અત્યારે રામરામ.'

'ઓ અક્કલના દુશ્મન!' રામલાલે લાલાને ધપ્પો મારીને કહ્યું, 'જરા ડાહ્યો થા. બોલ હવે તારી રમાનું તેં શું ધાર્યું?'

'એ તો જુઠ્ઠી છે.'

'ત્યારે તુરત જ એના ઉપર પત્ર લખવાનો કે?'

'ના ના, જો મને એમ જ ખાતરી થાય કે એ એક પેચ જ રચે છે, તો હું એને જરા પણ દિલગીર થયા વિના લાત મારીને ઊભો રહું; પણ હાલ તુરત હું એના ઉપર નજર રાખીશ ને ગમેતેમ પણ ગુલાબસિંહ મને ખાડામાં ઉતારે તે તો નહિ જ બનવા દઉં. ચાલ આપણે તુરત જ દિલ્હીથી રવાના થઈએ.'

## ૧૦ : ભાવિથી નાસી છુટાય?

રામલાલ અને લાલાજી પાધરા જ નીકળી પડ્યા. મુકામ ઉપર જઈ પોતાનો પત્તો જેવોતેવો ભળાવી ઉત્તર તરફ કોઈ ગામડામાં જવા માટે નીકળ્યા. શહેરમાંથી બહુ જલદી ચાલનારી બે સાંઢણી લઈ લીધી અને બને તો જલદીથી હરિદ્વાર તરફ જવાનો નિશ્ચય કર્યો. તેઓ ઝટપટ મુસાફરી કરતા હિમાલય તરફ આવી પહોંચ્યા. રસ્તામાં કાંઈ ગફલત થવાથી હરિદ્વાર તો બાજુ ઉપર રહ્યું, પણ કોઈ અજાણ્યા પ્રદેશ ઉપર આવી ઊભા. એક આખી રાત તેમણે મુસાફરી કરી હતી. સવારમાં સૂર્યનાં કિરણોથી હિમાલયનાં શ્વેત શિખર રંગબેરંગી ભવ્ય આકૃતિ ધારી રહ્યાં હતાં; એ જોઈ વિરામ લેવા થોભ્યા. પણ ક્યાં વિરામ પામે! ચારેતરફ જંગલ અને ઝાડી વિના બીજું કાંઈ નજરે આવતું ન હતું. ઊંચાંઊંચાં પહાડનાં શિખરો તરફ દૃષ્ટિ વળતી હતી, પણ ત્યાં ઠરતી ન હતી. લાલાજીને મનમાં ગભરામણ થવા માંડી; પણ રામલાલ–દુનિયાદારીમાં કુટાઈને કઠિન થયેલો રામલાલ એમ ગભરાય તેમ ન હતો. આમતેમ નજર કરતાં એણે કેટલેક દૂર ધૂમ્રપતાકા જોઈ. એણે ત્યાં જઈ તપાસ કરતાં કોઈ વનવાસીની ઝૂંપડી શોધી કાઢી. ત્યાંથી થોડાં ફળજળ પામીને બંને જરા તાજા થયા; પણ હવે જવું ક્યાં? એટલી એક ઝૂંપડીમાં તેમનો સમાસ થાય એમ હતું નહિ, તેમ રામલાલ જેવા ખાધેલપીધેલ ગૃહસ્થને એ સ્થળમાં વિશ્રાંતિ લેવાનું મન પણ હતું નહિ. પૂછપરછ કરતાં એમ જણાયું કે ત્યાંથી થોડે દૂર સાધુઓનો એક મઠ છે ને તે મઠમાં આજકાલ ઘણા ગૃહસ્થોની અવરજવર ચાલે છે; કેમકે સમીપમાં જ આવેલા જ્વાળામુખી શિખરના નવા ફાટી નીકળેલા દિવ્ય અગ્નિનાં દર્શન કરવા અસંખ્ય જાત્રાળુ આવે છે, તેથી ત્યાં સારું ખાનપાન મળશે. આવો વૃત્તાંત જાણવા ઉપરથી લાલાજી તથા રામલાલ બંનેને જ્વાળામુખી સુધી જવાની ઇચ્છા થઈ અને કેવળ રમતગમત માટે જ બહાર નીકળ્યા હતા એટલે ત્યાંસુધી પણ ટપ્પો મારી આવવાનું મનમાં થઈ આવ્યું. પણ રામલાલ એમ ને એમ ઝંપલાવે તેમ ન હતો; જો કે લાલાજી જેવા ચિત્રકારનું હૃદય તો ક્યારનું ય પર્વત

અને વનોપવનની લીલામાં લીન થઈ ગયું હતું, આનંદમાં નિમગ્ન થયું હતું ને વિસ્તાર પામી પ્રકૃત વાતને વીસરી ગયું હતું. રામલાલે પેલા પહાડી ભીલને પૂછી જાણી લીધું કે આ જ્વાળામુખી ઉપર જવાથી કાંઈ હરકત થનાર નથી ને પછી સાંઢણી મઠ તરફ હંકારી.

મઠના એક ઓરડામાં બંને બેઠા છે. મોં આગળ ફૂલફળાદિ, મીઠાઈ, ઠંડું જળ, પાનસોપારી, એક મહોર ભેટ મૂકવાથી રજૂ થઈ ગયાં છે. એ બધાંનો ઉપભોગ કરતાંકરતાં રામલાલ બોલ્યો: 'કેમ લાલા! તારા ગુલાબસિંહનું એક વચન તો હવે મિથ્યા થયું! સાંજ તો પડી ચૂકી છે, હવે કેવી રીતે એ તને મળનારો છે!'

'એમાં શું! હજી તો સાતમો દિવસ વીત્યો નથી.'

'અહં! ભલે ને ગુલાબસિંહ મોટો સિદ્ધ હોય, પણ તું તો કોઈ પરીક્ષિત નથી, જે સાતમા દિવસની વાટ જોઈને બેઠો છે. તું તારા અભિમાને જ લેવાય છે. હું તો મારી જાતને કાંઈ એવડી બધી અગત્યની માનતો નથી કે મારે માટે વિશ્વના નિયમો જ બધા ફેરવવાની ઈશ્વરને તસ્દી લેવી પડે.'

'વિશ્વના નિયમ ફેરવે શા માટે ને તે ફરે પણ શા માટે? તું સમજ્યો છે તે કરતાં તત્ત્વદૃષ્ટિ વધારે ગહન છે; એમાં કાંઈ વિશ્વક્રમને ફેરવી નાખવાની વાત નથી, પણ તે ક્રમમાં જે થનાર છે, તે આગળથી જાણવાની વાત છે.'

'તું તો હજી પણ એનો એ જ રહ્યો; તને આ ભૂત વળગ્યું છે તે હજી નીકળ્યું નથી. ગુલાબસિંહ મોટો ભવિષ્યવેત્તા થઈ આવ્યો! બધાં ભૂતપ્રેત એને જ તાબે હશે, નહિ?'

આવી વાત ચાલે છે એટલામાં એક જણે આવીને ખબર આપી કે જ્વાળામુખી તરફ ચઢવા માટે ઘોડા તૈયાર છે તથા ભોમિયો પણ ખોટી થાય છે. બંને જણા કમર કસીને ઊભા થયા. ચાલતાંચાલતાં છેક સંધ્યાકાળ થઈ ગયો, તે વખતે જ્વાળામુખીમાંથી ઊઠતા ભભૂકા સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગ્યા. જેમજેમ સૂર્યનો પ્રકાશ ખસતો ગયો તેમતેમ ચોતરફ ધીમેધીમે ઝીણા શ્યામ રંગની છાંટની પેઠે વૃદ્ધિ પામતા અંધકારથી ઘેરાયેલો

અગ્નિનો ભભૂકો વધારે પ્રદીપ્ત જણાવા લાગ્યો. ખાઉંખાઉં કરતો લાંબી જીભના લપકારા કરી આસમાનને પણ ગળી જતો ભડકો ઊંચેઊંચે ઊડવા લાગ્યો. લાલાના હૃદયની વિશ્વલીલામાં લીનતા તો એની સાથે થઈ જ હતી, હવે એના હૃદયમાંનો દિવ્ય અંશ આ દિવ્ય તેજરૂપ થઈ ઊંચેઊંચે ઊડવા મંડ્યો. એને નાના પ્રકારનાં દર્શનો થવા લાગ્યાં. એ સ્થાનની ભૂમિ સજીવ જણાવા લાગી. વિવિધ સત્ત્વના અસ્તિત્વની એને પ્રતીતિ થવા માંડી. આમ આત્મા(મન)ના આનંદમાં મસ્ત લાલાજી અને સૃષ્ટિલીલાને સાદી નજરે જોઈ ભડકાનું વિકરાળ ભડકાવવાપણું જ નીરખતો રામલાલ, બંને ચાલ્યા જાય છે. સૂર્યાસ્ત થયો, રસ્તો પણ સાંકડો આવ્યો. માથા ઉપર ચંદ્રનાં કિરણ ઝળકવા લાગ્યાં. રૂપેરી જ્યોત્સ્નાના પ્રવાહમાં સ્નાન કરી અગ્નિદેવને સાક્ષી રાખી પૃથ્વી અને સ્વર્ગ એકરૂપતા પામવા લાગ્યાં, આનંદમાં નાચવા લાગ્યાં. ઘોડા મૂકી દેવા પડ્યા અને લાલાજી તથા રામલાલ ભોમિયાને આગળ કરી પગે ચાલતા જ્વાળા તરફ જવા લાગ્યા. રામલાલ ભોમિયાને વિવિધ વાતો પૂછતો હતો. પર્વત ઉપર કોણ આવે છે, કેમ આવે છે, ક્યાં સુધી જઈ શકાય છે, જ્વાળામુખીથી કાંઈ ભય છે કે નહિ, રાતને સમયે જનાવરનો ભો છે કે કેમ; ઇત્યાદિ અનેક ચર્ચા ચાલતી હતી. ભોમિયો પોતાને મળતા પૈસાથી આનંદ પામી જાત્રાળુઓની પ્રશંસા કરતો હતો ને નાના પ્રકારની કહાણીઓ જ્વાળામુખી સંબંધી કહેતો હતો તથા ચાંદની રાતે જ જ્વાળામુખીનાં દર્શનની ખૂબી છે એમ સમજાવતો હતો. એવા જ પ્રસંગમાં તે બોલ્યો: 'એકવાર કાશીના કોઈ શ્રીમંત લોકો અહીં આવ્યા હતા. તે એવા તો બહાદુર હતા કે ઠેઠ જ્વાળાના મુખ આગળ જઈને બેઠા હતા. અમે પાછા ઊતરી ગયા ત્યારે તેમાંના એકની શાલ ઉપર રહી ગઈ હતી તે લેવા માટે મને મોકલ્યો. પણ અંધારી રાતે અહીં આવવું તે કાંઈ રમત વાત ન હતી. પૈસા બધું કરાવે છે. લાલચને લીધે હું અહીં આવ્યો ને શાલ લીધી. પણ જેવો પાછો ફરતો હતો તેવો જ જ્વાલાનો ભભૂકો વધવા લાગ્યો. વધીવધીને જાણે બધી ડુંગરી ઉપર છવાઈ ગયો અને આકાશને પણ વીંટાઈ વળ્યો. હું તો અંધ જ થઈ ગયો. પણ તેવામાં એ જ જ્વાલામાંથી

એક કોણ જાણે શું યે ઊભું થઈને મારા તરફ આવ્યું. પણ તે મારી પાસે થઈને જાણે હું છું જ નાહ એમ મને ગણકાર્યા વિના ક્યાંનું ક્યાં અદસ્ય થઈ ગયું! મારા બાપ! તે દિવસથી હું લોહી ને લોહી ઓકું છું ને મેં ફરીથી એકલા અહીંઆં આવવાના સોગન ખાધા છે.'

'કેમ લાલા! જ્વાલામાંથી નીકળેલું એ ભૂત તારો ગુલાબસિંહ તો નહિ હોય કે!'

'લાલાજીનું ધ્યાન તો ક્યાંનું ક્યાં ગુમ થયું હતું. રામલાલે મશ્કરી કરી, એનું ધ્યાન ન હતું. પણ આવી રમતગમત કરતા એ ત્રણે જણ છેક ટોચ સુધી આવી પહોંચ્યા. એથી આગળ જવાય એમ ન હતું. એમની નજરે જે દેખાવ પડ્યો તેનું વર્ણન કરવું જ અશક્ય છે. ભવ્યતાને ભવ્યતા જ ઓળખે છે. સામાન્ય લોકોની દૃષ્ટિએ ભવ્ય, ભયંકર ને ત્રાસદાયક જણાતા પદાર્થો પણ કેટલા ઐશ્વર્યથી, આનંદથી ને મહત્તાથી ભરપૂર હોય છે! પોતાની મહત્તામાં જ માણસના મનના સાંકડાપણાને મેળવી લે છે ને પોતે જેમ ભવ્યરૂપે સર્વમય છે, તેમ માણસને એકવાર સર્વાત્મભાવ પમાડી દે છે! એથી જ એવાં સ્થાન તીર્થ અને યાત્રાને યોગ્ય થતાં હશે! પર્વતરૂપ ભવ્ય યોદ્ધાના શ્યામ શરીર ઉપર કૌમુદીનો શ્વેત જામો ઝૂલી રહ્યો છે. તેનો છેડો પણ જણાતો નથી ને સાંધો કે સીમા પણ દૃષ્ટિએ આવતાં નથી. એ યોદ્ધાના મસ્તક ઉપર અનંત રંગબેરંગી મણિમય મુકુટરૂપે અગ્નિજ્વાલા નાચી રહી છે. અગાધ, અનંત ગુહાગારમાંથી સરસરાટ ઊપડી થનથન નાચતી તે યોદ્ધાનાં વીર્ય અને પરાક્રમને સ્વર્ગ સુધી પ્રકાશતી ચાલી જાય છે. એ મુકુટ, એ જામો, એ યોદ્ધા; બધાંને જોઈને પરમ પ્રેમરૂપ ધવલ હિમલતા પણ સહજ સરાગી થઈ છે. ભવ્ય યોદ્ધાના પ્રેમનું પ્રતિબિંબ પામી છે! લાલાજી દિગ્મૂઢ જ બની ગયો છે. રામલાલ પેલા ભોમિયા જોડે તડાકા મારે છે.

પણ એ ગડગડાટ શાનો થયો! પૃથ્વી જ ડોલવા લાગી, કડડડ કરતોને એમ જ્વાલાનો ભભૂકો રાક્ષસીરૂપે ઊઠ્યો અને તેમાંથી ગાઢ ધૂમ્રગોટ ચોતરફ છવાતાંની સાથે એક વિકરાળ પથ્થર આવીને રામલાલના મોં આગળ પડ્યો. પડતાંની સાથે ચૂરેચૂરા થઈ ચોતરફ પથરાની રેતીનો જ વરસાદ

વરસાવી રહ્યો! ભોમિયો મૂઠીઓ વાળીને નાઠો અને રામલાલ તથા લાલાજીને જેમ બને તેમ નાસવાની બૂમ પાડતો નાસતો જ ગયો. રામલાલ લાલાનો હાથ પકડી ભોમિયાની પાછળ ધાયો, પણ એક બીજો ધૂમ્રગોટ છૂટવાની સાથે લાલાજીનો હાથ ગભરાટમાં ને ગભરાટમાં રામલાલથી મૂકી દેવાયો; ને બંને વિખૂટા પડ્યા. લાલો આમતેમ દોડવા લાગ્યો, રામલાલની બૂમોને આશરેઆશરે આગળ ધસવા લાગ્યો, પણ વળી એક નવો ધડાકો થયો ને ધૂમ્રને બદલે અગ્નિ પોતે જ વિસ્તાર પામી લાલાની ચોતરફ વીંટાઈ વળ્યો. ગાભરો-ગાભરો લાલો એક ખડક ઉપર ચઢી ગયો, પણ શું કરવું તેનો વિચાર પણ ચલાવી શક્યો નહિ! જે તરફ જાય તે તરફ જ્વાલાનું મુખ વિકસિત થઈ એની સામું જ આવે! જેમતેમ આંખ મીંચીને એક તરફ જરા કોરું દેખી એણે ઝંપલાવ્યું, પણ તે રસ્તો તો જ્વાલાના મુખ તરફ હતો. મુખથી દૂર જતો ન હતો. એ મુખ હવે વિકરાળ બની રહ્યું છે. ભડકા ઉપર ભડકા ને ગોટા ઉપર ગોટા છવાઈ રહ્યા છે! અહો દિવ્યવિસ્તાર. આ શું! એક અગ્નિમય જ્વાલારૂપ, મહાસત્ત્વ એ જ્વાલાની ટોચેથી નીચે ઊતરે છે. એક બીજો ધૂમ્રગોટ ને ગંધકની દુર્ગંધ ભેગાં ઊઠે છે. લાલો બેભાન થઈ ધબ દઈને જમીન પર શબવત પડી જાય છે!

## ૧૧ : 'મધ્યરાત્રિએ મળીશ'

રામલાલ અને ભોમિયો જે ઠેકાણે ઘોડા બાંધ્યા હતા ત્યાં આવી અટક્યા. તેમનો પોતાનો ભય ધીમો પડ્યો, તેમ તેમને લાલજીનું સ્મરણ થવા લાગ્યું અને જેમજેમ પળ, ઘડી, બે ઘડી વીતવા લાગ્યાં અને લાલો જણાયો નહિ, તેમતેમ રામલાલ જેનું હૃદય દુનિયાના સામાન્ય માણસોનું હોય છે, તેવું તો સર્વાંશે પ્રેમાર્દ્ર હતું તે ગભરાવા લાગ્યો. પોતાના મિત્રની શોધ કરવા પાછા ફરવાનો પણ તેણે આગ્રહ કરવા માંડ્યો અને ભારે રકમ ઇનામ તરીકે આપવાનાં વચનોથી ભોમિયાને પોતાની સાથે આવવા લલચાવી શક્યો. પર્વતનો નીચેનો ભાગ બધો શાંત હતો અને ચંદ્રપ્રકાશથી શ્વેતરૂપે સ્પષ્ટ વિસ્તરી રહ્યો હતો. ભોમિયાની

ઝીણી નજરે તે પ્રદેશમાંના દૂરદૂરના પદાર્થ પણ જોઈ શકાતા હતા. તેઓ ઘણે દૂર ગયા નહિ એટલામાં બે માણસો તેમના તરફ આવતા તેમણે જોયા. તેઓ પાસે આવતા ગયા તેમ રામલાલે પોતાના મિત્રને ચટ ઓળખ્યો અને હર્ષમાં ભોમિયાને કહેવા લાગ્યો: 'પરમેશ્વરનો પાડ કે એ સહીસલામત આવ્યો.'

'અરે ભાઈ! ગાયત્રી ભણવા મંડો કે બીજો કાંઈ મંતર બોલો કે રામ રામ રામ બોલો,' પેલો ભોમિયો ગાભરોગાભરો કહેવા લાગ્યો: 'તે દિવસ રાતે જે ભૂત મેં જોયેલું તેજ આ રહ્યું! હાય! હાય! આ વખતે એનું મોં માણસના જેવું છે!'

'રામલાલજી!' જેવો રામલાલનાં હર્ષભર્યાં વચનને લાલો-ક્ષીણ, શ્વેત અને ગુમ થઈ ગયેલો લાલો-ઠંડા મિજાજથી અભિનંદતો હતો, તેવામાં ગુલાબસિંહે કહ્યું: 'રામલાલજી! મેં તમારા મિત્રને કહ્યું હતું કે આજ રાતે આપણે મળીશું. તમે જુઓ છો કે તમે એ ભવિષ્યવાણી ખોટી પાડી શક્યા નથી.'

'હેં, શું શું! કેમ, કેવી રીતે-ક્યાં?' એમ રામલાલ ગભરાટમાં ને ગભરાટમાં આશ્ચર્યથી લવવા લાગ્યો.

'તમારા મિત્રને જ્વાલામુખીના ધૂમ્રગોટથી બેભાન થઈ ને ભોંય ઉપર પડેલો મેં જોયો. એને હું વધારે સ્વચ્છ હવામાં ઉપાડી ગયો અને ત્યાંથી આ પર્વતનો હું ભોમિયો છું એટલે એને તમારી પાસે લઈ આવ્યો. અમારી વાત આટલી જ છે. તમે જોઈ શકશો કે જે ભવિષ્યવાણીને તમે ખોટી પાડવા આવ્યા છો તેજ ભવિષ્યવાણીથી તમારો મિત્ર જીવતો રહી શક્યો છે. એક ક્ષણ વધારે ગઈ હોત તો એ તમારો મિત્ર તમારો ન હતો. ચાલો રામ રામ!'

'રહો રહો. મારા પ્રાણદાતા! ઊભા રહો. આમ તમે જાઓ તે ઠીક નહિ.' લાલો પ્રથમ જ બોલ્યો: 'તમે અમારી સાથે પાછા નહિ આવો?'

ગુલાબસિંહ થોભ્યો અને લાલાને બાજુ પર લઈ જઈ ગંભીર વદને બોલ્યો: 'જુવાન મર્દ! આપણે આજ રાત્રિએ ફરીથી મળવું પડે તેમ

છે. પ્રાતઃકાળનાં કિરણ ફૂટતાં પહેલાં તારે તારા ભાવિનો નિર્ણય કરવાની આવશ્યકતા છે. જેના ઉપર તું પ્રેમ દર્શાવે છે તેનું જ તેં અપમાન કર્યું છે, એ મારા જાણવામાં છે. પણ થયેલી ભૂલ સુધારવી ગમે ત્યારે પણ સુલભ જ છે. તારા મિત્રને પૂછતો નહિ; એ ડાહ્યો છે, બુદ્ધિમાન છે, પણ હાલ એના ડહાપણની જરૂર નથી. માણસના જીવનમાં એવી ઘણી ક્ષણો આવે છે કે જે વેળાએ બુદ્ધિ કરતાં કલ્પના—મન કરતાં હૃદય—તેની સલાહ લેવાની વધારે જરૂર હોય છે. તારા જીવનની આ ક્ષણ તેવી છે. તારો ઉત્તર હું હમણાં જ માગતો નથી. તારા વિચાર સ્થિર કર, ગભરાટ મટાડ, હજી મધ્યરાત્રિને વાર છે. હું તને મધ્યરાત્રિએ મળીશ.'

'અગમ્ય વિલક્ષણ, વિધાતા!' લાલાજીએ ઉત્તર વાળ્યો. 'જે જીવનને તેં ઉગાર્યું છે તે જીવિત હવે હું તારે જ શરણ કરું છું; કેમકે મેં આજ રાત્રિએ જે જોયું છે, તેથી રમા પણ મારા હૃદયમાંથી ઊખડી ગઈ છે. પ્રેમ કરતાં પણ વધારે પ્રબળ કોઈ વૃત્તિ મારા લોહીમાં ઊકળી ઊઠી છે. સામાન્ય મનુષ્યોની સમાન થવાની નહિ, પણ તેનાથી ઉચ્ચતર થવાની વૃત્તિ—તારા પોતાના જીવિતનું રહસ્ય સમજવાની અને અનુભવવાની વૃત્તિ, અલૌકિક જ્ઞાન અને દિવ્યશક્તિ પામવાની વૃત્તિ મારા મનમાં છવાઈ રહી છે. મેં મારો નિશ્ચય કર્યો. મારા પૂર્વજના નામની આણ દઈ હું તને તારા શબ્દો યાદ કરાવું છું. મને ઉપદેશ આપ, મને ભણાવ, મને તારો શિષ્ય કર—આટલું જ કબૂલ કર; એટલે જે સ્ત્રીને પ્રાપ્ત કરવા હું બધા જગત જોડે વેર બાંધવા તૈયાર છું તે સ્ત્રી તારે હવાલે કરું.'

'મારું વચન માન, સારી પેઠે વિચાર કર. એક પાસ રમા; પ્રેમમય, આનંદપૂર્ણ ઘર, શાંત સુખમય જીવિત—બીજી પાસ સંપૂર્ણ અંધકાર, જેમાં આ આંખો પણ જોવાને સમર્થ નથી.'

'પણ તેં મને સમજાવેલું છે કે જો હું રમાને પરણું તો મારે વ્યાવહારિક સામાન્ય જીવિત માત્રથી જ સંતોષ માનવો પડશે. જો એમ ન કરું તો મને તારું જ્ઞાન અને તારું સામર્થ્ય મળશે.'

'લોભી માણસ! જ્ઞાન અને સામર્થ્ય તે સુખ અને નિરાંત નથી.'

'પણ સુખ કરતાં અધિક છે. બોલ, હું રમાને પરણું તેમ છતાં પણ તું મારો ગુરુ થશે? આટલું જ કબૂલ કર, એટલે મારો નિશ્ચય થઈ રહ્યો.'

'એમ બનવું અશક્ય છે.'

'ત્યારે હું એને કાંઈ કામની ગણતો નથી. અગાધ જ્ઞાનના ભંડાર ઉપર તાળું દેનારની કાંઈ જ કિંમત નથી. હું પ્રેમને જ રામરામ કરું છું, સુખને નમસ્કાર કરું છું, એકાંતવાસ અંગીકાર કરું છું ને નિરાશામાં આશાવાન થાઉં છું. જો એ જ તારા અંધારા ઓરડાનાં દ્વારની કૂંચી હોય તો તે બધાંને હું હૃદય સાથે સાંધું છું.'

'તારો નિશ્ચય મારે હાલ જાણવો નથી. આજ રાત્રિના છેલ્લા ચોઘડિયામાં હું તે માગીશ ને તારે એક જ શબ્દથી જ તે જણાવવો જોઈશે. હા કે ના. ત્યાંસુધી રામ રામ.'

ગુલાબસિંહ પોતાને હાથે રામરામ કરતોકરતો ચાલ્યો ગયો. તે ક્યાં ગયો એ પણ જણાયું નહિ. લાલો પોતાના અધીરા થઈ ગયેલા તથા આશ્ચર્યમાં પડેલા મિત્ર પાસે ગયો. રામલાલે લાલાના મોં સામું જોયું તો એને ઘણો મોટો ફેરફાર નજરે પડ્યો. જુવાનીનો આનંદમય તોર તથા ખુશમિજાજ કોણ જાણે ક્યાં યે ઊડી ગયાં હતાં. એની મુખમુદ્રા કઠોર, શૂન્ય તથા શુષ્ક થઈ હતી—એક ઘડીએ અનેક વર્ષ જેટલી એના પર અસર કરી નાખી હતી.

## ૧૨: છેવટ નિર્ણય

રામલાલ અને લાલાજી પાછા સાંઢણી ઉપર ચઢી દિલ્હી તરફ દોડતા ચાલ્યા જાય છે. જ્વાલામુખીથી દિલ્હી પહોંચતાં હજી વાર છે, પણ મધ્યરાત્રિનો સમય થયો છે. ચંદ્રપ્રકાશ પાકો થઈ ધીમેધીમે નમવા લાગ્યો છે. ચોતરફ વૃક્ષનાં વનોમાં તમરાંના નાદથી ભૂમિ ગાજી રહી છે. મુસાફરોના કાનમાં તમરાંના ગાન ઉપરાંત સાંઢણીના વેગનો સરસરાટ પણ રમી રહ્યો છે. લાલાજી ગુમ થઈ વિચારમાં જ પડી ગયો છે. રામલાલ પણ કાંઈ બોલવાનું મન કરી શકતો નથી—ક્યારે દિલ્હી પહોંચાય ને નિરાંતે જંપીને લાંબી

ઊંઘ લેવાય એવા વિચારમાં દોડતા ચાલે છે. સારા ભાગ્યે મઠના સાધુઓએ રસ્તો પણ સીધો બનાવી દીધો છે, એટલે અથડાયા વિના સત્વર મુકામે જવાની આશામાં સાંઢને દોડાવી મૂકી છે. પાસેના કોઈ સાધુસંત પોતપોતાની પર્ણકુટીમાં જાગ્રત થઈ પાછલી રાતે બ્રહ્મધ્યાન માટે તત્પર થાય છે. પ્રાતઃકાળ પાસે આવવાનો સમય છે. છેલ્લા ચોઘડિયામાં શંખનાદ થયો, લાલાજી ચમક્યો અને એ જ ક્ષણે જાણે ભોંયમાંથી ખડો થાય તેમ એક ઘોડેસવાર આવી લાલાની સાથે ચાલવા લાગ્યો.

'અહો ! પાછા આપણે ભેગા થઈ ગયા કે?' રામલાલે ગભરાઈ જઈ કહ્યું.

'તમારા મિત્ર સાથે મારે કેટલીક વાતચીત કરવાની છે!' ગુલાબસિંહે લાલાની પાસે પોતાનો ઘોડો ફેરવી જતાં કહ્યું. 'તે હમણાં જ પતી જશે. તમે આગળ ચાલતા થાઓ.'

'એકલો જ!'

'કાંઈ ભય નથી,' ગુલાબસિંહે જરા મશ્કરીના ડોળથી કહ્યું.

'મારે તો કાંઈ નથી, પણ હું તો લાલા માટે કહું છું.'

'મારા તરફથી ભય! હા, ખરી વાત છે.'

'ચાલતો થા પ્યારા રામલાલ! ચાલતો થા. તું અર્ધો કોસ પણ નહિ કાપે તે પહેલાં હું તને આવી મળીશ.'

રામલાલે ડોકું હલાવ્યું અને સાંઢણીને મારી મૂકી.

'ચાલ, હવે ઉત્તર આપ—જલદી કર.'

'મેં નિશ્ચય કર્યો. રમાનો પ્રેમ મારા હૃદયમાંથી નાશ પામ્યો છે. એ ખેલ પૂરો થયો.'

'નિશ્ચય કર્યો?'

'હા કર્યો—કર્યો, હવે એ નિશ્ચય કર્યાનું ફળ લાવ!'

'ફળ! તે તને થોડાકમાં જ આવી મળશે.'

ગુલાબસિંહે પોતાના ઘોડાને એડી મારી, તેવો જ તે કૂદીને એક ઝાડના જૂથ તરફ વળ્યો. પથ્થરની જમીનમાંથી ઘોડાની ખરીઓને ધમ-

કારે અગ્નિના તણખા ઊડવા લાગ્યા અને ઘોડો તથા સવાર બંને ઝાડીમાં ગુમ થઈ ગયા.

રામલાલ પણ પોતાના મિત્રને, જુદા પડ્યા પછી ક્ષણવારમાં જ પોતાની નજીક જોઈ આશ્ચર્ય પામ્યો: 'લાલાજી! ગુલાબસિંહે ને તેં શી વાતચીત કરી?'

'રામલાલ! અત્યારે એ વાત જવા દે. મારું મગજ ઠેકાણે નથી.'

'ખરી વાત છે, મારું માથું પણ ભમે છે–ઊંઘ આવે છે. ચાલ જરા ઉતાવળા દોડીએ.'

સાંઢણીને ચાબુક ચમકાવી. બીજે દિવસે રાત પડતાં ભૂખ્યાતરસ્યા રામલાલ અને લાલો પોતપોતાને મુકામે પહોંચ્યા. લાલો જતાંની સાથે જ મોં ધોઈ સૂઈ રહેવા ગયો પણ એને ઊંઘ આવી નહિ. ગઈ રાત્રિના વિચાર ઉપરાઉપરી એના મનમાં ઊભરાવા લાગ્યા. જ્વાળામુખી–જ્વાળા–પોતાની બેભાન સ્થિતિ–જ્વાળામાંથી કોઈ ગૂઢસત્ત્વનો આવિર્ભાવ–તે સાથે જ ગુલાબસિંહનું દર્શન–ક્યાં–કેવી જગ્યાએ–કદાપિ પણ પોતાનું જ્યાં જવું ગુલાબસિંહ કલ્પી ન શકે તેવી જગ્યાએ!–છેવટ પોતાનો નિશ્ચય! આ બધા તરંગોમાં લાલો ગાંડો બની ગયો હતો અને બિછાનામાં પડ્યોપડ્યો ભયથી થરથર કાંપતો હતો. એને તાવ ભરાયો હતો–પણ તે તાવ ન હતો: જે ઉગ્ર ઇચ્છા એના પૂર્વજોમાં પ્રબળ હતી, જે ઇચ્છાએ એના બાળપણને ચિત્રકલાના આનંદમાં પરમાર્થ સમજાવ્યો હતો, જે ઇચ્છાએ એને ઝાંખા પણ શુદ્ધ પ્રેમની છાયામાં ઘેર્યો હતો, એ જ ઇચ્છા–મનુષ્યબુદ્ધિની પેલી પાસ સમાયેલું ગુપ્ત જ્ઞાન કરવાની ઇચ્છા–તેનો આ સમયે એને તાવ આવ્યો હતો. એ જ વાત એ ઝંખી રહ્યો હતો. ગાન, ચિત્ર, પ્રેમ, રમા! બધું જગત એટલી એક ઝંખનામય જ થઈ રહ્યું હતું. એ ઝંખનાએ લાલાને જગતમાંથી ઊચકી સ્વર્ગમાં ફેરવવા માંડ્યો હતો અને આખા વિશ્વની મર્ત્ય કાંતિનો પ્રેમમાત્ર, ગુલાબસિંહની સાથે એક ક્ષણ પણ અમરત્વના દરવાજામાં પેસવાની કિંમત તરીકે અર્પવાને એ તૈયાર થઈ ગયો હતો. આવા વિચારમાં ને વિચારમાં પડ્યો રહ્યો–મધ્યાહ્ન થયા–સાંજ પડી–રાત

પડી—ખાવુંપીવું વીસરી ગયો—છેવટ ઊઠ્યો. જરા શાંતિ થાય તેમ પવનને આવવા સારુ બારી ખુલ્લી મૂકી. આકાશ સામી નજર બાંધી ઊભો છે, અનંત તારાગણની ભવ્યતા પાંજરામાં પૂરેલા પોપટને ચમકાવી રહી છે. એનો જીવ તલપી રહ્યો છે. જોઈ જોઈ હસે છે, વિચારે છે, આત્મવિચાર પામે છે, ઊડે છે. એક તારો સરરર લઈને ખર્યો, અનંત બ્રહ્માંડમાંથી વિખૂટો પડ્યો અને અનંત દિગ્વિસ્તારમાં અદૃશ્ય થઈ ગયો!

## ૧૩ : સિદ્ધિનો પ્રેમમાં લય

રમા અને તેની બુઢ્ઢી દાસી રામગૃહ તરફથી ઘેર આવ્યાં હતાં અને રમા થાકીપાકી લાંબી થઈને પથારીમાં પડી હતી. ડોશી રમાના માથાની સોનેરી લટો જે હાલ છૂટી થઈ અંગ પર છવાઈ રહી હતી, તેના ઉપર પોતાનો માંડો હાથ ફેરવતી હતી. આવું હેત કરતાં બુઢ્ઢી પોતાનાં વયપ્રકૃતિ અનુસાર ધીમેધીમે લવારે ચઢી. રાસભૂમિ તથા અંતર્ગૃહમાંનાં ટીખળ, ટંટ અને નિંદા કૂથલીના ગપાટા હાંકવા લાગી. ડોશીને જેમ ફાવતું આવે તેમ બોલતાં કશી હરકત પડતી નહિ. સ્વભાવે બિચારી ભલી અને ભોળી હતી, એટલે એને કોઈ નિશ્ચય થોડો જ હતો! વાત કરતાં છેવટ એટલે આવીને ઠરી કે રમાએ કોઈ ફક્કડ ઉમરાવને હજી પસંદ કર્યો નથી, એમાં મને પોતાને શરમ ભરેલું છે એમ લોકો કહે છે. આવું બોલતાં પણ એમ કહેતી હતી કે લોકો ગમે તેમ બોલે પણ તું તારી મરજી પ્રમાણે નક્કી કરજે, ઉમરાવ કે અમુક કુંવર કે લાલો કે ગુલાબસિંહ, બધું એક જ છે, એમ બોલવા લાગી. પણ વળી ઉમેરતી ચાલી કે સર્વ કરતાં લાલાજી ઠીક છે. લાલાનું નામ સાંભળી રમાએ જે નિસાસો મૂકયો તેનો અર્થ પણ ડોશીએ તો પોતાની મરજી પ્રમાણે કર્યો અને લાલાના હાવભાવ ઉપર રમા ઝાઝું લક્ષ હમણાં આપતી ન હતી, તે માટે તેને ઠપકો દેવા લાગી તથા લાલાનાં વખાણ કરવામાં બધી ચતુરાઈ વાપરવા લાગી. છેવટે કાંઈ ન ફાવ્યું ત્યારે બોલી : 'ગમે તેમ હો, પેલા બીજા અમીરની વિરુદ્ધ

કાંઈ કહેવાય તેમ ન હો, તોપણ એટલું બસ છે કે એ તો દિલ્હીથી જવાની તૈયારીમાં છે.'

'દિલ્હીથી જવાની તૈયારીમાં! ગુલાબસિંહ!'

'હા, મા! જમનામાં હું આજે માટલી ભરવા ગઈ ત્યારે ત્યાં એક હોડી આવી ને ઊભી હતી ને તેના ખારવાની આગળપાછળ લોકોનું ટોળું ગળ્યું હતું. ખારવા કહેતા હતા, 'પવન બરાબર થતાંની સાથે જ હોડી હાંકીશું.' તેઓ સામાન પણ લેતા હતા, ને—'

'જા, જા, જા, તું હમણાં જા; મને એકલી પડી રહેવા દે.'

એ સમય વીતી ગયો હતો કે જેવામાં રમા ડોશી ઉપર વિશ્વાસ કરી પોતાનું હૃદય તેને જોવા દે. એનો આવેશ એવી સ્થિતિએ પહોંચ્યો હતો! એ સમયે હૃદય એમ જ સમજે છે કે મારી વાત કોઈ ગ્રહણ કરી શકનાર નથી ને તેથી કોઈના પર પણ વિશ્વાસ કરવા યોગ્ય નથી. પોતાના ઘરના મોટા દીવાનખાનામાં એકલી પડેલી રમા પૂર્ણ આવેશથી આમતેમ ફરવા લાગી. એને બંદાની બિહામણી માગણીનું સ્મરણ થયું. લાલાનું અપમાન ભરેલું વચન સાંભરી આવ્યું અને રંગભૂમિ ઉપર જે અગાધ માન નાચનારીને—રમા એ સ્ત્રીને જ નહિ પણ નાચનારીને—મળતું હતું, જેથી તે આવા અનેક અપકારમાં સપડાઈ હતી તેનો વિચાર કરી બહુ ખિન્ન થઈ. એ જ દીવાનખાનામાં પોતાના પિતાનું મરણ, કરમાઈ જતો હાર અને તૂટી ગયેલી સારંગી એની નજરે તરી આવ્યાં. અરે! એને લાગ્યું. મારું નસીબ કોણ જાણે કેવું યે હશે! હજુ લોકાભિરુચિનાં પુષ્પ તાજાં છે, તેવામાં જ હૃદયના તાર તૂટશે! તાકામાં દીવો પણ ઝાંખો જણાવા લાગ્યો અને એની દૃષ્ટિ સહજ જ ઓરડાના અંધારા ખૂણા તરફ ગઈ પણ એ તરફ જોવું એ સહન કરી શકી નહિ. રે નિરાધાર બાળા! શું તારાં માતાપિતાના પરિચિત સ્થાનમાં જ તેમને પાછાં દેખવાથી ડરે છે!

શું ત્યારે ગુલાબસિંહ નક્કી દિલ્હીથી જનાર છે! રમા એને હવે નહિ જ દેખે? રે મૂર્ખ! આ વિચાર વિના બીજો વધારે દુઃખકર્તા છે જ ક્યાં? ભૂતકાળ!—તે તો ગયો. ભવિષ્ય!—ભવિષ્ય છે જ ક્યાં?—ગુલાબસિંહ ગયો, તેની સાથે જ ગયું. પણ આ તો તે જ રાત્રિ છે કે જે રાત્રિએ હું

ગમેતેમ થશે તોપણ તને મળીશ એમ ગુલાબસિંહે ત્રીજા દિવસ પર કહ્યું હતું. જો એની વાત માનીએ તો આજનો સમય રમાના ભવિષ્યમાં કોઈ વિચિત્ર પ્રસંગનો હોવો ઘટે. એ આવશે તો લાલાના અપમાનભર્યા શબ્દો એને શી રીતે સંભળાવીશ? વિશુદ્ધ અને અપરાજિત હૃદય પોતાને પડેલાં કષ્ટ બીજા આગળ રડી શકતાં નથી. માત્ર પોતાનાં સુખ અને વિજય જ વર્ણવી શકે છે, પણ આટલી રાતે ગુલાબસિંહ આવશે? એને મળવું? મધ્યરાત્રિનાં ચોઘડિયાં ગડગડવા લાગ્યાં, પણ તે રમાએ પૂરાં સાંભળ્યાં યે નહિ. સૂવાની તૈયારી કરતી હતી એટલામાં ઘોડાની પડઘી સંભળાઈ, અવાજ બંધ થયો, બારણું ઠોકાયું ને પોતાનું નામ દેતું કોઈને સાંભળ્યું. નીચે જઈ બારણું ઉઘાડ્યું.

ગુલાબસિંહ ઘણી ઝડપથી અંદર આવ્યો. સવારીનો પોશાક એણે કસી લીધો હતો અને બુકાનીથી સજ્જડ કરી લીધેલા શિરપેચથી એનો ભપકો કાંઈ જુદો જ જણાતો હતો. બાળા એની પાછળ જે ઓરડામાંથી આવી હતી તેમાં જ ગઈ ને શરમાતી તથા ધ્રૂજતી પોતાના હાથમાં પકડેલા દીવાના પ્રકાશથી, સોનેરી લટોની વચમાં ચળકતા વદનને અધિક પ્રકાશિત કરતી સામે ઊભી રહી.

'રમા!' ગુલાબસિંહે ઘણા માર્મિક ને આવેશભર્યા વચને કહ્યું: 'હું તને બચાવવાને હજી એકવાર તારી પાસે આવ્યો છું. એક ક્ષણ પણ કરોડની જાય છે. તારે મારી સાથે નાસી છૂટવું જોઈએ. નહિ તો પેલા ઉમરાવનો ભોગ થઈ પડવું પડશે. જે જોખમ હું મારે માથે આ રીતે વહોરું છું તે હું બીજાને આપત. તું જાણે છે કે હું આપવા ખુશી છું, પણ તે તારે યોગ્ય નથી. પેલો અપ્રેમી જયપુરિયો. હું તારો હાથ ઝાલવા તૈયાર છું. મારા પર વિશ્વાસ રાખ અને ચાલ.' એણે અતિ પ્રેમથી એનો હાથ ઝાલ્યો અને ઘણી આતુર દૃષ્ટિથી એની આંખ સામે જોઈ રહ્યો.

'તારી સાથે ચાલું!' રમા બોલી કેમકે એ વચન તે ખરું કે ખોટું તેનો પણ એને આ ક્ષણે ભરોસો પડતો નહોતો.

'હા મારી જ સાથે, નહિ તો નામ, આબરૂ, સતીત્વ; એ બધું જશે.'

'ત્યારે,' ગાંડી થઈ ગયેલી બાળા ભાંગ્યાતૂટ્યા શબ્દે બોલી: 'ત્યારે,

તારા મનમાં મારે માટે કાંઈ છે ખરું! મને બીજો બનાવતો હતો ને!'

ગુલાબસિંહ કાંઈ બોલ્યો નહિ, પણ એનું હૈયું ભરાઈ આવ્યું. એના મુખ ઉપર તે જ તરી ઊઠ્યું. એની આંખોમાંથી આવેશનો શ્યામ અગ્નિ ઝરવા લાગ્યો.

'બોલ,' રમાએ એના મૌનનો અવિશ્વાસ કરી પૂછ્યું.

'મારા મનમાં તારે માટે કાંઈ છે? હા છે, પણ હું એમ કહેવાની હજી હિંમત કરી શકતો નથી કે તે મારી વૃત્તિ પ્રેમ જ છે.'

'ત્યારે મારું જે થનાર હશે તે થશે તેની શી પરવા છે?' રમાએ તુરત જ ખસિયાણી પડી જઈ તથા એના હાથમાંથી હાથ તાણી લઈ કહ્યું. 'તું તારે જા, હું કશાથી ડરતી નથી. મારો જીવ અને તેથી મારી આબરૂ પણ મારા હાથમાં જ છે.'

'એવી ગાંડી થઈ ન જા. સાંભળ! મારા ઘોડાનો ખોંખારો સંભળાય છે? આવતા ભયની આપણને એ ચેતવણી છે. ઉતાવળ કર, નહિ તો થઈ રહ્યું.'

'તારે મારી શી પરવા છે?' પેલી બાલાએ કકળીને કહ્યું: 'તેં મારું હૃદય જાણ્યું છે, તું જાણે છે કે તું મારા ભાગ્યનો અધિષ્ઠાતા થઈ પડ્યો છે. પણ કોરા ઉપકારનો ભાર વહેવો, બેપરવા આગળ ભિખારી થવું, જેનો મારા ઉપર રસબસ એક પ્રેમ નથી તેને વળગવું, એ તો મારી જાતિમાં હલકામાં હલકું કર્મ ગણાય. જા, જા, ગુલાબસિંહ! મને મરવા દે, એ વધારે સારું છે.'

આટલું બોલી, બોલતાં જ પોતાના વદન ઉપર છવાઈ રહેલા સોનેરી કેશ ખસેડી મૂકી પોતાના હાથ શોકાર્ત દશામાં પડતા નાખી કકળતા હૃદયોદ્‌ગાર કોમળ કરના મસળવાથી પ્રદર્શિત કરતી, પોતાનો પ્રૌઢ પ્રેમ ઝળકાવતી એ બાલા જેવી રીતે આ સમયે ઊભી હતી, તે રીતથી એની અલૌકિક સુંદરતા કો' નવું જ માધુર્ય ગ્રહણ કરી, હૃદય તથા ચક્ષુને કોઈ અનિવાર્ય આકર્ષણમાં ખેંચતી હતી.

'તને વધારે દુઃખી કરવા તરફ, અહો! ક્વચિત્ તારો સમૂળ નાશ જ કરવા તરફ મને ન લલચાવ.' ગુલાબસિંહે ગદ્‌ગદ સ્વરે કહ્યું: 'તું જે માગે

છે તેનું તને સ્વપ્ને પણ ભાન નથી કે તે શું છે. ચાલ,' એમ બોલતાં જ પાસે આવી, રમાની કેડે હાથ વીંટાળ્યો, 'ચાલ રમા! મારો મિત્રભાવ, મારી આબરૂ, મારું રક્ષણ, એ ઉપર વિશ્વાસ તો કર.'

'પણ તારો પ્રેમ નહિ!' એના તરફ પોતાની કાપી નાખે તેવી દૃષ્ટિ કરી પેલી બાળા બોલી: એ દૃષ્ટિ એની દૃષ્ટિમાં મળી, ગુલાબસિંહ પોતાની દૃષ્ટિ એ દૃષ્ટિના જાદુની અસરથી દૂર કરી શક્યો નહિ. એનું હૃદય પોતાના જ હૃદય નીચે ઊકળીઊકળી તરફડાટ કરતું તેને લાગ્યું. એનો ઉષ્ણપ્રશ્વાસ પોતાના ગાલ ઉપર લાગ્યો. થથરવા લાગ્યો. એ જ અલૌકિક મહાત્મા ગુલાબસિંહ, જે પોતાની જાતિથી વિરક્ત જણાતો! ઊંડો અને ઉષ્ણ નિઃશ્વાસ નાખી ગુલાબસિંહ બોલ્યો: 'રમા હું તને પ્રેમથી સાંકળું છું,' એમ બોલતાં જ રમાને મૂકી દઈ એને પગે પડી બોલવા લાગ્યો: 'હું હવે આજ્ઞા કરતો નથી, જેવી રીતે પ્રેમદાનો પ્રેમ પામવો જોઈએ, તેવી રીતે હું ક્ષત્રિયની પેઠે તે યાચું છું. આ નયનની પ્રથમ જ દૃષ્ટિથી, તારા સ્વરના પ્રથમ જ આલાપથી તું મને મારા પ્રાણથી પણ અધિક પ્રિય થઈ છે. તું જાદુની વાત કરે છે, તારું આખું રૂપ જ જાદુ છે. જાદુ તે પોતે તારાથી જ જીવે છે. તારા સાન્નિધ્યથી છૂટવાને હું દિલ્હીથી નાસી ગયો પણ ત્યાં તું ને તું. હું પાછો આવ્યો; કેમકે મને એમ સમજાયું કે તું આ દુનિયામાં એકલી નિરાધાર ને દુઃખી છે; તેમ જ એમ પણ જણાયું કે હું જેમાંથી તને બચાવી શકું તેવાં અનેક કષ્ટ તારી આસપાસ વીંટાવા લાગ્યાં છે. રે રમ્ય પ્રાણ! તારી રગેરગ હું બહુ ભક્તિભાવથી સમજ્યો છું, તારા પોતાના જ કલ્યાણાર્થે હું તને એવા માણસને સોંપવા ઇચ્છતો હતો કે તને તે મારા કરતાં વધારે સુખી કરી શકે. રમા રમા! તું જાણતી નથી, તું કદાપિ જાણી શકવાની નથી, તું મને કેટલી ને કેવી વહાલી છે.'

રમાના હૃદયમાં જે હર્ષ ઊભરાઈ ગયો; સાભિમાન, સંપૂર્ણ, સિદ્ધ, સમગ્ર, હર્ષ ઊભરાઈ ગયો તેનું ચિત્ર આપવાને વાણી અસમર્થ છે. જેને પ્રેમથી પણ અસ્પૃશ્ય ધાર્યો હતો—તે જ અલ્પસ્વલ્પ તિરસ્કારની દૃષ્ટિએ દૂર કરેલા બીજાનાથી પણ અધિક નમ્ર! જેમજેમ એ વિચાર

વિશેષ વિસ્તરતો ગયો, જેમજેમ એને એમ લાગ્યું કે અલૌકિક આત્મભાવ ઉપર માનુષી પ્રેમભાવે જય મેળવ્યો, તેમતેમ એ સંકુચિત અને શરમાળ બની જઈ સ્થિર થઈ રહી. લાલાને જે પ્રશ્ન એણે નિઃશંક કર્યો હતો તેની સૂચના સરખી પણ કરવાની આ પ્રસંગે એને હિંમત ન આવી. તોપણ એકાએક એના હૃદયમાં શૂન્યતાનો ભાસ પડી ગયો ને એને એમ લાગી ગયું કે હજી પ્રેમમાં કાંઈક પટાંતર છે ખરો. તે નીચી નજર રાખી ધીમેથી બોલી: 'ગુલાબસિંહ! તારી સાથે નાસી જવાનું મને ન કહે, મારી આબરૂ ન વગોવાવ, તું મને બીજા ભયમાંથી બચાવે છે પણ તારા પોતાથી જ બચાવ.'

'નિર્દોષ બાળા!' એણે સપ્રેમ વચને કહ્યું: 'તું એમ ધારે છે કે હું તારી પાસેથી એવો એક ભોગ માગીશ?–સ્ત્રીનું મોટામાં મોટું ને છેલ્લામાં છેલ્લું ભૂષણ ખૂંચવી લઈશ? મારી અર્ધાંગના તરીકે હું તારો પ્રેમ યાચું છું. જે વચન અને જે શપથથી એ પ્રેમ પવિત્ર થાય, જે દેવતાની સાક્ષીથી એમાં દિવ્યત્વ આવે, તે સર્વથી હું તો યાચું છું. અરે રે! જેમણે તને પ્રેમની વાત કરી છે તેમણે તને જૂઠો પ્રેમ સમજાવ્યો છે. નહિ તો તું પ્રેમની સાથે જે પ્રેમનો ધર્મ છે તે પણ કેમ સમજતી ન હોય! જે ખરો પ્રેમ સમજે છે તે તો પ્રેમથી જે અમૂલ્ય રત્ન તેઓ પામે તેને નિત્ય અને નિર્ભય કરવા ચૂકે જ નહિ. રમા! અશ્રુપાત ન કર. જ્યાંસુધી એ અશ્રુ મારા મુખથી સૂકવી નાખવાનો મને હક ન મળે ત્યાંસુધી તો નહિ જ.'

આ વચન નીકળતાંની સાથે જ એ રમ્ય વદન પાછું ન ખેંચાતાં એની છાતી ઉપર ઢળ્યું અને એના અધરનું આલિંગન લીધું. પ્રેમોષ્માથી તપી જતું એક દીર્ઘ ચુંબન થયું–અને ભય–જીવિત–દુનિયા–બધું વીસરી જવાયું. એકાએક જ ગુલાબસિંહ રમાને દૂર ખસેડી અળગો ઊભો.

'આ વાયુ ગદ્‌ગદ રુદન કરતો શમી જાય છે તે સાંભળે છે! એની જ પેઠે તને રક્ષવાની, તને ઉગારવાની, તારા ભવિષ્યરૂપી આકાશમાંનું તોફાન આગળથી સમજવાની, મારી શક્તિ જાય છે. ફિકર નહિ. ત્વરા કર. પ્રેમે જેટલો જેટલો ભોગ પ્રેમની ખાતર આપ્યો છે તેની ખોટ પ્રેમ જ પૂરી પાડશે. ચાલ.'

રમા જરા પણ અચકાઈ નહિ. એણે ચાદર ઓઢી લીધી. પોતાના વિખરાઈ ગયેલા વાળ ભેગા કર્યા. એક ક્ષણમાં તૈયાર થઈ ગઈ—તે જ વખતે નીચે ભારે ગડબડાટ મચ્યો.

'રામ !—રામ !—દુર્ભાગ્ય !—રામ !' ગુપ્ત અને તીવ્ર વેદનાના ટૂંકા સ્વરે ગુલાબસિંહ બારણાં તરફ ધસતાં બોલ્યો. એણે બારણાં ઉઘાડ્યાં પણ હથિયારબંધ માણસોને ધક્કે ચઢી અંદર પાછો પડ્યો. જુલમગારના માણસોથી ઓરડો ઊભરાઈ ગયો.

રમા તો ક્યારની ય બે જુવાનોના હાથમાં સપડાઈ ગઈ હતી. એની ચીસથી ગુલાબસિંહનો કાન ચિરાઈ ગયો. એ કૂદીને આગળ પડ્યો અને રમાએ એની કારમી ચીસ કોઈ પરભાષાના શબ્દોમાં સાંભળી. લુચ્ચાઓની તલવારો એના ગળા ઉપર પડતી એણે જોઈ. એનું ભાન જતું રહ્યું. જ્યારે એ શુદ્ધિમાં આવી ત્યારે એના મોંમાં ડૂચો મારેલો હતો ને એક ઉતાવળી દોડતી ગાડીમાં મોઢું—માથું બાંધી લીધેલા કોઈક પુરુષ જોડે તે બેઠેલી હતી. એક ભયંકર મહેલ આગળ ગાડી અટકી; દરવાજા ધીમેથી ઊઘડ્યા; લાંબી પગથિયાંની હાર દીવાના ઉજાસથી એની નજરે પથરાઈ રહેલી જણાઈ. એ પેલા ઉમરાવના મહેલમાં આવી.

## ૧૪ : કામાંધનો વિનાશ

પેલી નવયૌવનાને પૂર્ણ ભભકાથી લખલખાટ કરી રહેલા એક ઓરડામાં એકલી પૂરી દેવામાં આવી. આ મહાસંકટમાં પણ એના મનમાં જે વિચાર મુખ્ય હતો તે ગુલાબસિંહ માટેનો જ હતો. એ જીવતો હશે? શત્રુઓની તલવારોમાંથી બચી ગયો હશે? મારો અમૂલ્ય હીરો, મારું જીવિત, મારો પતિ, મારો પ્રાણ—વિચારોને તરંગે ચઢી નિર્ણય પર આવવા જેટલો વખત હતો નહિ. ઓરડા તરફ કોઈનાં પગલાં આવતાં સંભળાયાં. પોતે સંકાચાઈ પણ ધ્રૂજવા લાગી નહિ. પૂર્વ અપરિચિત એવી કોઈ અલૌકિક આવેશરૂપ હિંમત એનાં નેત્રમાં ચમકવા લાગી અને એની આકૃતિને ભવ્યતા સાંપડવા લાગી. મરતાંજીવતાં પણ ગુલાબસિંહના

જ ભજનમાં તે લીન હતી. પોતાની લાજ સાચવવામાં જ હવે તો વળી સવિશેષ કારણ પણ હતું. બારણું ઊઘડ્યું અને ઉમરાવ અત્યંત ભભકાદાર પોશાકના તેજથી લખલખાટ થતો એની સામે આવી ઊભો.

'મનોહર પણ અતિક્રૂર મૂર્તિ !' કરડાકીમાં તેણે કહ્યું : 'પ્રીતિને લીધે જે બળાત્કાર કરવો પડે છે તેને તું અપવાદયુક્ત નહિ જ ગણે.' આમ બોલતાં તેણે એનો હાથ પોતાના હાથમાં લેવાનો યત્ન કર્યો, જેથી રમા એને ચુકાવી પાછી હઠી ગઈ, તેવો તે બોલ્યો: 'રે જરા વિચાર, તું હવે કેવા માણસના હાથમાં છે! એણે તારા કરતાં ઓછી પ્રીતિકર વસ્તુ પ્રાપ્ત કરવામાં પણ કદી પરાજય સ્વીકાર્યો નથી. તારો પ્રિયતમ જીવ સાટે વચ્ચે પડે તો પણ તારી પાસે નથી; તું મારા જ કબજામાં છે, મારી જ છે; પણ તારે નાથ થવા કરતાં મને તારો દાસ થવા દે.'

'રાજકુમાર !' રમાએ કઠિન ગંભીરતાથી કહ્યું : 'તમારો ગર્વ મિથ્યા છે. તમારો કબજો ! હું તમારા કબજામાં નથી. હું તમારી સામે થવા ઇચ્છતી નથી, પણ મને તમારો ડર નથી. મને અંતરથી જ અલૌકિક નિશ્ચયનો વિશ્વાસ સ્ફુરે છે.' રમાએ હૃદયવેધક ગાંભીર્યથી ઉમેર્યું : 'ને તેવી સ્ફુરણામાં ઘણીવાર સત્ય જ્ઞાનનો અને અમિત બળનો પ્રભાવ પ્રતીત થાય છે કે આ ઠેકાણે પણ હું નિર્ભય છું અને તમે તમારા પોતાના ઉપર તેમ તમારા કુટુંબ અને ઘર ઉપર મહાભય વહોર્યો છે.'

પોતે કદી પણ અટકળેલાં નહિ તેવાં નિશ્ચય, દૃઢતા અને ધૈર્ય જોઈ આ ઉમરાવ તો આશ્ચર્ય જ પામી ગયો. પણ પોતે ધારેલા કર્તવ્યથી સહજમાં હઠી જાય કે ડરીને પાછો ફરે તેવો એ ન હતો, તેથી રમાની પાસે જઈ ખરા કે ખોટા, પણ ઘણા પ્રેમભાવથી ઉત્તર આપવાનું કરતો હતો. એવામાં બારણાંને કોઈએ ઠોકવા માંડ્યું. બારણાં ઉપર હડસેલા ચાલુ જ રહ્યા, તેથી આવા ખલેલ માટે ઘણો ચિડાઈ જઈ ને પણ બારણાં ઉઘાડી, અમીર એકદમ પૂછવા લાગ્યો : 'અત્યારે મારા રંગમાં ભંગ કરવાની અને મારો હુકમ તોડવાની હિંમત કોણે કરી છે?' ચાકરોનો મુખ્ય ખવાસ ફીકે વદને અને થરથરતે પગે ધીમેથી ગણગણ્યો: 'મહારાજ! ક્ષમા કરો, પણ નીચે કોઈક આવ્યું છે તે આપને મળવાનો બહુ જ આગ્રહ કરે છે

અને એના મોંમાંથી કેટલાક સખૂન નીકળ્યા તેને લીધે મને આપનો હુકમ તોડવાનું પણ વધારે યોગ્ય લાગ્યું છે.

'કોઈક, ને તે અત્યારે, શું કામ આવ્યો હશે? એને પેસવા જ શા માટે દીધો?'

'એ માણસ છાતી ઠોકીને કહે છે કે આપની જિંદગી ઘણા જોખમમાં છે ને તે પણ દૂર નહિ. એનો વિશેષ ખુલાસો તો તે આપના વિના બીજાની આગળ કરવાની ના પાડે છે.'

અમીરનાં ભવાં ફરી ગયાં. એનું મોં ફીકું પડી ગયું. એક ક્ષણભર એ વિચારમાં પડી ગયો, પણ તુરત જ ઓરડામાં પાછો રમા પાસે જઈ બોલ્યો: 'સુંદરી! ખાતરીપૂર્વક માનજે કે મારે મારો અમલ તારા પર બજાવવાની લેશ પણ ઇચ્છા નથી. પ્રીતિની મૃદુ શક્તિના બળનું તારા પર પ્રાબલ્ય થાય એવી મારી પૂર્ણ ઇચ્છા છે. રંગભૂમિ ઉપર કદાપિ પણ તું મહાલી હોય તે કરતાં વિશેષ સ્વતંત્રતાથી આ ચતુરસી વચ્ચે તું રાણી થઈ મહાલ. આજ તો હવે રામ રામ. નિરાંતે નિદ્રા લે; ઈશ્વર તારાં સ્વપ્ન મારી આશાને અનુકૂળ કરે.' આટલું બોલી એ ચાલ્યો ગયો. તુરત જ રમાની પાસે અનેક દોડદાડી દાસીઓ ભેગી થઈ, જેને તેણે ઘણી મહેનતે દૂર કરી. નિદ્રાને શરણ થવાને બદલે એણે ઓરડાની ચારેબાજુ સૂક્ષ્મ રીતે તપાસી જોવામાં તથા ગુલાબસિંહ, જેનો વિચાર જ તેને કોઈ અલૌકિક બળ પ્રેરતો હતો; તેનું મનન કરવામાં બધી રાત્રી ગાળી.

પેલી તરફ અમીર નીચે ગયો અને જે ઓરડામાં પેલા અજાણ્યા માણસને બેસાડ્યો હતો ત્યાં પહોંચ્યો. એ માણસે છેક માથાથી પગ સુધી એક ઝૂલતો જામો ઓઢી લીધો હતો. એની આકૃતિ જ કોઈ વિલક્ષણ ભવ્યતાભરી હતી. એનું કપાળ વિશાળ તથા ઊંચું હતું અને એનાં નેત્ર એવાં કોરી નાખનારાં છતાં સ્થિર હતાં કે તેની દૃષ્ટિથી, જેમ આપણા હૃદયમાંની ગુપ્તમાં ગુપ્ત પાપી વાત કોઈ કાઢી લેતું હોય, તેનાથી પાછા હઠીએ તેમ રાજકુમાર ઝંખવાઈ ગયો.

પરોણાને ગાદી ઉપર બેસવાનું સૂચવતાં તેણે ઉચ્ચાર કર્યો: 'તમારે મારું શું કામ છે?'

'રાજકુમાર! જે વંશના પુરુષોએ દિવ્ય આત્મપ્રસાદને માનુષી વાસનાના વશીકરણમાં અને કાળાં કારસ્તાનના વાંકાચૂકા પણ એકાગ્ર ભવ્ય માર્ગમાં ખર્ચી નામ કાઢ્યું છે તેના પ્રતિનિધિ! જે મહાપુરુષોનાં નામમાં જ આખા ભરતખંડના ઇતિહાસની ભવ્યતાનો ઉદ્ભવ છે તે કુરુકુળના આત્મજ! અંધકારથી ઘેરાતા આકાશમાંના છેલ્લા તારાનાં દર્શન માટે હું આવ્યો છું. કાલે આ વખતે તો તેનું દેશકાળમાં સ્થાન પણ હશે નહિ. રે જીવ! તારું આખું રૂપ જ બદલાય નહિ તો તારા દિવસ ભરાઈ ચૂક્યા છે.'

'આ લવારાની શી મતલબ છે?' રાજકુમારે પ્રત્યક્ષ આશ્ચર્યથી અને ગુપ્ત ભયથી કહ્યું: 'તું મને મારા ઘરમાં જ ડરાવવા આવ્યો છે કે મને કોઈ ભયની સૂચના કરવા આવ્યો છે? તું કોઈ રખડતો ઢોંગધતૂરાવાળો છે, કે કોઈ અજાણ્યો મિત્ર છે? બોલ અને સ્પષ્ટ સમજાવ. મારે માથે શો ભય છે?'

'ગુલાબસિંહ અને તારા પૂર્વજોની તલવાર.' પેલા અજાણ્યા માણસે ઉત્તર આપ્યો.

'આહા!' રાજકુમારે મશ્કરીમાં હસતાં કહ્યું: 'પ્રથમથી જ મેં તને થોડો તો ઓળખ્યો હતો. ત્યારે તો તું પેલા ઘણા કુશળ, પણ હાલમાં તો કોડીની અક્કલના થઈ પડેલા ધુતારાનો દોસ્ત કે દાસ જણાય છે. હું ધારું છું, તું એમ પણ કહેશે કે જો પકડી આણેલા એક કેદીને હું હમણાં છોડી દઉં તો બધો ભય દૂર થઈ જાય અને ભરાઈ ગયેલી ઘડી ખાલી થવા માંડે!'

'તારે ફાવે તેમ તર્ક કર, કુરુકુમાર! મારે ને ગુલાબસિંહને સંબંધ છે તે હું કબૂલ કરું છું. તું પણ એનું સામર્થ્ય અનુભવશે; પણ તે તારો નાશ કરશે ત્યાંસુધી તું તેને નહિ પિછાને. હું તને બચાવવા ઇચ્છું છું. સાંભળ તારા પ્રપિતા વિષે કોઈ ચમત્કારિક વાતો ચાલતી તેં સાંભળી હશે જ. તેમ માનુષી શક્તિની પેલી પારનું જ્ઞાન પામવાની તેની અતુલ તીવ્ર જિજ્ઞાસા પણ તારી જાણમાં હશે જ. એની સાથે હિમાલયમાંથી એક વિલક્ષણ પુરુષ એના ગુરુ તથા મિત્ર તરીકે આવ્યો હતો. એ પુરુષ માટે

રાજા-પ્રજા સર્વ નાના પ્રકારની વાતો કરતાં; તેનું પણ સ્મરણ હશે જ. તને યાદ હશે કે એ પ્રથમ તો કંગાળ અને બેઆબરૂ હાલતમાં કોણ જાણે ક્યાં ગુમ થઈ ગયો હતો. આ હિમાલયના પુરુષને સાથે લઈ દિલ્હી આવ્યો હતો, એ દિવસથી એની ચઢતી થવા માંડી. જાગીર ઉપર જાગીર એના હાથમાં આવતી ગઈ ને જો એણે રીતિ પ્રમાણે રસ્તો લીધો હોત તો આર્યાવર્તની ગાદી ઉપર એનો જ વંશ બિરાજતો હોત. ક્ષત્રિયનો સંહાર થવાનો, સંયોગતારૂપ જોગણીનું ખપ્પર ભરવાનો અને આર્યત્વનો ધ્વંસ થવાનો સમય આવ્યો ન હોત. વર્ષ વીતી ગયા છતાં એના મોં ઉપર એક કરચલી સરખી પણ વળી ન હતી, તે જોઈ સર્વ આશ્ચર્ય પામતાં. પણ જે માર્ગની એણે દીક્ષા લીધી હતી તેથી એની વિષયવાસનાઓ પ્રતિકૂળ હતી. જો એ હતો તેથી જરા અન્યથા હોત તો ચક્રવર્તીમાં ચક્રવર્તી કરતાં પણ એ મોટો થાત-અનાદિ, અનંત, પરમ જ્ઞાનવાન, સર્વશક્તિમાન મહાત્માઓના સમાજનો એક થાત. જનક અને રામનું સ્મરણ કરાવત. અનેક ચક્રવર્તી રાજયોગીઓમાં ગણાત. મત્સ્યેંદ્રનો મિત્ર થાત-મત્સ્યેંદ્ર કે જેને તું આજ આ સ્થળે તારી સમક્ષ દેખે છે.'

સ્થિર અને અસ્ખલિત ચિત્તે પેલો ઉમરાવ આ બધું સાંભળતો હતો. છેલ્લા શબ્દો સાંભળી તે ચમકી ઊઠ્યો ને બોલ્યો: 'લુચ્ચા! તું મારા ભોળપણનો આટલો બધો લાભ લેવા હિંમત કરે છે? મારા દાદાના મરણને સાઠ વર્ષ થઈ ગયાં. જો એ જીવતા હોય તો આજે સવાસો વર્ષના હોય. ત્યારે તું ટટ્ટાર અને કાળા ભમર જેવા વાળવાળો બુઢ્ઢો એમ કહેવા હિંમત કરે છે કે તું એમનો સાથી હતો તે! તને તારી વાત બરાબર ભણાવવામાં આવી નથી—તને માલૂમ હોય એમ લાગતું નથી કે સર્વ શિરોમણિ જ્ઞાનરાશિ છતાં પણ એક લુચ્ચા ઉપર વિશ્વાસ રાખનારા મારા પ્રપિતા જે વખતે તેમની મહાયોજનાઓ ફ્લિત થવાની તૈયારી ઉપર હતી, તે જ વખતે પથારીમાં મરણ પામેલા જણાયા હતા—અને મત્સ્યેંદ્ર એને મારનાર હતો.'

'રામ, રામ!' પેલા અજાણ્યા માણસે બહુ ખેદથી કહ્યું: 'જો તારા પ્રપિતાએ મત્સ્યેંદ્રનું કહ્યું માન્યું હોત, જો તેણે છેલ્લામાં છેલ્લી અને

બહુ નાશકારક કસોટીએ, સંપૂર્ણ તૈયારી વિના, ચઢવામાં વિલંબ કર્યો હોત, તો તારો પૂર્વજ આજે મારી સાથે કૈલાસની ટોચે ઊભો હોત. જે ગિરિરાજના પાદ મૃત્યુરૂપી સમુદ્રનું જળ નિરંતર ધોયા કરે છે, પણ કદાપિ માથે ચઢી શકતું નથી, ત્યાં બેઠો હોત. તારા પૂર્વજે મારી પ્રાર્થના ગણકારી નહિ, મારી આજ્ઞાની અવજ્ઞા કરી અને ગુપ્તવિદ્યા—કે જે મુકુટ અને મણિની વાસના રાખનારથી વેગળી જ નાસે છે—તેને ઝડપવા તલસી રહેલા જીવની ઉગ્ર ચંચળતાથી તેણે ઝંપલાવ્યું. પોતાની જ ઉગ્રતાના તાપમાં પોતાનું મૃત્યુ આણ્યું.'

'એને ઝેર દઈને મત્સ્યેંદ્ર નાસી ગયો હતો.'

'મત્સ્યેંદ્ર નાઠો ન હતો,' પેલા માણસે પ્રૌઢતાથી કહ્યું: 'ભયથી દૂર જઈ શકે તેમ જ ન હતું; કારણકે ભય એ વસ્તુ એણે ઘણે દૂર મૂકેલી છે. એ ઉમરાવે અમરત્વ બક્ષનાર અકસીરનો પ્યાલો મારા ના કહ્યા ઉપરાંત પણ પીવાનો નિશ્ચય કર્યો તેને પહેલે દિવસે, મારું એ માનનાર નથી એમ સમજી, હું ચાલ્યો ગયો. પણ બસ, એ વાત હવે જવા દે. તારા પ્રપિતા ઉપર મને પ્રેમ હતો. તેથી જ એના કુટુંબના છેલ્લા વંશજને હું બચાવવા ઇચ્છું છું. તું ગુલાબસિંહના રસ્તામાં આડો ન આવીશ. તારી વિષયવાસનાને તારો આત્મા ન સોંપ. સમય છે તેટલામાં પાછો ફર. તારા કુળની કીર્તિનાં બીજ હું તારા મુખ ઉપર તેમ તારા ભવિષ્યમાં દેખી શકું છું. તારામાં તારા વંશની સમર્થ બુદ્ધિ છે, પણ તે જ વંશનાં દુર્વ્યસનો જે તારામાં બહુ ઉગ્રતાથી ફાટી નીકળ્યાં છે તેમાં તે દબાઈ ગઈ છે. વીસરી ન જતો કે આત્મપ્રસાદથી તારા વંશનો ઉદય થયો હતો. દુર્વ્યસનથી જ તે અમર થવામાં નિષ્ફળ થયો. વિશ્વક્રમના નિયમોનો જ ચમત્કાર છે કે વિશ્વનિયમથી વિરુદ્ધ એવી કોઈ વાત ચિરકાળ રહેતી નથી. ડાહ્યો થા, તારા ઇતિહાસમાંથી જ ડહાપણ લે. તું બે જુદીજુદી દુનિયાની વચમાં ઊભો છે. બન્નેમાંનાં સત્ત્વ તારા કાનમાં સૂચના પ્રેરે છે. તારા પ્રપિતાએ ઉઘાડેલાં અમરત્વનાં દ્વાર ખુલ્લાં છે, તેમ તેમના જ લોહીમાંથી તારામાં આવેલી વિષયવાસનાએ નરકનો દરવાજો પણ તારી સમીપ આણ્યો છે. મારે કહેવાનું હું કહી રહ્યો. તારે ફાવે તે દ્વારમાં પેસ. હવે રામ રામ.'

'ના, ના, આ ઓરડામાંથી તને જવાનો હુકમ નથી. તારા ગર્વની હું કસોટી કરી જોઈશ. અરે ! કોણ છે અહીં ! આવો !' ઉમરાવે જેવી બૂમ મારી તેવાં જ એનાં માણસો ઓરડામાં ભરાઈ ગયાં.

'આ માણસને પકડો.' મત્સ્યેંદ્રનું શરીર જ્યાં હતું તે સ્થળ તરફ આંગળી કરી તે બોલ્યો, પણ તે સ્થળે કોઈ જડ્યું નહિ. એ જોઈ અવર્ણ્ય આશ્ચર્યમાં ગુમ થઈ ગયો. વિલક્ષણ વિદેશી સ્વમની પેઠે અદૃસ્ય થઈ ગયો હતો, પણ ઓરડાની ચારેતરફ સૂક્ષ્મ અને સુવાસિત ધૂમ્ર જેવું કાંઈક ઘુંટાયા કરતું હતું. 'મહારાજને શું થયું ?' એમ મુખ્ય ખવાસે બૂમ મારી; કેમકે ઉમરાવ મૂર્છા ખાઈને પડ્યો હતો. ઘણો વખત એ આવી સ્થિતિમાં રહ્યો. જાગૃત થતાં જ એણે માણસોને દૂર કર્યાં. પછી પોતાના ઓરડામાંથી આમતેમ જતાં તથા ઘણાં અવ્યવસ્થિત એવાં એનાં ભારે પગલાં માત્ર સંભળાતાં. બીજે દિવસે જમવાના સમય થવાની બે ઘડી પહેલાં એ એના સ્વાભાવિક મિજાજ ઉપર આવી શક્યો નહિ.

## ૧૫ : પસ્તાવો

ગુલાબસિંહને મળ્યો તે પછીની રાતે લાલાજી અસાધારણ શાંતિથી ઊંઘ્યો. આંખ ઊઘડી ત્યારે સૂર્યનાં કિરણ પૂર્ણ પ્રકાશથી એના ઉપર પડતાં હતાં. ઊંઘથી એનું શરીર તાજું થયું એટલું જ નહિ, પણ એના મનમાં યે નવો જુસ્સો આવ્યો. એ એવી શાંતિ પામ્યો હતો કે જે થાક પછી વિરામના પરિણામ કરતાં મનમાં કોઈ નિશ્ચય થયાના ઉત્સાહનું પરિણામ હતી. ગતરાત્રિના પ્રસંગ તથા મનોભાવ સ્પષ્ટ આકૃતિમાન થયા હતા, છતાં તેમના વિષે વિચાર કરવા કરતાં ભવિષ્યના વિચારમાં એ વધારે મગ્ન હતો. ગુપ્તવિદ્યાનાં દ્વાર ઓળંગી ગુહ્યાગારમાં પેસવા તલપી રહેલા કોઈ ચેલાના જેવી એની સ્થિતિ હતી.

ઊઠીને એણે કપડાં પહેર્યાં અને રામલાલને પોતાના કોઈ દેશીઓ સાથે મિજબાની ગયેલો જાણી ખુશી થયો. એકાંત વિચાર કરવામાં એણે મધ્યાહ્ન ગાળ્યો ને ધીમેધીમે રમાની મૂર્તિ પાછી એના હૃદયમાં ખડી થઈ.

એ મૂર્તિ અતિપવિત્ર—કેમકે અમાનુષી—હતી. એણે એનો ત્યાગ કર્યો હતો; અને જો કે એ પસ્તાવો ન હતો તોપણ પસ્તાવો થવાનો હોય ને મોડો થાય, તો તે નકામો છે એમ વિચારી ગભરાયો. પોતાના આસનેથી ઘણી ત્વરાથી ઊઠ્યો અને રસમૂર્તિના ઝૂંપડા તરફ ઝડપથી ચાલવા લાગ્યો.

છેટું થોડું ન હતું, તેમ હવા પણ બંધ હતી. એટલે લાલાજી ઉકળાટથી ગભરાતો અને નિઃશ્વાસ થઈ ગયેલો રમાને બારણે આવી ઊભો. બારણાં હડસેલ્યાં પણ કોઈએ ઉત્તર આપ્યો નહિ. તે ઉઘાડી અંદર ગયો, દાદર ઉપર ચઢ્યો, પણ કાંઈ સંભળાતું ન હતું. કોઈ જીવતા પ્રાણીનો શબ્દ કે સ્પર્શ એને સમજાતો ન હતો. દીવાનખાનામાં ગાદી ઉપર જ સિતાર પડેલી હતી ને તેની પાસે રાસનાં કેટલાંક પદો લખેલાં પત્રાં હતાં. જરાવાર થોભ્યો પણ હિંમત લાવી, વળી અંદરના ઓરડાનાં બારણાં ઠોક્યાં. બારણાં બંધ ન હતાં. તેથી અંદર કાંઈ ન સંભળાયું એટલે તે ઉઘાડીને પોતે અંદર ગયો. પેલી નટીનું આ શયનગૃહ હતું—પ્રેમની પવિત્ર ભૂમિ હતી. એ સ્થળ, એ સ્થળની દેવતાને અનુરૂપ જ હતું. ત્યાં એ બાળાના નિત્યકર્મમાંની નજીવી વસ્તુઓ પડેલી ન હતી; વા સામાન્ય રીતે ગરીબાઈને અંગે જણાતી કોઈ અવ્યવસ્થા પણ ન હતી. બધું શુદ્ધ અને સાદું હતું. સામાન તથા શણગાર બધા ઊંચા પ્રકારના છતાં સાદા હતા. થોડાંક પુસ્તકો સ્વચ્છ રીતે ગોઠવી રાખેલાં હતાં ને કેટલીક પુષ્પમાળાઓ આમતેમ તે ઉપર ગોઠવેલી હતી. દૂધ જેવા સ્વચ્છ બિછાના ઉપર અને તેની પાસે પડેલાં કપડાં ઉપર સૂર્યનાં કિરણ રમી રહ્યાં હતાં. રમા ત્યાં હતી નહિ—પણ પેલી બુઢ્ઢી! તે પણ ન હતી. એણે બુઢ્ઢીને બોલાવી-બોલાવીને ગળું દુખવા આણ્યું, પણ એક પ્રતિશબ્દ સરખો યે ઉત્તર આવ્યો નહિ. થાકીને જેવો તે ઘેરથી બહાર નીકળ્યો કે બુઢ્ઢીને સામેથી આવતી જોઈ. બિચારી ડોસીએ એને જોઈને ખુશીનો પોકાર કર્યો, પણ ઉભય એકએકને સંતોષકારક ખુલાસો કરી શક્યાં નહિ તેથી નિરાશ થયાં. તોફાન સંભળાયાથી બુઢ્ઢી ઊંઘમાંથી જાગી ઊઠી પણ નીચે ઊતરવાની હિંમત આવી તે પહેલાં તો રમા અદૃશ્ય થઈ ગઈ હતી. બહારનાં બારણાં ઉપર એને બળાત્કાર થયાનાં ચિહ્ન જણાયાં પણ અત્યાર સુધીમાં એ

એટલું જ જાણી શકી હતી કે પાસેના ખેતરમાંથી જાગી ઊઠેલા એક ખેડૂતે એક ગાડી બારણાં તરફ આવતાં ને જતાં જોઈ હતી. તે કહેતો હતો કે એ ગાડી અમુક અમીરની છે. આ બધા વૃત્તાંતનો સાર સમજી લઈ લાલો એકદમ બુઢ્ઢી પાસેથી ચાલતો થયો ને ગુલાબસિંહના મહાલયમાં દાખલ થયો. ત્યાં એને એવી ખબર મળી કે મહારાજા અમીરને ઘેર મિજબાનીમાં ગયા છે, તે છેક મોડી રાત સુધી પાછા ફરવાના નથી. ગભરાટ અને ભયથી લાલો સ્તબ્ધ જ થઈ ગયો. શું થયું હશે, શું કરવું? એની એને સૂઝ પડી નહિ. રામલાલ પણ પાસે ન હતો કે એનું ડહાપણ કાંઈ કામ લાગે. એના હૃદયે એને ગુપ્ત માર મારવા માંડ્યો. પોતાની પ્રિય વસ્તુને બચાવવાની પોતાને શક્તિ છતાં તે શક્તિ પોતે ગુમાવી! પણ ગુલાબસિંહે કેમ છક્કડ ખાધી! એમ કેમ બન્યું કે એ પોતે જ પેલા દુષ્ટ અપરાધીની આ જ પ્રસંગની મિજબાનીમાં ગયો! બધી વાત એને માલૂમ હશે? કદાપિ ન હોય તો મારે એક ક્ષણ પણ તેને ખબર આપવામાં વિલંબ કરવો? મનનો કાચો છતાં શરીરે તો લાલા કરતાં વધારે હિંમતવાન કોઈ ન હોઈ શકે. 'બસ, હું અમીરના મહાલય તરફ જઈશ અને જે હવાલો પોતાને સ્વાધીન લેવાનો ડોળ ગુલાબસિંહ રાખે છે, તે ખોટું સમજાશે તો તુરત ત્યાં ને ત્યાં અને બધા મિજબાનોની વચમાં જ, હું એ બાળાને આ કપટજાળમાંથી છૂટી કરવાનું અમીરને મોઢામોઢ કહીશ. પછી જે થનાર તે થશે.'

## ૧૬ : સિદ્ધ અને આશક

વાર્તાના કાળક્રમમાં બેત્રણ પ્રહર પાછા હઠીને જોઈએ તો ગ્રીષ્મ-કાળનું મધુરું આછુંઆછું પ્રભાત ચોતરફ પ્રમોદ પ્રસારી રહ્યું છે. તે વેળા ખીલતાં પુષ્પના પરાગથી સુવાસિત બાગમાં ઝુલી રહેલા એક ઝરૂખામાં બે પુરુષો વાતે વળગેલા છે. તારા હજુ ઢંકાઈ ગયા નથી. પક્ષીઓ પણ તરુવરોમાંથી જાગ્રત થયાં નથી; છતાં રાત્રીના આરંભની શાંતિ અને પ્રભાતના આરંભની શાંતિમાં કેટલો તફાવત છે! શાંતિના ગાનમાં પણ અનેક રાગરંગના ભેદપ્રભેદનો પ્રમોદ છે. આ પુરુષો જે એકલા જ ઘણું

ફરી આખા દિલ્હી શહેરમાં પ્રથમ નિદ્રા તજી ઊઠ્યા હતા, તે ગુલાબસિંહ અને પેલો વિલક્ષણ પરદેશી જેણે બે ઘડી પૂર્વે પેલા રાજકુમારને એશઆરામમાં ચમકાવ્યો હતો તે બે હતા.

'એમ નહિ,' આ ગૂઢ વિદેશી ઊચર્યો : 'પૂર્ણ વયે પહોંચતાં સુધીમાં અને આ સંસારમાં જે છેહ થાય છે તેના ઘા પૂરા અનુભવી દૃઢ થયા પછી, મને ખરો અનુભવ આવ્યો છે. જે રીતે મેં સંસાર ભોગવ્યા પછી તેની એક પણ વાસના અંતઃકરણમાં ન રાખવાથી ફળ ચાખ્યું છે, તે રીતે તેં જો છેલ્લો પ્યાલો પીધો હોત તો જે વેદનાથી તું હાલ પીડાય છે, તે પાપ તને વળગ્યું હોત નહિ. પ્રેમાનંદના કાળ સાથે સરખાવતાં મનુષ્યજીવિતના કાળના ટૂંકાપણા વિષે શોક કરવાનું તને કારણ મળત નહિ; કારણકે તું સ્ત્રીના પ્રેમની વાંછનાના સ્વપ્નની પણ પાર તરી ગયો હોત. સ્ત્રીનો પ્રેમ તો એક ક્ષણિક ગાંડાઈ છે. પ્રેમ પોતે અતિ પરિશુદ્ધ અને સ્વસંવેદ્ય પરમાનંદ અભેદાનુભવ છે; પણ તેને માયાની વ્યષ્ટિરૂપ મૂર્તિ જે સ્ત્રી તે દ્વારા કે તેમાં જ માની લેવો એ ખરેખર ગાંડાઈ છે. પણ એકવાર પૂરેપૂરો અનુભવ થયા વિના 'ગાંડાઈ' કહેવાનું સામર્થ્ય આવતું નથી. તેં શું કરવા સિદ્ધિની સાથે આવા માનુષત્વને સંગ્રહી રાખ્યું ! દેવ અને માણસો વચ્ચે આ સૃષ્ટિમાં જે સિદ્ધયોનિ છે તેમાં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ અને એટલી એક જ ભૂલ ન કરી હોત, તો ભવ્યમાં ભવ્ય તારા જેવો મહાત્મા કોણ હતો ? 'યુગે યુગે ને કલ્પે કલ્પે, સર્વ કાળ, એ અગાધ મૂર્ખાઈ કે જેથી તેં યૌવનની કાંતિ અને યૌવનના મનોભાવને અમરતાના ભવ્ય અને નિર્ભય એકાંતમાં પણ સાથે રાખવા આગ્રહ ધર્યો, તે માટે તારે શોક કરવો પડશે.'

'હું પશ્ચાત્તાપ કરતો નથી, કરનાર પણ નથી,' ગુલાબસિંહ બોલ્યો : 'જે આનંદોન્માદ અને વિષયદુઃખનો વિલક્ષણ વ્યતિકર મારા ભાગ્યની વિચિત્ર ભૂમિકા ઉપર પ્રસંગેપ્રસંગે જામે છે, તે તારા એકાંત માર્ગના નિર્જીવ અને તેથી શાંત વિભવ કરતાં વધારે ઉત્તમ છે. તને કશાનો રાગ નથી, કશાનો દ્વેષ નથી, કશા ઉપર વૃત્તિ નથી; તું આ વિશ્વમાં નિઃશબ્દ અને નિરાનંદ પગલે સ્વપ્નવત્ ફરે છે ! મારે હજી વાર છે, ભાવિનો અગ્નિ

હજી અનુભવમાં આ અંતરને તાવી જોશે અને તારા જેવા જડ જીવિત કરતાં એ તાપ પણ મને વધારે સારો લાગશે.'

'તારા સમજવામાં ભૂલ છે,' મત્સ્યેંદ્રનું નામ ધારણ કરનાર વ્યક્તિએ કહ્યું : 'જો કે મને પ્રેમની દરકાર નથી અને પાંચભૌતિક શરીરોને જે વૃત્તિઓ આંદોલિત કરે છે તે પરત્વે યદ્યપિ હું મૃતપ્રાય છું, તથાપિ એ સર્વથી જે આનંદ ઉદ્ભવતો હશે તેનો ઉત્તમાંશ ભોગવવામાં હું તેવો નથી. ભ્રમર અનેક પુષ્પો ઉપર બેસી સર્વ રસમય એવું મધુ પેદા કરે છે, શું તે પુષ્પેપુષ્પને સાથે લાવે છે? મધુબ્રાહ્મણમાં સર્વ આનંદના એક આનંદરૂપ સાક્ષાત્કારની પ્રક્રિયા કેવી કહી છે? અમિત કાળના પ્રવાહમાં વહેતાં હું યૌવનના સ્વચ્છંદી આવેશોને મારી સાથે ઘસડી જતો નથી, પણ વયના પ્રભાવે પ્રાપ્ત થતા આત્મપ્રસાદના શાંત વૈભવને સાથે રાખું છું. જ્યારે મેં મારા ભાગ્યને પ્રાકૃત માનુષભાગ્યથી નિરાળું કર્યું. ત્યારે મેં બહુ દીર્ઘદષ્ટિથી અને નિશ્ચયપૂર્વક વિચારથી વૈભવનો ત્યાગ કર્યો છે. વૃદ્ધ જ થઈ જવામાં મેં નિર્ભય શાંતિ દીઠી છે. ભાવિને પરાસ્ત કરવાનો યોગ સાધ્યો છે. અન્યોન્યની ઈર્ષ્યા કરવામાં કે અન્યોન્યને ઠપકો દેવામાં ફળ નથી. હું આ દિલ્હીવાસીને બચાવવા ખુશી છું. ગુલાબસિંહ! (કારણકે એ જ નામ હવે તને પસંદ પડ્યું છે.) એનો પ્રપિતા આપણાથી માત્ર અતિ સૂક્ષ્મ અંતરે જ ભિન્ન હતો અને આ માણસમાં પોતામાં પણ એના પૂર્વજનાં બળવીર્ય પ્રતીત થાય છે. પૃથ્વી ઉપર એવા બહુ થોડા હોય છે કે જેને કર્મના નિર્દય નિયમે ખરી કસોટીએ ચઢી પાર ઊતરવા જેવા ગુણો આપેલા હોય! પણ દીર્ઘ પરિચય અને વિષયાસક્તિથી એનો આત્મા છેક ઢંકાઈ ગયો છે, એની સ્થૂળ ઇંદ્રિયો મત્ત થઈ ગઈ છે ને એનું સૂક્ષ્મ છેક પાણીવિનાનું થઈ ગયું છે. એને એના કર્મવિપાકને જ સ્વાધીન રહેવા દેવો જોઈએ.'

'ત્યારે, મત્સ્યેંદ્ર! હજી પણ તું આપણો સમાજ જે માત્ર આપણા બે ઉપર જ હાલ તો ચાલી રહ્યો છે, તેનો પુનરુદ્ધાર કરવાની આશામાં છે! તારા અનુભવે તને સિદ્ધ જણાવ્યું હશે જ કે કરોડોમાં પણ કોઈ વિરલો એમાં આવી શકે એમ છે. વળી તારો માર્ગ શું તેમાં આવવાને ફાંફાં

મારનારાંના ભોગથી ધરાયો નથી? બિચારાંનાં દુઃખમય વદન, ભયભીત ચક્ષુ; અરે! સ્વરુધિરથી જ છંટાયેલા આત્મઘાતી, વાળ ચૂંટતા, ડાગળી છટકેલા, ગાંડા; એ બધું તારી નજરે નથી આવતું? અને તારામાં જે કાંઈ દયાનો છાંટો રહ્યો હોય તેને જાગૃત કરી તારા ગાંડા બળથી તને નિવૃત્ત કરી નથી શકતું? સમાજની વૃદ્ધિ કરવામાં હજી કેટલા ભોગ લેવા છે?'

'પણ,' મત્સ્યેંદ્રે ઉત્તર આપ્યો: 'નિષ્ફળતા છતાં મને ઉત્તેજન આપે તેવો જય પણ શું નથી જ નથી? જેનો સંભવ માત્ર આપણા જેવાને જ બને તેમ છે. તેવી ભવ્ય અને ઉદાર આશા શું હું કદાપિ પણ તજી શકું? એ આશાથી હું એક વીર્યવાન અને અસંખ્ય સંતતિ ઉછેરવા ધારું છું. પોતાના અતુલ પ્રભાવથી મનુષ્યજાતિને પણ કાંઈ હાનિ ન થાય તેવી રીતે ગુપ્ત વિદ્યાનું સામર્થ્ય સમજાવી શકે. આ ગ્રહના ખરા અધિષ્ઠાતા થવા ઉપરાંત અન્ય ભચક્રોમાં પણ ગતિ કરી શકે. આ કળિકાળમાં જે વામાચાર ચોતરફ ભિન્નભિન્નરૂપે ટાપટીપમાં છુપાઈ છવાઈ ગયો છે, તેને નિર્મૂળ કરી મન, કર્મ ને વાણીની એકતાની સિદ્ધ પ્રેરક થાય અને એમ ઉત્તરોત્તર ઉત્તમ ગતિએ પહોંચી અમરત્વના અમિત પ્રવાહમાં અંતે સર્વરૂપ, સર્વમય સર્વાધારમાં વિરમે એવી સંતતિ હું ઉછેરવા ઇચ્છું છું. પછી પ્રેમ–દિવ્ય પ્રેમનું જ સર્વત્ર સામ્રાજ્ય થશે. આપણા સમાજમાં આવું સાધી શકનાર એક ખરો નર ભળે તે પૂર્વે અનેકના ભોગ અપાઈ જાય તો શી હાનિ છે? જે ભવ્ય સંસ્કાર એથી રોપાશે તે કોઈવાર પણ પક્વ થશે. મરણ એમાં શું કરી શકનાર છે? અને તું ગુલાબસિંહ,' મત્સ્યેંદ્રે જરા થોભીને ચલાવ્યું: 'તું પણ આ મર્ત્ય કાંતિનો તને જે ક્ષણિક છંદ, તારી વૃત્તિ ઉપરાંત થઈ વળગી પડ્યો છે તેને તારારૂપ કરી લેવા, તારા પ્રત્યેક ચેતનના અનંત ને આનંદમય અમરત્વના રંગે એ ચઢે તો ચઢાવવા અને તારી બરાબર કરવા જે થાય તે કરજે, જે વેઠવું પડે તે વેઠજે. છાનો રહે છાનો. સાંભળ; તારાથી સમજી શકાય છે? વ્યાધિ એને પાયમાલ કરશે, ભય એને સતાવશે, કાળ એનો ઉચ્છેદ કરશે અને કાંતિ કરમાઈ જશે; પણ હૃદય–નિત્યયૌવનપૂર્ણ હૃદય, જ્યાં રહેલો **अंगुष्ठमात्र** ચિત્સત્તાનો છાંટો આખા ચૈતન્યસમુદ્રમાં સર્વનો વિલય કરવા સમર્થ છે, તે હૃદય તારા ઉપર ચોટી રહેશે. તેં જે

ભૂલ કરી છે તેમાંથી પણ તું આટલું કરી શકે તો એ ભૂલનો સારો બદલો વળશે. આ બધું તારાથી સમજાય છે? સમજાતું હોય તો જાણ કે પછી એ કામ તારું જ છે કે — '

'બસ બસ,' ગુલાબસિંહે ક્રોધથી કહ્યું: 'મહાભય અને શંકાથી જે મરણ નીપજે છે, સર્વ ઉચ્ચતાનું મરણ નીપજે છે, તેના આગળ બીજાં મરણ શી વિસાતમાં છે? રે! જ્યારે પરમ વિરાગીઓ, મહાઉગ્ર અભિલાષાવાળા સાધનસંપન્ન મુમુક્ષુઓ, ધૈર્યવાન દૃઢ યોદ્ધાઓ, પેલા અનંત એષણાજાળમાંથી ઊડતા વિકરાળ ભૈરવની દૃષ્ટિ પડતાં જ પુલકિત થઈ નીકળી પડેલે ડોળે પથારીઓમાં જ મરણ પામેલા જોયા છે, ત્યારે આ સુંદરી જેના મુખનું નૂર માત્ર પવનના ફડફડાટથી કે બારીનો અવાજ થવાથી રાત્રીએ ઘુવડનો શબ્દ સાંભળવાથી કે કોઈ યોદ્ધાની તલવાર પર રક્તનું એક બિંદુ જોવાથી ઊડી જાય છે. તે એ કરાળ રાક્ષસની એક દૃષ્ટિ પણ કેમ જીરવી શકે? આવા પ્રસંગનો એના સંબંધી વિચાર મારા જેવાને પણ છેક નાહિંમત બનાવી દે છે.'

'જ્યારે તેં એને કહ્યું હતું કે હું તને ચાહું છું, જ્યારે તેં એને તારી કરી તારા હૃદય સાથે ચાંપી, ત્યારથી જ તેં એના ભવિષ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ને તેથી એનું રક્ષણ કરવાની શક્તિ ગુમાવી છે. અત્યારથી તું એને મન કેવળ મનુષ્ય જ થયો છે, આપણા શિષ્ય આપણને કેવા લેખે છે તે ઉપર પણ ઘણો આધાર છે. ત્યારે હવે તને શી ખબર છે કે હજુ તારે શી કસોટીએ ચઢવું પડશે? એ તારી રમા જ તારી શિષ્ય થવા ઇચ્છશે, એની જિજ્ઞાસા શું શું જાણવાની ઇચ્છા કરશે ને એનું ધૈર્ય એને કેવી હિંમત આપશે, તેની પણ તને શી ખબર છે? પણ હવે એ વાત જવા દે. બસ! ત્યારે તું એ માર્ગે જ જવાનો?'

'હા, વિધાતાના લેખ એમ જ લખાયેલા છે.'

'ત્યારે કાલે જ?'

'હા, કાલે આ વખતે અમારું નાવ પેલી સરિતા ઉપર દોડતું હશે અને મારા હૃદય ઉપરથી અનંત યુગનો જે ભાર છે તે ખસી ગયો હશે. રે ગાંડા સિદ્ધ! મને તારી દયા આવે છે, તેં તારું યૌવન ગુમાવ્યું છે.'

## ૧૭ : શરત પૂરી કરી

દિલ્હી શહેરમાં ગેલો ઉડાઉ સ્વચ્છંદી અમીર કાંઈ વહેમી માણસમાં ગણાતો ન હતો; તોપણ એ ભૂમિનું માહાત્મ્ય જ કાંઈક એવું હતું કે બુદ્ધિમાનમાં બુદ્ધિમાન અને નાસ્તિકમાં નાસ્તિક વિદ્વાનોના મનમાંથી પણ કોઈ પ્રકારનો ગુપ્ત વિશ્વાસ કેવળ નિર્મૂળ થઈ શકતો નહિ. અમીરે પોતાના પ્રપિતાનાં પરાક્રમની અનેક વાતો સાંભળેલી હતી. તેણે ગુપ્ત વિદ્યા પાછળ જે શ્રમ લીધો હતો તેની ભવ્યતા તેના જાણવામાં હતી અને પોતાના વંશના દૃષ્ટાંતથી દોરાઈ એણે પણ ઘણું કરીને યુવાવસ્થામાં તે વિદ્યા તરફ લક્ષ્ય આપ્યું હતું. એના મરણ પછી એક ગુટકો નીકળ્યો હતો, જેના ઉપર એનું નામ તથા એની છાપ હતી અને જેમાં કીમિયા વિષે અર્ધી ગંભીર અને અર્ધી ઉપહાસાત્મક વાર્તા વિસ્તારેલી હતી.

આવી શોધમાંથી એનું ચિત્ત મોજમઝાએ ખેંચી લીધું અને એની સ્વાભાવિક તીવ્ર બુદ્ધિ બહુ ઊંડાં ને ગૂંચવણભરેલાં કાવતરાંમાં વળી ગઈ. એની નિઃસીમ સમૃદ્ધિ, અપરાજિત અહંકૃતિ અને અસ્ખલિત સિદ્ધિ પામે તેવી વૃત્તિ, એ સર્વથી એ રાજમંડળને વિભીષિકારૂપ થઈ પડ્યો તથા એનાં અવળાંસવળાં કૃત્યો ઉપર તેમણે આંખ આડા કાન કરવા માંડ્યા. આજે શ્રીમત્સ્યેન્દ્રનાથની આશ્ચર્યકારક મુલાકાત અને તેથી પણ અધિક આશ્ચર્યયુક્ત અદૃશ્ય થઈ ગયાની વાત, એ ઉભયથી, એના મનમાં કાંઈક એવો અવર્ણ્ય ભય ભરાઈ ગયો કે તેની સામે એના નાસ્તિક બુદ્ધિબળે જેટલા પ્રયત્ન કર્યા તેટલા વ્યર્થ ગયા. ગુલાબસિંહને જેવો તેણે અદ્યાપિ કોઈવાર ધાર્યો ન હતો, તેવો તે એને મત્સ્યેન્દ્રના દર્શનથી જણાવા લાગ્યો. જે શત્રુ એણે ઊભો કર્યો હતો તેનો એને કાંઈ અવર્ણ્ય ભય લાગવા માંડ્યો. જમવાના થોડાક વખત આગમચ જ્યારે એ શાંત અને આત્મસ્થ થઈ શક્યો, ત્યારે એટલા જ નિશ્ચય ઉપર નિરાંત વાળી કે ગમે તે રીતે પણ હવે ગુલાબસિંહને નક્કી દૂર કરવો. એને એમ નક્કી થઈ ગયું કે મારી પોતાની જિંદગી ખાતર ગુલાબસિંહની જિંદગી લેવી આવશ્યક છે ને તેથી મેં જો આગળ કોઈવાર એવો નિશ્ચય કર્યો હોય, તો તેને આ મત્સ્યેન્દ્રના આવવાથી દસગણો ટેકો

મળે છે. પોતાના મુખ્ય ખવાસને બોલાવતાં એણે મનમાં નિશ્ચય કર્યો: 'વારુ જોઈએ, એનો યોગ કેવોક કામ આવે છે! પેલા વિષ ઉપર એનો યોગ કેવી અસર કરે છે!' એ વિષ તે કોઈ એવી અપૂર્વ બનાવટ હતી કે જેનો એક કણમાત્ર પેટમાં જવાથી સહજમાં મૃત્યુ થઈ જાય. એ વિષની ક્રિયામાત્ર એ અમીરના કુટુંબમાં જ જાણીતી હતી; કેમકે એના પ્રપિતાએ તે કોઈ કારણસર કોઈ મહાત્મા પાસેથી પ્રાપ્ત કરી હતી. એ વિષ લેનારને કાંઈ દુઃખ ન જણાતું એટલું જ નહિ, પણ મૂઆ પછી પણ તેની કશી નિશાની શરીર ઉપર કે અંદર રહેતી નહિ. ગમે તે રીતે કાપો, શોધો, પણ કાંઈ સમજાતું જ નહિ. લગભગ બાર ઘડી સુધી તો લેનારને માત્ર આનંદ અને આવેશની મઝા સમજાયે જતી, પણ પછી ધીમેધીમે મીઠી તંદ્રા થવા માંડતી, જેમાંથી એકાએક તાવ ચઢી આવતો અને ત્રિદોષનાં કાંઈક ચિહ્ન થઈ મરણ નીપજતું. એ વિષ પોતાના પરોણાને આપવાના દારૂમાં અમીરે પોતાને હાથે મેળવી રાખ્યું.

પરોણાઓનો જમાવ થવા માંડ્યો. મોટામોટા ઉમરાવો અને દરબારીઓ આવવા લાગ્યા. ઉજ્જ્વળ સૂર્ય અને ચંદ્રવંશના કુમારોની ઠઠ જામી. ચૌહાણ અને બીજા રજપૂતો પણ અન્યોન્યનાં પરાક્રમોની વાતોએ ચઢ્યા. છેક છેલ્લો ગુલાબસિંહ આવ્યો. જેવો તે આવ્યો અને અમીરની તરફ જવા લાગ્યો તેવો બધાએ એને માર્ગ આપ્યો. અમીરે એને સાર્થ હાસ્યપૂર્વક આવકાર દીધો અને ગુલાબસિંહે નીચા નમી એના કાનમાં કહ્યું: 'કપટના પાસાથી જે માણસ રમે છે તે હમેશાં જીતી જતો નથી.' અમીરે પોતાનો હોઠ કરડ્યો પણ ગુલાબસિંહ આગળ ચાલ્યો ગયો અને ખુશામતખોર મુખ્ય ખવાસની સાથે વાતે વળગ્યો.

'અમીર સાહેબનો વારસ કોણ છે?' ગુલાબસિંહે પૂછ્યું.

'મોસાળ તરફનો એક દૂરનો સગો. એમના પિતાનો વંશ તો એમની સાથે જ પૂરો થાય છે.'

'આ મિજબાનીમાં એ માણસ આવ્યો છે?'

'ના, એને ને અમીર સાહેબને જરા અણબનાવ છે.'

'કાંઈ ફીકર નહિ; કાલે આવશે.'

મુખ્ય ખવાસ તો આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયો. પણ જમવાની તૈયારી થઈ ગઈ હતી એટલે પરોણાઓ પોતપોતાના સ્થાને બેસવા લાગ્યા. જમવાનો ઓરડો બહુ ભભકાથી શણગારવામાં આવ્યો હતો. સાયંકાળને સમયે અનુકૂળતાથી મૃદુ અને મધુર પવન સાથે અતિસ્વાદિષ્ટ ગાનની સુવાસ વિસ્તરે એવી સર્વ યોજના કરવામાં આવી હતી. જમવાની બેઠક ચોતરફથી ખુલ્લી હોવાને લીધે ચારેબાજુએ પથરાઈ રહેલાં સુંદર બાગનાં સુવૃક્ષોથી પુષ્પપરાગ બધે અજાણ્યો પણ અતિરમ્ય રીતે વ્યાપી રહ્યો હતો. સ્વાભાવિક યોજના ઉપરાંત અત્તર, ગુલાબ, ધૂપ આદિ કૃત્રિમ યોજનાથી જે જે થઈ શકે તેની પણ ખામી રાખી ન હતી. સુવર્ણ રેખાથી વિચિત્ર શણગારેલા રૂપાના થાળ ભાતભાતનાં પકવાન્નથી ઊભરાઈ જતા હતા. જમતી વખતે જે વાતચીત ચાલતી હતી તે પણ સાધારણ કરતાં જુદા જ પ્રકારની હતી. અનેક વિદ્યા, કળા, ઇત્યાદિ વિષે રમૂજી વાતો થવા ઉપરાંત અન્યોન્યમાં એવા આનંદથી ટોળ ચાલતી હતી કે એ બધા વચ્ચે જ યજમાનની બહુ જ શાંત મુખમુદ્રા-જે પ્રસંગેપ્રસંગે જાગ્રત તથા આનંદી જણાવા બહુ પ્રયત્ન કર્યા કરતી—તે વિલક્ષણ લાગતી હતી. ગુલાબસિંહ તો બધાંને પ્રિયતમ થઈ પડ્યો હતો. એની સરળ તથા મૃદુ વાતચીત અને ઉપહાસમિશ્ર આનંદ ઉપજાવવાની કોઈને પણ દૂભવે નહિ તેવી નિર્દોષ રીતિ, એના ઉચ્ચ કુળ અને ગુણનું ભૂષણ હતી અને એથી જ એ સર્વનું મન આકર્ષતો હતો. આ પ્રસંગે એના યજમાન કરતાં એની રીતિ કેવળ વિલક્ષણ હતી ને તેથી એ બે ઉપર બધાનું બહુ લક્ષ્ય રહેતું હતું. આવો આનંદ મચી રહ્યો છે, એવામાં ચાકરે આવી ધીમેથી ગુલાબસિંહના કાનમાં ખબર કહી : 'લાલાજી નામે કોઈ માણસ આપને બહુ અગત્યના કામસર મળવા આવ્યો છે.'

તુરત જ ગુલાબસિંહે અમીર તરફ વળી કહ્યું : 'સાહેબ ! મને માફ કરજો, પણ મારે જરા ઊઠવું પડશે. મારો એક મિત્ર જેને આપ છેક ન ઓળખતા હો એમ હું ધારતો નથી, તેની સાથે મારે કેટલુંક બહુ અગત્યનું કામ છે ને તે અત્યારે મારે માટે ખોટી થાય છે.'

અમીરે જરા હસતે વદને પણ બહુ માનથી કહ્યું : 'ગુલાબસિંહ! મેં એ ગૃહસ્થનું નામ સાંભળ્યું છે. લાલાજી આપણી સાથે આવી બેસે એવી જ

મારી ઇચ્છા છે, તો તમે એટલી મારી યાચના માન્ય રાખશો?'

ગુલાબસિંહે કાંઈ બોલ્યા સિવાય માત્ર નમનતાઈથી ડોકું નમાવી આજ્ઞા માથે ચઢાવી અને નોકરને કાંઈ સમજાવી પાછો મોકલ્યો. લાલાજી માટે ગુલાબસિંહની પાસે જ થાળ ગોઠવ્યો અને આસન મંડાવ્યું. લાલાજી આવીને સર્વને રામરામ કરી બેઠો કે તુરત જ અમીરે કહ્યું : 'ભાઈ! તમે આવ્યા તેથી મને બહુ સંતોષ થયો. મારા ઉપર ઉપકાર થયો. મને આશા છે કે તમારે જે કામ છે તે ખુશીના સમાચારનું હશે, નહિ તો હું માગી લઉં છું કે હાલ કાંઈ બોલતા ના. લાલાજી આવેશમાં ને આવેશમાં બોલવા જતો હતો પણ ગુલાબસિંહે એને અટકાવ્યો અને વાત ઉડાવી, લાલાજીને કહ્યું : 'ફીકર નહિ, હાલ તુરત જે થાય તે જોયા કરો, કામની વાત કામે છે.'

લાલાજી વાત સમજ્યો અને તેથી આડીઅવળી વાતો ચલાવા માંડી, તે વખત ધીમેથી ગુલાબસિંહને પૂછવા લાગ્યો : 'ત્યારે તમે જાણો છો કે જેને તમે બચાવવાની શક્તિ ધરાવવાનું અભિમાન રાખતા હતા તે રમા—'

'અત્યારે અહીંઆં છે, હા અહીંઆં છે. હું એથી વિશેષ પણ જાણું છું કે આપણા યજમાનના જમણા હાથ પર અત્યારે યમદૂત આવી બેઠો છે. પણ એનું અને એ અબળાનું ભાગ્ય આ ક્ષણથી જ કેવળ જુદું પડી ગયેલું છે. જે આરસીમાંથી મને તે ભાગ્યનું દર્શન થાય છે તે આરસી રુધિરમાં નહાવાઈ ગયેલી છે. શાંત થા. તે પાપનો ઘડો કેમ ફૂટે છે તે જોયા કર'. આ વાત થઈ રહ્યા પછી ગુલાબસિંહે ઉચ્ચ સ્વરે કહ્યું : 'મિત્રો! મારા મિત્રે મને જે ખબર આપી છે તે પ્રમાણે મારે દિલ્હીથી કાલે જ જવું પડશે. માટે આજે જેટલી થાય તેટલી મઝા કરી લેવી.'

અમીરે અધીરા થઈ પૂછ્યું : 'એવું તે શું છે?'

'મને સંપૂર્ણ પ્રીતિથી ચાહનાર એક પરમ મિત્રનું પાસે આવતું મરણ. પણ એ વાત જવા દો. શોક કરવાથી કાંઈ વળવાનું નથી. રકાબીમાં મૂકેલાં ફૂલમાંથી કરમાઈ જતાં ફૂલોને કાઢી નાખી તે બદલ તાજાં ગોઠવીએ છીએ, તેવું જ આ સંસારના સ્નેહનું છે.'

'એ તો ખરું બ્રહ્મજ્ઞાન!' અમીરે કહ્યું : 'મારો પણ એ જ નિશ્ચય

છે, गतं न शोचामि એ મારો પણ સિદ્ધાંત છે. આ જીવિતમાં શોક કરવા જેવું કાંઈ નથી. હા એક છે. જ્યારે કોઈ અપ્રતિમ કાંતિ ઉપર આપણું દિલ લાગ્યું હોય ને તે આપણા હાથથી જાય! એવે પ્રસંગે આપણે બધું જ્ઞાન ભેગું કરી ધીરજ રાખવી જોઈએ ને ગાંડા થઈ ન જવું જોઈએ. કેમ ગુલાબસિંહ! તમે શું ધારો છો? તમે તો કદાપિ એમ ન કરો. આવો લો, એક પ્યાલો, ચાલો—જયવાન આશકને આનંદની પ્રાપ્તિ સાથે જ પરાજિત પ્રતિપક્ષીના મોહનો ભંગ થાઓ.'

'લાવો, હું એ જ પ્રતિજ્ઞાપૂર્વક' ગુલાબસિંહે પેલો વિષમય દારૂ પ્યાલામાં રેડાતો હતો તે વખતે અમીર ઉપર દૃષ્ટિ બાંધી કહ્યું: 'આ દારૂથી પણ તમને વચનસિદ્ધિ ઇચ્છું છું.'

ગુલાબસિંહે પ્યાલો મોઢે માંડ્યો. એની દૃષ્ટિ પોતાના ઉપર લાગેલી જોઈને યજમાન ગભરાવા લાગ્યો, પણ ગુલાબસિંહે તો પ્યાલો ચોખ્ખો કરી જમીન ઉપર મૂકતા સુધી એક નિમિષવાર પણ પોતાની દૃષ્ટિના તાપથી અમીરને મુક્ત કર્યો નહિ.' તમારો દારૂ બહુ જૂનો જણાય છે, પણ એમાં જોશ ઝાઝો નથી. બીજાને તો એ બહુ ચઢી જાય, પણ મને કાંઈ થનાર નથી. કેમ ભાઈ,' ખવાસ તરફ દૃષ્ટિ કરી બોલ્યો: 'તમને દ્રાક્ષની સારી પરખ છે, તમે જરા જોશો.'

ખવાસે કૃત્રિમ ગંભીરતાથી જવાબ આપ્યો: 'ના જી મને દારૂની ટેવ જ નથી, આપના મિત્ર લાલાજીને અનુભવ હશે.'

'મારા મિત્રને પણ આ દારૂનો સ્વાદ ચખાડવાની ઇચ્છા છે?' ગુલાબસિંહે અમીર તરફ જોઈ કહ્યું: 'પણ સમજવું જોઈએ કે બધાને મારી પેઠે નહિ જ ચડે એમ ન હોય.'

અમીરે ઉતાવળથી ઉત્તર વાળ્યો: 'ના, ના, આપની ઇચ્છા ન હોય તો મારે લેશ પણ મરજી આપના મિત્રને આગ્રહ કરવાની નથી.'

'ત્યારે એ દારૂ ને આ વાત એ બન્ને હવે બદલી નાખો.' ગુલાબસિંહે કહ્યું.

એટલી વાત થયા પછી ગુલાબસિંહ અધિક ઉત્સાહપૂર્ણ અને આનંદી જણાવા લાગ્યો. એના મોંમાંથી જે ટોળની વાતો નીકળતી હતી તે કરતાં

વધારે ચમત્કૃતિ કે આનંદ બીજા કોઈ સ્થળે ગમે તેવા ગમ્મત કરનારાએ પણ ભાગ્યે જ દાખવ્યાં હશે. સાંભળનાર સર્વે નજરબંધીથી બંધાયા હોય એમ એના ઉપર કુરબાન થઈ ગયા. ઉમરાવ પોતે પણ એના ઉપર જ મોહી ગયો. લાલાજી પણ એ અસરથી મુક્ત ન થયો. જ્યારે વિષયુક્ત મદિરાનું પાત્ર ગટગટવી ગયો ત્યારે ગુલાબસિંહ જે વાણી વદ્યો, તેથી યદ્યપિ ઉમરાવનો જીવ ગભરાઈ ગયો હતો; તથાપિ જેમજેમ ગુલાબસિંહ વધારે ખીલતો ગયો તેમતેમ એને પોતે પ્રયોજેલા વિષની નિશ્ચિત અસર થતી જોઈ આનંદ થતો ગયો. દારૂબાજી ચાલુ જ હતી, પણ કોઈને ભાન ન હતું કે કેટલો લેવાયો. એક પછી એક બધા જેમ નજરબંધીથી ઘેરાઈ ગયા હોય તેમ ઢંડા પડી ગયા. માત્ર ગુલાબસિંહ જ એકએકને માથે ચડે તેવા ટૂચકા ને વાતો હાંકતો જ ચાલ્યો. એના શબ્દોને પણ હવે તો બધા વીણી લેતા હોય એમ એકચિત્ત થઈ, એના વર્ણોચ્ચારના શ્રવણાર્થે ઊંચો શ્વાસ લઈ એકદૃષ્ટિ થઈ રહ્યા! આમ છતાં એના ટોળનો મર્મ કેવો ગૂઢ હતો! ત્યાં ભરાયેલા દારૂડિયા જ કરડાકી અને તેમની જિંદગી જે નિર્જીવ ઢાવલાં બનેલી હોય છે, તેની મશ્કરીઓથી જ ભરેલો હતો! આમ ને આમ રાત પડી. દીવાનખાનામાં અંધકારનો પટ છવાવા લાગ્યો, પણ કોઈ હાલતું ન હતું. મિજબાની બહુ લાંબી ચાલી. ગમ્મતનો રસ જરા પણ ઊણો થયો નહિ. એવામાં સ્વચ્છ આકાશમાં ચંદ્રનો પ્રકાશ વિસ્તર્યો અને બહારના બાગમાંનાં પુષ્પવૃક્ષ અને ફુવારા ઉપર રૂપેરી રંગે રમવા લાગ્યો. એ પ્રસંગે ગુલાબસિંહ બોલ્યો :

'મિત્રો! આપણા યજમાન આપણાથી કંટાળ્યા નથી એમ હું ધારું છું, તો એમની આ ખૂબસૂરત વાડીના આકર્ષણે લલચાઈ આપણે બે ઘડી વધારે ત્યાં બેસીએ તો હરકત નથી. કેમ મહેરબાન! તમારા રસાલામાં ગવૈયા પણ હશે જ. હોય તો પુષ્પવાસથી ઘ્રાણેંદ્રિય આનંદ પામે ને ભેગાં કર્ણ અને હૃદય પણ રસબસ ભરાય.'

'વાહ, બહુ મઝાની વાત.' ઉમરાવે કહ્યું : 'ખવાસ, ગાયન થવા દે.'

આવો ઠરાવ થતાંની સાથે જ બધા એકદમ ઊઠીને બાગમાં ગયા, ને એ જ પ્રસંગે અત્યાર સુધી ઢાંસેલા દારૂની અસર સર્વને એકાએક માલૂમ

પડી, લાલચોળ વદને, ઘેરાયલાં નયને અને લથડતે પગે સર્વે બાગમાં આવ્યાં. જાણે કે અત્યાર સુધી સાચવેલા મૌનનો બદલો વાળવાનો જ હોય તેમ સર્વેની જીભ એકીવારે છૂટી ગઈ; ને આખા બાગમાં ગડબડાટ, ઘોંઘાટ અને તોફાનની ધૂન મચી રહી. શાંત સુંદર રાત્રિ અને તેના આશ્રયમાં કેવળ ઉચ્છૃંખલ મત્તતા, એ ઉભયનો વિરોધ ભયાનક લાગતો હતો. એ બધી મંડળીમાં રાજકુમારના કુળનો વહીવંચો જે હાજર હતો તે તો ઘણો જ આનંદમાં જણાતો હતો. તે સ્વભાવે આનંદી, બુદ્ધિએ તીક્ષ્ણ અને પ્રતિષ્ઠાએ પ્રામાણિક હતો. આ ગડબડાટ મચ્યા પછી જે ખેલ થયો અને જેની વાતથી આખા દિલ્હી શહેરમાં ખળભળાટ થઈ ગયો, તે બિના આ વહીવંચાએ જે લેખ પોતાના ચોપડામાં કરી રાખ્યો છે, તેને આધારે કહેવી જ ઠીક પડશે. તે લખે છે કે:

"કદી પણ મારું લોહી આવું ઊકળ્યું હોય એમ મને સ્મરણ નથી. પંડ્યાની નિશાળેથી છૂટી મળતાં નાઠેલાં છોકરાંના ટોળા જેવા અમે થઈ ગયા. છ કે સાત પગથિયાંની નીસરણી ઊતરીને બાગમાં જતાં એકએકના ઉપર પડતા હતા, ગબડી જતા હતા, ગબડાવી પાડતા હતા; ને એમાં પણ કેટલાક હસતા, કેટલાક રડતા, કેટલાક લડતા ને કેટલાક ગાળો દેતા. દારૂએ જાણે પ્રતિ મનુષ્યની ગુપ્ત વૃત્તિ બહાર ખેંચી કાઢી હતી. કેટલાક બૂમો પાડતા હતા ને લડતા હતા. કેટલાક પ્રેમની વાતો કરતા હતા ને રડતા હતા. જેને અમે આજ પર્યંત મૂર્ખા જેવા ધારતા હતા તે જ ઘણામાં ઘણા આનંદે ચઢેલા હતા. જેને નિરંતર અભેદ્ય ગંભીરતાવાળા જાણતા હતા તે જ ટંટાખોર જણાતા હતા. મને સ્મરણ છે કે આ બધા તોફાનમાંથી પણ મારી દૃષ્ટિ જ્યારે ગુલાબસિંહ ઉપર પડી, ત્યારે તેની આકૃતિ મને નિરંતરના જેવી જ શાંત અને સર્વનો તિરસ્કાર કરતી હોય તેવી લાગી. મઝાને આ રીતે અપમાન આપનાર જોડે કાંઈક બહાનું કાઢી લડવાની પણ અધીંપધીં ઇચ્છા મને પેદા થઈ. મને જ આમ લાગેલું એમ નહિ, પણ પાછળથી વાત કરતાં ઘણાએ મને એનું એ જ કહેલું છે કે એને જોવાથી અમારું લોહી વધારે ઉકાળે ચઢતું ને ખુશમિજાજને બદલે ગુસ્સો પેદા થઈ આવતો. એના ઠંડા સ્મિતમાં જ કાંઈક એવું હતું કે જેથી બીજાને માનભંગ થયા

જેવું લાગે ને લડવાની ઇચ્છા થાય. આ ક્ષણે ઉમરાવ અમારી પાસે આવ્યો. એના પગ પણ જમીન પર ટકતા ન હતા. એણે પણ હાંસવામાં બાકી રાખી ન હતી. એકદમ મારી પાસે આવી એણે મારો હાથ પોતાના હાથમાં લીધો ને મને એક બાજુએ તેડી ગયો. એને ગુલાબસિંહનો પૂરેપૂરો ચેપ લાગેલો હતો, તેથી એના જેવો જ ડાળ કરવા પોતે જતો હતો; છતાં કાંઈ ઠેકાણું હતું નહિ. એણે કેટલાંક આડાંઅવળાં ગપ્પાં માર્યાં પછી દિલ્હી શહેરની ખૂબસૂરત અંગનાઓની વાત છેડી; અને મારી મશ્કરીઓ કરવા માંડી કે આ ગામનાં સુંદર ગુલાબ તો અમે જ ભોગવીએ છીએ, તમે શું સમજો ! આથી મારા અભિમાનમાં મને ઓછું આવ્યું અને મેં પણ એને બેચાર ન કહેવાની વાતો સંભળાવી. મારે કબૂલ કરવું જોઈએ કે બીજી વખત હું તેમ ન કરત, પણ એ વખતે તો મારો મિજાજ એવો થઈ ગયો હતો કે વા સાથે પણ વઢવાનું મન થાય. ઉમરાવ મારી પાસેથી ખસ્યો કે તુરત મેં ગુલાબસિંહને મારી પાસે દીઠો.

" એણે કહ્યું : ' અમીર બોલે છે તે વાત ખોટી છે. જાણે બધી દોલત અને બધી કાંતિનો એમણે જ ઇજારો રાખ્યો હશે! આપણે એને ખરેખરો બનાવીશું ? '

" મેં કહ્યું : કેવી રીતે ?

" અત્યારે જ એના ઘરમાં આ શહેરની પ્રખ્યાત કિન્નર કાંતિનો સાર રમા હાજર છે. અલબત્ત, તે કાંઈ ખુશીથી અહીં આવેલી નથી પણ તમે જો તેને ગાવાના મિષે અત્રે લવડાવો, તો પછી તે તમારી બે મીઠી વાતો સાંભળતાં તમારી જ થાય એમાં શક નથી. '

" આ વાત મારે ગળે ઊતરી, તેથી હું તુરત ઉમરાવ તરફ દોડ્યો. ઉમરાવ તોફાનીમાં તોફાની ટોળીની વચ્ચે ઊભો હતો મેં ગવૈયાને એકદમ બંધ પાડી દીધા ને મોટેથી કહ્યું : ' વાહ રે અમીર સાહેબ! આ રીત છે! આવા નિર્માલ્ય ગાયનથી અમને ખુશી કરી પેલી રમાનું દિવ્ય ગીતામૃત તો આપ એકાંતમાં જ પીવાના હશો ? ' આ વાત સાંભળતાની સાથે બધાએ શોર કરી મૂક્યો અને અમીરે જે જવાબ આપવા યત્ન કર્યો તેમાંનું કાંઈ કાને પડ્યું નહિ. જરા શાંતિ થઈ ત્યારે તેણે કહ્યું : ' કદાપિ તમો કહો

છો તેમ હું કરું તોપણ આ મંડળી જે અત્યારે જેટલી કુલીન તેટલી જ તોફાની છે. તેની સમીપ એ બાળા હાજર કેમ થઈ શકે? તમે બધા એટલા ઉદાર છો જ કે સ્ત્રી પ્રતિ બળાત્કારની તો મને સલાહ આપો જ નહિ. જો કે આપણા મિત્ર ચંદના પ્રિયતમ અમારા પૂજ્ય તો અત્યારે એટલું પણ ભાન ભૂલી ગયા છે કે મારા ઉપર બળાત્કાર કરવા બેઠા છે.' આવું સાંભળી મારું લોહી તપી ઊઠ્યું ને મેં પણ આવેશમાં જ એવું ટાણું માર્યું કે 'બળાત્કાર કરવાની બાબતમાં મારે આપ જેવા નામદારનો જ દાખલો છે, એટલે કાંઈ દૃષ્ટાંત ખોળવા જવું પડે તેમ નથી. બધું શહેર જાણે છે કે રમા તમારા મહેલમાં ખુશીથી આવી નથી ને તે તમારા પ્રેમને ને પૈસાને લાત મારે તેવી છે. એટલે જો તમે તેને આહીં લાવો તો તે તમારા જુલમની ફરિયાદ આ ઉદાર ગૃહસ્થોને કરે ને તેઓ તેને સહાય કરે; માટે જ તમે પાછાં પગલાં ભરો છો.' આ પ્રમાણે સળગવા માંડ્યું તેમાં ગુલાબસિંહે ઘી હોમ્યું: 'ખરી વાત છે, અમીર પોતાના કેદીને અહીં લાવી શકે તેમ છે જ નહિ.' આવી બોલાબોલી થતામાં અમે બન્ને એટલા તપી ગયા કે પોતપોતાની તલવાર ઉપર હાથ નાખવા લાગ્યા, વાત વધી પડી. મંડળી-માંના અમીરઉમરાવો પણ જેને જેમ ફાવે તેમ એક કે બીજાનો પક્ષ કરી બૂમો પાડવા લાગ્યા. તલવારો ખેંચાઈ અને જેવો હું મારી તલવાર લઈ ઉમરાવ સામો ધસતો હતો, તેવામાં જ ગુલાબસિંહે મારી તલવાર લઈ બીજી મારા હાથમાં મૂકી અને ઉમરાવને કહ્યું: 'તમારો પ્રતિપક્ષી તમારા પ્રપિતાની તલવાર લઈને ઊભો છે. તમે તો કાંઈ વહેમને ગણકારતા નથી, બડા બહાદુર છો, પણ તમે આપણે જે શરત કરી હતી તે ભૂલી ગયા છો, માટે યાદ દેવડાવું છું.' આટલું સાંભળતાં જ ઉમરાવના હોંશ ઊડી ગઈ, પણ તે હિંમત લાવી મારા ઉપર ધસ્યો. પછી જે ગડબડ મચી તેમાં શું થયું તે મને યાદ નથી. અમે કેવા ઘા કર્યા, શું થયું, કેમ થયું, કાંઈ સ્મરણ નથી. માત્ર એટલું જ સાંભરે છે કે જ્યારે શાંતિ થઈ ત્યારે મારા પગ આગળ ઉમરાવનું શબ લોહીમાં લદબદતું પડ્યું હતું ને ગુલાબ-સિંહ નીચો નમી તેના કાનમાં કાંઈ કહેતો હતો. એ બનાવથી બધાનો કેફ ઊતરી ગયો ને સર્વે અતિશોક અને પશ્ચાત્તાપ કરતા વેરાઈ ગયા.

"એ પછી મેં ગુલાબસિંહને જોયો નથી, હું તો એ બનાવની હકીકત કહેવા દરબારમાં દોડી ગયો; અને પુણ્યપ્રતાપ અમરરાજ મહારાજાનો ઉપકાર માનું છું કે તેમણે યથાર્થ વિચાર કરી મને ક્ષમા બક્ષી."

આ ઉપરથી વાંચનારના સમજવામાં બધો વૃત્તાંત આવશે. લાલાજીએ આ તોફાનમાં ભાગ લીધો ન હતો, તેમ તેણે પાન પણ નિયમસર કર્યું હતું. તેમાં મુખ્ય કારણ માત્ર ગુલાબસિંહની વારંવાર ધીમેથી કરેલી શિક્ષા જ હતી. જ્યારે એ બે જણા એ સ્થાનથી દીવાનખાનામાં જઈ એકલા પડ્યા, ત્યારે લાલાજીએ પૂછ્યું : 'આ બનાવ તમે શી રીતે જાણી શક્યા હતા? તમે જાતે તો કાંઈ કર્યું નહિ?'

'જે સેનાની વિજય મેળવે છે તેણે જાતે જ લઢવું જોઈએ એમ નિયમ નથી; પણ હવે ગઈ વાતને ગયા મનુષ્ય જોડે જવા દે. તારે જો અમારા ગુપ્ત વિદ્યાનો ખપ હોય તો યમુનાતટ ઉપર જે ટેકરે ભવાનીનું મંદિર છે. તેની પાસે મધ્યરાત્રીએ મળજે. મરજી હોય તો ત્યાં જ તને ગુરુ પણ ભેગા થશે. હાલ તો જા, મારે હજી અહીં કામ છે. રમા અહીં જ પુરાયેલી છે.'

લાલાજી જતા હતો તેવામાં મુખ્ય ખવાસ જેને આવતાંઆવતાં ગુલાબસિંહે કાનમાં કાંઈ કહ્યું હતું તે આવ્યો. ગુલાબસિંહે તેને કહ્યું : 'ભાઈ! તારો ધણી હવે છે નહિ, તેમ તારા નવા ધણીને તારું કામ નથી; કેમકે તે સદ્ગુણી ને ડાહ્યો છે. તારે તારું સંભાળવાનું છે. હું તને જવા દઉં છું, નહિ તો તેં જે પેલો વિષમય દારૂ મને પાયો છે તે માટે હું તને અત્યારે ગરદન મરાવી શકું એમ છું. ગભરાવાનું કારણ નથી. એ દારૂથી મને કાંઈ થવાનું નથી; એટલું જ કામ કર કે રમા જ્યાં હોય ત્યાં હવે મને લઈ જા. તારે તેનું કામ નથી ને મારે તેની બહુ જરૂર છે. ઉતાવળ કર, મારે જવું છે.'

મનમાં કોણ જાણે શું બડબડતો ને ધ્રૂજતો ખવાસ આગળ થયો ને ગુલાબસિંહને રમા પાસે લઈ ગયો.

## ૧૮: નવો શિષ્ય

મધ્યરાત્રી થવાને એક ઘડીની વાર હતી. લાલાજી ઠરાવેલે ઠેકાણે આવી ચૂક્યો હતો. ગુલાબસિંહે એના ઉપર જે અસર કરી હતી, તે ગતરાત્રીના વૃત્તાંતથી સુદૃઢ થઈ હતી. જે બનાવો બન્યા તે કેવા સ્વાભાવિક, કેવળ આકસ્મિક છતાં એણે ભવિષ્યરૂપે જાણેલા હતા! આ અતિચમત્કૃતિમય વિલક્ષણ પુરુષ નિર્જીવમાં નિર્જીવ વસ્તુને પણ પોતાનો સંકલ્પ સાધવાનું સાધન કરવા સમર્થ છે! એમ જ છે, ત્યારે રમાને લઈ જવા જ કેમ દીધી? ગુનેગારને દંડવા કરતાં ગુનો જ કેમ ન અટકાવ્યો? શું ગુલાબસિંહ રમાને પ્રેમદૃષ્ટિથી જોતો હતો? પ્રેમી છતાં તે પ્રેમપાત્ર બીજા આગળ ધરે! એવા પ્રતિપક્ષીને આપે કે જેને પોતાના અગાધ સામર્થ્યથી સહજમાં નમાવી શકે! ગમે તેમ હો પણ લાલાના મનમાં પૂર્વે જે વિચાર થયલા તે તો હવે થવા જ અશક્ય હતા. રમા અને ગુલાબસિંહ કોઈ યુક્તિથી એને છેતરીને ફસાવે છે એમ સમજવું માત્ર કલ્પના જ હતી. ત્યારે લાલો પોતે રમા ઉપર પ્રેમગ્રસ્ત છે? ના, લાલાજીની વૃત્તિ અત્યારે કોઈ જુદી જ વાત ઉપર રોકાયેલી છે. જુગાર રમવાનો જેને ચડસ લાગે છે તેને બીજું કશું સૂઝતું નથી. તેને કશી ખબર પડતી નથી. જે હાથ આવે તે ઉડાવી દઈ ને પણ પોતાની રમવાની ચળ મટાડે છે, એમ જ લાલાજીને હતું. ગુપ્ત જ્ઞાનના અભેદ્ય પટને ઊંચો કરી તદંતરિત ગુહ્યાગારનાં દર્શનમય જ એનો જીવ થઈ ગયો હતો. બીજા કોઈ વિચારને અવકાશ ન હતો. એને ગુલાબસિંહ જેવા થવું હતું. નહિ કે પ્રેમમાં, પૈસામાં, કીર્તિમાં—પણ તે અભેદ્ય, અલૌકિક શક્તિ જે તેનામાં હતી તે પામવી હતી. લોકથી જેને લીધે એ વિદેશી વિલક્ષણ જણાતો તેનું રહસ્ય પ્રાપ્ત કરવાને લાલાજી પોતાનો જીવ પણ સુખે આપવા તૈયાર હતો. રાત્રી ઘણી જ શાંત અને મધુર હતી. ચંદ્રનો પ્રકાશ શાંતિને અધિક શોભાવતો હતો. ભવાનીના ભવ્ય ધામને દૂરથી યમુનાના ચંદ્રપ્રભાયુક્ત તરંગ પણ પુષ્પશોભિત અર્ઘ્ય આપતા હતા. લાલાજી ધીમેધીમે દેવળની પશ્ચિમ બાજુએ એક પીપળા નીચે આવ્યો. ત્યાં એણે એક પુરુષને મોટો ઝભ્ભો વીંટાળીને ઊભેલો, તથા અતિ પ્રગાઢ શાંતિથી ઠરી રહેલો દીઠો.

લાલાએ ગુલાબસિંહ કહી ટહુકો કર્યો તેવો જ તે પુરુષ તેના તરફ વળ્યો. એણે કોઈ બીજા જ વિદેશીને જોયો. એ વદન ગુલાબસિંહના જેવું સુંદર નહિ પણ તેટલું જ ભવ્ય અને કેવળ સત્ત્વવૃત્તિની અભેદ્ય મુદ્રાએ અલંકૃત, વિશાળ ભાલ સહિત, અતિકોડી અને ભેદી નાખે તેવી આંખોએ શોભતું હોવાથી વધારે સામર્થ્યવાળું હતું.

'તમે ગુલાબસિંહને શોધો છો,' પેલા પુરુષે કહ્યું: 'તો તે હમણાં અહીં આવશે; પણ જે અત્યારે તમારી સમીપ છે તે જ તમારા ભવિષ્ય જોડે વધારે નિકટ સંબંધ ધરાવે છે ને તમારી આશા પૂર્ણ કરવા વધારે ખુશી છે.'

'ત્યારે શું પૃથ્વી ઉપર બે ગુલાબસિંહ છે!'

'જો ન હોય તો તમે પોતે જ બીજા ગુલાબસિંહ થવાની શ્રદ્ધા કેમ કરી શકો છો? યુવાવસ્થાના તરુણ આત્મપ્રસાદમાં એવી વાંછના ન અનુભવી હોય એવો કોઈક જ પુરુષ હશે કે આ બ્રહ્માંડમાં કાંઈ ગુપ્ત ચમત્કાર છે ને તે ચમત્કાર સમજવો આવશ્યક છે. જે અવર્ણ્ય ચમત્કૃતિથી આ વિશ્વ પૂર્ણ છે તેનું ગાન અતિ સુશ્લિષ્ટ અને મધુર છે. આત્માના અંતરંગ વ્યાપારમાં તેનો ધ્વનિ પ્રતીત થાય છે. માનુષહૃદયમાં જે જે વાંછના ઊઠે છે, જે જે ઉદ્ગાર થાય છે, તે બધાં કોઈક અચિંત્ય વિશ્વની તાદૃશ રચનાનાં પ્રતિબિંબ છે. એ રચના તે જ પરમ સત્તા છે, બીજું મિથ્યા છે. અનંત યુગ અને કલ્પ વહી ગયા તેમાં એ સિદ્ધસત્તામાં જ રમનારા અનેક મહાત્મા થઈ ગયા છે ને થશે. ગુલાબસિંહ તેમના આગળ કોણ માત્ર છે?'

'ત્યારે હું પૂછું છું કે એવા અનંત મહાત્માઓ, જેના આગળ ગુલાબસિંહ કાંઈ નથી તેમાંના તમે એક છો કે નહિ?'

'આ શરીરમાં તમે એક એવો પુરુષ દેખો છો કે જેની પાસેથી ગુલાબસિંહ કેટલીક ગુપ્ત વિદ્યા શીખ્યો છે. આ ભૂમિ ઉપર હું એટલા કાળથી છું કે જે કાળની ગણના તમારા ઇતિહાસ અને પુરાણ લખનારા કરી શકતા નથી. આર્ય ઋષિઓ, કૌરવ, પાંડવ, રામ, કૃષ્ણ સર્વને મેં દીઠા છે. એ ઋષિઓ કે જેમની ઉત્પત્તિ, સ્થિતિ અને કૃતિ વિષે આજના પંડિતો અનેક કુતર્ક કરે છે તે ખરા મહાત્મા જ હતા. તેમણે વિશ્વ-રચનાનાં ગાનમાત્રથી જ વેદ ભર્યા નથી, પણ તેમણે મહાગહન ગુપ્ત

વિદ્યાના ભંડાર તેમાં સાચવેલા છે. તે પોતે પણ મરી ગયા નથી. કૌરવ અને પાંડવ તથા રામ અને કૃષ્ણ જેવા મહાપુરુષો નથી જ થયા એમ નથી; પણ એ જ ઇતિહાસ દ્વારા એ મહાત્માઓએ એવાં દૃષ્ટાંતથી અધ્યાત્મયોગ સમજાવ્યો છે કે વિચારનારને મુક્તિ હસ્તામલકવત્ થઈ રહે. પણ કલિના પ્રભાવે કૂંચીઓ નાશ પામી છે. લોકો માત્ર અક્ષરને ને તે અક્ષરના શુષ્ક ભાવને વળગી રહી વહેમી, બાવલા ને અજાની થયા છે. કૌરવ અને પાંડવનાં યુદ્ધની વાતોથી લોકો રંજન પામે છે ને એમ ને એમ રાજ્યપાટ અને દ્રવ્યલાલસાની વાંછનામાં અધમતાએ ચઢે છે. ખરું રાજ્ય, ખરી પ્રાપ્તિ તો આ શરીરરૂપી કુરુક્ષેત્રમાં આત્મા અને મનના સંગ્રામમાં આત્માને વિજયવાન કરવામાં છે. બ્રહ્માંડને મૂકી તેની પ્રતિકૃતિ જે પિંડ છે તેને જ વિલોકવામાં આત્મસામ્રાજ્યના પગરણનો આરંભ છે ને સર્વપ્રાપ્તિનું બીજ છે. પરંતુ જેમની શ્રદ્ધા જ જડ છે, જેમની બુદ્ધિ જ મંદ છે, જે સ્થૂલની પાર વિશ્વાસ કરી શકતાં નથી, નિશ્ચય ઉપજાવી શકતાં નથી, કાવ્યના તેમ વિશ્વના ધ્વનિને ન સમજતાં ગદ્ય જેવા સ્થૂળમાત્રને જ સમજે છે, તેમનો આ કલિકાળમાં વધારે પ્રભાવ છે. એ અંધકારથી તું સર્વથા મુક્ત છે; કેમકે મૂળથી જ ચિત્રકાર હોઈ સ્થૂળની પાર જોનારો છે એટલે મને તારા વિષે બહુ સંતોષ છે.'

'પણ જે સ્થૂલપારની વિદ્યા, સ્થૂલપારનું જ્ઞાન તમે કહો છો તે વિદ્યા અને તે જ્ઞાન કયા ગ્રંથોમાં છે? કયા પ્રયોગથી મળે છે?'

'એનો ગ્રંથ આ આખું વિશ્વ છે. એના પ્રયોગ મનુષ્યની દૃષ્ટિમાં છે. નિર્જીવમાં નિર્જીવ વનસ્પતિ કે પદાર્થ પણ અનેક ઉપદેશ કરવાને સમર્થ છે, પણ તે વાંચવાની આંખ અને સમજવાનું મન સદા સાવધાન જોઈએ. દૃષ્ટિ અનુસાર સૃષ્ટિ થાય છે એવું અદ્વૈતવાદીઓ કહે છે તે ખોટું નથી. જે માત્ર બાહ્યાકૃતિને જ જોનારા છે તેમને કાંઈ કામનું નથી. આખા વિશ્વ ઉપર ગુપ્ત વિદ્યાનાં રહસ્ય કોતરી કાઢ્યાં હોય, તોપણ જેઓ શબ્દમાત્રને જ સમજનારા છે ને શબ્દના અર્થને કે અર્થના ધ્વનિને વિચાર કરવા થોભતા નથી, તેમને તે નકામું છે. રે યુવક! જો તારી તર્કશક્તિ ઉજ્જ્વળ હોય, તારું હૃદય દૃઢ હોય, તારી જિજ્ઞાસા અગાધ હોય, તો હું તને મારો

શિષ્ય કરીશ, પણ પ્રથમ ક્રમ ઘણો કરડો અને ભયંકર છે.'

'જો તમે તેમાંથી તરી પાર ઊતર્યા છો તો હું શા માટે પાછો હઠીશ! મારા બાલ્યથી જ મને એમ લાગતું કે મારા ભવિષ્યમાં કોઈ વિલક્ષણ બનાવ નિર્ધારેલો છે; ને એ નિશ્ચયમાં જ મેં આ સંસારની ભવ્યમાં ભવ્ય પ્રાપ્તિને તુચ્છકારી છે. જ્યારથી મેં ગુલાબસિંહને જોયો ત્યારથી મને એમ જ વિશ્વાસ થયો છે એ જ મારો ગુરુ થવાને યોગ્ય છે.'

'ને એ ગુરુપદ તારા સંબંધમાં એણે મને સોંપ્યું છે. યમુનાના પ્રવાહ તરફ નજર કર. પેલું જે વહાણ દેખાય છે તે પ્રાતઃકાલ પૂર્વે ચાલ્યું જશે—તારો ગુલાબસિંહ પણ એમાં જશે. તારા હૃદયમાં તેનો કાંઈ પણ વિચાર હોય તો હજી સમય છે; પણ જો, એનાં પગલાં સંભળાય છે. હું તને ફરી મળીશ.'

આટલું કહીને પેલો પુરુષ દૂર ગયો ને પાસેની ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો. એ જ ક્ષણે ગુલાબસિંહ આવી પહોંચ્યો.

'લાલાજી! હવે હું તને પ્રેમ અને જ્ઞાન બેમાંથી એક પસંદ કરવાનું કહેતો નથી. એ ક્ષણ તો ગઈ અને જે પાણિનું પ્રિયગ્રહણ તું કરત તે મેં કર્યું, પણ તારા હૃદયમાં સાલી રહેલી વાત, જેની સિદ્ધિ મને પોતાને પણ નિશ્ચિત લાગતી નથી, તેને બદલે જો તું બીજું કાંઈ માગે, તો જે માગે તે તને આપવા હું તૈયાર છું. જો, માણસો ઘણું કરી ચાર વસ્તુ ઇચ્છે છે: પ્રેમ, પૈસા, પ્રતિષ્ઠા ને પટલાઈ. પ્રેમની વાત તો હવે મારા હાથમાં નથી, પણ બાકીનામાંથી જે તું માગે તે તને હું આપી શકું તેમ છું. આપણે જુદા પડીએ તે પહેલાં મારે તને સંતોષવાની ઇચ્છા છે.'

'જે વર હું માગું છું તે એ પ્રકારનો નથી. મારે જે જોઈએ છીએ તે જ્ઞાન છે. જ્ઞાન તે પણ જે તને છે તે જ. એને માટે જ મેં રમાના પ્રેમનો પરિત્યાગ કર્યો છે.'

'હું તને વારતો નથી, પણ ચેતવણી આપું છું. જાણવાની ઇચ્છા તે જ ખરી મુમુક્ષુતા નથી. અંતરના ગૂઢમાં ગૂઢ, અજાણ્યામાં અજાણ્યા વિચાર, મહાભયંકર પ્રેત અને પિશાચ થઈ ગમે તેવા જિજ્ઞાસુને ઉથલાવી પાડે છે. માટે સાધનસંપત્તિના વિકાસરૂપે પ્રાપ્ત કરેલી ખરી મુમુક્ષુતા અને જાણવાની ઇચ્છા તે બે એક નથી એમ હું તને ફરીથી કહી બતાવું છું.

હું તને ગુરુ બતાવીશ, પણ બીજું બધું તારા પોતાના ઉપર આધાર રાખે છે.'

'મને માત્ર આ પ્રશ્નનો જ ઉત્તર આપ, એટલે હું નિશ્ચય કરીશ. આ કરતાં અન્ય સૃષ્ટિની વસ્તીની સાથે સંબંધ કરવો એ માણસથી બની શકે તેમ છે? પંચ તત્ત્વને પોતાના કબજામાં રાખવાનું માણસથી બને છે? ને પોતાના જીવિતને શસ્ત્રથી કે વ્યાધિથી બચવાનું માણસને શક્ય છે?'

'હા, એ બધું થોડાને પણ સંભવે તો છે જ; પણ યાદ રાખજે કે જે થોડાને તે સંભવે છે તે પ્રત્યેકને બદલે સહસ્રાવધિને તે નથી સંભવતું. એટલું જ નહિ પણ પ્રયત્નમાં યે બહુ ક્લેશ જ પ્રાપ્ત થાય છે.'

'ત્યારે એક બીજી શંકા, તું પોતે–'

'બસ, મારી વાત વિષે હું કાંઈ કહેતો નથી.'

'ઠીક, ત્યારે જે પુરુષ હમણાં મને મળ્યો છે તેની વાતો ખરી માનું? શું એ પુરુષ ખરો મહાત્મા છે, સિદ્ધ છે?'

'રે ઉતાવળિયા ધીર! તારી કસોટી થઈ ચૂકી છે. તેં તારો નિર્ણય કર્યો છે. જા, ધીરજ રાખજે ને સિદ્ધિ મેળવજે. હા, હું તને એવા ગુરુને સોંપું છું કે જેને ગુપ્તવિદ્યાનાં દ્વાર તારા આગળ ખુલ્લાં કરવાની શક્તિ અને ઇચ્છા બન્ને છે. એના નિર્વિશેષ જ્ઞાનમાં તારાં એક વ્યક્તિનાં સુખ કે દુઃખનો હિસાબ નથી, તારે તારું સાચવવાનું છે; એ ખૂબ યાદ રાખજે. હું એને તારા ઉપર હાથ મૂકતાં વારું છું, પણ એ મારું માનતો નથી. ગુરુદેવ! તમારા શિષ્યને સ્વાધીન કરો.' લાલાજીએ તુરત જ પછવાડે જોયું તો એણે ગુરુ મત્સ્યેન્દ્રને અદ્ધરથી ઊતરતા હોય એમ આવતા દીઠા અને જરા ચમક્યો. મત્સ્યેન્દ્રે લાલાજીનો ખભો થાબડી હાથ પકડ્યો.

'રામરામ,' ગુલાબસિંહે કહ્યું: 'તારી યાતના હવે શરૂ થઈ, આપણે ફરી મળીશું ત્યારે કોણ જાણે તું જોગ કે રોગ જે તે એક લાધ્યો હોઈશ.'

લાલાજીએ ગુલાબસિંહને જતાં જોયો ને તે છેક નદીએ પહોંચ્યો ત્યાં-સુધી જોઈ રહ્યો. એણે હમણાં જ જાણ્યું કે નદી ઉપરની હોડીમાં એક સ્ત્રી છે; કેમકે જેવો ગુલાબસિંહ અંદર દાખલ થયો તેવી તે ઊભી થઈ. તેણે લાલાજીને દૂરથી 'રામરામ' કહ્યા, પણ લાલાજી આવેશથી ગદ્ગદિત

થઈ ઉત્તર વાળી શક્યો નહિ. હોડી ચાલી, દૃષ્ટિ બહાર ગઈ. એ જ ક્ષણે જાણે પોતાની શક્તિથી જ ઉત્પન્ન કર્યો હોય, તેવો અનુકૂળ મૃદુ પવન વાવા લાગ્યો અને હોડીના શઢમાં ભરાયો. ગુરુ તરફ નજર કરી લાલાજી બોલ્યો: 'ગુરુદેવ! એટલું કહો કે આ અબળાનું ભાવિ પ્રિયકર થાઓ ને એણે જે કર્યું છે તે સારું જ કર્યું છે?'

'અરે શિષ્ય! તારું પ્રથમ કર્તવ્ય જ એ છે કે તારે અન્ય ઉપરથી તારા સર્વ વિચાર અને આવેશ પાછા ખેંચી માત્ર તારા પોતાના ઉપર સ્થાપવા. પ્રથમ ક્રમ એ જ છે કે પોતાના આત્માને જ સર્વસ્વ ગણી તેમાં જ ઠરવું. હું તને પ્રત્યેક વાતનાં કારણ આપનાર નથી; કેમકે આ માર્ગમાં શિષ્યે કારણો પોતાની મેળે સમજી લેવાં એવો જ ક્રમ છે. પરંતુ કેવળ આત્મસ્થ થઈ બીજે બધેથી વૃત્તિ ઉઠાવી લેવાની વાત તને હમણાં સ્વાર્થ જેવી લાગે નહિ ને તું નવો છે તેથી નિરાશ થાય નહિ. માટે કહું છું કે એ રીતે આત્મા સ્થિર થાય ત્યારે જ તેમાં સમગ્ર વિશ્વનું પ્રતિબિંબ પડી શકે છે. એ પ્રતિબિંબ જોવાતાં જ શાંતિનું દિવ્ય ગાન સંભળાય છે. આત્મા તે આ એક શરીરસ્થ ચેતન (જીવ) એવો ભ્રમ મટી જઈ સર્વમયતા આવે છે. આવી પ્રાપ્તિ તું ઇચ્છે છે. તેં તારો માર્ગ નક્કી કર્યો છે. તેં પ્રેમ, પ્રતિષ્ઠા, પૈસો ને પટલાઈ સર્વ તજ્યું છે. હવે વિચાર શાને? બધો સંસાર તારે ક્યાં છે? તારી બુદ્ધિને તીક્ષ્ણ કરવી અને તારા આવેશને એકત્રિત કરવો એ જ તારું હવે કર્તવ્ય છે.'

'એનું ફળસુખ છે?'

'સુખ એવું જો કાંઈ હોય તો તે એવા આત્મામાં જ છે કે જેને આવેશભાવનો અભાવ છે. સુખ એ તો છેલ્લી ભૂમિકામાં છે, તું તો હજી પ્રથમ ક્રમગામી[1] છે.'

આ વાતો થતાંથતાંમાં પેલી હોડીના શઢ પણ દૃષ્ટિ બહાર ગયા અને ગુરુશિષ્ય શહેર તરફ વળ્યા.

## ત્રીજો તરંગ સંપૂર્ણ

---

૧ અવસ્થામાં

# તરંગ ચોથો

## ૧: રહસ્ય શીખવાની શાળા

લાલાજીને ગુરુને સ્વાધીન કરી ગુલાબસિંહના ગયા પછી આશરે એકાદ મહિનો થઈ ગયો હતો. એ પરદેશી મુસાફર દિલ્હીમાં બજારને નાકે ઊભા હતા. એક જણે બહુ આવેશ અને આગ્રહથી કહ્યું: 'તારામાં જો એક છાંટો પણ અક્કલ હોય, જરા પણ ડહાપણ હોય, તો મારી સાથે જયપુર ચાલ. આ મત્સ્યેંદ્ર છે તે ગુલાબસિંહને માથે ચપટી ભભરાવે તેવો છે. એનાં બધાં વચનનો અર્થ શો થાય છે? તું પોતે કબૂલ કરે છે કે એમાંથી કશો નિશ્ચય સમજાતો નથી. તું કહે છે કે એ દિલ્હીથી ગયો છે. એણે હિમાલયમાં એકાદ વધારે શાંત અને એકાંત સ્થળ નક્કી કર્યું છે. પણ તને ખબર નથી કે એ ભૂતિયાના પ્રદેશમાં કેવા લોકો વસે છે? તારું માથું તારા ધડ ઉપર રહેવા દઈને તારાં લૂગડાં ઉતારી લે ત્યાંસુધી હરકત નથી, પણ આ તો તેના યે વાંધા છે. સિદ્ધનો આશ્રમ એવા પડોશમાં જ હોય! મને તારે માટે બહુ લાગે છે. કોણે કહ્યું કે એ તારો બાવો ચોર લોકોનો નાયક નહિ હોય? ને તને ત્યાં ફસાવ્યા પછી, તારું સર્વસ્વ કઢાવ્યા વિના તને જવા દેશે? તને ક્રોધ આવે છે. પણ આ બધો વિચાર રહેવા દે–તું તારે રસ્તે જ વિચાર કરીને તો જો. મત્સ્યેંદ્ર પોતે પણ જેને સરળ કે સુખકર ગણતો નથી, એવી એકાદ સાધના તારે કરવાની છે. ફળ મળે કે ન મળે. ન મળે તો તને વિકટમાં વિકટ પીડા પેદા થાય, મળે તો તેં જેને તારો ગુરુ કર્યો છે તેવા ટાઢા અને નીરસ ઢગળા જેવી તારી દશા થાય! વાહ રે સિદ્ધ! થયો, થયો તું સિદ્ધ! જવા દે એ ગાંડપણ અને જીવે છે ત્યાંસુધી મોજ કર. મારી સાથે જયપુર ચાલ. એક રમા ગઈ તો એવી બીજી બે તને પરણાવું. તારો ધંધો કર, પૈસા મેળવ ને નામ કાઢ. હું તો આ બધું મિત્રભાવે કહું છું, પણ મિત્રભાવ જે કહે છે તે તારા ગુરુનાં વચન કરતાં તો વધારે આશાભરેલું ને સુખવાળું જણાય છે.'

'રામલાલ! મારી ઇચ્છા હોય તોપણ હું તારા કહ્યા પ્રમાણે કરવા અસમર્થ છું. મારાથી અગમ્ય એવી કોઈ સમર્થ શક્તિ મને દોરે છે, તેના સામર્થ્યને મારાથી અતિક્રમ થવાય એમ નથી. મેં જે આદર્યું છે તેમાં હવે તો अर्थं साधयामि वा देहं पातयामि એમ થયેલું છે. મારા વિષે હવે વિચાર કાઢી નાખ. તારા વિચાર તારા પોતાના ભલા માટે કામે લગાડ ને સુખી થા. મને વિશ્વાસ છે કે હું હમણાં જે પ્રામ કરીશ તે આજ નહિ તો કોઈ વારે કામ તો આવશે જ.'

'આનું નામ શું? બેવકૂફાઈ, મૂર્ખાઈ, ગાંડાઈ! હાથમાંની વાત પડતી મૂકી હવામાં કિલ્લા બાંધનારને શું કહેવાય? તારું શરીર તો જો. એક મહિનામાં તો જાણે વરસનો મંદવાડ ખાઈને ઊઠ્યો હોય તેવો જણાય છે! ચાલ મારી સાથે ચાલ. હું જઈશ તો પછી તને સારે રસ્તે ચઢાવનાર કોઈ રહેશે નહિ. તારા તરંગ અને પેલા લુચ્ચાની યુક્તિઓનો તું ભોગ થઈ પડીશ.'

'બસ,' લાલાએ દરેડ સ્વરે ઉત્તર આપ્યો: 'તારા મનમાં એક જ વાત ઉપર વલણ છે. તે તરફ જ્યારે તું આટલો બધો નમીને બોલે છે, ત્યારે તારી શિખામણ મારે કશા કામની નથી. મને આ પુરુષના—જો તે પુરુષ હોય તો યોગબળની અનેક ખ્યાતિઓ મળેલી છે. મને જે રસ્તો ગમ્યો છે તે રસ્તામાં જીવ જવાનો હોય તો જાઓ, પણ ત્યાંથી હું પાછો તો વળનાર નથી. બસ, રામલાલ! રામરામ. તને જો એવી ખબર મળે કે આ સ્થળે કે પેલા ડુંગરમાં લાલાજીની રાખ થઈ ગઈ, તો આપણાં સંબંધીને કહેજે કે એણે અતિ ઉત્તમ કાર્યમાં પોતાના પ્રાણનો હોમ આપ્યો છે ને એ બીજા અનેક યોગમાર્ગગામીની પેઠે તત્ત્વનિર્ણય કરવામાં મરણ પામ્યો છે; અને મરણથી એટલો બધો ડરે છે શા માટે? વિશ્વવ્યવસ્થા જ એવી છે કે આપણા વિચારનો એક સંસ્કાર સરખો યે વ્યર્થ જતો નથી. જ્યારે ધારેલો નિશ્ચય સિદ્ધ કરવાનાં સાધન શિથિલ થઈ જાય છે, ત્યારે તેમને તાજાં કરવાને જે આરામની આવશ્યકતા છે તે જ મરણ છે. નિત્યની નિદ્રા જેમ આપણને તાજા કરે છે, તેમ મરણ આપણને આપણા કર્તવ્ય માટે તાજા કરે છે. કરેલો નિશ્ચય તાજા થઈને પાછો આપણે બીજા

જન્મમાં આગળ ચલાવીએ છીએ. મારો નિશ્ચય થઈ ચૂક્યો છે. આ જન્મે કે અનેક જન્મે તે હું સિદ્ધ કરીશ જ. એમ કરતાં એક, બે કે પાંચ, પચાસ મરણ થાય તોપણ શું?' આટલું બોલી રામલાલને ભેટી રામરામ કરી લાલાજી ચાલતો થયો. બજારને બીજે છેડે પહોંચતાં જેવો એક ગલી તરફ વળે છે તેવો જ એને બંદો સામો મળ્યો.

'અહો! લાલાજી! બહુ દિવસે મળ્યા. એક મહિનો થયો. ક્યાં સંતાઈ ગયા હતા? શા કામમાં હતા? કાંઈ લઈ બેઠા છો કે શું?'

'હા.'

'હું તો હવે અહીંથી બોખારા તરફ જવાનો છું. મારી સાથે આવશો? સર્વ પ્રકારની ચતુરાઈને તે સ્થળે માન મળે છે.'

'તમારો બહુ ઉપકાર થયો, પણ મારે લાહોરમાં બીજું બહુ કામ છે.'

'આમ શું કરો છો, ભાઈ? આજ તો તમે કાંઈ બોલતા પણ નથી. પેલી નાયિકાના જવાથી આટલો બધો શોક શા માટે ધરો છો! મારી પેઠે કરો. મેં એક બીજી મેળવી લીધી છે-અહો કેવી સુંદર! પ્રવીણ! ને વળી કશી છૂંછાં નહિ.' બંદાએ આંખનો આણસારો કરી ઉમેર્યું ને બોલતો ચાલ્યો: 'આપણે તો એનાથી જ હવે નિરાંત થશે એમ માનીએ છીએ. પણ પેલો ગુલાબસિંહ!'

'એનું શું?'

'જો મારે કોઈવાર એકાદ કલ્પિત ચિત્ર કાઢવું હશે, તો હું એની જ આકૃતિ લઈ રાક્ષસરૂપે તેને ચીતરીશ—ચિતારાનું વેર એ રીતે જ વળે; ને બા! દુનિયા પણ શું કરે છે? લોકોને જેના ઉપર કોપ હોય તેના પ્રતિ કાંઈ વળે નહિ, ત્યારે તેની છબીને તો રાક્ષસ જેવી જ નિરૂપવાને ચૂકવાના નહિ, જેને લોકો ધિક્કારે છે તેને પોતાના ધિક્કારને યોગ્ય થાય તેવે રૂપે જ ચીતરે છે. ખરેખર! એને તો હું બહુ જ ધિક્કારું છું.'

'શા માટે?'

'શા માટે? જે સ્ત્રીને મારી પત્ની તરીકે ને દ્રવ્યનો ઢગલો લાવનારી તરીકે મેં નક્કી કરી હતી તેને એ લઈ ગયો નથી? છતાં પણ મને તો એમ જ લાગે છે કે એણે કદી મને હાનિ કરવાને બદલે લાભ કર્યો

હોત, તોપણ હું એના ઉપર એટલો જ દ્વેષ રાખત. એની આકૃતિ ને એનો દેખાવ જ મને પ્રતિકૂળ વિચારો પેદા કરે છે. મને લાગે છે કે હજી આપણે એકવાર મળીશું. ચાલો ત્યારે સલામ આલેકમ! હું તો મારે ઘેર જઈશ.'

'અને હું પણ આ ચાલ્યો, આલેકુમ સલામ!'

પણ લાલાજીનું ઘર ક્યાં હતું? દિલ્હી શહેરની બહાર, હિમાલયની એકાંત તળેટીમાં. લાલાજી શહેર બહાર નીકળ્યો, ઘોડે બેસીને રસ્તે પડ્યો. વચમાં કેવી મુસાફરી કરી તેનું વર્ણન કરવાની જરૂર નથી. લાલાજીનું અંતઃકરણ કેવળ મત્સ્યેંદ્ર અને તેણે બતાવેલી વિદ્યા ઉપર નિતાંતગ્રસ્ત હતું, તેથી તેણે કાંઈ જોયું ન હતું, કાંઈ વિચાર્યું ન હતું. બેત્રણ દિવસે જ્યારે તે ઠરાવેલા સ્થળની છેક લગભગ આવ્યો. ત્યારે એકાએક એક નાના સરખા ગામડાને સીમાડે કેટલાક જંગલી પણ અતિ મલિન દુર્દશામાં હોય એવા જણાતા લોકોના 'રામરામ' એવા પોકારથી ઝબકી ઊઠ્યો. એ જ વખતે એણે ચોતરફ નજર કરી તો એને પૃથ્વી પોતાનાથી બહુ નીચે ગયેલી સમજાઈ. દૂરમાં રમતી નદીઓના સ્રોત લીટા જેવા જ જણાવા લાગ્યા. ઉપર જોતાં ભવ્ય, શ્વેત અને કાળી અનેક વિકરાળ વિભાવિકાઓ લટકતી જણાઈ. પેલા લોકોને કોઈ ગરીબ ભિખારી જાણી લાલાજીએ આશરે પાંચ મહોરો જેટલું છૂટું નાણું તેમના તરફ મૂઠી ભરીને ફેંક્યું અને ગામમાં પેઠો. વચમાં આવતાં જ એક બાજુ પરના ઝૂંપડામાંથી એક ચોવીશેક વર્ષની વયનો જુવાન સુરવાળ અને ટૂંકો જામો પહેરેલો તથા નાનો સરખો પણ વાંકો કેસરી શિરપેચ બાંધેલો બહાર આવ્યો. એનું વદન સંકુચિત અને અનેક અયોગ્ય વિચારઆચારથી માલિન્ય પામેલું હોય તેમ બહુ વિલક્ષણ હતું. ભારે ચોભા અને સજ્જડ બુકાની તથા કમ્મરે કસેલો જમઈઓ અને હાથમાં પકડેલી કમાન, એ સર્વ વિચારતાં એના ધંધાનું અનુમાન થઈ શકતું હતું. ગામમાં ભાગ્યે જ એક પણ એવું ઝૂંપડું હતું કે જેને ઘર કહી શકાય ને તેમાં વસનારાં પણ તે ઝૂંપડાંને શોભે તેવા દેખાવવાળાં, છતાં વૃત્તિએ કોઈ જુદા જ કામમાં પડેલાં માણસ હતાં. આ માણસ તેમનો નાયક હતો. તેણે આપણા મિત્રને દેખતાં જ 'ૐ तत् सत्'

એટલા શબ્દો એના એકલાથી સંભળાય તેમ કહ્યા, એટલે લાલાજી તુરત અટક્યો. લાલાજીએ આ વિલક્ષણ આકૃતિને થોડીકવાર નિહાળ્યા પછી ‘સિદ્ધાલય’નો માર્ગ પૂછ્યો. આ પ્રશ્ન પૂછતાંની સાથે જ પેલા માણસે બહુ નમ્રભાવે હાથ જોડી નમસ્કાર કર્યો અને પાસે આવી બોલ્યો: ‘ત્યારે તો મારા ધણીએ જે અમીરના આવવાની વાત કરી છે તે આપ જ હશો?’ લાલાજીએ હા કહેવા માટે ડોકું જરાક નમાવ્યું. એટલે આ માણસે ગાધા ખસી મોટેથી બૂમ મારી બધા ગામના લોકોને પાસે બોલાવ્યા અને બોલ્યો : ‘મારા દોસ્તો! આપણા ધણીએ જે આજ્ઞા કરી છે તે આમને માટે જ છે. એમના એક વાળને જે કોઈ ઈજા કરશે તેને શું થશે તે તમે બધા સારી રીતે જાણો છો. વળી સર્વને ખાતરી થવા માટે તથા અહીંથી દૂર જતાં પણ એમને કોઈ અડચણ કરી ન શકે એ માટે હું એમને ગળે આ માળા પહેરાવું છું.’ આટલું કહેતાં તેણે મોટા રુદ્રાક્ષની માળા આપણા લાલાજીને પહેરાવી ને તે વેળા પેલા સાંભળનારા એને નમન કરવા લાગ્યા. ‘આ સ્થાનની જે ગુપ્ત સંજ્ઞા છે, તે તો હું એમને કહી ચૂક્યો છું ને એમ તમારા પ્રતિ એમનો શો અધિકાર છે તે તમને સમજાવું છું.’

આટલું કર્યા પછી પેલા માણસે લાલાજીને કહ્યું : ‘મહેરબાન! આપની પાસે કાંઈ નાણું હોય તો તેમાંથી આ લોકોને આપની પ્રીતિના ચિહ્ન તરીકે કાંઈક દાન આપો.’ લાલાજીએ આવું સાંભળતાં જ પોતાની કોથળી તે ટોળા ઉપર ફેંકી જે તેમનામાં વેરાઈ ગઈ અને લોકો બૂમો પાડતા, કૂદતા, મારામાર કરતા, તે વીણી લેવા લાગ્યા. આટલું થયા પછી લાલાજીએ જે રસ્તો પૂછ્યો હતો તે રસ્તે જવા માટે પેલો માણસ તૈયાર થયો અને બન્નેએ ચાલવા માંડ્યું.

રસ્તે જતાં પેલા માણસે કહ્યું : ‘આપને આવો આવકાર મળશે એવી આપે આશા નહિ રાખી હોય.’

‘શા માટે નહિ? કેમકે જે પુરુષ પાસે હું જાઉં છું તેણે આ પ્રદેશની વસ્તીની વાત મારાથી છાની રાખી નથી. તમારું નામ શું?’

‘નામમાં શી વિસાત છે. હું એ ઉપર કાંઈ વજન રાખતો નથી. આ ગામમાં તો મારું નામ ગુરુદાસ છે. મારું નામ! હા, તે હતું, પણ

તેને તો હું અહીંઆં આવી વસ્યો ત્યારથી વીસરી ગયો છું.'

'એમ કરવાનું કારણ શું? વિરાગથી કે દરિદ્રતાથી કે કોઈ દંડનીય આવેશકર્મથી, શાથી તમે અહીં આવી વસ્યા છો?'

'મહેરબાન!' પેલા નાયકે કહ્યું: 'મારા વર્ગના લોકો પોતાનાં પાપ સંભારીને ક્વચિત જ પ્રાયશ્ચિત્ત લેવું ઉચિત ધારે છે. પણ આ સ્થળે હું તે વખતે મારે કાંઈ પણ ગુપ્ત રાખવાની જરૂર નથી; કેમકે મારી સિસોટી મારા ખિસ્સામાં છે, કમાન મારા હાથમાં છે. હું અને મારી મા છેક દક્ષિણમાં રહેતાં હતાં અને હું–મહારાજના પુત્રની રખાતનો દીકરો હતો. જેમ-જેમ હું મોટો થયો તેમતેમ મને ભણાવવા–ગણાવવામાં લાલજી મહારાજે સારી સંભાળ લીધી હતી ને મને અને મારી માને હમેશાં તેઓ પુષ્કળ પૈસા આપતા હતા. વખત જતાં લાલજીના પિતા મરી ગયા એટલે તે પોતે ગાદીપતિ થયા અને મારી ને મારી મા સાથે સંબંધ રાખતાં શરમાવા લાગ્યા. એવામાં મારી મા મરી ગઈ. મને તેમણે એકહજાર રૂપિયા આપી એક વાણિયાને ત્યાં ગુમાસ્તા તરીકે બેસાડ્યો. મને ગુમાસ્તી કરતાં પ્રીતિ વધારે ગમતી હતી, તેથી પ્રસંગેપ્રસંગે વાણિયાની દીકરીનું ઓળખાણ કર્યું અને તેને લઈ નાસી જવાનો વિચાર કર્યો. પણ વાણિયો ચેતી ગયો તેથી ત્યાંથી આપણે તો પેલા રૂપિયા એમના એમ મૂકી નાસી છૂટ્યા. રખડતાંરખડતાં ઓંકારની ઝાડીમાં નર્મદાને કાંઠે આવી કેટલાક ભીલની ટોળી ભેગો ભળ્યો. તે લોકો મુસાફરોને લૂંટી લેવાનો ધંધો કરતા, તે મને ગમ્યો અને હું તેમના ભેગો રહ્યો. પણ થોડેક દિવસે મને મુખ્ય અધિકાર ભોગવવાની ઇચ્છા થઈ, તેથી બધા ટોળાના લોકોને સમજાવી અમે નાયકની સામે બળવો કર્યો અને તેને મારી નાખ્યો. પછી હું એ ટુકડીનો રાજા થયો. ધંધામાં થોડા પૈસા પણ કમાયો, પણ શેરને માથે સવાશેર હોય છે જ. એક દિવસ અમે પાંચસાત જણા લૂંટનો ભાગ વહેંચવા બેઠા હતા ને બીજા, કોઈ મુસાફરની શોધ કરવા ગયા હતા. એટલામાં વિંધ્યાચળના જબરા લૂંટારાની ટોળી અમારા ઉપર આવી પડી. મારામાર થઈ અને તેમાં હું પકડાયો. મારે તો આમ કે આમ ધંધો એનો એ જ હતો. એટલે હું એ લોકોના ભેગો ભળી ગયો. તે લોકો દેવીભક્ત હતા અને માણસોને

પકડી લાવી તેમને લૂંટી લેતા અને દેવીને ભોગ આપતા. એક વખત એક વણજારાની આખી વણજાર અમે લૂંટી, પણ માણસો હાથ આવ્યાં નહિ. તે પછી બેચાર દિવસે એક સુંદર સ્ત્રી ભોગ આપવા માટે અમે લાવ્યા. પેલી લૂંટમાંથી મારે હાથ પૈસા આવ્યા હતા અને આ સ્ત્રીને દીઠી એટલે મને પાછા પ્રીતિના ને પરણવાના વિચાર ઊઠવા લાગ્યા. રાતે જળ જંપ્યું તે વખતે પેલી સ્ત્રીને દેવીના મંદિરમાંથી છાનીમાની છોડાવવાને મિષે કાઢી આણી અને પછી અમે નાસીને પ્રયાગ આવ્યાં. ત્યાં પેલી બાઈને મેં ઘણીઘણી રીતે સમજાવી પણ તેણે પરણવાની કબૂલાત આપી નહિ. હું એક દિવસ ગામમાં ફરતો હતો તેવામાં પેલા વણજારાનો નાયક મારા મોં આગળ આવીને ઊભો અને 'ચોર, ચોર' કરી બૂમો પાડવા લાગ્યો, તેથી લોકોનું ટોળું ભરાઈ ગયું. મેં ઘણી યે યુક્તિઓ કરી, આડાંઅવળાં વચનો ગોઠવ્યાં, પણ કાંઈ વળ્યું નહિ ને રાજાને ત્યાં મને લઈ ગયા. મારો નિકાલ થાય તે પહેલાં મને કેદમાં રાખેલો હતો; તે ગંગાના કિનારા ઉપર હતી. એક રાતે બારીએથી પાણીમાં ભૂસકો મારી હું નાઠો. તણાતોતણાતો છેક ગયાજીમાં નીકળ્યો. મારી પાસે કાંઈ હતું નહિ. વેષ બદલી ભીખ માગતોમાગતો પાછો પ્રયાગ આવ્યો; કેમકે પેલી સ્ત્રીની લત મને છૂટતી ન હતી. પણ તે તો મરી ગઈ હતી, કોણ જાણે મારે માટે જ મરી ગઈ હશે, પણ હવે મને એ ઠેકાણે રહેવું સારું લાગ્યું નહિ. પાસે ખાવાનું ન હતું તેથી પાછા મારા પિતા—મહારાજ, મને સાંભર્યા. હું પાછો દક્ષિણમાં ગયો અને મહારાજને પગે લાંબો થઈને પડ્યો. મહારાજ કહે: 'તું કોણ છે?' મેં કહ્યું આપનું છોકરું. મહારાજ મારા સામું જોઈ રહ્યા અને બોલ્યા કે બધું જગત મારું છોકરું છે, પણ લે આ સો રૂપિયા લઈ જા અને યાદ રાખ કે એકવાર માગે તેને ખાવાનું મળે છે, ફરી માગે તેને કેદખાનું સાંપડે છે. આટલું સાંભળી આપણે ચેતી ગયા અને પાછા પ્રયાગ તરફ ચાલ્યા. રસ્તામાં મને કેટલાક ઠગ લોકોનો સંગાથ થયો. તે ભૂતિયા તરફ જતા હતા. હું પણ તેમની સાથે ચાલ્યો. તેમની જોડે કેટલોક વખત રહ્યા પછી મેં મારે માટે આ સ્વતંત્ર ગામ સ્થાપ્યું છે ને હું હવે અહીં જ રહું છું. મારે હવે ચોરી કરવાની જરૂર પડતી નથી. કોઈવાર

ગમ્મત માટે કરું છું.'

'ત્યારે,' લાલાજી જેને આ વાત સાંભળી બહુ અચંબો લાગ્યો તથા રામલાલે કહેલી વાતોનો કાંઈક ભણકારો વાગવા માંડ્યો. તેણે પૂછ્યું: 'ત્યારે તમે તમારા ધણીને ક્યાંથી ઓળખો છો? અને તેની અને તમે તથા તમારાં માણસની વચ્ચે આવી સલાહ શાથી નભે છે?'

'અહો! એમાં શું પૂછવા જેવું છે?' ગુરુદાસે ગંભીરતાથી આંખો ચઢાવી કહ્યું: 'એક દિવસ હું દિલ્હીની બહાર એક માતાનું દેવાલય છે ત્યાં બેઠો હતો. એવામાં તમે જે પુરુષ વિષે વાત કરો છો તે અટપટા નામવાળા પુરુષ મારી પાસે આવ્યા. મને કહે કે તમારા ગામની પડોશમાં એક પ્રાચીન સિદ્ધાલય છે ત્યાં અમારે વસવાનો વિચાર છે. તમે સર્વ રીતે સહાય કરશો!' મેં કહ્યું: 'ખુશીથી; પણ મહેરબાન એ તો હવડ જગા છે, ત્યાં કોઈ આજ સુધી વસતું નથી; ને બધું ધૂળધાણી થઈ ગયું છે. કોણ જાણે સોએક વર્ષથી એ જગ્યા ઉજ્જડ જેવી પડી હશે.' ત્યારે તેમણે કહ્યું: 'એ તો બહુ જ સારું, મારા જેવા સાદા અને વિરાગવાળા માણસને એવી જ જગ્યાનું કામ છે. મારે કેટલોક યોગાભ્યાસ કરવાનો છે તે ત્યાં જ ઠીક પડશે. મારી પાસે બે પૈસા છે ખરા, પણ ત્યાં તો એક દોકડો યે લઈ જવાની જરૂર નથી.' આટલું સાંભળતાં જ મેં તેને સર્વ રીતની મદદ આપવાની કબૂલાત આપી અને તેની રખવાળી માટે પ્રથમથી રૂપિયા એકસો માગ્યા. તેણે પાધરા જ એથી બમણા મારા હાથમાં મૂક્યા અને એમ અમારો કરાર નક્કી થયો. આટલી જ મને ખબર છે. મારે વધારે પૂછવાની શી પંચાત? પણ મહેરબાન! તમે તો બધું જાણતા હશો, જરા કહો તો ખરા, એ કોણ છે? શું કરવા આવે ઠામે વસે છે?'

'કોણ? એણે પોતે જ તમને કહ્યું છે કે એ યોગી છે, વિરાગી છે?'

'હા, હા, સિદ્ધ—સિદ્ધ—ત્યારે તો માટીનું સોનું કરી દેતા હશે! ગામમાં રહે તો લોકો જીવ ખાય—હા, હા, સમજાયું હવે તેટલા જ માટે અહીં ભરાયા છે.'

'બરાબર, એમ જ છે.' લાલાજીએ સહેજ કહ્યું.

'મને એમ લાગતું જ હતું ને તમે એમના શિષ્ય હશો?'

'એમ જ.'

'ભલે, બા ભલે! તમને પ્રભુ પાર ઉતારે, પણ એવા જાદુ ને ભૂત-પ્રેતની સાધનાઓમાં મારો જીવ તો કશું ન કરે. બે ગળાં કાપવાં હોય તો તે થાય કે બીજું ગમે તે થાય, પણ એ ના થાય. છેવટ પગ લપસી પડે તો નરકમાં જ પડાય! માટે જો જો ભાઈ સાવધાન રહેજો.'

'તમારે ભય રાખવાનું કારણ નથી. મારો ગુરુ બહુ જ્ઞાની અને વિવેકી છે. તે એવું કાંઈ કરે તેવો નથી. પણ અહો! પેલું ભવ્ય ખંડેર જણાય છે તે જ કે શું! આવી પહોંચ્યા!'

લાલાજી અતિ આનંદ પામી જરાક થોભ્યો અને એની સહજ ચિત્ર-શક્તિના પ્રભાવે એ સ્થળની રચના નીરખવા લાગ્યો. સામે જ એક ભવ્ય દેવાલયનું શિખર આકાશ સુધી ઊંચું ઊભેલું હતું, પણ તેના ઉપર બરફના ઢગલા પડેલા હતા અને તેનો પાયો જરાક દોદળો થવાથી તે એક તરફ સહજ નમી ગયું હતું. નીચેના ભાગમાં વિશાળ મંડપ હતો અને તે મંડપની જમણી બાજુએ તેવી જ વિશાળ ધર્મશાળા જેવી જગ્યા હતી. વૃક્ષોનાં પાંદડાં, વેલાનાં ગૂંચળાં અને બરફના કકડાથી એ આખું મકાન છવાઈ ગયેલું હતું. અંદર કયા દેવનું સ્થાન છે તે દૂરથી સમજી શકાય તેમ ન હતું. કોઈ કોઈ ઠેકાણેથી ઈંટો ને માટી નીકળી ગયેલાં ઢગલો થઈ પડ્યાં હતાં. કોઈ કોઈ ઠેકાણેથી ભીંતોમાં ચીરા પડ્યા હતા ને તેમાંથી કરોળિયાની છાલો પવનમાં ઊડતી હતી. ઉપર આકાશ સ્વચ્છ હતું અને વૃક્ષોની ઘટાથી સહજ અંધકાર જેવું સ્થળ જામી ગયું હતું. ભૂમિ ઉપર લીલોતરી પથરાઈ રહી હતી અને થોડેક છેટે 'ઝમઝમઝમ' એમ થતા શબ્દથી એવી પ્રતીતિ થતી હતી કે તે સ્થાને એકાદ ઝરણ લીલોતરીની નીચે વહેતું જાય છે. આ દેખાવની આસપાસ પર્વતનો સ્વાભાવિક કોટ આવી રહ્યો હતો અને એમ એ સ્થાન અતિભવ્ય, અતિરમણીય અને કેવળ વિજન હતું. જાણે ત્યાં કોઈનો સંચાર જ ન હોય તેમ હરિણનાં કોઈકોઈ ટોળાં અતિવિશ્વાસથી ચરતાં હતાં. એ સ્થાનની હવાની સુગંધ મગજમાં પેસતાં જ કોઈ અવર્ણ્ય આનંદરૂપ–ઉલ્લાસ અનુભવાતો હતો અને સંસારમાંથી આવ્યાનો વિયોગ પણ ક્ષણભર વિસારે પડતો હતો. યોગના અભ્યાસીને એવા જ સ્થળની

જરૂર છે. આવો રસમય, જ્ઞાનમય, વિરાગમય ને આનંદમય દેખાવ જોતાંજોતાં પેલા પ્રવાસી આગળ ચાલ્યા. થોડીક વારે એક રસ્તો આવ્યો. તે રસ્તે જતાં પેલા દેવાલયના મંડપમાં પહોંચ્યા. ત્યાં એક મોટો પથ્થરનો નંદી પડેલો હતો. તેનાં શિંગડાંમાંથી એક ભાગી ગયું હતું. તેને પૂછડે હાથ દઈ લાલાજીએ અંદરના શિવલિંગનાં દર્શન માટે દૃષ્ટિ નમાવી તો એક ભવ્ય શિવલિંગ સમીપ પોતાના ગુરુને ધ્યાનસ્થ જોયા. અંતઃકરણથી નમસ્કાર કરી જેવો ઊભો થાય છે, તેવા ગુરુ અંદરથી આવ્યા અને શિષ્યને માથે હાથ મૂકી બોલ્યા: 'આવ બેટા! તારું ઘર આ સ્થાને જ છે, આ ભવ્ય એકાંત એ જ રહસ્ય શીખવાની ઉત્તમ શાળા છે.'

## ૨ : ગુરુનો આશ્રમ

મત્સ્યેંદ્રે પોતાની પાસે ઝાઝો રસાલો રાખ્યો ન હતો. એના નોકર-ચાકર, એવા વિલક્ષણ આવાસને, તેમ એના જેવા તત્ત્વવિચાર કરનારને જોઈએ તેવા ને તેટલા જ હતા. જે ઓરડા એ સિદ્ધ વાપરતો હતો તે સર્વ પ્રકારની સગવડવાળા અને યોગીના મહને શોભે તેવા હતા. તેમ જ પ્રાચીન શોભાનાં કાંઈક શેષભૂત નિશાન તેમના શણગારમાં કોઈ કોઈ સ્થળે રહેલાં હતાં. લાલાજીને સૂવા–બેસવાનો ઓરડો સર્વ પ્રકારે શાંતિ પેદા કરે તેવો હતો અને તેની એક બારી એક પ્રકારના ખુલ્લા મેદાન ઉપર પડતી હતી. બહાર પથરાયેલી વૃક્ષશોભાથી દીપી રહેલી વનલીલા જોઈ તેનું હૃદય અધિકતર આનંદ પામી સમષ્ટિગત આનંદમાં લીન થાય એવું હતું. એ ઓરડાની બીજી પાસનાં બારણાંમાંથી એક લાંબી નેળ જેવા ઓરડામાં થઈ પંદરે'ક પગથિયાંની નીસરણી ચઢતાં મત્સ્યેન્દ્રને ઓરડે પહોંચી શકાય તેમ હતું. આખા સ્થાનમાં અતિપ્રગાઢ છતાં અતિસુખકર ગંભીરતા અને શાંતિ વ્યાપી રહ્યાં હતાં; ને એમ એ સ્થાન, ત્યાં જે અભ્યાસનો ક્રમ ચાલનાર હતો તેને સર્વથા અનુકૂળ હતું.

કેટલાક દિવસ સુધી તો મત્સ્યેન્દ્રે પોતાના શિષ્ય સાથે પ્રકૃત વિષય વિષે કાંઈ વાત કરી નહિ. તેણે કહ્યું : 'સર્વ બાહ્ય સામગ્રી તૈયાર છે, પણ

આંતરશુદ્ધિ હજી જોઈએ તેવી થઈ નથી. તારો આત્મા આ સ્થળરૂપ થઈ જવો જોઈએ ને અહીંથી સમષ્ટિમાં લય પામવો જોઈએ; કારણકે સમષ્ટિલીલા એ જ સર્વ શક્તિનું સ્થાન છે.' આવું બોલી મત્સ્યેન્દ્ર સાધારણ વિષયો ઉપર વાતો કરતો. ચારેતરફ પથરાઈ રહેલા રસમય ચિત્રરૂપ દેખાવોમાં રખડવા સારુ મત્સ્યેન્દ્ર પોતાના શિષ્યને સાથે લઈ જતો. જ્યારે પેલો ચિતારો આ ભવ્ય લીલા જોઈ સાશ્ચર્યમત્ત થઈ આનંદતો, ત્યારે મત્સ્યેન્દ્ર બહુ સંતોષ પામતો અને એવી જ્ઞાનના ભંડારરૂપી વાતો બોલતો કે જે સાંભળતાં લાલાજીને બહુ આનંદ અને આશ્ચર્ય ઊપજતાં. જો કે એ વાતો પાનાં-પુસ્તકમાં લખેલી ન હતી, તેમની સત્યતાના પ્રમાણરૂપે શ્રુતિસ્મૃતિનાં વચન બોલવામાં આવતાં ન હતાં; તોપણ વાત કરનાર પોતાના જાતિ-અનુભવના વિશ્વાસપૂર્વક બોલતો અને તેથી વાત સાંભળનારને મોહિની લગાડતો. પ્રસંગેપ્રસંગે તો એ વિશ્વના એવા કોઈ ઉત્કૃષ્ટ અને ઉપયુક્ત ચમત્કારની વાતે ચઢતો કે તે તો તત્ત્વવિવેક કરતાં કાવ્યકલ્પનાના તરંગ જેવી જ લાગતી. આમ ધીમેધીમે પોતાના સોબતીની વાતોથી પોતાનું હૃદય વિસ્તાર પામવા લાગ્યું છે તથા પોતાની વૃત્તિઓ શાંત થવા માંડી કોઈ ઉચ્ચતમ ભાવમાં વળવા માંડી છે, એમ લાલાજીને અનુભવ થવા માંડ્યો. ધારણાના અભ્યાસથી જ જે સહજ શાંત અને ગાંભીર્યનો ઉદય થાય છે તે એને એના આત્મામાં જણાવા લાગ્યો. ઉગ્ર ઇચ્છાનો અગ્નિ ટાઢો પડ્યો, એના અંતરમાં સર્વવ્યાપી એકાત્માની પ્રતીતિ ધીમેધીમે ઊગવા લાગી.

લાલાજીને આ સ્થિતિએ લાવવાની જ મત્સ્યેન્દ્રની ઇચ્છા હતી ને એટલું કરવામાં તો એ બધા સિદ્ધલોકના જેવો જ હતો; કેમકે સાધનચતુષ્ટયસંપન્ન થયા વિના મુમુક્ષુત્વ પ્રાપ્ત થતું નથી એમ તે નિશ્ચયપૂર્વક માનતો હતો. વળી જેને કાંઈ શોધવાની આકાંક્ષા છે તેણે તો કોઈ કલ્પનારૂપ ઉત્તમાંશને જ વળગી ધારણા તથા કલ્પનાને જ સ્વાધીન થઈ રહેવું જોઈએ એમ તેનો આગ્રહ હતો.

લાલાજીને માલૂમ પડ્યું કે ફરતાંફરતાં જ્યાં વૃક્ષલતાદિનું જૂથ ઘણું અગાઢ હોય છે, ત્યાં મત્સ્યેન્દ્ર કાંઈ ને કાંઈ વીણવા થોભે છે. એ

ઉપરથી એને ગુલાબસિંહ પણ એમ જ કરતો હતો તે સ્મરણમાં આવ્યું. એક દિવસ એણે પૂછ્યું: 'શું તમે એમ ધારો છો કે આ એક દિવસ-માત્રના જ આયુષ્યવાળાં મૂળપત્રાદિ તે અમર તત્ત્વના રહસ્યને ઉપયુક્ત છે? જેમ સ્થૂલ દેહને સારો રાખવાની ઔષધિઓ છે તેમ શું આત્મા માટે પણ ઔષધિ હોઈ શકે છે? શું વસંતઋતુનો ભવ્ય સમાજ શારીરિક નિરામયત્વ સાધવા ઉપરાંત આધ્યાત્મિક નિરામયત્વનો પણ સાધક છે?'

'વનસ્પતિનો એક પણ ગુણ જેના જાણવામાં ન હોય એવા કોઈ જંગલી લોકોના નિવાસમાં કોઈ પરદેશી જઈને કહે કે જે વનસ્પતિને તમે નિત્ય પગતળે ચગદી ધૂળધાણી કરો છો તે અતિદિવ્ય પરાક્રમવાળી છે. મરણની પથારીએ પડેલાને પણ ઉઠાડે તેવી છે. તમારા નિપુણમાં નિપુણ જ્ઞાનીને પણ મૂર્ખ કરી નાખે તેવી છે. તમારા બલિષ્ઠમાં બલિષ્ઠ યોદ્ધાને ધૂળધાણી કરી વિનાશ પમાડે તેવી છે ને એમ જીવિત, શૌર્ય, પરાક્રમ, બુદ્ધિ, આત્મજ્ઞાન આદિ અનેક વીર્યવાન ગુણો એને પત્રેપત્રે ભરેલા છે. તો તે લોક એ પરદેશીને જૂઠો અથવા કોઈ મેલી સાધનાવાળો ગણત નહિ? જે જંગલી લોકોની મેં કલ્પના કરી તેના જ જેવી સ્થિતિમાં દુનિયાના લોક વનૌષધિના અર્ધોઅર્ધ ગુણોની બાબતમાં છે. આપણામાં જે વૃત્તિઓ છે તેની સાથે ચુંબક જેવો સંબંધ ધરાવનારી ઘણી ઔષધિ છે. સોમાદિ રસનાં જે વર્ણન છે તે બધાં કેવળ કલ્પના જ નથી.'

મત્સ્યેંદ્રની દેખીતી રીતભાત ગુલાબસિંહ કરતાં જુદી જ હતી. ગુલાબસિંહની વાતચીતમાં મનુષ્યમાત્રના ભલા ઉપર પરોપકાર અને પ્રેમની ઊંડી અને સાર્વજનિક અભિલાષા સમજાયા કરતી ને એ અભિલાષા, કલા અને સૌંદર્ય પ્રતિ પોતાની અતિઉગ્ર પ્રીતિરૂપે પરિણમતી. એના વિષે જે વાતો ચાલતી તેની ગૂઢતા, એનાં પરોપકાર અને દયાનાં કૃત્યથી અધિક દીપી ઊઠતી. એની આખી વૃત્તિમાં જ કાંઈક એવું જણાતું કે એથી જે ભવ્ય માનબુદ્ધિ એ પેદા કરતો હતો તેનો ભય કાંઈક ઊણો થતો. જે ગુપ્ત વિદ્યાના રહસ્યની એ વાતો કરતો તે વિષે શક પેદા થઈ આવતો. પણ મત્સ્યેંદ્રને મન જાણે બધી દુનિયા હોય જ નહિ એવી તેની વૃત્તિ હતી. ને જો એ કાંઈ ખોટું કરતો નહિ, તો સારું કરવાની પણ એને કશી

વાંછના ન હતી. એના કૃત્યથી એ કોઈને સહાય થતો નહિ, તેમ વાણીથી એ કોઈને દિલાસો આપતો નહિ. જેને આપણે હૃદયના આવેશરૂપે સમજીએ છીએ તે બધાં એનામાં–બુદ્ધિમાં લીન થઈ ગયાં હતાં. એ જાણે આ દુનિયાની પાર હોય તેમ હાલતો, ચાલતો ને ફરતો. માણસ જોડે જાણે એને કશો સંબંધ ન હોય તેવી એની વૃત્તિઓ થઈ ગઈ હતી. એક દિવસ પૃથ્વી ઉપર થઈ ગયેલા અનેક કાળની વાતો કરતાં મત્સ્યેંદ્રને લાલાજીએ ધીમેથી આ તફાવત વિષે પૂછ્યું. મત્સ્યેંદ્રે કહ્યું: 'ખરી વાત છે, એમ છે. મારું જીવન કેવળ સમાધિરૂપ છે, ગુલાબસિંહનું જીવન ભોગરૂપ છે. જ્યારે વનસ્પતિ હું લઉં છું ત્યારે માત્ર તેના ઉપયોગનો જ હું વિચાર કરું છું. ગુલાબસિંહ તો તેની સુંદરતાને પણ વખાણે!'

'ત્યારે તમે શું તમારીજીવનપદ્ધતિને વધારે સારી ગણો છો?'

'ના, એની જીવનપદ્ધતિ યુવાનીને છાજે તેવી છે, મારી અનેક વર્ષોના દીઠાનું પરિણામ છે. અમે જુદીજુદી વૃત્તિને કેળવેલી છે, તેથી પ્રત્યેકમાં જે સામર્થ્ય છે તે ઉભયમાં નથી. જેમની સાથે ગુલાબસિંહ ભળે તેમનું જીવન ઉચ્ચતર થાય છે, જેમની સાથે હું ભળું તે વધારે જ્ઞાન પામી શકે છે.'

'બરાબર છે;' લાલાજીએ કહ્યું: 'મેં સાંભળ્યું છે કે દિલ્હીમાં એના મિત્રો એની સોબત થયા પછી વધારે ઉત્તમ જિંદગી ગાળતા થયા; છતાં પણ શું એક તત્ત્વજ્ઞાનીને એવા સોબતીઓ શોભે? તેમ વળી પેલા ઉમરાવને અને એક બીજાને પૂરા કરવામાં એણે જે સામર્થ્ય વાપર્યું તે પણ શું કોઈ તત્ત્વજ્ઞાનીને શોભે?'

'એમ જ હોય;' મત્સ્યેંદ્રે ઠંડે પેટે હસીને કહ્યું: 'જે તત્ત્વવેત્તાઓ માણસજાતની તાણાતાણમાં ભમવા જાય છે તે એવી જ ભૂલને પાત્ર થવાના. એકનું ભલું કરવું તે બીજાનું ભૂંડું કર્યા વગર બનતું નથી. સારાનું રક્ષણ કરવું તે પણ નઠારા જોડે યુદ્ધ કર્યા વિના સંપાદન કરી શકાતું નથી. ને જો તમારે નઠારાંને સારાં કરવાં હોય તો નઠારાંની જોડે રહ્યા વિના પણ તમારે ચાલતું નથી. ઘણા મહાત્માઓ કહે છે: 'સંસારમાં સરસો રહે ને મન મારી પાસ;' પણ એવી નીતિનો ઉપદેશ, એવી મૂર્ખાઈ હું પસંદ કરતો

નથી. મારું જીવિત તો જ્ઞાનમાત્ર જ છે, અજ્ઞાનરૂપ વ્યવહાર તો મારા મનથી મરી ગયેલો છે.'

કોઈ બીજા પ્રસંગે લાલાજીએ ગુલાબસિંહે જે સમાજની વાત કરી હતી તે વિષે વાત છેડી. તે બોલ્યો: 'તમે અને ગુલાબસિંહ શંકરાનુયાયી રાજયોગી છો એમ હું માનું છું તે ખોટું નથી.'

'શું તું એમ ધારે છે કે આ જ સાધનોથી આનું આ રહસ્ય શોધતા બીજા મહાત્માઓના સમાજ શંકરે પોતાના અનુયાયીઓને ઉપદેશ કર્યો તે પૂર્વે નહિ જ થયા હોય? એ વાત ખરી છે કે શંકરભગવાનનો સિદ્ધાંત તે પ્રાચીન સિદ્ધાંતવાળી ગુરુપરંપરાએ આવતાં વૃદ્ધમાં વૃદ્ધ શાખાનો છે. એ રાજયોગીઓ પથરામાંથી સોનું બનાવવા ઇચ્છતા કીમિયાગરો કરતાં ડાહ્યા છે, પણ એમના પૂર્વજો એમના કરતાંયે ડાહ્યા હતા.'

'ત્યારે એ શંકરની પણ પૂર્વના સમાજમાંના કેટલાક છે?'

'હાલ તો માત્ર બે જ, હું અને ગુલાબસિંહ!'

'અહો, બે જ! ને તમે બે જ જણ આખી દુનિયાને મૃત્યુથી બચી જવાની ગુપ્ત વિદ્યા શીખવવાની આશા રાખો છો?'

'તારા પૂર્વજમાંના એકને તે મળી હતી; પણ જે એકને જ એ પોતાનું સર્વસ્વ ગણતો હતો તેના ગયા પછી જીવવા કરતાં મરવું જ એને સારું લાગ્યું. મારા શિષ્ય! સમજ કે અમારી પાસે એવું તો કાંઈ નથી કે જેનાથી અમે મૃત્યુને અમારા રસ્તામાંથી દૂર કરી શકીએ કે જગતની વ્યવસ્થામાંથી રદ કરી શકીએ. આપણે અહીં ઊભા છીએ તેવામાં જ જો થનાર હોય, તો આ ચાર ભીંતોમાં જ હું કચરાઈ મરું. અમે જે કરી શકીએ તે એટલું જ છે કે માણસના શરીરની સર્વ હકીકત સમજી, જુદાજુદા ભાગ કેમ સુકાઈ જાય છે, કેમ મરી જાય છે ઇત્યાદિ વિચારી, બગાડ થતો અટકાવીએ ને એમ કાળની અસરોને જીતીએ. એમાં કશો જાદુ નથી, એ તો ખરી આયુર્વિદ્યા છે. અગે જે જ્ઞાનથી બુદ્ધિ આત્મપ્રવણ થાય તેને મુખ્ય ગણીએ છીએ કે શરીરનો ધ્વંસ થતાં પણ આત્મસ્થ હોવાથી જ્ઞાની કદાપિ મરે નહિ. શરીરને સ્થિર કરનારા જ્ઞાનને અમે ગૌણ માનીએ છીએ, પણ ઉભયનો ઉપયોગ સરખો જ છે. જેનાથી

કાયિક બળ વધે અને નિત્ય થતો ક્ષય અટકે તથા પેલી ગુપ્ત શક્તિ જેના વિષે હાલ તને એટલું જ કહું કે તેનાથી મરી જતું જીવિત પુનઃપુનઃ જાગ્રત થઈ ટક્યા કરે છે, તે સર્વરક્ષણ માટે પૂર્ણ નથી. માણસોના કોપથી બચી જવું કે યોદ્ધાઓની તલવારો તેમનાં પોતાનાં જ ગળાં કાપવામાં વપરાવવી, દેખતી આંખો આગળથી ગુપ્ત રીતે ચાલી જવું, એ બધાં પણ અમારાં કામ છે. કોઈ શિયાળશિંગડીમાં, કોઈ અમુક અંજનમાં, એમ અનેક વાતોમાં આ બધી શક્તિઓ વસેલી ધારે છે, પણ પેલી ખીણમાં હું તને એક વનસ્પતિ બતાવીશ કે જેનાથી સર્વ વાત તને સહજમાં સમજાશે. એટલું જ યાદ રાખજે કે એવું કશું નથી જે નકામું હોય; કેમકે નકામામાં નકામી વસ્તુમાંથી પણ ઉત્તમમાં ઉત્તમ વસ્તુ પેદા કરી શકાય છે.'

'ત્યારે જો આવી ગુપ્ત વાતો આટલી બધી ઉપયોગી હોય તો તે છુપાવીને ગુપ્ત શા માટે રાખો છો? બધી દુનિયાને કેમ બતાવતા નથી? જે ઢોંગી લોકોની ગુપ્તવિદ્યા છે તે, યથાર્થ તત્ત્વવિવેકથી એટલી જ બાબતમાં જુદી પડે છે કે જ્યારે તત્ત્વવિવેક સર્વ વાતનાં કારણ આપી ખુલાસો કરે છે, ત્યારે ધુતારા મોટીમોટી વાતો કરી તેનું કશું કારણ આપી શકતા નથી.'

'ઠીક કહ્યું, વ્યાવહારિક ન્યાયપૂર્વક કહ્યું! પણ જરા વિચાર કર. એમ ધાર કે અમે અમારી રહસ્યવિદ્યા સર્વને આપીએ. કાંઈ પણ સાધનની અપેક્ષા કર્યા વિના, સારા-નઠારા સર્વને આપીએ, તો એમ કરવાથી અમે જગતને લાભ કરીએ કે હાનિ? જુલમગાર, વિષયલંપટ, નીચ ને દુષ્ટ, એ સર્વ એનો શો ઉપયોગ કરશે? ધારો કે એ જ શક્તિ સારાંને પણ મળેલી છે, પણ પરિણામ શું થશે? સારાં નાસતાં ફરશે, નઠારાં તેમની પૂંઠે પડશે ને એમ દુનિયા જંપવા પણ પામશે નહિ. આવા યુદ્ધમાંથી કાંઈ સારાંનો વિજય થશે એમ પણ નથી; કેમકે આ કળિકાળમાં નઠારાંનું પ્રબળ છે તેથી નઠારાંનો જ વિજય થાય. આટલા માટે અમે સાધનસંપન્ન જ ઉપદેશ કરીએ છીએ એટલું જ નથી, પણ પ્રત્યેક શિષ્યની કસોટી પણ એવી રીતથી કાઢીએ છીએ કે જેથી તેની વૃત્તિમાત્ર શુદ્ધ અને શાંત થઈ

સાત્ત્વિક થાય તથા એની કામનાઓ નરમ પડી જાય. આ ઠેકાણે વિશ્વરચના પણ અમને સહાય કરે છે; કારણકે નીચ વૃત્તિવાળાંની વાંછના ઉત્તમ રહસ્યવિદ્યાથી પૂર્ણ થવામાં અનેક વિકરાળ અંતરાય આડે આવે છે.'

જે વાતચીત ગુરુ–શિષ્ય વચ્ચે ચાલી જતી તે આવા પ્રકારની હતી. એમ અનેક દિવસ વહી ગયા, ઘણાક માસ ગયા. લાલાજીની વૃત્તિમાં સાત્ત્વિકપણું ઠરવા લાગ્યું અને દૂર પડેલી દુનિયામાત્ર એના લક્ષમાંથી નીકળી ગઈ. એક વખત રાત્રે એ બહારની અગાશીમાં ફરતો હતો ને એક પછી એક દૃષ્ટિએ પડતા તારાને લક્ષપૂર્વક જોતો હતો. એના હૃદય ઉપર કોઈ પણ વખત પૃથ્વી અને આકાશની ભવ્યતાએ આવી અસર કરી ન હતી. આત્માને બાહ્ય લીલાના આવેશ કેવી અસર કરે છે તેનો અનુભવ એને અત્યારે થવા માંડ્યો હતો. પ્રાણવિનિમયના બળથી જેમ કોઈ વિધેય ઉપર આકર્પણ થતું ચાલે છે, તેમ એને આ વખતે સર્વવ્યાપી આત્મભાવનું આકર્પણ એટલું બધું સમજાવા લાગ્યું કે સમષ્ટિ સાથે વ્યષ્ટિને કેવો ગૂઢ પણ અચૂક દૃઢ સંબંધ છે, તેનો એને પૂર્ણ વિશ્વાસ અને અનુભવ થઈ ગયો. કોઈ અવર્ણ્ય અને અપરિચિત શક્તિનું એને ભાન થવા લાગ્યું ને કોઈ અવાર્ય વૃત્તિ એને એના ગુરુ તરફ ખેંચવા લાગી. એ જ ક્ષણે ગુરુપાદ પાસે ઉપદેશ યાચી આંતરસૃષ્ટિમાં પ્રવેશ કરું એમ એને નિશ્ચય થઈ ગયો. તે મંદિરમાં પાછો પેઠો અને પેલા નેળ જેવા ઓરડામાં થઈ ગુરુના ઓરડા ભણી ચાલ્યો.

## ૩ : પ્રથમ ક્રમ

મત્સ્યેંદ્ર જે સ્થાનમાં રહેતો હતો ત્યાં ત્રણ ઓરડા હતા. એમાંના બે, એકથી બીજામાં જવાય એવા હતા ને ત્રીજો જુદો હતો. તેમાં પોતે સૂઈ રહેતો. અંધકારમય અગાધ ગર્ત ઉપર લટકી રહેલી પર્વતની એક કરાડ ઉપર એ સ્થાન આવેલું હતું. જે ઓરડામાં લાલાજી દાખલ થયો તેમાં કોઈ હતું નહિ, એટલે ધીમે પગલે એણે આગળ જઈ બીજા ઓરડાનાં બારણાં ઉઘાડ્યાં. પણ ઉઘાડતાંની સાથે જ ઊંબરા ઉપરથી પાછો પડ્યો કે

કેમ કોઈ અતિમાદક સુગંધ નાકમાં પેસતાં જ મગજને ઝાટકો લાગ્યો. એક પ્રકારના ધૂમસથી જાણે હવા ગાઢ થઈ ગઈ હોય તેવું એને લાગ્યું. કેમકે આ ધૂમ્ર છેક શ્યામ ન હતો પણ બરફના રંગનાં વાદળાં જેવો, ધીમેધીમે હાલતો ને ઉપરાઉપરી મોજે ચઢી ઝોકાં ખાતો, નિયમિત ગતિ કરતો જણાતો હતો. લાલાજીના શરીરમાં મરણનું શીત ઢળી ગયું હોય તેવી ટાઢ ચઢી ગઈ ને એનું લોહી જાણે ઠરી જ ગયું. એનાથી ઊમરા આગળથી ખસી શકાયું નહિ ને જેવી એની દૃષ્ટિ સહજ જ એ ધૂમ્રના ગોટામાં જોવા લાગી તેવાં એને અનેક વિકરાળ આકારનાં સત્ત્વો તેમાં ગૂંચળાં વળતાં ગોચર થયાં. એને ખાતરી થઈ કે મારી કલ્પનામાત્ર જ આવી આકૃતિઓ આ સ્થાનમાં પેદા કરતી નથી; પણ ખરેખરાં કોઈ વિપુલ અને વિકરાળ સત્ત્વો જ સામે ઊભાં છે; અથવા એ ધૂમ્ર જ એવી આકૃતિ ધારણ કરે છે! પણ લાલાજી આ શૂન્યકારમાંથી જાગ્રત થાય તે પૂર્વે તો હાથ પકડીને કોઈ એને બહારના ઓરડામાં લઈ જાય છે એમ જણાયું. બારણાં બંધ થયાં, એનું લોહી તાજું થઈ ફરવા લાગ્યું અને એણે મત્સ્યેંદ્રને પોતાની પાસે જોયો. પછી એનું શરીર તણાઈ જવા લાગ્યું ને એ શુદ્ધિ ભૂલી જઈ ભૂમિ ઉપર ઢળ્યો. જ્યારે શુદ્ધિ આવી ત્યારે પર્વતની કરાડમાંથી બહાર લટકતા છજા જેવી જગ્યાએ ખુલ્લી હવામાં પડેલો છું એમ એને લાગ્યું. તારાગણનો પ્રકાશ નીચેના અગાધ ગર્ત ઉપર અને પોતાની જ પાસે શાંત મુદ્રાથી હાથ ભેગા કરી ઊભેલા મત્સ્યેંદ્ર ઉપર રમી રહ્યો હતો.

'જવાન માણસ!' મત્સ્યેંદ્રે કહ્યું: 'તને આ ક્ષણે જે અનુભવ થયો તેટલાથી જ અનુમાન કર કે પૂરેપૂરી સાધનસંપત્તિ વિના સિદ્ધિ પામવાનો પ્રયત્ન કેટલો ભયકારક છે. એક ક્ષણ પણ જો પેલા ઓરડામાં વધારે થઈ હોત તો તું શવ થઈ ગયો હોત.'

'ત્યારે જેની ગંધમાત્ર જ મને મરણરૂપ થઈ પડે એવા ધૂમ્રમય ઓરડાના એકાંતમાં મારા જેવા મર્ત્ય સ્વભાવના છતાં તમે જે સિદ્ધિ સહીસલામતીથી શોધો છો તે કેવાક પ્રકારની છે? ગુરુદેવ!' લાલાજીએ આ વીતેલા ભયના આશ્ચર્યથી વધારે ઉત્તેજિત આકાંક્ષાથી પૂછ્યું: 'હું સર્વથા તૈયાર છું. ઉપદેશ પામવાને તો છું જ. પ્રાચીન પરંપરાથી જેમ

થતું આવ્યું છે, તેમ હું સમિધપાણી થઈ અત્યારે આપની સમીપ આવ્યો છું, મને ઉપદેશ આપો.'

મત્સ્યેંદ્રે એ યુવકના હૃદય ઉપર હાથ મૂક્યો. તેની ગતિ ઉચ્ચ, નિયમિત અને દૃઢ હતી. એ એના ઉપર શાંત અને નિર્વિકાર છતાં સાશ્ચર્યતા જેવા ભાવપૂર્ણ નયને જોઈ રહ્યો અને મનમાં એવું બોલતો હોય એમ લાગ્યું : 'ખરેખર, આટલા સાહસ અને ધૈર્યવાળો ખરો શિષ્ય છેવટે મળ્યો.' પછી મોટેથી બોલી એણે કહ્યું : 'ભલે એમ થાઓ, ઉપદેશનો પ્રથમ ક્રમ ધારણાથી સવિકલ્પસમાધિ પર્યંતનો છે. સિદ્ધિમાત્રનો આરંભ સ્વપ્નથી જ થાય છે. સ્વપ્ન દ્વારા જ આત્મા આત્માના યોગનો ભાસ થાય છે ને આ રીતે જે ગુપ્ત સૂક્ષ્મસૃષ્ટિ છે તેનો સંબંધ સંભવે છે. પેલા તારા ઉપર સ્થિરવૃત્તિથી જોઈ રહે.'

લાલાજીએ એ આજ્ઞા માથે ચઢાવી ને મત્સ્યેંદ્ર અંદર ગયો. અંદરના ઓરડામાંથી પૂર્વે જે ધૂમ્ર લાલાજીને પ્રાણઘાતક નીવડ્યો હતો, તે કરતાં વધારે ફીકો અને સુગંધમય ઝીણો ધૂમ્ર બહાર આવવા લાગ્યો. એનો સ્પર્શ થતાં જ લાલાજીના અંગમાં સહજ કંપનો આચકો લાગ્યો અને એની નાડીએ નાડીમાં ચમકારો વ્યાપી ગયો. જે જડતા વ્યાપવા લાગી તે વધતી ચાલી; છતાં ચૈતન્ય શૂન્ય ન થયું. લાલાજીએ પેલા તારા ઉપરથી દૃષ્ટિ ખસેડી નહિ. એ તારાનો અણુરૂપ પરિઘ અતિવિપુલ વિસ્તાર પામવા લાગ્યો. એનો પ્રકાશ ધીમેધીમે વધારે સ્વચ્છ અને મૃદુ થવા લાગ્યો; ને વિસ્તાર પામતોપામતો ચોતરફ છવાયો, આખી સૃષ્ટિને જાણે ગળી ગયો. આવી ચંદ્રપ્રકાશ જેવી સર્વત્ર વ્યાપેલી પ્રભામાં મત્ત થતાં એને એમ લાગ્યું કે માથામાંથી જાણે કોઈ બંધનરૂપ સાંકળનો આંકડો તૂટ્યો ને તે જ ક્ષણે કોઈ દિવ્ય સ્વાતંત્ર્ય, કોઈ અવર્ણ્ય આનંદ, કોઈ અગાધ ચિત્પ્રસાદ, કોઈ વિલક્ષણ લઘુતા એને એ પ્રભામય વિશ્વમાં જ જાણે ઉપાડી ચાલી. એ ક્ષણે 'તારે હવે સૃષ્ટિ ઉપર શું જોવું છે?' એમ મત્સ્યેંદ્રે પૂછ્યું. લાલાજીએ અંતરમાં જ ઉચ્ચાર કર્યો : 'ગુલાબસિંહ અને રમા.' બોલતાંની સાથે જ એ રૂપેરી પ્રકાશ જેમાં શુદ્ધ સત્ત્વપ્રભા વિના બીજું કાંઈ વરતાતું ન હતું, તેમાં ત્વરાથી અનેક સૃષ્ટિલીલા અને વનપ્રદેશાદિ ક્રમેક્રમે ચાલ્યાં જવા લાગ્યાં.

છેવટે એક નાની ગુફા તથા ચોતરફ છવાયેલી વસંત જેવી વનલીલા અને એક નાની નદીના મીઠા તરંગ; એટલું એ પ્રકાશમાં સ્થિર થયું. થોડેક દૂર એક ભવ્ય શિવાલય હતું ને એ સર્વ ઉપર અતિસુંદર રીતે વિસ્તારેલા ચંદ્રપ્રકાશમાં ગુફાની બહાર તથા નદીના કિનારા ઉપર બે આકૃતિઓ હતી. તેને તે વખતે ઓળખતી પણ એણે જોઈ. ગુલાબસિંહ એક પથરા ઉપર બેઠો હતો ને રમા લીલા ઘાસ ઉપર લાંબી થઈ પડી અનિમેષનજરે એના મુખમાંથી ઉદાર, પૂર્ણ પ્રેમ જે અમૃત પ્રેમની દૃષ્ટિમાંથી પીએ છે, તે અવર્ણ્ય રીતે પીતી હતી. સુખની પરાકાષ્ઠામાં જણાતી હતી. વળી મત્સ્યેન્દ્રે પૂછ્યું: 'એમની વાતચીત સાંભળવી છે?' તુરત જ લાલાજીએ વાણી વિના ઉત્તર વાળ્યો: 'હા.' એમની વાણી એને કાને આવવા લાગી. પણ તે એટલી ધીમી, એટલી મૃદુ કે જાણે કોઈ સ્વર્ગના દેવ તરફથી અતિ દૂર રહી તે બોલાતી હોય.

રમાએ કહ્યું: 'એમ કેમ છે, પ્યારા! કે તમને અજ્ઞાનના લવારા સાંભળવામાં આનંદ પડે છે?'

'કારણકે હૃદય છે તે કદાપિ અજ્ઞાનવાળું નથી. રસવૃત્તિનો પ્રભાવ પણ બુદ્ધિના પ્રભાવ જેટલો જ ચમત્કારિક છે. પ્રસંગેપ્રસંગે તું મારા તર્કવિતર્કની વાણી જેમ સમજી શકતી નથી, તેમ હું પણ તારી રસવૃત્તિમાંથી અનેક એવા અગમ્ય ઉદ્ગાર સાંભળું છું.'

'એમ શા માટે બોલો છો?' રમાએ જરા ઊંચાં થઈ એને ગળે પોતાનો હાથ વીંટી હસતે વદને કહ્યું: 'અગમ્ય ઉદ્ગાર એ જ પ્રેમની ભાષા છે ને પ્રેમ જ તેનો અર્થ સમજી શકે છે. જ્યાંસુધી મેં તને યથાર્થ ઓળખ્યો ન હતો, જ્યાંસુધી મેં તારા આત્મામાં આત્માને મેળવ્યો ન હતો, જ્યાંસુધી હું તારાં પગલાં વાગતાં ઉત્સુક થઈ કાન માંડી રહેવા શીખી ન હતી, રે! તું ન હોય તોપણ તને સર્વત્ર દેખતી હતી, ત્યાંસુધી મને સ્વપ્નમાં પણ ખ્યાલ ન હતો કે સમષ્ટિ અને વ્યષ્ટિને કેવો દૃઢ અને નિયત સંબંધ છે......છતાં જે હું પૂર્વે માનતી તેની મને હાલ ખાતરી થઈ છે. જે વૃત્તિથી હું પ્રથમ તારા તરફ ખેંચાતી હતી તે પ્રેમ ન હતો, એ વાત હું વર્તમાનને ભૂત સાથે સરખાવવાથી સમજી શકું છું. એ વૃત્તિ

કેવળ આત્મભાવની હતી. પૂર્ણ ભક્તિના રસથી ભરેલી હતી. હવે તો હું તારે મોઢેથી એમ સાંભળવું પણ સહન ન કરી શકું કે 'રમા! બીજા જોડે જ સુખ માણ.'

"અને હું તને હવે એવું કહી પણ ન શકું. રમા! મને અનેકવાર 'હું સંપૂર્ણ સુખી છું' એમ કહેતાં તું હવે થાકીશ નહિ."

'સુખી! તું સુખી ત્યાં સુધી હું સુખી જ છું. પણ મારા પ્રાણ! કોઈ કોઈવાર તમે એવા દુઃખી જણાઓ છો!'

'કારણકે જીવિત એટલું ટૂંકું છે, આપણે છેવટે જુદા પડીશું! કારણકે આ ચંદ્ર જ્યારે બુલબુલ તેને અભિનંદતું નહિ હોય, ત્યારે પણ પ્રકાસ્યે જશે! થોડાંક વર્ષ પછી તારાં નયન ઝાંખાં થશે, તારા રમણીય ગુચ્છા કરમાઈ જશે.'

'અને, રે નિર્દય!' રમાએ બહુ આર્દ્રભાવે કહ્યું: 'તારા ઉપર તો વર્ષની અસર હું કદી જ નહિ દેખું! પણ આપણે ભેગાં જ ઘરડાં થઈશું. જે વિકૃતિ થશે તેને આપણી આંખો સહેવાતી ચાલતાં, આપણો પ્રેમ અખંડ જ રહેશે.'

ગુલાબસિંહે અંતરથી નિઃશ્વાસ મૂક્યો, તે મોં ફેરવી કાંઈ ધ્યાનમાં પડી ગયો. લાલાજીનું ધ્યાન અધિકતર સ્થિર થયું.

'પણ જો એમ જ હોય,' ગુલાબસિંહે કહ્યું ને રમા ઉપર એકી-નજરે જોઈ રહી જરા હાસ્યપૂર્વક ઉમેર્યું: 'તો જેને તું કોઈ મેલી સાધનાવાળો જાણતી હતી તે તારા પ્રિયતમ વિષે તું કાંઈ વિશેષ જાણવાની જિજ્ઞાસા નહિ કરે?'

'લેશ પણ નહિ. પોતાના પ્રિયનું જે જાણવાની કોઈને ઇચ્છા થાય તેટલું હું ક્યારની યે જાણું છું ને તે એ કે તું મારો છે.'

'મેં તને કહેલું જ છે કે મારું જીવિત ઇતર લોકોના કરતાં વિલક્ષણ છે; તો તું તેની સભાગી નહિ થાય?'

'થયેલી જ છું.'

'પણ જો આવી ને આવી જવાની અને કાન્તિ નિરંતર રાખી શકાતી હોય, બધી દુનિયા આપણા આગળથી ચાલી જાય પણ આપણે રહ્યાં

કરીએ ને ભોગ ભોગવીએ એમ થતું હોય......'

'આપણા મરણ પછી સ્વર્ગમાં યે આપણને છૂટાં પાડનાર કોણ છે? જન્મ થશે તોપણ ફરી આવી ને આવી રીતનો જ થશે. આપણા પ્રેમનું એ માહાત્મ્ય છે.'

ગુલાબસિંહ જરા વધારે વાર મૌન રહ્યો ને પાછો બોલ્યો: 'તને એકવાર એવાં સ્વપ્ન આવતાં કે તારા ભાગ્યમાં આ દુનિયાના માણસોના કરતાં કોઈ વિલક્ષણ ઉદર્ક લખાયેલો છે, તે બધાં તું સ્મરણમાં લાવી શકતી નથી?'

'મારા પ્રાણ! તે ઉદર્ક આ જ સાંપડી ચૂક્યો.'

'ત્યારે તને ભવિષ્યમાં શું થશે તેનો ભય નથી?'

'ભવિષ્ય! હું તે વીસરી ગઈ છું. ભૂત, ભવિષ્ય, વર્તમાન ત્રણે તારા પ્રીતિસ્મિતમાં જ સમાયેલાં છે. ગુલાબસિંહ! બાળપણમાં મને જે ગાંડાં સ્વપ્ન આવતાં તે સંભારી મારી મશ્કરી ન કર. એ ગાંડપણ તારા સહવાસથી ઊડી ગયું છે. ભવિષ્ય! જો ભવિષ્યનો વિચાર કરવાનો સમય આવશે તો હું પ્રભુના સામું જોઈશ અને જે આપણા પ્રારબ્ધને દોરે છે તેને સંભારીશ.'

આટલું બોલી એણે જેવી ઊંચી નજર કરી કે તુરત એક અતિ શ્યામમેઘ એ આખા પ્રતિબિંબ ઉપર છવાઈ ગયો. ચંદ્ર ઢંકાઈ ગયો, નદી ઝાંખી થઈ ગઈ, પર્વતો દૃષ્ટિમાંથી જતા રહ્યા; છતાં પેલી બે આકૃતિનું દર્શન કોઈ પ્રકારે પણ ચાલતું રહ્યું. એકનું વદન ભક્તિમાં ગરક, ગંભીર અને આનંદથી પ્રફુલ્લ હતું; બીજાનું ઘેરાઈ ગયેલું, વિચારગ્રસ્ત અને નિત્ય પરિચિત એવી પોતાની ઉદાસીન કાંતિ અને ગાઢ શાંતિ કરતાં કોઈ અધિક ભાવમાં વિલીન હતું.

'ઊઠ,' મત્સ્યેન્દ્રે કહ્યું: 'તારી કસોટી હવે શરૂ થઈ. ઘણા એવા ધુતારા થઈ ગયા છે કે જેણે તને દૂર પડેલા મનુષ્યનું દર્શન કરાવ્યું હોત અને તારા આગળ અનેક સાધન, ઉપાસના, હઠ, મંત્ર, તંત્ર, જપ અને તપની વાતો કરી તને ભડકાવ્યો હોત. હું તને એ બધાંનાં પુસ્તક દેખાડીશ. તને સમજાશે કે એ લોકો ગુણાગારનાં પગથિયાં ઉપર જ અથડાઈ

પડ્યા છે. ને એમ ધારી ઠગાયા છે કે અમે તો ઠેઠ ગર્ભાગારમાં જ રમીએ છીએ. એકએકનાં નામ લઈને ગણાવું. મેં જે યુગેયુગે ને મન્વન્તરે–મન્વન્તરે એવા ધુતારાની વાણીઓ સાંભળી છે, કરણીઓ જોઈ છે, તેનાં વર્ણન કરવા બેસું તો બેટા! તને કંટાળો આવે. પણ જાણ કે ખરો રસ્તો જે અત્યારે તારા આગળ મૂક્યો છે તે વિના બીજો નથી. હું તને પાનાં–પોથાંમાંની વાતો તો એટલી–એટલી સમજાવી દઉં કે તું કોઈ વડો પંડિતરાજ થઈ રહે; પણ તારી વૃત્તિ શુદ્ધ તત્ત્વ જાણવાની છે ને તે તને મળશે. જા સૂઈ રહે. કશું વાંચીશ નહિ. વિચાર–કલ્પના કર, સ્વપ્ને ચઢ ને બને તો ગાંડો થઈ જા. વિચારના તોફાનમાંથી જ છેવટે શુદ્ધ વિચારનો આકાર ઊપજી આવે છે. મધ્યરાત્રિ પૂર્વે મને ફરી મળજે.

## ૪ : છેલ્લી કસોટી

મધ્યરાત્રિ થવાને થોડી વાર હતી, પણ લાલાજી તો ક્યારનો યે ગુરુના ઓરડામાં જઈ બેઠો હતો. જેમ કરવાની એને આજ્ઞા થઈ હતી તેમ એણે બહુ લક્ષ્યપૂર્વક કર્યું હતું ને કાંઈ પણ ખાધાપીધા વિના ઉપવાસ કરી એમ જ મંડ્યો રહ્યો હતો. જે વિવિધ તરંગ એના મનમાં, કલ્પનાશક્તિને આમ છૂટી મૂકવાથી ઊભરાતા હતા, તેનાથી એની વૃત્તિઓ બહુ તીવ્ર થઈ ગઈ હતી. એને ક્ષુધાતૃષાનું ભાન રહ્યું ન હતું એટલું જ નહિ, પણ એ વૃત્તિઓનો પણ એને તિરસ્કાર પેદા થયો હતો.

મત્સ્યેંદ્ર પોતાના શિષ્ય પાસે બેસી આ પ્રમાણે બોલવા લાગ્યો: 'જેટલું જેનું અજ્ઞાન તેટલું જ તેનું અભિમાન. માણસનો સ્વભાવ જ હુંપદથી ભરેલો છે. માણસ પોતાના જ્ઞાનના આરંભે એમ સમજે છે કે આ જગત મારે માટે સર્જાયેલું છે. અપાર સમુદ્રના બુદ્બુદની પેઠે જે અનંત સૃષ્ટિઓ બ્રહ્માંડમાં રમે છે, તેને અનંત વર્ષો સુધી માણસે માત્ર પોતાને રાત્રિ વધારે અનુકૂળ થાય તે માટે લટકાવેલા દીવારૂપ જ ધારી. આ ભૂલ ખગોળશાસ્ત્ર સુધારી છે. હવે માણસો કબૂલ કરે છે કે તારા માત્ર આ સૃષ્ટિ કરતાં વધારે વિપુલ અને ભવ્ય સૃષ્ટિઓ છે, ને જે

પૃથ્વી ઉપર પોતે ઊભો છે તેનું તો અનત બ્રહ્માંડમાં કામકેકાણું પણ નથી. પરંતુ નાનામાં તેમ મોટામાં સર્વત્ર જીવનરૂપી બીજ વેરવામાં હરિનો હાથ સરખો જ ઉદાર સમજવો. બ્રહ્માંડની અનંત ભેદલીલા અખંડ અભેદમય ચૈતન્યના પરપોટા જેવી જ છે. મુસાફર વૃક્ષની શાખાઓની ઘટાને વિલોકી મારા જેવાના તાપ ટાળવા કે ટાઢ મટાડવા આ રચાઈ છે એમ સંતોષ માને છે, પણ એ જ શાખાના પ્રતિપત્રે અનંત જીવોની સૃષ્ટિ પરમાત્માએ વિસ્તારેલી છે તેનું તેને ભાન આવતું નથી. પેલા ખાબોચિયામાંનું એકેએક ટીપું, એકેએક રાજ્યમાં હોય તે કરતાં અધિક અસ્તિત્વવાળી સૃષ્ટિરૂપ છે. સર્વત્ર આ અગાધ સૌષ્ઠવયુક્ત રચનામાં શાસ્ત્રાભ્યાસથી અધિક–અધિક જીવનપ્રભાવ દૃષ્ટિએ આવતો જાય છે. આત્મા અથવા ચૈતન્ય એ જ સર્વ-વ્યાપી એકાકાર વસ્તુ છે. જે વસ્તુ મરી જતી જણાય છે તે પણ નવા જીવરૂપે પરિણમે છે. ત્યારે દૃષ્ટાંતથી વિચાર કરીએ તો જ્યાં એક કણ, એક જલબિંદુ પેલો તારો છે તે કરતાં હઠે તેવી સૃષ્ટિ, અંદર વસી શકાય ને જીવી શકાય તેવી સૃષ્ટિ રૂપ નથી. રે! જ્યાં મનુષ્ય પોતે પણ અનેક સૂક્ષ્મ સૃષ્ટિની એક મહાસૃષ્ટિ છે ને એના રુધિરની નદીઓમાં અનેક જીવ રમે છે, ત્યાં એક સામાન્ય બુદ્ધિના વિચારે પણ એટલું તો સિદ્ધ થવું જ જોઈએ કે જે પદાર્થ આ પૃથ્વીની આસપાસ વીંટાયેલો છે ને જે પૃથ્વીને ચંદ્રાદિથી જુદી રાખે છે, જેને તમે આકાશદિક આદિ નામથી ઓળખો છો, તે અવ્યક્તમાં પણ તેને અનુકૂળ જીવો હોવા જ જોઈએ. એમ માનવું કે પ્રતિપત્રે જીવ સજ્જડ ભરેલા છે ને અનંત દિગ્વિસ્તાર શૂન્ય જ છે. એ કેવો વ્યાઘાત છે! વિશ્વરચનાનો નિયમ એક અણુની પણ નિરર્થકતા સહન કરી શકતો નથી. આખા વિશ્વમાં એવું કોઈ સ્થાન નથી કે જ્યાં કોઈ પણ પ્રકારે આત્માની સત્તા ન હોય. કસાઈના મૃત્યુગૃહમાં પણ ઉત્પત્તિ અને જીવનનું સ્થાન છે. એ વાત સાચી હોય તો તું એમ માની શકશે કે દિગ્ જે પોતે જ અનંતસ્વરૂપ છે તે નિર્જીવ, શૂન્ય, નિરર્થ છે? સૂક્ષ્મદર્શક યંત્રથી પણ એક જળકણના જીવ તું જોઈ શકે, પરંતુ અદ્યાપિ એવું કાંઈ શોધાયું નથી કે જેનાથી સામાન્ય દૃષ્ટિના મનુષ્યથી દિગ્ અથવા આકાશના જીવ જોવાય. પરંતુ એ તો નિઃસંશય છે કે

આકાશમાંના જીવોને સૃષ્ટિનાં મનુષ્યો સાથે અતિનિકટ અને અચૂક સંબંધ છે. એટલા જ માટે વિવિધ દેવ, ગંધર્વ, યક્ષ, પિશાચ કે શક્તિ, ભવાની, અપ્સરા, વ્યંતરી, ડાકણ આદિ અર્ધી સાચી, અર્ધી જૂઠી એવી કલ્પનાઓથી આ વાતો કહેવામાં આવેલી છે. આગળના લોકો કરતાં હાલના લોકો આ બધાંની સત્તા નથી અનુભવી શકતા. તેનું કારણ તો એટલું જ છે કે આગળના લોકોની ઇંદ્રિયો અને તેમનાં અંતઃકરણ હાલના લોકોના કરતાં વધારે શુદ્ધ અને ગ્રાહક હતાં. જેમ જંગલી પ્રાણીને પોતાના દુશ્મનની સુગંધ ઘણાક ગાઉથી આવી શકે છે, તે જ જાતના સુધરેલા પ્રાણીને તેમ થવું અશક્ય છે, તેમ એ અસલનાં મનુષ્યો અને આ સત્ત્વોની વચ્ચેનું અંતર પણ વધારે લાંબું હતું નહિ. કેમ સમજાય છે કે?'

'બરાબર.'

'પણ પ્રથમ એમ કરવું જોઈએ કે જે અંતઃકરણથી તારે એ સત્ત્વો જોડે સંબંધ કરવો છે, તે ઉગ્ર ઉત્કંઠાથી તીવ્ર થવું જોઈએ ને સર્વ સ્થૂળ વાસનાથી મુક્ત થવું જોઈએ. સર્વ કાળ અને સર્વ દેશના સિદ્ધ લોકોએ બ્રહ્મચર્ય અને તપઃકષ્ટથી જ આ સંબંધ થવાનો સંભવ બતાવ્યો છે, તે કારણ વિના નથી. અંતઃકરણની તીવ્રતા વિના જેમ તારામાં ઉત્પાદક શક્તિ નહિ આવે, તેમ અંતઃકરણની શુદ્ધતા વિના તે શક્તિનો શુભ ઉપયોગ નહિ બને; પણ તારો પોતાનો જ વિનાશ થાય તેવી આંટી આવી જશે. જ્યારે એ બે વાત થાય ત્યારે શાસ્ત્ર પણ સહાય કરી શકે. દૃષ્ટિ તીક્ષ્ણ થાય, શ્રવણ તીવ્ર થાય, સત્ત્વ શુદ્ધ થાય, ત્યારે આકાશ પણ—અમુક સાદા રસાયનપ્રયોગથી—વધારે તાદૃશ અને સ્પષ્ટ કરી શકાય. આનું નામ અજ્ઞાનીઓ કહે છે તેમ જાદુ નથી; કેમકે મેં તને કહેલું જ છે કે વિશ્વના નિયમને ઉલટાવી નાખવારૂપી જાદુ એવી વસ્તુ હોઈ શકતી જ નથી. ત્યારે સમજ કે આકાશતત્ત્વની સૂક્ષ્મ સૃષ્ટિમાં અનંત જીવો છે. તે બધા કાંઈ શુદ્ધ આત્મરૂપ નથી. તેમાં ઘણાઘણા ક્રમ ને ઘણીઘણી પંક્તિઓ છે ને તેમને થોડાં કે ઘણાં અતિ સૂક્ષ્મ એવાં પ્રાકૃતિક રૂપ પણ છે. કેટલાંક અતિ ઉત્તમ

બુદ્ધિવાળાં છે; કેટલાંક અતિ ઉગ્ર વિનાશપરાયણ છે; કેટલાંક રાક્ષસ જેવાં ભયંકર છે; કેટલાંક દેવ જેવાં સુખાકારી છે ને એમ એ બે સીમા વચ્ચે અનેક પ્રકાર છે. જેને આ સત્ત્વો સાથે સંબંધ કરવાની ઇચ્છા છે, તે અજાણ્યા દેશમાં ફરનાર મુસાફર જેવો છે. જાણે કે સિદ્ધિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન આરંભ્યો ત્યારથી જ આ સૃષ્ટિનાં દ્વાર તરફ જવાનું પગલું ભરાઈ ચૂક્યું. અનંત મોક્ષનો માર્ગ પણ ગમે ત્યાં લઈ જનારો હો, છતાં તે આ સૃષ્ટિમાં થઈને જ જાય છે. એ સૃષ્ટિમાં જ આ બધાં સત્ત્વોથી જ મુમુક્ષુની કસોટી થાય છે. આત્મસત્તા સાથે ઐક્ય અનુભવવાનો યત્ન અને આરંભ કરનાર આત્માથી અભિન્ન એવા ચમત્કારમાત્રને દેખે છે. પણ તેમની પાર જવાનું તેને જે સામર્થ્ય હોય તે ઉપર જ તેના આત્મજ્ઞાનનો અને મોક્ષનો આધાર રહે છે. જો કોઈ જીવ વાસનાગ્રસ્ત થઈ એ સત્ત્વોમાં જ લપટાય, સિદ્ધિના રસમાં પડી અસ્મિતામાં સુખ માને, તો તે મૂઓ જ; કારણકે એ સૃષ્ટિમાં જનારને વિલક્ષણ અને અણચિંતવ્યો ભય આવી પડે છે. એ સંબંધ એકવાર શરૂ થયો કે પછી તારે જે કસોટીએ ચઢવું પડે તેના પરિણામથી હું તને સાચવી લઉં એ થવું અશક્ય છે. માર્કંડેય પુરાણમાં સપ્તશતીના લયરૂપ તૃતીય ચરિતના વર્ણનમાં, રક્તબીજ જેવા દૈત્યોના રુધિરના બિંદુએ બિંદુથી બીજા રક્તબીજ પેદા થઈ મહાશક્તિની સન્મુખ થતા એ કથા કહી છે, તે છેક જ કલ્પના નથી. એ મહાશક્તિ પણ સર્વ દેવના સારરૂપ સત્ત્વથી પેદા થઈ હતી. તારી સત્ત્વશક્તિ એવી દૃઢ અને બળવતી હશે તો જ તારી રાજસી–તામસી વાસનાનાં અનંત રક્તબીજોને તું સંહારી પાર ઊતરી શકશે. હું તને એ ભયંકર સત્ત્વોથી વિમુક્ત માર્ગ બતાવી શકવાનો નથી. તારે જાતે એકલા જ બધાની સામા થવાનું છે ને બધું ઉડાવવાનું છે. પણ તારી ઇચ્છા જો માત્ર જીવ્યા જ કરવાની હોય, પછી તે ગમે તે સ્થિતિમાં ને ગમે તે રીતે ને કીમિયાગરો જે જીવનબુટ્ટીરૂપી રસાયન ખોળે છે તે જ પી લેવું હોય, તારી સ્થૂલવાસના જ પ્રબળ હોય, તો આ ભય શા માટે વહોરે છે? આત્મજ્ઞાનની વાતો સરળ છે પણ તેનો સાક્ષાત્કાર કરવાનો યત્ન બહુ ભયકારક છે, કેમકે એષણામાત્રના નિદાનરૂપ જે શંકા અને ભય તેને જીત્યા વિના નિઃશંક અભયસ્થાન પ્રાપ્ત

થતું નથી. જો તારી વાસના સ્થૂલ જ હશે ને તું આત્મજ્ઞાનના આવેશમાં આગળ દોડશે તો એ આત્મરસાયન એકવાર તારા ગળા હેઠળ ઊતરતાં જ તારી ઇંદ્રિયો એવી તીવ્ર થશે કે સત્ત્વમાત્રનું તને દર્શન થવા માંડશે; ને જો તું એમાંથી પાર પડવા જેટલો સાધનસંપન્ન નહિ હોય, તો તારું જીવિત અનંત ક્લેશમય થઈ રહેશે. એવા આત્મપ્રસાદને ઉત્તેજિત કરનાર યુક્તિઓ તેમ બુટ્ટીઓ ઘણી યે છે. લે, આ તેમાંનું જ એક રસાયન. યદ્યપિ એ રસાયન સાદામાં સાદા વસ્તુનું બનેલું છે; તથાપિ તેણે જ એ પીવું કે જેણે સર્વથા સાધનસંપત્તિ સિદ્ધ કરી હોય. વળી ઘણાકને એ પીતાં જ એવું દર્શન થાય છે કે જેથી ગભરાઈ જતાં, તેમને એ પ્યાલો તારનાર કરતાં મારનાર નીવડે છે. જે કાચાં છે તેમને એ અતિ વિષમ વિષ છે. વળી આરંભે જ ભયમાત્રના સારરૂપ રક્તબીજ ચોટ્યાં કરે છે તેનું દર્શન એટલું ભયંકર છે કે એની દૃષ્ટિથી દૃઢમાં દૃઢની પણ ધીરજ વછૂટી ગઈ છે, રગો નરમ થઈ ગઈ છે ને મગજ ખસી ગયાં છે. એનું ભયાનક સામર્થ્ય એનો જેટલો ભવ પમાય તેટલું જ વધતું ચાલે છે. નિર્ભયતા એ જ એના નિવારણનો મંત્ર છે. હવે વિચાર કર કે તને આટલું બધું કરવાની ઇચ્છા અને હિંમત છે?'

'છે, છે: તમારાં વચનથી અધિક ઉત્તેજિત થઈ છે.'

આટલું કહેતાં જ મત્સ્યેંદ્ર એને અંદરના ઓરડામાં લઈ ગયો ને એને કેટલીક સાદી રસાયનક્રિયા સમજાવવા લાગ્યો. સાદી છતાં પણ તે અતિ ભવ્ય પરિણામે લઈ જનારી છે એમ લાલાજીને સહેજ સમજાયું.

'પૂર્વકાળમાં અમારા સમાજના લોકોને સત્ય વાત ગુપ્ત રાખવા માટે ઘણા આડાઅવળા રસ્તા લેવા પડ્યા છે; અને ચતુર કીમિયાગર કે વિદગ્ધ રસાયણ કરનારરૂપે અમે જાદુગરને નામે વગોવાયા છીએ. કિંબહુના પુરાણકથા વગેરેની વિવિધ રચનાઓથી પણ અમારે એ વાત છુપાવવી પડી છે ને એમ અમે વહેમને વધારનારા કુધારાવાળા ગણાયા છીએ. પણ એમ કર્યા વિના સિદ્ધિ ન હતી ને હજી પણ નથી, એ હું તને સમજાવી ચૂક્યો છું. જો, જે જે જાદુની વાતો કહેવાય છે, એક ક્ષણે જ સર્વ ઋતુના આવિર્ભાવરૂપ, વિકરાળ સત્ત્વોના પ્રાદુર્ભાવરૂપ તે હું તને સહજમાં બતાવું!'

જે સરળ યુક્તિથી મત્સ્યેંદ્રે લાલાજીની ખાતરી કરી તેથી એ દિઙ્મૂઢ થઈ ગયો અને પ્રત્યક્ષ પ્રમાણ આગળ કાંઈ બોલી શક્યો નહિ.

'જો, ભાઈ! આની આ જ વાતો અન્યરૂપે સમજવાથી અનેક વિટંબણાના કારણરૂપ થઈ પડી છે. કીમિયો! આખી વિશ્વરચનામાં કીમિયો જ ચાલે છે. ધાતુમાત્ર ને તત્ત્વમાત્ર નિરંતર નવાંનવાં રૂપ ધરતાં જ જાય છે. સોનું બનાવવું સહેલું છે, મોતી, પ્રવાલ, રત્ન બનાવવાં તેથી પણ સહેલાં છે. ડાહ્યા લોકને આમાં પણ જાદુ જણાયો. પણ નિત્ય ઉપયોગની, અગ્નિ અને જળ જેવી સાધારણ વસ્તુઓમાંથી એક એવો રાક્ષસ બનાવ્યો કે જેની વરાળથી અનેકનો નાશ થઈ જાય તે એમને જાદુ લાગ્યો નહિ. એ જમાનો આવતો જાય છે. એકવાર હતો, ફરી આવશે, એ રાક્ષસને તમે દેખશો. માણસ એમ માનશે કે આ તો જ્ઞાનનો પ્રસાર થાય છે, સમૃદ્ધિ અને સુખ વધે છે; પણ એ બધાં વિનાશ અને દુઃખનાં જ રૂપાંતર નીવડશે. તે સમયે જેથી નાશ થાય તે શોધી કાઢો, લોક તમને મહાપુરુષ માનશે. વૃદ્ધિ થાય તે શોધી બતાવો તમને ધુતારા કહેશે! કોઈક એવું યંત્ર શોધો કે જેથી ધનવાન વધારે ધનવાન થાય ને ગરીબ વધારે ગરીબ થાય તો તમારી મૂર્તિ પૂજાશે, તમારે નામે કીર્તિસ્તંભ થશે. કાંઈક એવી યુક્તિ બતાવો કે જેથી વ્યાવહારિક વિષમતા થાય, જગતનાં દુઃખ અને ક્લેશની દુઃસહતા ઓછી થાય અને સર્વત્ર આત્મભાવ વૃદ્ધિ પામે, તો તમને પથરે મારવા પોતાનાં ઘર પણ તોડી પાડશે! મારા શિષ્ય! જે દુનિયા આવી છે તેની હજુ ગુલાબસિંહ પરવા કરે છે! આપણે બે તો એને બાજુ ઉપર જ મૂકીએ. ત્યારે હવે તેં જે કાંઈ જોયું તેનો યથાર્થ અભ્યાસ કરવો શરૂ કર.' પછી મત્સ્યેંદ્રે પોતાના શિષ્યને કેટલુંક કામ સોંપ્યું. જેમાં બધી વાત વીતી ગઈ.

સ્થિર ચિત્ત ને નિશ્ચળદૃષ્ટિ અને ઘણી સૂક્ષ્મ ગણતરીથી સિદ્ધ થઈ શકે એવા કેટલાક પ્રયોગમાં મત્સ્યેંદ્રનો શિષ્ય કેટલોક સમય ગૂંથાયેલો રહ્યો. ઘણાં વિલક્ષણ પરિણામો જોઈ એને બહુ આશ્ચર્ય અને આનંદ થતાં ચાલ્યાં. તેમાં કેવળ રસાયણપ્રયોગ જ હતા એમ નહિ, પણ તેજસ્તત્ત્વના કોઈ ગૂઢ પ્રયોગથી જીવનશક્તિ ઉપર જે અસર કરી શકાય છે તે રહસ્ય

વિદ્યાની વાતો પણ એમાં સમાયેલી હતી. સર્વવ્યાપી પણ અદૃશ્ય એવા આકાશતત્ત્વ દ્વારા જીવ–જીવને, વિચાર–વિચારને ને આત્મા–આત્માને, ગમે તે સ્થળે અને ગમે તે કાળે પણ સંબંધ છે એમ મત્સ્યેંદ્ર અને તેના વર્ગના યોગીઓ માનતા; અને એ તત્ત્વ દ્વારા હાલના તાર કરતાં પણ વધારે જલદીથી સંકલ્પ જોડાઈ શકતા, મનોમન એક થતાં અને ભૂતકાળ વર્તમાનમાં પ્રત્યક્ષ થતો. માણસ જાતે કે કોઈ જીવધારી જંતુએ જે જે કાળે ને જે જે સ્થળે જે કાંઈ વિચાર્યું, સંકલ્પ્યું ને સિદ્ધ કર્યું હોય તે એ તત્ત્વમાં રમનારને એક ક્ષણમાત્રના વેગપૂર્વક સંકલ્પથી દૃષ્ટિગોચર થઈ શકે છે; ને આ વિશ્વના અંધારા ખૂણાની વાત પણ છાની રહી શકતી નથી. આ પ્રકારે જ ઉપનિષદાદિમાં કહેલું : 'એક જ્ઞાનથી સર્વ જ્ઞાન,' એક ચૈતન્યના અપરોક્ષથી ચૈતન્યના વિવર્તમાત્રનું અપરોક્ષ, એ યોગીઓ સાનુભાવ સિદ્ધ માનતા. એમાં જ **तत्त्वमस्यादि** વાક્યોનો પ્રત્યક્ષ નિશ્ચય હતો. લાલાજીને આ બધું જોઈ બહુ આશ્ચર્ય લાગ્યું ને આવી યોગવિદ્યામાં મત્સ્યેંદ્ર રમી રહ્યો છે એ જોઈ એને બહુ ભાવ પેદા થયો. એ જ વિદ્યા દ્વારા ભવિષ્ય પણ વર્તી શકાતું * * * * * પણ લાલાજીને એમ લાગ્યું કે પ્રત્યેક પ્રયોગમાં જે છેવટનો ક્રમ છે ને જેનાથી આખરનું ભવ્ય પરિણામ નીપજે છે, તે તો મત્સ્યેંદ્ર પોતાની પાસે જ રાખે છે. ગુરુભાગ વિષે વાત કરતાં એક વખત મત્સ્યેંદ્રે આવો પ્રશ્ન પૂછ્યો :

'શું તું એમ ધારે છે કે હું એક શિષ્યમાત્રને જ, આખા બ્રહ્માંડની સ્થિતિ પણ પલટાવી શકે તેવું સામર્થ્ય એમને એમ આપી દઈશ? જેની સાધનસંપત્તિની ગુરુને પક્કી ખાતરી થાય છે તેને જ છેવટનો ક્રમ અપાય છે. ધીરજ રાખ, પ્રયત્ન એ પોતે જ મનોવિકારને વિશુદ્ધ કરનાર વસ્તુ છે. ધીમેધીમે જે ગૂઢ મર્મ છે તે આપોઆપ તારી બુદ્ધિમાં ઊગી ઉદય પામશે.'

આખરે લાલાજીની આજ સુધીની સાધનસંપત્તિ વિષે મત્સ્યેંદ્રે સંતોષ દર્શાવ્યો ને બોલ્યો : 'ગૂઢ માર્ગમાં પેસવાની મર્યાદાને ઓળંગવાનો તથા પેલા કરાળ બહુરૂપી રક્તબીજની સામા થઈ તારી વિશુદ્ધિની કસોટી બતાવવાનો હવે સમય આવ્યો છે. તારો પરિશ્રમ ચાલુ રાખ ને જેમ

હાલ તું ફળની આકાંક્ષા કરતો નથી તેમ જ ધીરજથી ચાલ્યો જા. એમ જ તને કાર્યમાત્રનો જેમાં વિલય છે તે મહાકારણનો અનુભવ થશે. હું અહીંથી જાઉં છું તે એક મહિને આવીશ. હું પાછો આવીશ ત્યારે જો તને સોંપેલું તેં પૂર્ણ કર્યું હશે ને તારું મન ધારણા અને તત્ત્વવિચારથી દૃઢ થયું હશે, તો તને નિઃસંશય હું કસોટીએ ચઢાવીશ. પણ તને એક ચેતવણી આપતો જાઉં છું કે આ ઓરડામાં કદાપિ પેસીશ નહિ. હું પાછો આવું ત્યાં સુધી કદાપિ એ તરફ જઈશ નહિ, કદાપિ કાંઈ લેવા-કરવા તારે અંદર જવું જ પડે તો પેલાં પાત્રોમાં જે પદાર્થ છે તેને સળગાવીશ નહિ ને તેમની પાસેના કુંભ ઉઘાડીશ નહિ. એ ઓરડાની કૂંચી હું તને જ સોંપી જાઉં છું કે એમ તારી પૂરેપૂરી કસોટી થાય. બેટા! યાદ રાખ કે આ લાલચ જે તને બતાવી છે તે પણ તારી કસોટીમાંનો જ એક ભાગ છે.' આટલું કહી કૂંચી લાલાજીને સોંપી મત્સ્યેંદ્ર સંધ્યાસમયે રસ્તે પડ્યો.

થોડાક દિવસ સુધી તો લાલાજી ગુરુએ બતાવેલાં કામોમાં રોકાઈ રહ્યો. એમાં એની બુદ્ધિ બહુ જ ખીલવા લાગી અને એનું ચિત્ત માત્ર એમાં જ પરોવાઈ ગયું. એ કાર્યમાં થોડામાં થોડો પણ જય થાય તેનો સંભવ, ચિત્તની એકાગ્રતા, ચિત્તનો અત્યંત લય અને બહુ સૂક્ષ્મમાં સૂક્ષ્મ ગણતરી; એ ઉપર એટલો બધો આધાર રાખતો હતો કે એ કાર્યમાં ચિત્ત રોકાયેલું રહે, તો બીજા વિચારને અવકાશ સરખો પણ મળવો અશક્ય. મત્સ્યેંદ્રનો હેતુ પણ એ જ હતો કે આ પ્રકારે વૃત્તિ માત્ર નિરંતર એકાગ્ર રહેવાથી લયાવસ્થા સહજમાં સિદ્ધ થતી જાય જેમ ગણિતશાસ્ત્રનાં મૂળ તત્ત્વોનો અભ્યાસ મોટા કોયડાનો નિશ્ચય કરવામાં ઝાઝો ઉપયુક્ત થતો નથી કે દુનિયાદારીના વ્યવહારમાં જે તીવ્ર બુદ્ધિની જરૂર પડે છે તેને કામ લાગતો નથી; છતાં એ શક્તિ તો તે મૂળ તત્ત્વોના અસાધારણ અભ્યાસમાંથી જ આવે છે; તેમ વ્યર્થ જેવો જણાતો યોગમાર્ગ પણ છેવટની નિર્વિકલ્પ દશા માટે ઉપયુક્ત જે ચિત્તૈકાગ્ર્ય તે સાધવામાં કામ આવે છે.

પણ લાલાજીએ તો સોંપેલું કાર્ય ધારવા કરતાં અર્ધા જ સમયમાં સિદ્ધ કર્યું ને એનું ચિત્ત આ પ્રમાણે નવરું પડવાથી અનેક તરંગ અને કલ્પનામાં ભટકવા લાગ્યું. મત્સ્યેંદ્રે જે કરવાની ના કહી હતી તે નાને

લીધે જ તે વિષય ઉપર વધારે વૃત્તિ લાગવા માંડી અને વારંવાર બંધ ઓરડાની કૂંચી ઉપર એની નજર ઠરવા લાગી. અચાનક પણ એમ થતું ચાલ્યું. પોતાને ધૈર્યની આવી કસોટી કરવાનો પ્રકાર એને કાંઈ અર્થવગરનો અને છોકરવાદી જેવો લાગ્યો. એને એમ લાગ્યું કે આ બાવાએ આવી હાઉ બતાવવાની વાતથી મને ડરાવવાની યોજના કરી છે, તેથી મારે ડરવાની જરૂર નથી. જે ઓરડામાં મેં અનેકવાર પ્રયોગો કર્યા છે તેની બાંતો એકાએક જીવતી થઈ મને શી રીતે ખાઈ જનારી છે! ને કદાપિ એમાં કોઈ વાઘબાઘ ગોઠવ્યો હશે તો એ કાંઈ મને ખાઈ જનારો નથી; કેમકે એ શાનો છે ને શી રીતે થાય છે તે હું જાણી ચૂક્યો છું. હું જ્ઞાન જ લેવા આવ્યો છું તો મારી જિજ્ઞાસાને આવી રીતે અંકુશમાં શા માટે રાખવી! આવા તર્કવિતર્કમાં એણે એમ ધાર્યું કે જેની બુદ્ધિને પોતે જ જાગ્રત કરી છે તેને આવી જૂઠી યુક્તિથી ભડકાવવાનો મત્સ્યેંદ્રનો પ્રયત્ન યોગ્ય નથી. આમ ધારવાથી એને પોતાના ગુરુ માટે જે ભક્તિભાવ હતો તે પણ ઊડી ગયો. આટલું છતાં પણ એના અભિમાનથી ને એની કુતૂહલબુદ્ધિથી એને જે કરવાનું મન થાય તેમાંથી છૂટવા માટે એ વારંવાર આસપાસનાં જંગલો-માં ફરવા નીકળી જતો ને જેમતેમ ફરતાંફરતાં આગળ જે ગામનું આપણે વર્ણન કરી ગયા છીએ ત્યાં લાલાજી આવી પહોંચ્યો.

જન્માષ્ટમીનો ઉત્સવ હતો. લોકો ટોળે મળીને નાચતા હતા ને ગાતા હતા. વર્ષાઋતુના સમયે પણ વાદળાં ન હોવાથી પાછલી રાત્રિએ ચંદ્રપ્રકાશ ખીલી રહ્યો હતો ને જન્મ થવાનો સમય નજીક હતો. એ લોકોમાં નીતિ તો કાંઈ હતી જ નહિ એટલે તે આમ જાગરણ કરતાં ગમે તેવી મોજમઝામાં આનંદ લેતા હતા. કૃષ્ણજન્મને નામે જે રાસ અને જે ખેલ રમાતા હતા તેમાં નીતિ સચવાય એવું હતું પણ થોડું જ. કોઈ ગાંજાની ચલમોના ભડકા કરતા હતા, કોઈ ચંદ્રપ્રકાશમાં ચળકી રહેલું મદ્ય પીતા હતા, કોઈ સ્ત્રીઓ પણ ભાંગનો રગડો ગળે ઉતારતી હતી; કોઈ વીણા, કોઈ વાંસળી, કોઈ ઢોલક એમ અનેક વાદિત્ર બજાવતા હતા ને કોઈ કેફના ઘેનમાં પડતા-આખડતા ઊઠતા ને નાચતા હતા. સ્ત્રીપુરુષ ભેગાં થઈ રાસ ખેલતાં હતાં, ને 'નંદ ઘેર આનંદ ભયો જય કનૈયા લાલકી,' એમ ગ્રામ્યસ્વરે કૂદીકૂદીને

બોલતાં, હાથમાં રાખેલા ડાંડિયા પરસ્પરથી ઠોકી નાચતાં હતાં. ઘણીક સ્ત્રીઓ કુંડે પડી હીંચ લઈલઈને અનેક ગામડિયા સૂરના ઘોળ ગાતી હતી. આ બધી આનંદરચના જોઈ લાલાજીને ઓછું આવ્યું કે સંસારમાં બંદીવાનના જેવું દુઃખ કોઈને નથી. કોઈ ખરા બંદીખાનામાં, તો કોઈ પોતાને હાથે કલ્પેલા બંદીખાનામાં, તો કોઈ લોકાપવાદના બંદીખાનામાં; એમ સર્વે દુઃખી છે. આવું સ્વતંત્ર સુખ મારા ભાગ્યમાં નથી જ ! આવો વિચાર હજુ એના હૃદયમાં ધીમેધીમે સ્ફુરે છે એટલામાં ગુરુદાસ એને જોઈને દૂરથી દોડતો આવ્યો ને 'રામ રામ' કહી પાસે ઊભો. લાલાજી તેની સાથે વાતે વળગ્યો પણ નજર તો ગુરુદાસને હાથે એક લલિત લલના વેલીની પેઠે વીંટાઈ રહી હતી તેના ઉપર ઠરાવી રહ્યો. તે સ્ત્રી પણ અતિ નાજુક છતાં સર્વ કુલટાભાવનું ગૃહ હતી. તેનામાં જેટલું કૃત્રિમ બળ હશે તે બળ એકઠું કરી તેણે આંખથી એવું તીર ફેંક્યું કે લાલાજીનું કાળજું વીંધાઈ ગયું. એવામાં ગુરુદાસે પૂછ્યું: 'મહેરબાન ! આપ આ રાસમાં ભાગ નહિ લો ! અત્યારે તો ગરીબ-તવંગર સર્વ એક છે. આજના ઉત્સવમાં તમારે ભળવું જ જોઈએ.' એટલામાં હો હો ને રે રેના ભણકારા પેલા આનંદભર્યા ટોળામાંથી લાલાજીને કાને પડ્યા ને નાચ ચાલતો થયો, તે સાથે લાલાજીનું મગજ પણ ભમવા લાગ્યું. ગુરુદાસે ઉમેર્યું : 'ચાલો ચાલો સાહેબ ! આ મારી લટકાળીને એ રાસમાં તમારા જેવો કહાન જોઈએ છે.' પેલી લટકાળી પણ આવું સાંભળતાં જ ગુરુદાસનો હાથ મૂકી દઈ જાણે બહુ અપમાન થયું હોય એમ તેને તરછોડીને નાસી ગઈ. જતાંજતાં તેણે લાલાજીને પોતાનાં ચક્ષુથી નોતરું દીધું; થોડેક જઈને ઊભી. લાલાજીની નજર તેની નજરમાં મળી. ગુરુદાસ તો ચાલતો થયો. તુરત જ પેલી લલનાએ કાંઈ ઉચ્ચાર કર્યો ને અધ્યાત્મ-રહસ્ય શોધનારા સાધુને પોતાની સમીપ બોલાવ્યો. લાલાજીએ માથું ધુણાવ્યું, પણ પેલીએ એક બીજો લહેરી તે તરફ આવતો હતો તેના ભણી આંગળી બતાવી. લાલા! ખરેખરું માથું ધુણાવતો હોય તો તને શા માટે અદેખાઈ આવી? લાલાજીએ હાથ લાંબો કર્યો, પેલીએ જેટલી થઈ શકે તેટલી કૃત્રિમ શાલીનતાથી તેનું ગ્રહણ કર્યું. બન્ને પેલી રાસમંડળીમાં ભળ્યાં! અહા! વનસ્પતિનાં સત્ત્વ કાઢવાં, રસાયનના પ્રયોગ કરવા ને તારાનાં ધ્યાન ધરવાં,

આત્મપ્રસાદ અને ચૈતન્યવિવર્તની વાતો સાંભળવી, અભેદનાં ગપ્પાં મારવાં, એ કરતાં આ અનેક પ્રકારે રસભર્યું છે! મત્સ્યેંદ્રના શિષ્ય! રે ભાવિ શંકર! રે જ્ઞાની! વેદાંતી! યોગી! સિદ્ધ! તારાં કૃત્યથી અમને શરમ આવે છે! શું આટલા માટે તેં સાક્ષાત્ રમા જેવી રમાનો તિરસ્કાર કર્યો? સંભાળ, સંભાળ, શું કરે છે! શા માટે પેલીનો હાથ પકડી તેને સરસી તાણે છે! દૂર લઈ જાય છે! મસ્ત થઈ કૂદીકૂદીને શી હીંચ લે છે! ગયો, પડ્યો; પેલા વૃક્ષ નીચે જઈને બન્ને પડ્યાં. બીજાં તો દૂર રહ્યાં કૂદે છે, એમને હસે છે, પણ એ સાંભળતાં નથી. એ બે તો પરસ્પર બેને જ દેખે છે! પીઓ, પીઓ, દારૂની મજાથી થનારું નૃત્ય બમણું મીઠું લાગશે.

'અરે લલના! તું કોઈ દગારી છે.'

'તમારી જ છું; વળી મળીશ.'

'વાહ જવાન! એમ જ જોઈએ.' એક એંશી વર્ષના બુઢ્ઢાએ પાસે આવી લાલાજીને કહ્યું: 'જવાની તો એમ જ ભોગવાય. ભોગવાય નહિ તો જવાની શા કામની? અમે હવે મરવાને ભોંય સૂંઘીએ છીએ, પણ અમે જવાની બરાબર ભોગવી નહિ તેથી પસ્તાઈએ છીએ; ને આજે પણ 'ચંદ્રવદન મૃગલોચની કાકા કહત બુલાય' એથી બહુ બળીએ છીએ. માટે પાછા ન હઠશો ભાઈ! ભોગવાય તેમ ભોગવજો; ભોગવ્યું એ જ જીવ્યું છે.'

## ૫: કોઠી ધોવાથી કાદવ

રાત્રિ અને અરુણોદય વચ્ચેના ભળભાંખળા સમયે લાલાજી પોતાના ઓરડામાં જઈ ઊભો. ગાદીની પાસે પડેલી અતિ વિકટ ગૂંચવાડાવાળા હિસાબથી ભરેલી પાટી ઉપર એની નજર પડી; ને એને જોતાં જ એના હૃદયમાં અતિ ગાઢ પરિશ્રમપૂર્વક નિર્વેદનો ભાવ છવાઈ ગયો. પણ 'નિત્ય યૌવન પમાતું હોય તો કેવી મઝા પડે! અરર! વર્ષોના ભારથી બેવડી વળી ગયેલી વૃદ્ધાવસ્થાની મૂર્તિ કેવી ગંદી અને કંટાળો પમાડનારી લાગે છે! એના કરતાં વધારે ભયભરેલો બીજો કયો રક્તબીજ પેલા અતિ ભયવાળા ઓરડામાંથી પણ પેદા થનાર હતો! ખરેખર નિત્યયૌવન હોય

તો વાહ! પણ નિરંતર આ અટપટા કોયડા છોડવા અને આ નિર્જીવ વનસ્પતિ અને ઔષધોનાં મિશ્રણ કર્યા કરવાં, એ તો ઠીક નહિ. યૌવનનો મિત્ર રમૂજ, આનંદ, તે વિના બીજો કોણ હોઈ શકે? અને જો હું પ્રયત્ન કરું તો આ ક્ષણે જ મને પણ નિત્યયૌવન સહજમાં પ્રાપ્ત થાય. મત્સ્યેંદ્રે મને જે આજ્ઞા કરી છે તેમાં મને કાંઈ સાર સમજાતો નથી. રસાયન-પ્રયોગોની છેલ્લી કૂંચી તેમ રહસ્યવિદ્યાની છેલ્લી આંટી જેમ એ સાંકડા મનથી પોતાને જ હાથ રાખે છે, તેમનું તેમ આમાં પણ જણાય છે. મારી પાસે બધી ગણતરી, બધા પ્રયોગ, એવું વૈતરું કરાવી મહેનતનું પરિણામ તો પોતાને હાથે જ રાખવું! હમણાં પણ એ પાછો આવીને મને કહેશે કે પરમ રહસ્ય છે તે પ્રાપ્ત થઈ શકે તેવું છે, પણ હજી તારે તેની વાર છે! શું આવી રીતિ યોગ્ય છે? મને તો એમ જ લાગે છે કે એના જેવા ડોસાને મારા જેવો એક જવાન ચાકર જોઈએ; માટે જ મારી જિજ્ઞાસાને દિનપ્રતિદિન અધિકાધિક ઉદ્દીપિત કરી મને પોતાની પાછળ ઘસડ્યા કરવો એવો એનો હેતુ છે.' આવા અને આથી પણ વધારે અમર્યાદ વિચારો લાલાના હૃદયમાં ઊભરાઈ જવા લાગ્યા. દારૂથી મસ્ત થયેલો અને જે મઝા ભોગવી હતી તેથી વ્યાકુળ થયેલો, એ નિદ્રા લઈ શક્યો નહિ. જે વૃદ્ધને એણે જોયો હતો તેની પ્રતિમા એના મનમાં એવી જડાઈ હતી કે તે ઉપરથી એને વૃદ્ધાવસ્થાનો ભય બહુ જ લાગવા માંડ્યો. અને ગુલાબસિંહ જે નિત્યયૌવન ભોગવે છે તે લેવા માટેની એની ઉત્કંઠા બહુ જ તીવ્ર થઈ આવી. ગુરુએ મના કરેલી તેથી જ તે આજ્ઞા તોડવાની તેને ઇચ્છા થઈ. સૂર્યનાં કિરણ જેમજેમ ઓરડામાં પડતાં ગયાં તેમતેમ દિવસના વધતા જતા પ્રકાશે અંધકાર-ના અનુષંગી જે ભય તેમને એની કલ્પનામાંથી ઉડાવી દીધા. એ ભવ્ય ખંડેરમાં બીજા ઓરડા હતા તે કરતાં જે ઓરડો ઉઘાડવાની ના કહેવામાં આવી હતી, તેમાં એને કાંઈ સવિશેષ તફાવત જણાયો નહિ. સૂર્યના આવા પ્રચંડ પ્રકાશમાં કયો અસુર કે ભૂત આવીને મને ખાઈ જનાર છે? લાલાજીની પ્રકૃતિનું વૈચિત્ર્ય અથવા વિરોધીપણું એટલામાં જ હતું કે એના તર્ક એને સંશયમાં નાખી દેતા અને તેથી એની નીતિવૃત્તિ બહુ અનિશ્ચિત અને શિથિલ થઈ જતી. એનું શરીર ધૃષ્ટતા પર્યંત સાહસવાળું

થઈ ઉશ્કેરાતું. આવું હોવું એ અસાધારણ નથી; કેમકે સંશય અને સાહસ એ ઘણું કરી સાથે જ અવતરે છે. આવી પ્રકૃતિનો માણસ જ્યારે કોઈ કાર્ય કરવાનું કરે છે ત્યારે પોતાની જાનના ભયથી તે કદાપિ અટકતો નથી; અને પુણ્યપાપનો કાંઈ સંકોચ નડે તો તેને તો જેમતેમ કરીને તે સમાધાનને રસ્તે ઉતારી લે છે. શા કારણથી મારું હૃદય આમ કઠિન થયું અને શાથી હું આ એકાએક ઊઠીને ચાલવા લાગ્યો તેનો વિચાર કર્યા વિના જ લાલાજી મત્સ્યેંદ્રના ઓરડા આગળ ગયો; અને જે બારણું ન ઉઘાડવું જોઈએ તે ઉઘાડ્યું. જેવું હમેશાં દેખતો હતો તેવું જ તે સ્થાન હતું. માત્ર એક સ્થળે ત્યાં એક અતિ પ્રાચીન ગ્રંથ ઉઘાડો પડેલો હતો તેની પાસે ગયો. અને જે પાનું નજર આગળ આવ્યું તે ઉપર નજર ફેરવવા લાગ્યો, પણ તે લેખ કોઈ કૃત્રિમ અક્ષરે લખેલો જણાયો. પોતાને આજ પર્યંત જે જ્ઞાન એ સંબંધી મળ્યું હતું, તેની સહાયથી વાંચવા માંડ્યું, તો આ પ્રમાણે કાંઈક એનાથી સમજાયું :

'અંતર જીવિત અનુભવવું એ બાહ્ય જીવિત પ્રત્યક્ષ કરવારૂપ છે. કાળથી મુક્ત થવું એ સર્વમય થવામાં રહેલું છે. જેને ખરું રસાયન મળે છે તે આકાશતત્ત્વમાં રહેલું સર્વસ્વ જોઈ શકે છે; કારણકે જેનાથી શરીર પુનઃ સજીવ અને સયૌવન થાય છે તેનાથી ઇંદ્રિયો પણ અસાધારણ પ્રભાવ પામે છે. તેજસ્તત્ત્વના મૂળ સ્વરૂપમાં કોઈ અલૌકિક આકર્ષણશક્તિ રહેલી છે. જે કુંભમાં રસ ભરેલો છે તેને ઉઘાડતાની સાથે જ તેની પાસેના દીવા પણ સળગાવ, એટલે જેમનું જીવિત માત્ર એ તેજરૂપી છે તેવાં સત્ત્વ માત્ર એ તેજથી આકર્ષાશે. ભય પામતો ના; ભય છે તે જ જ્ઞાનનો મહાન શત્રુ છે.' આ ઠેકાણેથી પેલા પુસ્તકના વર્ણ કોઈ બીજી કૃત્રિમ ભાષાના હોય એમ જણાયું; પણ પોતે આટલું જે વાંચ્યું તે શું પૂર્ણ ન હતું ! વાત તો માત્ર એટલી જ હતી કે 'ભય ન પામવો' એમાં શી વિસાત છે ? મત્સ્યેંદ્રે જાણી જોઈને જ આ સ્થળે એ ગ્રંથ ઉઘાડી રાખ્યો હોય એમ લાલાજીને લાગ્યું તથા એમ પણ લાગ્યું કે ગુરુ જે કહેતા હતા તે કરતાં કસોટી તો બહુ જુદા જ પ્રકારની છે, વાસ્તવિક રીતે તો ધીરજની કસોટી કરવાને બહાને હિંમતની કસોટી કરવાની વાત છે. સાહસ

નહિ પણ ભય એ જ જ્ઞાનનો શત્રુ છે. ત્યારે તો શી ફિકર છે! જે તાકામાં પેલા કુંભ ગોઠવેલા હતા, ત્યાં લાલાજી ગયો અને જરા પણ ક્ષોભ પામ્યા વિના એણે એક કુંભનું ઢાંકણું ઉઘાડ્યું. તુરત જ આખો ઓરડો સુગંધમય થઈ ગયો. હવામાં જેમ હીરાકણીનો ભૂકો પડતો હોય તેમ ચળકાટ થવા લાગ્યો. કોઈ અમાનુષી આનંદ એના અંગમાં ઉદય પામ્યો અને પોતાનું આખું જીવિત જાણે આત્મમય જ હોય એવું ભાન એને થઈ ગયું. આખા ઓરડામાં ધીમેધીમે કોઈ અતિ મધુર તથા હૃદયભેદક ગાન સંભળાવા લાગ્યું. એ જ ક્ષણે બહાર કોઈનો શબ્દ સંભળાયો ને તેને પોતાને કોઈ બોલાવે છે એમ લાગ્યું. તુરત જ બારણું ઠોકાયું અને 'મહેરબાન! અંદર છો કે?' એમ ગુરુદાસનો સ્પષ્ટ શબ્દ લાલાને કાને પડ્યો. કુંભને ઝટ બંધ કર્યો અને ગુરુદાસને કહ્યું: 'તમે મારા ઓરડામાં જઈને બેસો.' ગુરુદાસ ગયો ત્યાંસુધી લાલાજી ઓરડામાં રહ્યો ને પછી બહાર નીકળ્યો. બારણું બંધ કરતાં પણ એને પેલું દિવ્ય ગાન સંભળાયે જતું હતું. આનંદપૂર્ણ હૃદયે અને બહુ હલકે પગલે લાલાજી ગુરુદાસ પાસે ગયો, પણ જતાં એણે દૃઢ નિશ્ચય કર્યો કે જ્યારે કોઈ આવું ભંગાણ પડાવે એવો સંભવ ન હોય ત્યારે પાછું અંદર પેસવું અને પૂરેપૂરો અનુભવ કરી લેવો.

જેવો લાલાજી અંદર આવ્યો તેવો જ ગુરુદાસ બહુ આશ્ચર્યથી ચમક્યો અને બોલ્યો: 'અહો! મારા મહેરબાન! આપ તો ખરેખરા બદલાઈ ગયા છો! જવાનીને આનંદની મઝાનો રંગ જુદો જ લાગતો જણાય છે! કાલે તો તમે એવા ફીકા અધમૂઆ જેવા હતા, પણ પેલી દેવાંગનાની મધુર દૃષ્ટિએ તો આજ તમને સ્પર્શમણિ કરતાં પણ વધારે લાભ કર્યો જણાય છે.' આ સાંભળતાં જ લાલાજીએ પાસેના એક દર્પણમાં પોતાનું પ્રતિબિંબ જોયું અને એને પણ ગુરુદાસના જેટલું જ આશ્ચર્ય લાગ્યું. વિચારના ભારમાં વળી ગયેલું પોતાનું શરીર એને હવે બરોબર સીધું અને અક્કડ જણાયું. આંખો ચળકારા મારતી લાગી ને અંદરના આનંદથી તથા નિરામયત્વના ઉત્પ્લવથી ગાલ અને ભાલ અતિ તેજસ્વી જણાયા, રસાયનની ગંધમાત્રથી જ આટલું બધું થયું તો તેના પાનથી નવીન જીવન અને નિત્યયૌવન મળે એમાં સંશય નહિ.

'તમને અડચણ કરી તેથી મને ક્ષમા કરજો,' ગુરુદાસે કહ્યું: 'પણ તમારા ગુરુએ આ પત્ર હમણાં જ મોકલ્યો છે તે તમને આપવા આવ્યો છું.'

લાલાજીએ પત્ર વાંચવા માંડ્યો: 'મારી ધારણા કરતાં હું સાતેક દિવસ વહેલો આવીશ; એટલે કે કાલે મારા આવવાની રાહ જોજે. પછી તારે જે ઇચ્છા છે તે પ્રાપ્ત કરવાની કસોટીએ હું તને ચઢાવીશ. પણ ભૂલતો ના કે તેમાં પાર પડવા માટે તારે કેવળ આત્મસત્તામય થઈ જવું જોઈશે. સ્થૂલમાત્ર પરાસ્ત થઈ નિરસ્ત થવું જોઈશે. વિષયવાસનાની કંઈ પણ ગંધ રહેવી જોઈએ નહિ. શાસ્ત્ર અને યોગનું તને જ્ઞાન ભલે હોય, પણ તારે સ્થૂલનો પરાજય કરવો જ જોઈએ. મને આશા છે કે તું એવો જ થયો હશે. આપણે મળીએ ત્યાંસુધી હવે ઉપવાસ કરજે અને ધારણામાં રહેજે.'

લાલાજીએ તિરસ્કારયુક્ત સ્મિત કરી એ પત્રને ચોળીને ફેંકી દીધો. ઉપવાસ! રાગદ્વેષનો ત્યાગ! ફરી પણ માથું ફૂટો! રાગવિનાનું યૌવન! બહુ થયું મત્સ્યેંદ્ર! તું હવે હાર્યો છે; તારો શિષ્ય તારી મદદ વિના જ તારા રહસ્યને લેવાનો છે.

'મહેરબાન! આપની પ્રિયાના ઘરની પાસેથી જ હું આવ્યો; મેં એનો તમારા નામથી જરા ઉપહાસ કર્યો ત્યારે એ શરમાઈ ગઈ ને નિરાશ જેવી થઈ ગઈ!'

'વાહ ગુરુદાસ! તમારો બહુ ઉપકાર થયો કે તમે મને એવું સારું ઓળખાણ કરાવ્યું. તમે બહુ આનંદમાં રહો છો.'

'આનંદનું શું પૂછવું? જવાની છે ત્યાંસુધી ભય શાનો? માત્ર રતિ, દારૂ ને રમત!'

'બરાબર છે. રામ રામ, આપણે પાછા મળીશું.'

છેક બપોર સુધી લાલાજીના મગજમાંથી જે નવીન આનંદ ઉદય થયો હતો, તેની છાયા ખસી નહિ. આસપાસનાં જંગલોમાં ફરવા ગયો, પણ ત્યાં એ પોતે જ્યારે ચિત્રકાર હતો ત્યારે જે સ્વાભાવિક અને અકૃત્રિમ આનંદ અનુભવાતો તેની કાંઈક છાયા એને સમજાવા લાગી. સમષ્ટિનો આનંદ કાંઈક પોતાની સમીપ આવતો હોય એમ લાગ્યું અને પોતાની વ્યષ્ટિ એ સમષ્ટિ સાથે એકતાર થઈ એક જ લયમાં પડી છે એમ

જરાજરા એને સમજાતું ચાલ્યું. જંગલનાં વૃક્ષાદિની પેઠે એને નવીન જીવિત આવવાનો સંભવ લાગવા માંડ્યો. એણે નિશ્ચય કર્યો કે અહો વનલીલા! તારી વસંતનો બહાર એ જ મારે નિરંતર અનુભવવો છે, તારો હેમંત કદાપિ દેખવો નથી. આવા વિચારના તરંગે ચઢી ચાલતાંચાલતાં લાલો જંગલની બહાર આવ્યો. ખેડેલાં ખેતરોમાંથી જતાંજતાં એક નાની ઝૂંપડી એની દૃષ્ટિએ પડી. તેનાં બારણાં ખુલ્લાં હતાં; અંદર એક છોકરીને રેંટિયો કાંતતી એણે દીઠી. પેલી છોકરીએ સહજ જ મોં ઊંચું કર્યું. પાધરી જ આનંદથી જરાક ચોંકી લાલાજીની તરફ ધસી અને એની કોટે વળગી પડી. એ જ પેલી જન્માષ્ટમીની રાત્રિની ગોપિકા.

'ધીમેથી વાત કરજો, મારી મા અંદર ઊંઘે છે. મને ખાતરી હતી કે તમે આવશો જ; તમારા પ્રેમને આધીન છું.'

'ત્યારે તેં મારા વિષે વિચાર કર્યાં જણાય છે!'

'વાહ! મને બીજો વિચાર જ આવ્યો નથી. મારા પ્યારા! હું તમને નથી સાંભરતી?'

'મારા દિલમાં જેટલી જગ્યા છે તે તારાથી જ ભરપૂર છે.'

'મારે પણ એમ જ છે; પરંતુ પ્યારા! તમે તો થોડા જ વખતમાં જુદા પડશો ને હું—'

આટલે સુધી વાત આવી ત્યારે તો લાલાજી વિચારમાં પડ્યો. આ ગોપીમાં કાંઈ રમા જેટલી કાંતિ ન હતી; પણ એની કાંતિ રમાના જેટલી જ પ્રિયકર હતી. ક્વચિત્ એમ પણ મનાય કે લાલાની રમા પ્રતિ જે વૃત્તિ હતી તે શુદ્ધ પ્રેમ ન હતો; અથવા રમાથી જે વૃત્તિઓ ઉદય પામી હતી તે એવી તીવ્ર અને ગાઢ ન હતી કે જેને પ્રેમનું નામ ઘટે તેમ હોય. પણ આ રમણીનાં કાળાં વિશાળ નયન જોતાં એને એમ લાગતું હતું કે હું એનો જ છું.

'ત્યારે તું આ તારા પહાડી રહેઠાણને બદલશે નહિ?'

'એમાં મને શું પૂછે છે? તું જાણે છે, અમે પર્વતવાસિનીઓ કેવી છીએ તે? તમે શહેરી લોક તે તો વચનના પણ જૂદા. પ્રેમનું નામમાત્ર વાપરી એક ક્ષણભર મજા શોધનારા! અમે તો બોલ્યાં તે જ બોલ્યાં,

અમારે તો પ્રેમ એ જ જીવિત છે. આ સ્થાનને તજું? ભલે; પણ મારો સ્વભાવ તો નહિ જ તજાય.'

'તારો સ્વભાવ નિત્ય સાચવજે, તે તો બહુ મધુરો છે.'

'તું મધુર હોય ત્યાંસુધી મધુર; તું અમથી જુદો થાય તો અતિ ઉગ્ર. અમે આ સ્થાનની કુમારિકાઓ કેવી છીએ તે કહું? જેને તમે પહાડી લૂંટારા કહો છો તેની છોકરીઓ હોઈ, અમે અમારા પ્રિયતમની સહચરીઓ થવા ઇચ્છા રાખીએ છીએ. ભયમાં તમારી સાથે રહીએ છીએ; સુખમાં તમારી ગુલામ થઈ સેવા કરીએ છીએ; અમે કદાપિ વિકાર પામતી નથી ને જે વિકાર પામે તેના ઉપર તીવ્ર વૈર વાળવા ચૂકતી નથી. અમને ગાળ દો, મારો, કચરો, બધું સહન કરીએ; પણ અમારાથી લેશ પણ જુદાઈ કરો તો કોઈ વાઘણ પણ એવી ક્રૂર ન હોઈ શકે. કેમ હવે તને મારા ઉપર પ્રેમ આવે છે?'

આ ચતુરાઈથી લાલાજીને કાંઈ ભય લાગવાને બદલે ઊલટું સારું લાગ્યું અને એણે કહ્યું: 'હા.'

'હા' વાહ લાલા! 'હા' બધાં વગર વિચારનાં તાઉ સ્વભાવનાં માણસ આવા ગુલાબી અધરે કરેલી પ્રાર્થનાને 'હા,' જ કહે; પણ જરા વિચાર, વિચાર! તું કોણ છે! રે મત્સ્યેંદ્ર! શા માટે તું તારા જવાન શિષ્યને આમ રખડવા દે છે? આવા ભયની સમીપ જવા દે છે? ઉપવાસ અને ઇંદ્રિયદમનના ઉપદેશ કર; તે બધા તું કરોડો કે કોણ જાણે કેટલાં વર્ષનો ટરચો તે પાળી શકે; પણ પચીસ વર્ષની વયે તો તને પણ મારા ગુરુએ આમ અથડાવા દીધો નહિ હોય!

એવી જ વાતોમાં એ બન્ને ત્યાં ને ત્યાં ગળી ગયાં. પેલી છોકરીની માએ ઓરડીની અંદર કાંઈ ખળભભાટ કર્યો ત્યારે જ બન્ને જુદાં પડ્યાં અને એ બાળા પાછી પોતાને રેંટિયે જઈ બેઠી.

ઘર તરફ વળતાં લાલાજી વિચાર કરતો ચાલ્યો: 'મત્સ્યેંદ્રમાં હોય તેના કરતાં તો બાલિકામાં વધારે જાદુ છે; છતાં મને ખાતરી નથી કે વૈર વાળવાને આટલી બધી તત્પર હોય એવી પ્રતિમા મને અત્યંત પસંદ

પડે કે નહિ. પણ જેના હાથમાં ખરી કૂંચી આવવાની છે તે એક સ્ત્રીનું વૈર પણ હરાવી શકે ને બધા ભયમાંથી બચી શકે, એ સહજ છે.'

વાહ રે વાહ! શું તું ત્યારે તારા ગુરુથી પતિત થવા ઇચ્છે છે? તેં તેની સામે થવા નિશ્ચય કર્યો છે? ખરેખર ગુલાબસિંહ! તેં એના વિષે એકવાર બરાબર કહ્યું હતું: 'કોઠીને ધોવાથી તો કાદવ જ નીકળે.'

## ૬ : રક્તબીજ

મધ્યરાત્રિની શાંતિ પ્રસરી રહી છે, આખા સ્થાનમાં સર્વત્ર ગાઢ સુષુપ્તિનું સાર્વભૌમ રાજ્ય વિસ્તર્યું છે. ભવ્ય તારાગણની ઝાંખી પ્રભામાં બધું સ્થિરતાથી પડેલું છે; હવે જ સમય છે. દોઢડાહ્યો મત્સ્યેંદ્ર પ્રેમાવેશમાં રિપુ મત્સ્યેંદ્ર જેની દૃષ્ટિ તારા ઉપર પડતાં જ તારા હૃદયની દશા સમજી જશે! જેને પોતે શાંતિ એ નામ આપે છે તેવા નિર્જીવ જડના આવરણને પેલી ગોપિકાનાં નેત્રોએ જરા ક્ષુબ્ધ કર્યું માટે જ તને પોતાની પાસેનું રહસ્ય બતાવવા ના પાડશે! એ મત્સ્યેંદ્ર કાલે સવારે જ આવશે. રાત નકામી જવા દેતા ના. ભયમાત્રની સંભાળ રાખવાની છે. બીજું શું છે! જો આ પળ ચૂકયો તો પછી કાલે આશા રાખીશ નહિ. માટે બહાદુર જવાન! ઠીક કર્યું? તારો હાથ છેવટ, પૂર્ણ ધૈર્ય સહિત પેલાં બારણાંનું તાળું ઉઘાડે છે!

અંદર જે પુસ્તક પડયું હતું તેની પાસે દીવો મૂકી લાલાએ પાનાં ફેરવવા માંડ્યાં, એના સમજવામાં કાંઈ આવતું નહિ, પણ આ પ્રમાણે કાંઈક દેખી થોભ્યો:

'શિષ્ય જ્યારે આ રીતે તૈયાર થાય ત્યારે એણે બારી ઉઘાડવી, દીવા સળગાવવા અને જે રસ કુંભમાં છે તેનાથી કપોલ સીંચવા; પણ તેને હજી પીવો નહિ. એ રીતે દિવ્ય ચમત્કારનો પરિચય વારંવાર અનુભવથી થવા પૂર્વે જો એ રસ પીવામાં આવ્યો, તો જે અમર જીવિતની ઇચ્છા છે તે નહિ પણ તત્કાલ મરણ પ્રાપ્ત થશે.'

આટલેથી આગળ જતાં કૃત્રિમ અક્ષરો પાછા બદલાઈ ગયા એટલે

લાલો કાંઈ વાંચી શક્યો નહિ. ઓરડાની ચારેપાસ સ્થિર દૃષ્ટિથી એણે તપાસવા માંડયું; એણે બારી ઉઘાડી તો સુખમય ચંદ્રપ્રભા અંદર આવવા લાગી અને કોઈ ભવ્ય સત્ત્વ જાણે અંદર પ્રવેશ પામ્યું હોય, તેવો ભાવ લાલાના હૃદયમાં પેદા કરવા લાગી. પેલા સાત દીવા એણે ઉતારીને વચમાં ગોઠવ્યા અને પ્રગટાવ્યા. તેમાંથી રૂપેરી અને કાંઈક આસમાની જ્યોતો ખડી થઈ ગઈ અને ચોતરફ બહુ શાંત પણ ભવ્ય પ્રકાશ વિસ્તરી રહ્યો. પણ એ જ્યોતિ તુરત જ ક્ષીણ જણાવા લાગી; કેમકે ઝીણા ધૂમ્ર જેવું કાંઈક ઓરડામાં ધીમેધીમે છવાવા લાગ્યું, તેની સાથે જ આપણા ભાવિ સિદ્ધને તો રૂંએરૂંએ શીત ઢળી ગયું. અને મરણનો પોતાનો જ પંજો જાણે તેના ઉપર પડ્યો હોય એમ પ્રતીતિ થઈ. આવા ભયનું સહજ ભાન હોવાથી એ ઊભો થયો અને અંગો પાષાણવત્ ગતિહીન થયાં હતાં તોપણ જેમ તેમ તાકામાંથી કુંભ લઈ તેમાંના રસ વતી લમણાંને પલાળવા લાગ્યો; ને તેની સુગંધી લેવા લાગ્યો. પ્રાતઃકાળે આવા પ્રયોગથી જે સત્ત્વબળનો ઉદય થયો હતો તેવો જ આ સમયે અધિકતર અનુભવવા લાગ્યો ને મરણદૂત શીત દૂર થઈ જઈ અંગેઅંગ હવામાં ઊડી શકે તેવાં હલકાં થઈ ગયાં. હવે શું થાય છે તે જોવા માટે આનંદ પામતો નયનવિકાસી મુદ્રા બાંધી પેલો જે ધૂમ્ર પ્રકટ થયો હતો તે હવે ગાઢ મેઘ જેટલો દઢ અને સ્થિર થયો ને દીવા તેમાં માત્ર તારા જેવા પ્રકાશવા લાગ્યા. એ મેઘશ્યામ ધૂમ્રમાં દૃષ્ટિ પરોવતાં લાલાને અનેક આકૃતિઓ તેમાં વિચરતી જણાઈ. તેમનાં રુધિરમાંસાદિ કાંઈ હતાં નહિ, તેમનાં શરીર પારદર્શક હતાં અને સર્પકુંડળીની પેઠે લાંબાંટૂંકાં સંકોચાઈ શકતાં હતાં. તેમની નિયમિત ગતિને અનુરૂપ કોઈ વિલક્ષણ નાદ પણ લાલાના કાનમાં પ્રતીત થવા લાગ્યો અને જાણે પેલાં એકએકના મુખથી નીકળતા નાદ ઝીલતા હોય એમ એને સમજાવા લાગ્યું. પણ એ ગૂઢ અને સૂક્ષ્મ સ્વરમાં પણ એને કોઈ શાંત આનંદનો રસ રહેલો લાગ્યો. પેલાં સત્ત્વો એની કશી દરકાર કરતાં ન હતાં. તેમનામાં ભળવાની, તેમની પેઠે હવામાં તરવાની ને તેમનું આનંદગાન અનુભવવાની લાલાને પણ લાલસા થઈ, એણે હાથ લાંબા કર્યા. કાંઈક કહેવાનું કર્યું. ધીમેધીમે તે બધાં ઊંચે ચઢવા લાગ્યાં ને એમ કરતાં એક

પછી એક બારીએ થઈ બહાર જતાં રહ્યાં. પણ તે જ સમયે જેવો લાલાજી વાંકો વળી તેમને શોધવા માટે ચંદ્રપ્રકાશમાં પોતાની દૃષ્ટિ લંબાવે છે, તેવામાં જ કોઈ વિકરાળ સત્ત્વના સાન્નિધ્યથી બારીમાંનો પ્રકાશ અસ્તપ્રાય થયો અને એના અંગમાં આનંદને સ્થાને અતિ પ્રગાઢ ભય વ્યાપી ગયો. ધીમેધીમે એ ગોળો–પીંડાળો કાંઈક આકૃતિમાન થયો. પણ તેના શરીરનો કોઈ ભાગ સ્પષ્ટ જણાતો ન હતો, માત્ર એક મહાપર્વત જેવો કાળો મેસનો ઢગલો દેખાતો હતો. ને તેને માથે બે એવી વિકરાળ અને ભયંકર આંખો રાતા અંગારાની પેઠે ચકચકતી હતી કે જેના અગ્નિ આગળ શૂરામાં શૂરાનું વીર્ય પણ પીગળી જાય; અને જેના તેજથી ગમે તેવા દૃઢ પણ પાછા હઠી જાય. યમપુરીના કરાળ યમકિંકર કે નરકયાતનામાંના નિતાંત પ્રજ્વળતાં અગ્નિ આદિ સાધન, તેનો ભય પણ આ નેત્રયુગલની બરાબરી કરી શકે તેમ નહોતું. ને અધિકમાં એમ હતું કે એ આંખો કોઈ અમાનુષી સત્ત્વની હોય તેવી ન હતી. મનુષ્યોનાં હૃદયમાં જે જે વૈર, દ્વેષ, ઈર્ષ્યા, ક્રૂરતા આદિ નરકયાતનાના સહોદર ભાવ કલહ કરે છે, તે બધા એ બે તેજોબિંદુમાં જ એકત્રિત થયેલા હતા. અને તે જેના ઉપર પડે તેનામાં પરાવર્તન પામી, તેને મુંઝાવી કે ગાંડો કરી મારી નાખવા સંપૂર્ણ કરતા અધિક હતાં.

‘ તું અનંત આકાશમાર્ગમાં પેઠો છે, તે માર્ગના ઊમરા ઉપર જેની ચોકી છે તે વિકરાળ રક્તબીજ મને જાણ. મને આજ્ઞા કર. કેમ બોલતો નથી ? તને શું મારો ભય લાગે છે ? તેં મને મળવા માટે જ ત્યારે મનુષ્ય-સુખનો ત્યાગ કર્યો નથી ? આવ આપણે ભેટીએ; તારે જે જોઈએ તે મારી પાસે છે આમ કહી એ સાક્ષાત્ કાળમૂર્તિ પાસેપાસે આવવા લાગી અને લાલાની એટલે સુધી પાસે આવી કે બન્નેના શ્વાસોચ્છ્વાસ ભેગા મળ્યા. લાલો એક ચીસ પાડી પૃથ્વી ઉપર પડ્યો ને બેભાન થઈ ગયો. બીજે દિવસે બપોરે જાગ્યો ત્યારે પોતે બિછાનામાં પડેલો છે અને પાસે ગુરુદાસ તીરકામઠું સુધારતો તથા એકાદ રાસનો ગણગણાટ કરતો બેઠો છે.

# ૭ : ગૃહસ્થાશ્રમ

પવિત્ર વિષ્ણુપાદોદકી શંકરપ્રિયા ગંગા અને કૃષ્ણપ્રિયા યમુના જ્યાં પરસ્પરને આલિંગી શિવવિષ્ણુના દેખીતા વિરોધનું ઐક્ય પ્રસિદ્ધ કરે છે, ને તેથી જ જાણે તે સ્થાને સાક્ષાત્ સરસ્વતી પણ ગુપ્ત રીતે આવિર્ભૂત થાય છે, એવા અતિ ઉત્તમ પુણ્યક્ષેત્ર પ્રયાગમાં ગુલાબસિંહે નિવાસ કર્યો હતો. પ્રયાગવડ તે સમયે કાંઇક લીલો હતો, તેની શોભા અલૌકિક છતાં કલિકાળના માહાત્મ્યથી તેની ભવ્યતા કાંઈક ઊણી થવા લાગી હતી. ગંગા–યમુનાના સંગમ આગળ એક ઊંચું સ્થાન હતું, ત્યાં ગુલાબસિંહે પોતાનો એકાંત-વાસ રચાવ્યો હતો. પ્રેમને એકાંત જેવું છે જ નહિ; પોતાની ઇષ્ટ વસ્તુથી અભિન્ન હોય તો પ્રેમ કદાપિ એકાંતને ગણકારતો નથી. પોતાનું પ્રેમસ્થાન તે જ તેને જગત છે, એમ રમા અને ગુલાબસિંહ એકએકને આખા જગતની ગરજ સારતાં એ સ્થાને પ્રેમાનંદમાં મત્ત થઈ આનંદતાં હતાં. દિલ્હીની રાજ્યરમતો અને હિમાલયનાં જ્ઞાનસ્થાન તે બધું આ જોડાને આ સમયે નિરુપયોગી હતું. તેની તેમને અપેક્ષા ન હતી. તે પોતે જ પરસ્પરને જે જોઈએ તે હતાં, સર્વ હતાં. પૃથ્વી, આકાશ, નદી ને વિશ્વલીલા એટલાં જ પ્રેમબદ્ધ એવાં જ્ઞાની તેમ અજ્ઞાની સર્વને આનંદ પમાડવા પૂર્ણ છે.

ગુલાબસિંહના બાહ્યાકારમાં પોતે ગુપ્તવિદ્યાનો ઉપાસક છે એમ જણાવનારું કાંઈ હતું નહિ, તોપણ જેમ કોઈ માણસ ગઈ વાતને સંભારવામાં ગરક થઈ વિચારમાં લીન રહેતો હોય તેના જેવી એની રીતભાત જણાતી. એને એકલા જ રખડવું બહુ ગમતું ને મુખ્યત્વે કરી અરુણોદયે કે પૂર્ણચંદ્રથી ખીલી રહેલી રાત્રિએ ગાઉના ગાઉ સુધી આસ-પાસનાં જંગલોમાં એ રખડ્યા કરતો. કોઈ કોઈ વાર તો મારો પ્રિયતમ અત્યારે અહીં નથી એવી સ્વાભાવિક પ્રેરણાથી જ હોય તેમ રમા મધ્ય-રાત્રિએ જાગી ઊઠતી અને હાથ ફેરવી તપાસ કરતી તો ગુલાબસિંહ પોતાની સોડમાં માલૂમ પડતો નહિ. પણ રમા જાણતી કે એ વિચિત્ર ટેવ ગુલાબસિંહ તજવાનો નથી. એટલે પોતાને ઘણીવાર ભાતભાતના ઊલટાસૂલટા તર્કવિતર્ક થાય તોપણ પૂછવાની હિંમત કરતી નહિ.

ગુલાબસિંહ હમેશાં એકલો જ રખડતો એમ ન હતું; જ્યારે ગંગાનો પ્રવાહ શાંત અને મધુરો ચાલ્યો જતો જણાય અને પશ્ચિમના સૂર્યનાં સોનેરી અને કાંઈક રાતાં કિરણ જ્યારે તેના શ્વેત તરંગોમાં પરાવર્તન પામે, ત્યારે એક નાની હોડીમાં બેસી રમાને પોતાની સોડમાં લઈ ગુલાબસિંહ પહોર–પહોર બબ્બે પહોર સુધી આમતેમ ફરવામાં ઘણો આનંદ માણતો, કોઈ કોઈ વાર પ્રયાગવડ સુધી પોતાની પ્રિયાને આંગળીએ વળગાડી, ચાલીને જતો ને ત્યાં કૃષ્ણરૂપી આદિ વિષ્ણુની રમાને કોઈ અલૌકિક આશ્ચર્ય લાગે એવી ભવ્ય વાતો કરતો. પણ છેવટે વિષ્ણુ અને લક્ષ્મીના અભેદરૂપ પ્રેમના ઉત્તમ વર્ણનમાં તેને લીન કરી રસરૂપ કરી દેતો. રમા જેમજેમ ગુલાબસિંહનો વધારે પરિચય પામતી ગઈ તેમતેમ તેને સમજાયું કે પ્રથમથી પોતાને જે જાદુ જેવી અસર થયેલી હતી, તે કરતાં પણ અધિક અસર થાય એવું પોતાના પ્રિયતમમાં ઘણું ભરેલું છે. પોતાના ઉપર રમાનો પ્રેમ એટલો બધો મૃદુ અને એટલો બધો તીવ્ર છે અને તેમાં નિત્યતાનો એવો કોઈ ગુણ છે કે પ્રેમને લીધે જે સંભાળ રાખવી પડે છે, તેમાં જે સુખ પડતું તે માટે તે ઉપકાર માનતો અને પોતે જે સુખ પેદા કરે તેનો ગર્વથી વિચાર કરવા થોભતો નહિ. તેના પાસે જે જે આવે તેના પ્રતિ તેનો સ્વભાવ શાંત અને મૃદુ રહેતો. એના મોંમાંથી ક્રોધનો શબ્દ કદાપિ નીકળતો નહિ. એની દૃષ્ટિમાં કોપના આવેશનો વિકાર કદાપિ જણાતો નહિ.

જે સ્થળે ગુલાબસિંહ અને રમા રહેતાં હતાં ત્યાં ચોરલોકોનો ભય હતો. એ ભય એકવાર તેમને માથે પણ આવી પડ્યો. ગુલાબસિંહના માણસોએ પોતાના ધણીની સમૃદ્ધિની વાતો કરી હશે, તેથી ચોરલોકો લલચાયા. એક વખત રાત્રે રમા સૂઈ ગઈ તે પછી નીચે કાંઈ ખડખડાટ થવાથી જાગી, તો ગુલાબસિંહ સોડમાં હતો નહિ એટલે ભયભીત થઈ કાન માંડી રહી. કોઈકે 'અરેરે!' એમ કર્યું હોય તેવો ભણકારો એને સંભળાયો, પણ પછી બધું શાંત થઈ ગયું. ધીમેધીમે ચાલતાં કોઈનાં પગલાં સંભળાયાં અને ગુલાબસિંહ નિત્યના જેવી શાંત મુખમુદ્રાથી અંદર આવ્યો. રમાને કાંઈ ભય લાગ્યો હશે તે વાત સરખી પણ લક્ષ્યમાં ન આવી હોય

તેમ એની પાસે આવીને બેઠો. પ્રાતઃકાળે બારણાં આગળ ત્રણ મુડદાં પડેલાં હતાં ને બારણાં ભાંગી ગયેલાં હતાં. લોકોએ એ ત્રણેને એ સ્થાનના બહુ નઠારામાં નઠારા ચોરરૂપે ઓળખ્યા અને જંગલ તરફ વળી જતાં ઘણાંક પગલાં ઉપરથી એમ અનુમાન કર્યું કે પોતાના મુખ્ય નાયકને મૂઆ જોઈ બીજા ચોર નાસી ગયા હશે. પણ એ ત્રણ મરણ વિષે જ્યારે દરબારી માણસો તરફથી તપાસ થઈ ત્યારે જે ઘણી આશ્ચર્યકારક વાત માલૂમ પડી, તે એ હતી કે એ ત્રણેના શરીર ઉપર મરણ નિપજાવે તેવી ઇજાની કશી નિશાની હતી નહિ. આવું જોતાં જ સર્વને બહુ આશ્ચર્ય થઈ ગયું અને તે જ ક્ષણથી ગુલાબસિંહનું ઘર અને તેની આસપાસનું સ્થળ એક નિર્ભય પવિત્ર સ્થાન થઈ રહ્યું. આસપાસના ગામડિયાને એ સ્વજન જેવો પ્રિય હતો. તેમની ભાષા અને તેમનાં દુઃખ તેનાથી લેશ પણ અજાણ ન હતાં અને તેમના પ્રતિ તેમનો હાથ સર્વદા દાનપરાયણ રહેતો. એ લોકો એને અત્યારે અનેક આશિષ આપવા લાગ્યા. એટલે સુધી કે એ તે સ્થાનથી ગયો ત્યારે પણ જે ગાઢ વૃક્ષકુંજોમાં એ બેસતો તે વૃક્ષોને બતાવી તે લોકો એની ભવ્ય પ્રતિમાનું સ્મરણ કરતા અને એના નામને એક દેવતાના નામ તુલ્ય ગણી માનતા ચઢાવતા. પણ ગુલાબસિંહ એવી છૂટીછૂટી વૃક્ષકુંજોમાં જ બેસતો, વિહરતો એમ ન હતું; પૂર્ણિમાની મધ્યરાત્રે તે અતિદૂરના વનમાંથી કે કોઈ વિજન ગુફામાંથી કે નદીના કોઈ અતિ એકાંત પ્રદેશમાંથી વારંવાર આવતો જણાતો. ઘણીવાર તો મધ્યરાત્રે શાંત સમય જોઈ પ્રયાગવડ નીચે જ બેસી રહેતો.

આવી રીતે રખડવામાં ગમે તે હેતુ હો, ગમે તે વાત સિદ્ધ કરવાની હો; પણ એટલું તો નક્કી જ હતું કે રમાના સહવાસમાં જેમજેમ દિવસ જતા ગયા તેમતેમ એને જે એક તીવ્ર નિશ્ચય થયેલો હતો તે દઢતર થતો ચાલ્યો. લાલાએ મત્સ્યેંદ્રને હાથે સમાધિસ્થ થતાં ગુલાબસિંહ અને રમાનું જે દર્શન કર્યું હતું તે પ્રસંગ ખરેખર યથાર્થ હતો; અને એ પ્રસંગ પછીની એકાદ બે રાત્રિ પછી જ રમાને કાંઈક એમ લાગવા માંડ્યું કે કોઈ અવર્ણ્ય શક્તિ મારા જીવિતને છાઈ નાખવા મંથન કરે છે. જાણે કોઈ અદૃશ્ય બળ પોતાનાં મન, બુદ્ધિ અને ઇચ્છાને વશ કરી લઈ

અન્યત્ર તાણી જવા ઇચ્છતું હોય તેવું રમાને ભાસવા માંડ્યું. પોતાના બાળપણમાં જોયેલાં તેવાં અસ્પષ્ટ પણ અતિ સુંદર અને વધારે સ્થિર તથા અસરકારક સ્વપ્નદર્શન રાત્રિદિવસ ગુલાબસિંહ ન હોય ત્યારે થવા લાગ્યાં, પણ તે પાછાં તેની સમક્ષ તો ફિક્કાં પડી જઈ વિખરાઈ જવા લાગ્યાં. ગુલાબસિંહે શંકિત હૃદયથી આ બનાવ વિષે તેને પૂછવા માંડ્યું, પણ રમાના ઉત્તરથી એને સંતોષ થયો નહિ; ને કોઈ કોઈ વાર તો ગૂંચવાડામાં પણ પડી જવા લાગ્યો.

એક દિવસ ગુલાબસિંહે કહ્યું: 'એવી અસંબદ્ધ પ્રતિકૃતિઓ અને નાચી રહેલા તારા જેવી આકૃતિઓ અથવા પેલાં મધુર ગાન જે તને બ્રહ્માંડના ગ્રહોપગ્રહોરૂપી વીણાનાં સ્વરૂપ જણાય છે, તેની વાત મારા આગળ કરતી ના. બધા કરતાં કોઈ એકાદ આકૃતિ શું તને સ્પષ્ટ જણાતી નથી કે કોઈ તારી પોતાની જ ભાષાથી બોલતું હોય એવું તને લાગતું નથી તને કોઈ પોતાની સાથે વધારે આનંદકારક ભૂમિ ભણી દોરી જતું જણાતું નથી? એકે આકૃતિ સ્થિર થતી નથી અને અલૌકિક ગુપ્ત વાતો કે ભવ્ય રહસ્ય વિષે પ્રેરણા કરતી જણાતી નથી?'

'ના, ના, કાંઈ નથી! એ સ્વપ્નમાં તો બધું અસ્તવ્યસ્ત જણાય છે, રાત્રે કે દિવસે બધો વખત કશું સ્પષ્ટ થતું નથી અને જ્યારે તારાં પગલાં સાંભળતાં હું સ્વસ્થ થઈ જાઉં છું, ત્યારે કોઈ પ્રકારના સુખનું ભાનમાત્ર મને સમજાય છે; પણ તો યે તું જ્યારે એમ કહે: 'પ્રિયે! હું તારો જ છું' ત્યારે જે આનંદ સ્ફુરે છે, જે સુખ થાય છે, તેના આગળ તે કશા હિસાબમાં નથી.'

'ત્યારે એમ કેમ બનતું હતું કે આથી પણ વધારે ઝીણાં એવાં સ્વપ્નો તને એક સમયે બહુ આકર્ષક લાગતાં હતાં? એમ કેમ થતું હતું કે તે તારા હૃદયમાં વ્યાપી રહેલી તારી કલ્પનાને અનેકાનેક પ્રકારે દોરતાં હતાં? એક સમયે તું આ દુનિયાની બહારની સૃષ્ટિ માટે તલસી રહી હતી; હવે તું માત્ર સ્થૂળ અને અનિત્ય સુખથી જ સંતોષ વાળી બેઠી છે એ શું?'

'મેં એ વાત તો તને ક્યારની યે સમજાવી છે. પ્રેમ કરવો અને પ્રેમપાત્ર થઈ તેની સમીપ વસવું એને તું સ્થૂળ અને અનિત્ય જીવિત કહે

છે? મારે મન તો એ જ આ જગતપારની સૃષ્ટિ છે. એ વિના બીજી વાત મારા આગળ કાઢતો ના.'

આવી વાતો કરતાં તે ગંગાને કિનારે ફરતાં હતાં તેવામાં રાત પડી અને ગુલાબસિંહ પોતાનો ભવ્ય ઉદ્દેશ પડતો મૂકી આ મૃદુવદન ઉપર ચોંટી જઈ એટલું એ ભૂલી ગયો હોય એમ જણાયો કે એક મનુષ્યહૃદયરૂપ સૃષ્ટિ કરતાં બીજી અનેક અનંત સૃષ્ટિઓ નિરવધિ બ્રહ્માંડમાં રમી રહેલી છે.

## ૮ : દૈવી અને માનુષી પ્રેમ

પ્રણવબ્રહ્મ! આત્મજ્યોતિ! દર્શન દે! પ્રત્યક્ષ થા.

જ્યાં આદિ ભગવાનના અનેક વિલાસનું સ્મરણ તાજું હતું, એવી પ્રયાગવડ પાસેની એક ગુફાના ચારે ખૂણામાંથી, ઉપરી સ્થાનમાંથી સર્વત્ર એક મહાતેજોરાશિ પ્રસરતો ચાલ્યો. તારાના તેજથી પ્રકાશી રહેલી રાત્રે કોઈ ફુવારાની ઊંચે ઊડતી ઝીણને દૂરથી જોતાં તે જેવી ચળકતી પણ જરા ઝાંખી લાગે તેવો એ પ્રકાશ જણાતો હતો. ગુફાની ભીંતો, ખૂણા, ફાટો ને સુખ; સર્વત્ર તે પ્રકાશ છવાઈ ગયો અને ગુલાબસિંહના વદન ઉપર ફીકો અને અસ્થિર વિસ્તરી રહ્યો.

'અનંત તેજોરૂપી નારાયણ! જેનો સાક્ષાત્કાર **बहुनां जन्मनामन्ते** અને ક્રમેક્રમે મહાફળરૂપે હિમાલયના ભવ્ય શિખર ઉપર પ્રાપ્ત થયો, જેનાથી મેં ગુપ્તવિદ્યાનાં અનંત રહસ્યોમાંની અનેક અનિર્વચનીય વાતો જાણી, જે ઉપાધિનો બાધ દૂર રાખતાં કેવળ મારારૂપ જ છે ને તેથી જે આ અનેક યુગ થયાં મારો મિત્ર અને મારો પરિચારક છે, તે તું આ સમયે મને માર્ગ બતાવ.'

'પેલા તેજઃપુંજમાંથી કોઈ અવર્ણ્ય ચમત્કાર તે સમયે પ્રત્યક્ષ થયો. એ આખો તેજઃપુંજ એકનયનરૂપ હોય તેવો થઈ ગયો અને તે નયન જેના ભાલમાં ચળકી રહી સર્વત્ર પ્રકાશમયતા વિસ્તારી રહ્યું છે, એવા જ્ઞાનમય, સર્વ રહસ્યના જ્ઞાતા, સાક્ષાત્ ત્રિનયન ગુલાબસિંહ આગળ પ્રત્યક્ષ થયો. શંકરનું જે રુદ્રરૂપ તે આ સમયે કોઈ એવો વિપર્યય પામી ગયું

હતું કે શંકર તે સાક્ષાત્ જ્ઞાનમૂર્તિ, ભવ્ય, પ્રીતિકર અને મૃદુતારૂપ શંકર જ લાગતા હતા. પોતે ગુલાબસિંહથી કાંઈક છેટે ઊભા અને ગંભીર વદને ધીમેથી આ પ્રમાણે બોલ્યા: 'મારી શિક્ષા એક સમયે તને બહુ મીઠી લાગતી હતી અને એક સમય એવો હતો કે જ્યારે પ્રતિરાત્રિ તું મારા આનંદમય પ્રકાશની પાંખે વળગી નિરવધિ અનંતતાના શાંત સીમાંતોમાં ઊડતો. હવે તું પાછો સ્થૂળને જ જઈ ચોટ્યો છે અને તારા મંત્રબળથી અંતર સૃષ્ટિનાં શુદ્ધ સત્ત્વ તારા તરફ આકર્ષાય કે પરમજ્યોતિ તને સાક્ષાત્ થાય, તે કરતાં સ્થૂળ સાથે તને કસાને બાંધી રાખનારાં આકર્ષણો અતિ ઘણાં પ્રબળ છે. જ્યારે છેલ્લા પ્રસંગે મારો ને તારો મેળાપ થયો ત્યારે જ તારું સત્ત્વ કલુષિત થવા માંડ્યું હતું અને તારા ધ્યાનમાં વિક્ષેપ વ્યાપી ગયો હતો; છતાં હું ફરી તને પ્રત્યક્ષ થયો છું. પણ તોફાની પવન જ્યારે વાદળાંને સમુદ્રના તરંગ અને સૂર્યની વચ્ચે ઘુસાડી દે ત્યારે જેમ સૂર્યનું પ્રતિબિંબ તરંગોમાં પડી શકતું નથી, તેમ તારા આત્મામાં પણ અમર જ્યોતિનું પ્રતિબિંબ પડવાનો સંભવ ધીમેધીમે ક્ષીણ થતો ચાલે છે.'

'અરે જ્યોતિર્મય પ્રભુ!' ધ્યાનસ્થ મહાત્માએ નિઃશ્વાસથી ઉદ્ગાર કર્યો: 'જે મનુષ્ય તારા દર્શનમાં જ સુખી હતો તેની સ્થિતિ સંપૂર્ણ મારા સ્મરણમાં છે. મને એ પણ જાણ છે કે જે જ્ઞાન સ્થૂળ ઉપર સામ્રાજ્ય ભોગવી શકે છે, તે સ્થૂળનો સંસર્ગમાત્ર વિલુપ્ત થવાથી જ આવે છે. આત્માની આરસીમાં સ્વર્ગ અને મૃત્યુ ઉભયનું પ્રતિબિંબ સાથે જ પડી શકતું નથી. એકનું પ્રતિબિંબ પડે ત્યારે બીજાનું ભુંસાઈ જવું જ જોઈએ. પણ જે દિવ્ય યોગબળથી સત્ત્વબુદ્ધિ સ્વતંત્ર અને સ્થૂલવિમુક્ત થઈ અનંત બ્રહ્માંડ-શ્રેણિમાં ક્રમેક્રમે વિહરે છે, તે પુનઃ પ્રાપ્ત કરવા માટે મેં તને આજ મારી ક્ષીણ થયેલી શક્તિને મહાપ્રયત્ને ઠેકાણે આણી નિમંત્રણ કર્યું નથી. હું પ્રેમમાં પડ્યો છું અને પ્રેમ દ્વારા મારાથી અતિરિક્ત કોઈ અન્યના જીવિત-માં જ મારું જીવિત મળેલું છે. ભયને મારા પ્રતિ નિર્દોષ કરી નાખવામાં કે જ્ઞાનને યોગ્ય પ્રગાઢ વૈરાગ્યના ઉચ્ચ શિખરથી જેમના ઉપર મારી દૃષ્ટિ પડી શકે તેમને નિર્ભય બનાવવામાં, મને યદ્યપિ હજુ કાંઈક સામર્થ્ય રહ્યું છે; તોપણ મારી અંતરદૃષ્ટિને અંધ કરી નાખે તેવા આવેશ જેનાથી

મારા હૃદયમાં ઊભરાય છે તે પ્રાણી પરત્વે હું કેવળ અંધ છું.'

શંકરે કહ્યું: 'એમાં શું? તારો પ્રેમ એ તો એક નામમાત્ર જ હશે. બુદ્ધિ જેને શંકાસમાધાનથી પ્રેમ કરાવી લે છે તેવો પ્રેમ હશે. જે માણસો જન્મમરણની ઘટમાળમાં ગોથાં ખાય છે તે જેવો પ્રેમ સમજે છે, તેવો તારો પ્રેમ હોઈ શકે નહિ. થોડોક સમય જશે—જે તારા અગણિત વર્ષમય આયુષ્યની એક ક્ષણ જેવો જ છે કે તું જેના ઉપર ગાંડો થઈ ગયો છે તે મૂર્તિ રાખ થઈ જશે. મર્ત્યસૃષ્ટિનાં બીજાં પ્રાણી છે તે તો અકેકની જોડે જ ચાલે છે. સાથે જ રાખ થાય છે ને સાથે જ રાખમાંથી પાછાં અધિકાધિક અવતારશ્રેણીનાં પગથિયાં ઉપર અનંતયુગરચનામાં રમે છે. તારે આગળ જોતાં યુગોના વિસ્તાર છે; એને માત્ર ક્ષણોનો જ! ને રે સરળ યોગી! તારે અને એને મૂઆ પછી શું એક જ માર્ગે જવાનું છે કે જ્યારે તું **यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः** તેમાંનો એકલો એક જ રખડતો–રખડતો પરમજ્યોતિમાં સમાવા આવશે, ત્યારે એવી એ કેટલા યે અનેકાનેક જન્મમાં રખડતી હશે?'

'પરમજ્યોતિ! શું એમ માને છે કે આ વિચાર મારા હૃદયમાં રાત્રિદિવસ જાગતો નથી? તું જોઈ શકતો નથી કે તને મેં મારી યોજના કહેવા તથા તારી સલાહ લેવાને જ નિમંત્રણ કર્યું છે? એના જીવિતને પણ મારા જીવિત તુલ્ય કરી મૂકવાની મારી સ્વપ્નવત્ આતુરતા તને પ્રત્યક્ષ સમજાતી નથી? મત્સ્યેંદ્રે મને આ સંબંધ કરવાની સંમતિ આપી ત્યારે જે કહ્યું હતું કે આ સંબંધમાંથી પણ આપણા સમાજને તાજો કરવા એક શિષ્ય ઉપજાવજે. તે રાતદિવસ મારા મનમાં સાલ્યા કરે છે. અને એ પ્રયત્નમાં સફળ થાઉં તો મારું એકાંત જીવિત કેટલું સુખકર થઈ રહે? જે ભવ્ય અને અગાધ જ્યોતિમાં સમાવાની ઉગ્ર ઇચ્છાથી મેં સ્થૂળની પાર જવા સાહસ કર્યું છે, તે હજુ મારાથી વિદૂર છે; પણ સ્વભાવથી જ મર્ત્ય જગતમાંનો એક એવો હું તે જ્યારે અત્ર મારી જાતને કેવળ એકલી જ દેખું છું, ત્યારે મને કેવું લાગતું હશે તેનો વિચાર, અનંત જ્યોતિમાં નિરંતર રમી રહી પરમાનંદસાક્ષાત્કારમાં મત્ત એવા તું જેવાને આવી શકે નહિ. મેં મારી જાતિમાંથી મારી સહચરી શોધવામાં નિષ્ફળતા પ્રાપ્ત કરી

છે; છેવટે એક મળી આવી છે! અરે! જંગલી જનાવર અને આકાશનાં પક્ષીને પણ પોતપોતાના સહચર હોય છે! એ મારી સહચરી, ઉત્તરોત્તર વધતીવધતી અનંત જ્યોતિને સ્થાને પહોંચી નિરવધિ જીવિત ભોગવાય તેવા રસપાનને યોગ્ય સ્થિતિ અનુભવે ત્યાંસુધી એના માર્ગમાંથી ભય દૂર રાખવાનું સામર્થ્ય તો મારામાં છે.'

'તેં પ્રયત્ન કરવા માંડ્યો છે ને તું નિષ્ફળ થયો છે, એ મારાથી અજાણ્યું નથી. એની નિદ્રામાં તેં અતિ આકર્ષક દર્શનો પ્રેરવા મંથન કર્યું છે. તેં અગાધ આકાશમાં વિહરતાં અનેક સત્ત્વોને પોતાના મૃદુ નાદ દ્વારા તેને સમાધિમાં પાડી આ સ્થૂળની પારના વિશ્વનું ભાન કરાવવા પ્રાર્થ્યાં; પણ તેના આત્માએ એ કશાની દરકાર કરી નહિ ને ઊલટો સ્થૂળમાં વધારે ગૂંચવાઈ તેમનાથી કેવળ વિરક્ત થઈ ગયો. અરે, અંધ! જોઈ શકતો નથી કે શા માટે એમ થાય છે? કારણ એ જ છે કે તેનો આત્મા કેવળ પ્રેમમય છે. દુનિયામાં જે પ્રેમ કહેવાય છે અને જેને દિવ્ય જ્ઞાનનો પ્રેમ કહેવાય છે, તે ઉભયને સાધારણ એવી કોઈ વૃત્તિ નથી કે જેનો તું જે દ્વારા તેના ઉપર અસર ઇચ્છે છે તે સાથે સંબંધ હોય. પરમ પ્રેમનું આકર્ષણ તો બુદ્ધિના પ્રભાવની પાર છે. તેને કેવળ સ્થૂલમાત્રપરાયણ આવેશરૂપી બુદ્ધિથી નિયમાય તેવી આપ-લેરૂપ જે પ્રેમ છે તે સાથે શો સંબંધ હોય!'

'પણ એવું કાંઈ વચલું નહિ હોય કે જે દ્વારા અમારાં હૃદયની પેઠે અમારા આત્મા પણ એક થાય? અને મારો આત્મા એના આત્મા ઉપર અસર કરી શકે?'

'મને પૂછતો ના, તને એ વાત સમજાવાની નથી.'

'તને હું શપથ આપું છું કે કહે–બોલ.'

'અત્યારે તો તારો ને એનો આત્મા આ સ્થૂળ પ્રેમની ભૂમિકા ઉપર જ એકતા પામી શકે એમ છે. એને સાથે લઈ ને તું ઉપરની ભૂમિકામાં જઈ શકનાર નથી, પણ તને ખબર નથી કે જ્યારે કોઈ બે આત્મા પરસ્પરથી આવા ભિન્ન પ્રકારના હોય ત્યારે એ બંનેનું જેમાં મિલન થાય એવા તૃતીય આત્મામાં તેમની એકતા સિદ્ધ થાય છે.'

'પરમસ્વરૂપ! તમારી વાત મારા લક્ષ્યમાં આવે છે.' પોતાના વદન

ઉપર આ વાતના પ્રસંગમાં આગળ જણાઈ હોય તે કરતાં અધિક માનુષી આનંદની છાયા સમેત ગુલાબસિંહ બોલ્યો : 'અર્થાત્ મને ( કેમકે આ બાબતમાં મને મારું ભવિષ્ય સમજાતું નથી, ) જો સામાન્ય મનુષ્યોની પેઠે સંતાન થશે તો—'

'ત્યારે તો છેવટ માણસ જ થવા માટે તેં માણસ કરતાં અધિક થવાની ઇચ્છા કરી હતી !'

'પણ સંતાન ! બીજી રમા જ ! સ્વર્ગમાંથી તાજો તાજા જ કોઈ આત્માનો આવિર્ભાવ ! એને હું પ્રથમથી જ જે વસ્તુ છે તે સમજાવીશ. અનંત બ્રહ્માંડમાં ભ્રમણ કરતી મારી પાંખની પાછળ આવતાં શીખવીશ. અને એના દ્વારા એની માતા પોતે પણ યમપુરીની પાર નીકળી જઈ શકે તેમ કરીશ.'

'સાવધાન થા, વિચાર કર ! તું જાણતો નથી કે તારો શત્રુ આ સ્થૂળ જગતમાં જ છે ! તારા સંકલ્પો તને ધીમેધીમે મનુષ્યવર્ગની પાસે દોરતા જાય છે !'

'ખેર ! મનુષ્ય જેવું મધુર બીજું શું છે !' ગુલાબસિંહે કહ્યું.

આ પ્રમાણે એ મહાત્મા ઉચ્ચર્યો ત્યાં શંકરના મુખ ઉપર જરા સ્મિત છવાઈ ગયું.

## ૯ : ગુલાબસિંહે મત્સ્યેંદ્રને લખેલા પત્રમાંથી ઉતારા

### [ પહેલા પત્રમાંથી ]

'તારા નવા શિષ્યની શી ખબર છે તે તેં મને જણાવ્યું નથી. પ્રાચીન સમયના સાત્ત્વિક અને પ્રેમમય પુરુષો કરતાં આ જમાનાના લોકો મને જેવા પ્રકારના જણાય છે, તેથી નિરંતર એમ ભય રહ્યા કરે છે કે તારી બહુ વિચક્ષણ અને તીક્ષ્ણ દૃષ્ટિને આધારે ચાલનાર ઉત્તમમાં ઉત્તમ મનુષ્ય પણ આ સમયમાં સિદ્ધિ પામવો કઠિન, ત્યાં એવા સાધારણ શિષ્યનું શું ગજું ! જાગ્રત અને સુષુપ્તિથી વિલક્ષણ જે તૃતીય જાગ્રતસ્વપ્નરૂપે અવસ્થા છે ને જે તુર્યાના માર્ગરૂપ ગણાય છે, તે આ સમયના લોકને યથાર્થ રીતે જાણવામાં

નથી. એ સ્થિતિને અંતઃકરણની વૃત્તિએ પેદા કરેલી મિથ્યા માયારૂપ માની, તેનાથી અળગા રહેવા પ્રયત્ન ન કરે તેવા આજ તો કોઈક જ હશે. વૃત્તિના પ્રારંભ અને અંતની વચમાંની સમતાને કોઈક જ સમજતા હશે. એ દશાને અધિકાધિક પ્રગાઢ અને ઉદ્દીપિત કરવાથી વિશ્વવ્યાપી આકાશ સાથે એકતા પ્રાપ્ત થતાં અનેક અને અનંત જ્ઞાનની દૃષ્ટિ સહજમાં ખૂલી શકે છે. તે વાત વીસરી જઈ લોકો ઊલટા તેવી દશા ન પ્રાપ્ત થાય તેને માટે ઉપાયો કરે છે! જીવના પરિમિત પ્રદેશમાંથી બ્રહ્મના અપરિમિત પ્રદેશમાં પગ મૂકવાના એ માર્ગને લોકો એક વ્યાધિરૂપ માને છે અને ઔષધ તથા ઉપચારથી તેને મટાડવા પ્રયાસ કરે છે. અરે! એટલું પણ સમજી શકતા નથી કે તેમના જીવિતની અતિ અપરિપક્વ એવી એ દશામાંથી જ કાંતિ અથવા સૌંદર્યના વિચારને પુષ્ટિ આપનાર રસ, ગાન ને કલા; તે સર્વ પેદા થાય છે. જાગ્રત કે સુષુપ્તિ કોઈ પણ એવા અતિ માનુષી વિષયનું ઉત્તમ સ્વરૂપ પ્રત્યક્ષ બતાવવા સમર્થ નથી! જ્યારે આપણે શિષ્યવર્ગમાં હતા ત્યારે આપણી સ્થિતિ તો એમ હતી કે સ્થૂલ સૃષ્ટિ અને તેના વ્યવહાર આપણી દૃષ્ટિએ અસત જ થઈ જતા. આપણા પૂર્વજોને જીવિતનો હેતુ જ્ઞાનપ્રાપ્તિ વિના બીજો હતો નહિ. જન્મથી જ આપણને જ્ઞાનાનુકૂલ કેળવણી મળવા માંડી હતી. અર્વાચીન સમયની અટકળો, જે ઠેકાણે આગળ ન ચાલી શકે એવી પોતાની પાંખ બંધ કરી ગોથું ખાય છે, તે ઠેકાણેથી આપણી શોધનો આરંભ થયો હતો. જે વાતને મિથ્યા તરંગ કે અગમ્ય ગૂંચવાડાના નામથી અર્વાચીન શોધકો ઉડાવી દે છે, તે જ વાતો આપણા જ્ઞાનનો વિષય હતી. હાલના પંડિતોના મતમતાંતરમાં છેક મૂળતત્ત્વની વાતો, જેવી કે વિદ્યુત અને પ્રાણના પ્રભાવની સંકલનાઓ તે પણ આખીભાગી અને અસ્તવ્યસ્ત ચૂંથાઈ ગયેલી છે. આપણે શિષ્યમંડળમાં હતા તે સમયે કોઈ પણ મુમુક્ષુને એ વિષયના સંપૂર્ણ જ્ઞાન વિના અધિકારી મંડળમાં પ્રવેશ જ મળતો નહિ! જ્ઞાન એ જ એક પ્રબળ ઇચ્છા જેનામાં જાગ્રત છે, એવો તું જ્ઞાનનો માર્ગ ક્યાં લઈ જશે, સુખમાં કે દુઃખમાં તેની કશી ચિંતા રાખતો નથી; અને જે જે લોકો ગુપ્ત જ્ઞાનનો માર્ગ શોધે છે તેમને બહુ ખુશીથી સહાય થવા તૈયાર રહે છે. તું મનુષ્ય છતાં પુસ્તક જેવો છે. ઉપદેશ આપે છે છતાં

તેના રાગદ્વેષથી વિકાર પામતો નથી. તેં આપણા સંઘમાં ઘણાક વધારા કર્યા છે પણ એ રીતે નવા દાખલ થયેલા માણસોને બધી વાત બતાવવામાં આવી નથી; કેમકે દંભ અને વિકારને લીધે તે લોકો સંપૂર્ણ જાણવા યોગ્ય હતા નહિ. હાલ વળી અધ્યાત્મવિદ્યાનો એક પ્રયોગ અજમાવી જોવાની ઇચ્છા સિવાય બીજી કશી ઇચ્છા વિના, સ્નેહ કે દયા વિના, તેં આ બાળકને ભયંકર કસોટી અને તેમાંથી પેદા થતા ભયને આધીન કર્યો છે. તને એમ લાગ્યું કે આવી અવિરત અને વિશાળ પૃચ્છકબુદ્ધિ અને આવું સાહસિક તથા અસ્ખલિત ધૈર્ય, તે જે હામે અતિ વિશુદ્ધ વૃત્તિ અને અતિ તીક્ષ્ણ બુદ્ધિને પણ વિજય મળ્યો નથી, ત્યાં વિજયી થઈ શકશે. શક્તિ અને કાંતિના અંકુરમાત્રને પેદા કરવા સમર્થ એવું ચિત્રકળાનું બીજ ગુપ્તવિદ્યાના સુવર્ણમય પુષ્પરૂપે ખીલી નીકળશે એમ તારા ધારવામાં છે. એ પ્રયોગ નવો છે. તારા શિષ્ય સાથે દયાથી, મૃદુતાથી વર્તજે અને અભ્યાસના પ્રથમ ક્રમમાંજ એની પ્રકૃતિ તને સંતોષકારક ન જણાય, તો એને સ્થૂલ સૃષ્ટિમાં પાછો મોકલી દેજે કે ઇંદ્રિયજન્ય અનુભવયોગ્ય અને સ્મશાનમાં પૂર્ણ થનાર એવા જીવિતનો જે થોડો રહ્યો હોય તે ઉપભોગ એ બિચારો કરી શકે. મત્સ્યેંદ્ર! હું તને આ રીતે શિખામણ આપવા બેઠો છું, તે વખતે મારા હૃદયમાં જે પરસ્પર વિરુદ્ધપ્રાય આશાઓ છે, તેમનો તું ઉપહાસ કર્યા વિના રહેવાનો નથી! જેણે આપણી ગુપ્તવિદ્યામાં બીજાને દાખલ કરવા નિરંતર ના પાડેલી છે એવા મને પણ છેવટે સમજાવા લાગ્યું કે અત્યંત એકાંતવાસી થઈ વિરાગમાં વિચરવા ઇચ્છતા મનુષ્યને પણ મનુષ્ય વર્ગ સાથે સાંકળી લેતો ગુપ્તવિદ્યાનો મહાનિયમ શા માટે તારી અને તારા સજાતીય વર્ગ વચ્ચે આકર્ષણ કરે છે, શા માટે તું ચેલા અને શિષ્ય મેળવવા ઇચ્છા રાખે છે? એક પછી એક જીવોને આપણા સંઘરૂપી આકાશમાંથી તારાની પેઠે રાજીખુશીથી ખરી પડતા જોતાં ખાલી પડેલાં સ્થાનને શા માટે પૂરવા મથે છે, શા માટે વિશ્વનિયમોની પેઠે નિરંતર ગતિમાન છતાં તું એકલો રહેવાથી કંટાળે છે, અનાદિ એક સત્ જેણે આરંભે 'બહુ' થવાની ઇચ્છા કરી તેની પેઠે બહુ થવા ઇચ્છે છે! મને પણ તેમનું તેમ જ થયું છે. હું પણ છેવટે એક શિષ્ય કરવા ઇચ્છું છું—મારા બરાબર કોઈકને કરવા

ચાહું છું. મને પણ એકલા રહેવું ભયભરેલું લાગે છે. જે વાતની તેં મને ચેતવણી આપી હતી તે જ વાત હવે બનવા બેઠી છે. પ્રેમ સર્વ વસ્તુને પોતારૂપ બનાવે છે. પ્રેમસ્થાનની પ્રકૃતિમાં ભળવા માટે મારે નીચા ઊતરવું પડે કે તેને મારી બરાબર ઊંચે ચઢાવવું પડે. કલામાત્રની ઉત્પત્તિનું સ્થાન એવો જે ભાવનાનો પ્રદેશ તેમાં જ જીવનારા એવા આપણે, જે ખરી કલા હોય તેનાથી હમેશાં આકર્ષાઈએ છીએ; એટલે આ મારી પ્રિયતમામાં એવું શું છે કે જેથી પ્રથમ દર્શને જ હું તેની સાથે બંધાઈ ગયો તે હું હવે સમજી શક્યો છું. ગાનની જ પુત્રી—ગાનમય જીવિતવાળી—તેનું ગાન ધીમેધીમે રસરૂપ થયું. હૃદયને આઘાત ન કરનારાં એવાં વચન અને અભિનયનું સ્થાન જે રંગભૂમિ તે એને કશું આકર્ષણ કરતી ન હતી. પણ એ પોતે એમ સમજતી હતી કે મારા મગજમાં જે ભાવનામય વિશ્વ મારા જીવિતના સાર અને જીવરૂપ છે, તેની તાદૃશ પ્રતિકૃતિ રંગભૂમિ વિના બીજી નથી. એના હૃદયના રસને તે સ્થાનમાં આવિર્ભાવ પામવાનો અવકાશ મળ્યો, પણ તે સ્થાન એને માટે સંપૂર્ણ ન જણાતાં તે રસ પાછો તેના પોતામાં જ સમાવા લાગ્યો. એનાથી એના વિચાર પણ રસમય થઈ ગયા; એનો આત્મા રસરૂપ બની ગયો; એનો આવિર્ભાવ શબ્દોમાં કે કોઈ વસ્તુમાં ન થતાં રસવૃત્તિની ઊર્મિ ઊભરાવા લાગી અને ભાવનામય સ્વપ્નજળાશયમાં એ ઝોકાં ખાવા લાગી. એ સમયે પ્રેમનો ઉદ્ભવ થયો ને તે મહાસાગરમાં એ જળાશય આખું યે ઠલવાયું, ત્યાં જ બધું વિરામ પામ્યું; શાંત, ગાઢ, અનિર્વચનીય બની રહ્યું—બ્રહ્માંડથી અવિનાશી આરસી થઈ રહ્યું.

'ત્યારે હું પૂછું છું કે આ રસમયતામાંથી એને મહારસમાં લઈ જવી એમાં શું કઠિન છે? બુદ્ધિપારના અભેદપ્રેમમાં લઈ જવી એ શું મુશ્કેલ છે? કોઈ એકાંત પુષ્પમાં અનેક અપરિચિત અને અજ્ઞાત ગુણ અનુભવાય તેમ એની સાહજિક વાતચીતની રમ્યતામાં અનેક ગૂઢ મર્મો દીઠામાં આવે છે. મારી નજર આગળ એના અંતઃકરણના ખીલવાનો ક્રમ હું જોઉં છું અને તે પ્રદેશમાં અગણિત નૂતન છતાં ઉત્તમોત્તમ વૃત્તિના અંકુર જોઈ વિસ્મય પામું છું. અને મત્સ્યેંદ્ર! આપણામાંના કેટલા બધાએ આખા

બ્રહ્માંડના નિયમોને સ્પષ્ટ કરી બતાવ્યા છે? બાહ્ય વિશ્વની આંટી છોડી આપી છે? અંધકારમાંથી પ્રકાશને પ્રકટી બતાવ્યો છે! પણ મનુષ્યના હૃદયમાત્રનો જ અભ્યાસ કરનાર રસમગ્ન કવિ તે શું સર્વ કરતાં તત્ત્વજ્ઞ નથી? જ્ઞાન અને અશ્રદ્ધા એ બેને બનતું નથી. વિશ્વને જાણવું એ જ તે વિશ્વના જ્ઞાતાને જાણ્યા બરાબર છે. પણ વિશ્વરચનાની પદ્ધતિ અને યુક્તિ સમજવા માટે આટલા બધાની જરૂર છે? મને તો એમ જ લાગે છે કે ગમે એવું અજ્ઞાનમગ્ન કે બાલિશ છતાં પણ અતિ વિશુદ્ધ હોય એવું હૃદય જ્યારે દીઠામાં આવે છે, ત્યારે સર્વના અવભાસક એવા વિશુદ્ધ પરસતનો મને એવો સાક્ષાત્કાર સમજાય છે કે જેવો સ્થૂળ સૃષ્ટિના અનંત ગોળના વ્યાપારબુદ્ધિથી વિચારતાં પણ સમજાય નહિ.

'આપણા સંઘનો જે નિયમ છે કે અત્યંત વિશુદ્ધને જ ગુપ્તવિદ્યાનું રહસ્ય આપવું તે યોગ્ય છે. આપણા જ્ઞાનના આરંભક્રમની બહુ કસોટી એ જ ઠેકાણે રહેલી છે કે જે ઠેકાણેથી પ્રાપ્ત થતા સામર્થ્યને લીધે, વિકારી હૃદયને પાપ કરવાના અધિક પ્રસંગ અને સરળતા પ્રાપ્ત થાય છે. પાપી હૃદય આપણું સામર્થ્ય પામી શકે એમ હોત તો સૃષ્ટિમાં શો ગડબડાટ મચી જાત! એમ નથી એ જ બહુ યોગ્ય છે; વિકાર એ જ સામર્થ્યને ક્ષીણ કરનાર છે! તેં તારા શિષ્યોનાં ધૈર્ય કે બુદ્ધિ ઉપર જેમ ભરોસો રાખ્યો છે ને તે પણ નિરંતર વિજય સાથે નહિ; તેમ મેં તો સર્વથા વિજયની આશા સમેત મારો વિશ્વાસ રમાની વિશુદ્ધિ ઉપર બાંધ્યો છે. મત્સ્યેંદ્ર! તું મારો સાક્ષી છે કે મને ગુપ્તવિદ્યાનું રહસ્ય પ્રાપ્ત થયું ત્યારથી આજ પર્યંત અયોગ્ય કામમાં એ શક્તિ મેં કદાપિ વાપરી નથી. યદ્યપિ આપણી જીવિતતા અનંત યુગ પર્યંત લંબાયાથી આપણે કોઈ દેશ કે સ્થાનને આપણું કહી શકતા નથી. જે નિયમે સર્વ વિદ્યા અને સર્વ કળા માનુષજીવિતના તોફાની વિકારોમાંથી વિરક્ત થવામાંથી જ સિદ્ધ થાય છે, તે જ નિયમ યદ્યપિ આપણને મોટાં રાજ્ય અને દેશના ભવિષ્ય ઉપર જે અસર સાધારણ વ્યક્તિઓ કરે છે તે કરતાં પણ અટકાવે છે; તથાપિ હું જ્યાંજ્યાં વિચર્યો હોઈશ ત્યાંત્યાં મેં દુઃખને હલકું કરી આપવામાં અને લોકોને પાપથી પાછા વાળવામાં જ મારા સામર્થ્યનો

ઉપયોગ કર્યો હશે. મારું સામર્થ્ય પાપીને જ હાનિકારક નીવડ્યું છે અને એમ હોવાથી આપણું સામર્થ્ય ગમેતેવડું મોટું કે સ્વતંત્ર મનાતું હો, તોપણ જે સર્વમયશક્તિ પોતાના અસ્ખલિત નિયમે યોગ્યાયોગ્ય વિતરે છે તેના જ એક નિમિત્તરૂપે આપણે સર્વથા વર્તીએ છીએ એ તો સિદ્ધ જ છે. નાનામાં નાના જલબિંદુને પણ અનુરૂપ અસંખ્ય જીવની સૃષ્ટિથી ભરી દેનાર અને તુચ્છમાં તુચ્છ વનસ્પતિને મહાઉગ્ર ગુણ અર્પનાર જે અવર્ણ્ય શક્તિ છે, તેના આગળ આપણું સામર્થ્ય કોણ માત્ર છે! બીજાના સુખ ઉપર અસર કરવાનું સામર્થ્ય છતાં આપણા પોતાના ભવિષ્યનો વિચાર કરતી વખતે આપણી દૃષ્ટિ કેવી અંધ બની રહે છે! આપણે આપણું ભવિષ્ય આંકી શકતા નથી! મારા એકાંતના અંધકારને તેજોમય કરનાર એક સ્મિતવદન સાથે રાખવાની શક્યતાનો વિચાર હું કેટલા અનિશ્ચયથી બાંધી શકું છું!'

## [ બીજા પત્રમાંથી ]

'એવા શુદ્ધ હૃદયને ઉપદેશ આપવા જેટલી શુદ્ધતા મારામાં નથી એમ સમજી, વિશ્વસ્વરૂપના જ્ઞાનનો કાંઈક અનુભવ કરાવનાર સાહજિક શક્તિ જે કાવ્યપ્રતિભા તે, દેવ અને શક્તિઓનો વિકલ્પ જેનાથી પ્રેરાયો છે તેવાં ઉપાસ્ય સત્ત્વોને, મારા શિષ્યને સહાય કરે એમ હું વારંવાર પ્રાર્થું છું. પરંતુ એ પણ એના અંતરાત્મા કરતાં ઓછાં વિશુદ્ધ નીવડ્યાં છે! એની પ્રેમમયતા કરતાં ન્યૂન તન્મયતાવાળાં જણાય છે! તે એને એના મનુષ્ય-હૃદયની પાર લઈ જઈ શક્યાં નથી; કેમકે એના હૃદયમાં જ એને એનું એક ખાસ સ્વર્ગ છે.

'હમણાં જ નિદ્રાશૂન્ય સ્થિતિમાં મેં એની નિરીક્ષા કરી—તે સમયે મારું નામ એના પ્રાણ સાથે આવિર્ભાવ પામતું જણાયું. અરે, જે બીજાને આવું મધુર છે તે મારે મન અતિ વિષમય કડવું છે; કારણકે મને એવો વિચાર આવે છે કે એવો સમય થોડા જ વખતમાં આવશે, જ્યારે આ નિદ્રા નિતાંત સ્વપ્નરહિત થઈ જશે. જે હૃદયમાંથી આ નામોદ્ગાર ઊભરાય છે તે અત્યંત શીત પડી જશે અને જે ઓષ્ઠથી તેનો વર્ણોચ્ચાર થાય છે તે

કેવળ મુદિત થઈ રહેશે. અહો ! પ્રેમનાં પણ કેવાં એ સ્વરૂપ છે ! જો સ્થૂલરૂપે જોઈએ, સ્થૂલમાત્રના તજ્જન્ય સંબંધ જોઈએ, પ્રેમથી ઉન્માદ તુલ્ય જ્વર અને તેની જ પછી થઈ આવતી કેવળ શુષ્ક અને નીરસ જડતા વિચારીએ, તો એ માનવું કેવું આશ્ચર્યકારક લાગે કે આ હૃદયાવેશ આખા જગતને ચલાવનાર છે. એણે જ મોટામાં મોટાં સ્વાર્પણ કરાવ્યાં છે, સર્વ સમયના સર્વ વ્યવહારને અસર કરી છે ! મધુરમાં મધુર અને ભવ્યમાં ભવ્ય પ્રતિભાએ પણ એના આગળ હાથ જોડી સેવા બજાવી છે ! એ વિના સુધારો—ગીત, કાવ્ય, કાંતિ, ટૂંકામાં પશુ કરતાં ઉત્તમ જીવિત, કશું હોઈ શકત નહિ ?

'પણ એનું દિવ્ય રૂપ તપાસો, જેમાંથી સ્વ એ વિચાર સંપૂર્ણ ઉન્મૂલિત છે. તે જ સ્વરૂપ જુઓ કે જેને આત્માની સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને મૃદુમાં મૃદુ એવી વિભૂતિ સાથે નિકટ સંબંધ છે. વ્યવહારમાં જે જે સ્વાર્થપરાયણતા છે તેનાથી ઉત્તમોત્તમતામાં એની શક્તિના આવિર્ભાવને અવલોકો. નીચ પૂજામાં ઉપયુક્ત મૂર્તિઓની પારનું એનું સામર્થ્ય અનુભવો. ઝૂંપડીને પણ મહાલય બનાવી ત્યાં તન્મય થઈ રહેવાની કે શૂન્ય અરણ્યને લીલો બગીચો બનાવી દેવાની કે હિમાલયના ધવલગિરિ ઉપર પ્રચંડ સૂર્યાતપ વિસ્તારી પ્રકાશવાની એની ચમત્કૃતિમય ચાતુરીના પ્રભાવ પેખો, તો ખરું આશ્ચર્ય લાગશે કે કેમ આટલાં થોડાં જ મનુષ્ય એનું ખરું દૈવી રૂપ સમજે છે ! જેને વિષયાંધ લોકો પ્રેમસુખ કહે છે તે તો એના શુદ્ધ રસની કલામાત્ર પણ નથી. શુદ્ધ પ્રેમ તે તો આવેશ કરતાં એક ભાવનામય મૂર્તિ છે. તેનું સુખ અમુક એક નથી, પણ વિશ્વમાં જે જે સુખ, જે જે વ્યાપાર છે તે બધા તેના પોતાના જ છે એમ તેને અનુભવ છે. અહો મત્સ્યેંદ્ર ! શું એ વખત આવનાર છે કે જ્યારે મારે તારા આગળ રમાને 'એક હતી' એ રૂપે જ વર્ણવવી પડશે ! '

## [ ત્રીજા પત્રમાંથી ]

'તું જાણતો નહિ હોય કે હમણાં–હમણાંમાં હું કોઈ કોઈ વાર મારી જાતને પૂછું છું : 'જે જ્ઞાનથી આપણે આપણી જાતિથી વિભિન્ન થઈ

ગયા છીએ તેમાં પાપ તો નહિ હોય!' શું એ વાત ખરી છે કે જેમજેમ આપણે ઉત્તરોત્તર ઊર્ધ્વ ગતિ પામતા જઈએ, જેમજેમ સર્વમય પ્રેમાસ્પદનું પ્રેમત્વ આપણા જીવિતમાં અધિકતર ભળતું જાય અને જેમજેમ આપણો આનંદમાત્ર તે સ્થાનથી જ ઊતરતો સમજાય, તેમતેમ જગતની અલ્પ આયુવેલીઓનું વિષમયત્વ આપણને વધારેવધારે નિર્વેદ આપવાવાળું થતું જાય! પણ બીજી પાસ જોતાં જે મર્ત્ય જગતમાં છતાં મરણથી મુક્ત રહે તેમનામાં કેટકેટલા ઉત્તમ ગુણો છેક મૃતવત્ થઈ જાય છે! આત્મસ્થ થઈ સમાધિમાં લય પામવો, માત્ર સ્વાનુભવમય અને સ્વયંપ્રકાશ સન્માત્રની જ ભવ્યતા અનુભવવી, જેનાથી આપણાં હર્ષ-ભયાદિ પરાર્થે પ્રવર્તે એવી આપણી પ્રકૃતિની ઉત્તમતાનો ત્યાગ; એ બધું શું અતિ ઉગ્ર સ્વાર્થપરાયણ અહંતારૂપ નથી? ભયથી અગમ્ય, જરાથી અપરિભૂત, ચિંતાથી વિમુક્ત, રોગાદિથી વર્જિત એવા રહેવું તેથી આપણા અભિમાનને આનંદ લાગે છે; પરંતુ તું પોતે પણ શું તેને વધારે નથી વખાણતો કે જે પોતાના પરાર્થે હોમ આપે? અમને એકરસ કરી દેનાર હૃદયને ભસ્મ કરનાર ચિંતાથી પાછા હઠવું એ તો એના પ્રેમમાં હું ગળ્યો છું, ત્યારથી મને એક પ્રકારનું બાયલાપણું જ સમજાય છે. મને સ્પષ્ટ સમજાય છે, મારા આત્માને સ્થૂળની છાયા લાગવા માંડી છે. તારી વાત ખરી હતી—શાંત, રાગશૂન્ય, અનંત જીવિત તે, તદનુરૂપ ઇચ્છા અને આવેશથી ઘેરાયેલા અનંત યૌવન કરતાં વધારે સુખમય છે. આપણે આત્મમય થઈએ ત્યાંસુધી એકાંતમાં શાંતિનું સાધન ઉપેક્ષા એ જ હોવું જોઈએ.'

## [ચોથા પત્રમાંથી]

'તારો પત્ર મળ્યો. શું! એમ જ થયું! તારા શિષ્યે તને નિરાશ કર્યો! અરે, દુર્ભાગ્ય શિષ્ય! પણ—

(આ ઠેકાણે લાલાના જીવિતમાંના જે પ્રકાર વાચકને માલૂમ જ છે તે ઉપર કેટલીક ટીકા છે અને તે પછી મત્સ્યેંદ્રને એવી પ્રાર્થના છે કે હજુ પણ એના ભાવિ ઉપર તેણે લક્ષ્ય રાખવું.)

'પણ મને તો એની એ જ ઇચ્છા છે ને તે પણ કાંઈક વધારે

આશાપૂર્વક. મારા શિષ્ય! તારી કસોટીના સંકટના વિચારથી જ હું તને તે કસોટીએ ચઢાવતાં પાછો હઠું છું. હું હજી એકવાર શંકરને બોલાવીશ.

'હા, શંકર, જેમણે ઘણો વખત મારી પ્રાર્થના કાને ન ધરી, તે છેવટે મારી દૃષ્ટિએ આવ્યા છે; અને પોતાની પાછળ પોતાનું તેજ મારા હૃદયની આશારૂપે મૂકતા ગયા છે. અહો! રમા! અશક્ય નથી કે હજી પણ આપણે આત્મા આત્માથી એક થઈએ.'

[ **પાંચમા પત્રમાંથી**—આગલા પછી ઘણા મહિને લખેલો ]

'મત્સ્યેંદ્ર! તારા નિર્જીવ વિરાગમાંથી જાગ્રત થા, આનંદ પામ! આ જગતમાં એક નવા જીવનો ઉમેરો થશે. જેમને માટે વ્યવહારની અનંત ખટપટો પડેલી છે તેવાને પણ પોતાના બાળકની આકૃતિમાં પોતાના જ બાલ્યની પ્રતીતિ પામવાનો પ્રસંગ માની આનંદનો ઊભરો ચઢે છે; અને તેવા જન્મમાં તેઓ પોતાના આત્માને જ કેવળ નિર્દોષપણામાં અવતર્યો માને છે. તેમ જ તેઓ પોતાના ઉપર એક મોટા દેવનું કાર્ય એટલામાં આવેલું સમજે છે કે જેટલાથી તેમને એક જીવને પારણાથી બહાર સુધી, પૃથ્વીથી સ્વર્ગ સુધી દોરી જવો છે. જો પ્રાકૃત લોકોને આ બધું થાય છે તો મારા જેવાને, મારામાં જે જે છે અને જે આપ્યાથી જ બમણું થાય છે, તેનો યોગ્ય વારસ પેદા થયાની વાત કેટલો આનંદ આપતી હશે! રક્ષણ કરવાની, ભય દૂર કરવાની, જ્ઞાન આપવાની, દુઃખ ટાળવાની અને છેવટે જીવિત–નદીને વધારે વિપુલ, વિશાળ અને અગાધ સ્રોતમાં—જ્યાંથી તે આવી તે દિવ્ય સ્થાનમાં—લઈ જવાની, જે જે શક્તિ સમયેસમયે વાપરવી પડે તેનો ઉપયોગ કેવો રસમય અને આનંદરૂપ છે! અને હે મધુરી માતા! આપણા આત્મા હવે એ નદીની વિપુલતામાં એક થશે. આપણી એકતા માટે જે ઊણું છે તે આ બાળક પૂરું પાડશે; અને જ્યારે તારા બાળકના પારણા આગળ જ તને ઉપદેશ થવાનો વખત આવશે ત્યારે તારા આગળ શાં શાં સત્ત્વ આવી ઠરશે! તને શા શા ભય લાગશે!'

## ૧૦ : સ્થાનાંતર

ખરેખર રમા! જ્યારે દિલ્હીમાં તારા ઘરના ઊમરા ઉપર બેસી તરંગે ચઢતીચઢતી તેં ઊભાં કરેલાં સત્ત્વોના ટોળામાં તું આકાશ સુધી વિચરતી, તે કરતાં હાલ તું કોઈ નવી જ વસ્તુ છે! અથવા જ્યાં વાસ્તવિક સ્વર્ગ અને સૃષ્ટિની નકલ એક પળવાર માટે, માયામાત્ર ત્યાંસુધી કરી શકે છે કે જ્યાંસુધી પ્રેક્ષકની દૃષ્ટિ કંટાળી જઈ જાગ્રત થઈ, ઝળકતા રંગ અને પડદા ઊંચકનાર ઉપર જ ઠરે છે, તેવી રંગભૂમિ ઉપર તું કોઈ અલૌકિક અને ભાવનાગમ્ય કાંતિને તારા સ્વ દ્વારા પ્રકટવા મથતી હતી તે કરતાં પણ આ જ કાંઈક જુદી જ બની રહી છે! તારો આત્મા પોતાના સુખસ્વરૂપમાં જ વિરમી રહ્યો છે. એની બાહ્ય વૃત્તિને અંતર્મુખ થઈ એક બિંદુએ એકાગ્ર થવાનું અધિષ્ઠાન જડ્યું છે. વારંવાર એવા અનુભવ બને છે કે જે વખત અનંતકાળનું ભાન એક ક્ષણમાં જ સમાય છે; કેમકે જ્યારે આપણે સુખાનુભવમાં અન્ય ભાનમાત્ર ભૂલી ડૂબીએ છીએ, ત્યારે આપણને એમ પ્રત્યક્ષ લાગે છે કે મરણ એવી વસ્તુ છે જ નહિ. જ્યારે-જ્યારે આત્મા સ્વરૂપને સ્પર્શે છે ત્યારેત્યારે તેને અનંત જીવનનું જ ભાન અનુભવાય છે!

તને સંઘમાં લઈ જવા માટેની ઉપનયન ક્રિયા હાલ મુલતવી રહી છે. તારાં દિવસરાત્રિ, એક સંતુષ્ટ હૃદય નિરપરાધી કલ્પનાને જે પ્રકારે આનંદમાં રાખે જાય તેવાં દર્શનોમાં ગુજરે છે. આકાશગામી ગંધર્વો! હું તમને પૂછું છું કે તમારા પોતાના કરતાં એ દર્શનો વધારે સુખરૂપ નથી?

બન્ને કિનારા ઉપર ઊભાં છે અને આથમતા સૂર્યની શોભા નિહાળે છે. આ સ્થળમાં તે કેટલા વખતથી રહે છે? ગમે તેટલા વખતથી હોય; મહિના, વર્ષ, તેનો શો હિસાબ છે! મારે અથવા તેમણે એ આનંદમય સમયનો હિસાબ શા માટે રાખવો? એક ક્ષણમાત્રના સ્વપ્નમાં કલ્પના કલ્પ વહી ગયા લાગે છે, તે જ હિસાબે આપણે અગાધ આનંદ તેમ જ અગાધ શોકનું માપ કાઢવું; અથવા સ્વપ્નની જેટલી લંબાઈ જણાય છે

તેટલી લંબાઈથી કે સ્વપ્નમાં જેટલીજેટલી વૃત્તિઓના ઉદયાસ્ત થાય છે તેટલીતેટલી વૃત્તિઓના માપથી આ સમયનું પણ માપ લેવું.

સૂર્ય ધીમેધીમે ઊતરતો જાય છે; હવા સૂકી જણાય છે ને બંધ હોવાથી બહુ ઘામ લાગે છે; પાણી ઉપર મછવા સ્થિર પડી રહ્યા છે; પૃથ્વી ઉપર એક પાંદડું પણ હાલતું નથી.

રમા ગુલાબસિંહની વધારે પાસે આવી. પોતાથી ન સમજી શકાય એવું કાંઈક એના મનમાં આવ્યું, જેથી હૃદય વધારે જોરથી ધબકવા લાગ્યું; અને ગુલાબસિંહના વદન તરફ જોતાં તેની આકૃતિ એને આશ્ચર્યકારક લાગી: તે ચિંતાતુર, ભાવનાગ્રસ્ત અને વ્યાકુળ હતી.

'આ મૌન અને આ શાંતિથી મને ભય લાગે છે.' એ બોલી.

ગુલાબસિંહે આ વાક્ય સાંભળ્યું હોય એમ લાગ્યું નહિ. એ પોતાના મનમાં જ કાંઈક બબડ્યો. એની આંખો ચોતરફ ચકરવકર ફરતી જણાઈ. રમા કાંઈ સમજતી ન હતી કે શાથી એમ થવા લાગ્યું; પણ હવામાં જ કાંઈક ધારીધારીને જોતી હોય તેમ તીવ્ર વિસ્તૃત આંખો અને કોઈ અજાણી ભાષામાં બોલાયેલા પેલા શબ્દ, એનાથી રમાને પાછા ગુલાબસિંહ વિષેના પૂર્વના વહેમ જાગ્રત થયા. જ્યારથી એણે જાણ્યું હતું કે હું હવે માતા થઈશ ત્યારથી એની પ્રકૃતિ જરા વધારે ભયશીલ થઈ હતી. એ પ્રસંગ જ સ્ત્રીના જીવિતમાં, તેના પ્રેમમાં, વિલક્ષણ–અલૌકિક છે! અદ્યાપિ સુધી અસ્તિત્વમાં પ્રત્યક્ષ ન થયેલું એવું કાંઈક, જે હજી તેના હૃદયનો સાર્વભૌમ અધિષ્ઠાતા છે, તેના પ્રતિસ્પર્ધીરૂપે એ હૃદયના પ્રદેશમાં ભાગ પડાવા માગે છે!

'ગુલાબસિંહ! મારા તરફ નજર કર.' રમાએ તેનો હાથ ખેંચી કહ્યું. ગુલાબસિંહ તુરત ફર્યો. 'રમા! તું ફીકી પડી ગઈ છે! તારો હાથ ધ્રૂજે છે!'

'ખરી વાત છે. મને કોઈ શત્રુ આપણા નજીક લપાતોલપાતો આવતો હોય એમ લાગે છે.'

'અને તારી પ્રેરણાથી તને જે ભાન થયું છે તે ખોટું નથી, એક

શત્રુ ખરેખર સમીપ જ છે. આ ભારે હવામાંથી મને તે જણાય છે. આ શાંતિમાં મને તેના ભણકારા વાગે છે. એ મહાપિચાશ! સર્વસંહારક! મહામારી! જો, જો, આંખ ખેંચીને નજર કર. વૃક્ષોનાં પત્ર અસંખ્ય જીવથી ઊભરાઈ ગયાં છે એવી મહામારીને પગલેપગલે જ એ જનારાં છે.' આ પ્રમાણે ગુલાબસિંહ કહેતો હતો એટલામાં જ એક પક્ષી વૃક્ષ ઉપરથી રમાના પગ આગળ ગબડી પડ્યું, ક્ષણવાર તરફડ્યું ને મરી ગયું.

'અરે! રમા!' ગુલાબસિંહે નિઃશ્વાસ નાખી બહુ આગ્રહયુક્ત આવેશથી કહ્યું: 'જોયું, આનું મરણ! તને એનો ભય નથી લાગતો?'

'તારાથી એ મને જુદી પાડે માટે લાગે છે જ.'

'ને હું તને મરણની સામા થવાનો ઉપાય બતાવું તો? તારા યૌવન ઉપર કાળની અસર ન થાય એવું કરું તો? જો હું—'

ગુલાબસિંહ અધવચ અટકી પડ્યો; કેમકે રમાની આંખો ભયથી ફાટી ગઈ હતી. એના ગાલ અને અધર ફીકા પડી ગયા હતા. જે દિવ્ય યોગબળથી આવી સિદ્ધિઓ આવે છે તેને રમા લગારે સમજતી ન હતી. તે તો એમ જ જાણતી હતી કે ભૂતપ્રેત, મંત્રતંત્ર, જાદુ વિના કોઈ પણ સિદ્ધિ કે ચમત્કાર થતો નથી; અને મંત્રતંત્રાદિને ઉપાસનારાની અધોગતિ જ થાય છે. એણે એમ પણ સાંભળ્યું હતું કે બાળકોના આત્માને પોતાને વશ કરી અનેક જાદુગરો મોટીમોટી સિદ્ધિઓ મેળવે છે. પોતાના પતિ ઉપર આવા કુતર્કોને લીધે રમાને અવિશ્વાસ થઈ આવ્યો. પોતાના કોમળ બાળકના ભાવિ વિષેનો ભય પેદા થઈ આવ્યો.

'એવું મા બોલ, આવી આકૃતિ ન ધારણ કર.' રમા ગુલાબસિંહથી જરા દૂર ખસી બોલી: 'મને બહુ ભય લાગે છે. ના, ના, એમ મા બોલ; મને થડકારો વછૂટે છે, મારે માટે નહિ પણ તારા સંતાન માટે.'

'સંતાન! પણ શું તું તે સંતાનને પણ એની એ ભવ્ય બક્ષિસ નહિ લેવા દે?'

'ગુલાબસિંહ!'

'કેમ!'

'સૂર્ય આપણી નજરથી અસ્ત થયો, પણ અન્યત્ર ઉદય પામ્યો. આ દુનિયામાંથી મરી જવું તે પરદુનિયામાં અવતરવું જ છે. રે પ્રેમી! રે સ્વામી!' રમા એકાએક થઈ આવેલા વેગથી બોલવા લાગી: 'એકવાર એમ કહે કે તું માત્ર મશ્કરી જ કરતો હતો, મારા જેવી ઘેલીને બનાવતો હતો. મહામારી કરતાં પણ તારા બોલવામાં વધારે ભય છે.'

ગુલાબસિંહ ભમર ચઢાવીને રમા તરફ થોડી ક્ષણ મૌન જોઈ રહ્યો અને પછી ઠપકો દેતો હોય તેમ કરડે શબ્દે બોલ્યો: 'મારો અણવિશ્વાસ આવે એવું મારામાં તેં શું દીઠું?'

'કશું નહિ, કશું નહિ—માફ કર.' એમ બોલતી રમા ગુલાબસિંહની છાતી ઉપર પડી ડૂસકાં ખાતી બોલવા લાગી: 'તારા વિષે ગેરવાજબી ખોટો વિચાર થાય એવાં તારાં પોતાનાં વચન પણ હું નહિ માનું.' ગુલાબસિંહે રમાનાં અશ્રુ ચૂમ્યાં, પણ કાંઈ ઉત્તર મળ્યો નહિ.

'અને' રમાએ નિર્દોષ અને વશ કરી લે તેવા સ્મિત સમેત કહ્યું: 'જો એ મહામારીમાંથી બચી જવાય એવું કાંઈ તું મને આપશે તો તે હું લઈશ;' અને એમ કહેતાં ગુલાબસિંહની કોટે એક જૂનું માદળિયું હતું તેના ઉપર એણે હાથ નાખ્યો ને બોલવા લાગી: 'પ્યારા! તું જાણે જ છે કે આને લીધે જ મને તારા ભૂતવૃત્તાંત વિષે કેટલીકવાર ઈર્ષ્યા પેદા થયેલી છે. ખરેખર ગુલાબસિંહ! એ કાંઈક પ્રેમચિહ્ન છે! પણ ના ના, એ ચિહ્ન આપનારીને તું ચાહતો હતો તે કરતાં મને વધારે ચાહે છે. હું એ માદળિયું ચોરી લઉં?'

'બાળક!' ગુલાબસિંહે આર્દ્રભાવે ઉત્તર આપ્યો: 'જેણે એ માદળિયું મારે ગળે બાંધ્યું છે તેણે તો તે એક તાવીજ જાણીને બાંધ્યું છે; કેમકે તે પણ તારા જેવી જ વહેમી હતી; પરંતુ મારે તો એ તાવીજ કરતાં પણ વધારે છે—એ અતિ મિષ્ટ ભૂતકાળનું એક સ્મરણ છે, ભૂતકાળ કે જેમાં મારું પ્રેમસ્થાન મારો અવિશ્વાસ ધરતું નહિ.'

આ પાછલા શબ્દો ગુલાબસિંહ એવી સખેદ કરડાકીમાં પણ આર્દ્રતાથી બોલ્યો કે તે રમાના હૃદયમાં જ ચોટી ગયા; પણ જેવો તે પોતાના

ઊભરાતા ઉદ્‌ગારને બહાર કાઢવા જતી હતી તેવો જ એનો સ્વર બદલાયો અને ગંભીર શબ્દે તે બોલ્યો : 'અને રમા ! એને હું કોઈક દિવસ મારે ગળેથી તારે ગળે ઘાલીશ, જરૂર ઘાલીશ, જ્યારે તું મને વધારે સારી રીતે ઓળખશે ત્યારે ઘાલીશ; આપણાં જીવિત એક થશે, એક જ નિયમથી દોરાતાં થશે, ત્યારે ઘાલીશ.'

ગુલાબસિંહ ધીમેધીમે આગળ ચાલવા લાગ્યો ને રમા તેની સાથે-સાથે ઘેર આવી; પરંતુ એના હૃદયમાંથી પ્રયાસ કર્યા છતાં ભય નીકળી ગયો ન હતો. છાનીમાની લાગ સાધીને રમા પોતાના ઓરડામાં જતી રહી. અને ત્યાં શ્રીકૃષ્ણની એક છબી, જે તે નિરંતર પાસે રાખતી, તેને સામે મૂકી તેનું ભજન કરવા લાગી. પણ શું એને મહામારીનો પોતાની જાત માટે ભય હતો ? મહામારીને હઠાવનાર આ ઈશ્વરની પ્રતિકૃતિ પોતાના ઉપયોગ માટે હતી ? સવારે જ્યારે ગુલાબસિંહ ઊઠ્યો ત્યારે આ છબી તેણે પોતાના ગળામાં માદળિયા સાથે લટકતી દીઠી.

'બસ ! હવે તારે મહામારીનો જરા પણ ભય નથી.' રમા હસતી અને રોતી બોલી; અને કાલે રાતે તેં મારી સાથે જેવી વાતો કાઢી તેવી વાત કાઢીશ ત્યારે પરમાત્મા શ્રીભગવાન તને ઠપકો પણ દેશે.'

કેમ ગુલાબસિંહ ! સમાનશીલવ્યસનવિનાની સાથે જીવ અને વિચાર એક થઈ શકે ખરો કે ? ખરું જ કહ્યું છે : 'સામું બીધેલું નહિ મળે તો ખાઈશ મૂગો માર.'

મહામારી શરૂ થઈ; પ્રયાગનો પવિત્ર પ્રદેશ છોડવો જોઈએ. અહો યોગીરાજ ! જે તારાં પ્રેમસ્થાન છે તેને તું બચાવી શકતો નથી ! લગ્ન પછીની નવી અને મીઠી મજાના નિવાસ તને રામ રામ ! નિવૃત્ત, નિરાંત, તમને પણ રામ રામ. રે પ્રેમી યુગલ ! તમને આવું રમણીય સ્થાન, આવી પવિત્ર ગંગા, આવું ભવ્ય આકાશ; એ બધાં મળશે, પણ એ વખત ફરી મળશે ? કોણ કહી શકે કે પ્રેમસ્થાન સાથે જ્યાં નિવાસ કર્યો હોય તે સ્થળ બદલાતાં પ્રેમનું હૃદય પણ નહિ બદલાતું હોય ! એ નિવાસના બિંદુએબિંદુએ એવી વાતોનાં સ્મરણ જડેલાં છે, જે તે જ સ્થાને પુનર્જીવન પામી શકે. જે ભૂતકાળ એ

સ્થાન ઉપર ફરી વળ્યો છે તે ભવિષ્યમાં આ પ્રકારે તેની નિત્યતા વિસ્તારે છે. પ્રેમથી કાંઈક ઊણો કે વિશ્વાસમાં કાંઈક ઢીલો એવો વિચાર આપણા હૃદયમાં કદાપિ સ્ફુરે, તો જેની નીચે નિત્ય પ્રેમનાં વચન આપ્યાં-લીધાં હોય કે પ્રેમાશ્રુને પ્રેમચૂમીથી સૂકવ્યાં હોય એવા કોઈ વૃક્ષનું દર્શન જ પૂર્વની દિવ્ય ખુમારીમાં આપણને પાછાં તરબોળ કરી દે. પણ જ્યાં લગ્નના પ્રથમાનંદની કાંઈ સાક્ષી નથી, જ્યાં સહવાસના મૌનવાગ્ચાતુર્યનો પ્રસંગ નથી, જ્યાં દેવરૂપે રમતા હૃદયાવેગને દાબ્યા હોય એવી પવિત્ર ભૂમિ નથી, એવા ઘરમાં ગયા પછી જેણે પ્રેમકથાનો અનુભવ કર્યો છે તેવો કયો માણસ એમ કહી શકશે કે નિવાસનો બદલો થતાં હૃદયમાં કાંઈ ફેરફાર થતો નથી? શાંત અને અનુકૂળ પવન વાઓ! પ્રેમયુગલનો માર્ગ શિવ થાઓ! પ્રેમના સર્વંકશ રાજ્યદંડનો ધ્વંસ કરવા યમરાજ જ્યાં આવ્યો છે ત્યાંથી દૂર જાઓ. કિનારો નજરે પડે છે, નથી પડતો, હોડી ગંગાના પ્રવાહ સાથે દોડતી જાય છે, બીજે દિવસ ગંગાથી ગયાના પ્રવાહમાં પ્રવેશ કરી ધીમા વેગે આગળ વધતાં રાત્રિના ચંદ્રપ્રકાશમાં ગયાજીનો કિનારો અને બુદ્ધદેવના દાગોબાનાં શિખર દૂરથી દૃષ્ટિએ પડે છે. બુદ્ધના દેવળનાં દર્શન થતાં મહાત્મા! અનંતકાળના પ્રકાશથી પણ મન તો સાધારણ ગોવાળિયા અને ખેડૂતને જે સુખ હોય છે તે કરતાં વધારે સુખ આપી શકાયું નહિ! ગૃહિણીનાં ચુંબન અને સ્મિતની પાર કશી બીજી આશા જ નહિ! શાંત ચંદ્રપ્રકાશમાં ચૂપકીથી પડી રહેલી લીલોતરી અને ચોતરફનો ગંભીર દેખાવ જે મહાત્મા શ્રીબુદ્ધની સાથે જ આજે ધાર્યું હોત તો વિચરતો હોત, તેને આમ કેવળ શાંત રહી જાણે ગર્ભિત મહેણું મારવારૂપ જ ઉત્તર આપતાં હોય તેમ ચૂપ રહ્યાં.

## ચોથો તરંગ સંપૂર્ણ

# તરંગ પાંચમો

## ૧ : રક્તબીજ કેમ શમે?

ગુરુદાસને લાલાજીના બિછાના આગળ મૂકી આપણે આટલે સુધીનો ગુલાબસિંહ અને રમાનો વૃત્તાંત જોઈ ગયા. લાલાજી જાગ્યો કે તુરત તેને ગતરાત્રિનું તાદૃશ સ્મરણ થઈ આવ્યું, એટલે તેણે એક ચીસ પાડી અને આંખે હાથ દઈ દીધા. ગુરુદાસે પાસે આવી, રામ રામ! એમ મોટેથી ઉચ્ચાર કર્યો. આ માણસના ઊંચા દીર્ઘ અને ગાઢ સ્વરે લાલાના સ્મરણમાં જે ભયંકર દેખાવ રમતો હતો તે ઉડાડી દીધો. લાલાજી બિછાનામાં ટટ્ટાર બેઠો થયો અને પૂછવા લાગ્યો: 'તમે મને ક્યાંથી આણ્યો, તમે અહીં ક્યાંથી?'

'ક્યાંથી આણ્યા!—આણ્યે ક્યાંથી! તમે સૂતેલા જ હતા. હું અહીં ક્યાંથી, મને મહારાજે કહ્યું છે કે અહીં બેસવું અને તમે જાગો ત્યારે તમારી તહેનાત બજાવવી.'

'મહારાજ!—મત્સ્યેંદ્ર! આવ્યા છે શું!'

'આવ્યા અને ગયા પણ અને તમારે માટે આ પત્ર મૂકતા ગયા છે.'

'લાવો, અને હું લૂગડાં પહેરીકરીને તૈયાર થાઉં ત્યાંસુધી જરા બહાર બેસો.'

'જેવી આપની આજ્ઞા, આપને માટે મેં ભોજનની તૈયારી કરી છે. આપને ભૂખ લાગી હશે. મને પાકશાસ્ત્રનું જ્ઞાન નથી એમ નથી, ગોસ્વામીના દીકરાને હોઈ શકે તેટલું તો છે જ. મારા હાથની દાળ આપ જમશો ત્યારે જાણશો. હું જરા ગાઉં તેથી આપને હરકત નહિ થાય એમ હું માનું છું. મને રસોઈ કરતાં જરા તાન મારવાની ટેવ છે; કેમકે તાનની અસરથી દાળનો પાક એકરસ સારો થાય છે.' એમ કહેતોકહેતો ગુરુદાસ પોતાની બંદૂક ખાંધે ચઢાવી બહાર જઈ બેઠો. લાલાજી તો ક્યારનો યે નીચેના પત્રમાં ગ્રસ્ત થઈ ગયો હતો :

'પ્રથમ પ્રયોગમાં જ મને એમ જણાયું કે તું અમારા સંઘની નહિ, પણ તે સંઘમાં પેસવાના પ્રયાસમાં ખપી ગયેલાની સંખ્યામાં ઉમેરો કરે તેવો છે. તો તને એવા નિષ્ફળતાના મહાકષ્ટમાં ન પડવા દેતાં દુનિયામાં પાછો વિદાય કરી દેવો, એવું વચન તને અત્રે આવવા દેતી વખતે મેં ગુલાબસિંહને આપ્યું છે. તે વચન હવે હું પાળું છું. આ જ પર્યંત કોઈ પણ શિષ્યને ચઢાવવામાં આવ્યો હોય તે કરતાં સહેલામાં સહેલી કસોટીએ મેં તને ચઢાવ્યો હતો. મેં તારી પાસે બીજું કાંઈ નહિ પણ જૂજ મનોનિગ્રહ જ માગ્યો હતો, વિષયથી દૂર રહેવાનું માગ્યું હતું અને તારાં શ્રદ્ધા અને ધૈર્યની કસોટી કરવી ધારી હતી. જા, તને જે યોગ્ય છે તેવા સંસારમાં જ જા. અમારા સ્વભાવમાં ભળવા જેવો તારો સ્વભાવ નથી.

'ગુરુદાસ તને જન્માષ્ટમીના રાસમાં સત્કાર આપે એવી સૂચના મેં જ તેને કરી હતી. મારી આજ્ઞાનો ભંગ કર્યા વિના તું જેને ઉઘાડી ન શકે એવું પેલું પુસ્તક પણ મેં જ તારી નજરે પડે તેમ મૂક્યું હતું. તેં જોયું કે જ્ઞાનના ગુણાગારને ઊમરે જ શું અનુભવાય છે? જેને ઇંદ્રિયો પોતાના વશમાં રાખી રહી નચાવે છે તેવાનો કટ્ટો શત્રુ, જે એ સ્થાને રક્ષા કરે છે તેને તેં સારી રીતે જોયો છે. તને હવે આશ્ચર્ય શા માટે લાગે છે? કે હમેશને માટે તને બહાર કાઢી હું બારણાં બંધ કરું છું. છેવટે પણ તને સમજ નથી પડતી કે બાહ્ય સાધનો કે મંત્રોથી નહિ, પણ અંતરંગ એવી પોતાની જ ભવ્યતા અને મહત્તાથી વિશુદ્ધ, વિરજ,* ઉન્નત થયેલો આત્મા એ રક્ષકનો તિરસ્કાર કરી ઊમરો વટાવી શકે છે? મૂર્ખ! મારું શાસ્ત્ર અને જ્ઞાન, ઉદ્ધત, ઇંદ્રિયગ્રસ્ત–નીચ સ્વાર્થ અને વિષયસુખ અર્થે એ જ્ઞાનને ભ્રષ્ટ કરવાને તેની ઇચ્છા કરનાર–તેમને કદાપિ કામ આવતું નથી. જે રહસ્ય જાણ્યાથી તમોગુણને બદલે સત્ત્વનો ઉદય થવો જોઈએ, તે જાણવાના પ્રયાસમાં પૂર્વના ઢોંગ કરનારા અને કહેવાતા માલિકો કેવા ફસાયા છે ને નાશ પામ્યા છે તેની તને ખબર નથી! તેમણે સ્પર્શમણિ પ્રાપ્ત કર્યાની વાતો કરી છે; છતાં ચીંથરેહાલ મૂઆ છે; કાળને પાછો હઠાવનારાઓએ રસાયનનું પાન કર્યાના તડાકા માર્યા છે પણ વૃદ્ધાવસ્થા પૂર્વે જ વૃદ્ધ

* સ્વચ્છ–પવિત્ર.

થઈ ચીટી ગયા છે; ભૈરવીચક્રની ભ્રમણામાં ફસાઈ શક્તિનો પ્રસાદ પામ્યાનો દાવો કરવા છતાં કમોતે મરી ગયા છે; દેવતા અને દેવની પ્રસન્નતાથી ફુલાયા છે, પણ ધૂળની પેઠે અટવાઈ જઈ પાછળ નામ પણ મૂકી ગયા નથી. કથાઓથી તું જાણતો હશે કે તેમણે પોતે જ જગાડેલા પિશાચોએ તેમને ચૂસી ખાધા હતા. હા, ખાધા જ હતા. તેમની પોતાની જ અપવિત્ર વાંછનાઓ, વાસનાઓ અને પાપી વૃત્તિઓરૂપી રક્તબીજે તેમને ખાધા હતા. તેમને જે વાસના હતી તે જ તને છે; તે વાસનામાંથી છૂટવા માટે જે વિશુદ્ધ ભાવનાના વિચારમાં તારે નિતાંત મગ્ન રહેવું જોઈએ તેના માર્ગને તું ઓળખતો પણ નથી! જો કદાપિ તને દેવ કે ગંધર્વ જેવી ગતિ હોત, તોપણ તું જે મર્ત્યતાના કાદવમાં ખરડાયો છે તેમાંથી ઊંચો ઊડી શકવાનો ન હતો. તને જ્ઞાનની ઇચ્છા છે તે માત્ર નિરાશાજન્ય ફાંફાં છે. સુખ કે આનંદની તને વાસના છે તે માત્ર વિષયાનંદના ગંદા અને મેલા પાણીની તૃષ્ણારૂપ જ છે. તારો પ્રેમ, જે વૃત્તિ હલકામાં હલકાને કે નીચમાં નીચને પણ ઉન્નત બનાવે છે, તે માત્ર બળવતી ભોગવૃત્તિના આવેશમાં તોફાન કરવાની બુદ્ધિરૂપ જ છે. આવો તું! તેને અમે અમારામાંનો એક કરીએ! અનાદિ સંઘનો તું મહંત! ગુપ્તવિદ્યાના સ્વર્ગમાં ઝળકતા તારાના સ્થાનને તું પાત્ર! ગરુડ પોતાના બચ્ચાને જ સૂર્ય સુધી ઉડાડીને લઈ જઈ શકે. તને તો અરણ્યનાં ઝાંઝવામાં જ મારે મૂકી દેવો પડે છે. વિશ્વનો નિયમ જ તને અમારા સંઘમાં સંઘરી શકતો નથી.

'પણ રે આજ્ઞાભંગ કરનાર! પામર! તારું દુર્ભાગ્ય છે. તેં પેલો રસ સૂંઘ્યો છે, પીધો છે ને તેં તારી સમીપ એક મહાભયંકર શત્રુને નિમંત્ર્યો છે. જે પિશાચ તેં ઊભો કર્યો છે તેને તારે જ શમાવવો જોઈએ. તારે સંસારમાં પાછા જવું જોઈએ, પણ જે આનંદ તને તેમાં પૂર્વે લાગતો તે મળે તે પહેલાં તારે ઘણો વિષમ દંડ ભોગવવો પડશે, ઘણો ઉગ્ર પ્રયાસ કરવો પડશે. તને જે તે રીતે સુખ થાય એટલા માટે હું આટલું કહું છું. જેણે તારી પેઠે પેલા દિવ્ય રસાયનનો એક કણ પણ પોતાના અંગમાં દાખલ કર્યો છે તેનામાં એવી વૃત્તિઓ જાગ્રત થાય છે કે જે કદાપિ વિરામ પામે કે નિર્મૂળ થાય નહિ. અને જો ધૈર્યયુક્ત નમ્રભાવે,

સંપૂર્ણ શ્રદ્ધાથી અને કાયિક ધૃષ્ટતા નહિ પણ ખરી માનસિક હિંમતથી પ્રયાસ કરવામાં આવે, તો દિવ્ય જ્ઞાન પર્યંત નહિ તો માનુષી વ્યવહારની ઉત્કૃષ્ટતા પર્યંત તો તે જરૂર લઈ જાય જ. તું જે જે આરંભ કરશે તેમાં તને કોઈ પ્રકારનું ચાંચલ્ય નિરંતર લાગ્યા કરશે, પ્રાકૃત આનંદમાં તારું હૃદય કોઈ ઉત્તમોત્તમ પવિત્રતા તરફ ખેંચાયે જશે. તારા મનની તૃષ્ણા નીચમાં નીચ ભોગના ઝનુનમાં છતાં પણ કોઈ ઉચ્ચતા તરફ દોરાશે. પણ એમ ન ધારતો કે એટલાથી જ જે થવાનું તે થઈ જશે. એવી વાસનાથી પણ વખતે તું પાપ અને અપકીર્તિની જાળમાં ન જઈ પડે એમ ન જાણતો. એ વાસના તે એક તાજી અને અપૂર્ણ પણ બળવતી પ્રેરણા છે, જે થકી તને કદાપિ કશામાં શાતા નહિ વળે. પણ તે વાસના કે પ્રેરણાનો તું જે માર્ગે ઉપયોગ કરશે તે પ્રમાણે તેમાંથી તને અનંત આનંદ કે અનંત ક્લેશ પ્રાપ્ત થશે.'

'પણ તું ખરેખરો દુર્ભાગી છે! રે પાંખ અને પગ સર્વથી જાળમાં ગૂંચવાઈ ગયેલા જંતુ! તેં રસાયન પીધું છે એટલું જ નહિ, પણ તેં રક્તબીજને પણ નિમંત્ર્યો છે. અદૃશ્ય આકાશમાં નિવાસ કરનાર સત્ત્વોમાં એના કરતાં મનુષ્ય જાતિની સાથે વિકટ વૈર ધરનારું બીજું કોઈ સત્ત્વ નથી; ને તેં તારી આંખ આગળનો પડદો ખસેડી તેને તારી સન્મુખ આણ્યો છે. તારી દૃષ્ટિમાં પૂર્વે જે ખામી હતી તે હું હવે તને લાવી આપી શકું એમ નથી. જાણી લે કે અમારામાંના સર્વ મોટામાં મોટા ને ડાહ્યામાં ડાહ્યા—સર્વ, જે ખરી રીતે ને ખરી જિજ્ઞાસાથી ગુહ્યાગારનો ઊમરો ઓળંગી ગયા છે, તેમને પ્રથમનો અતિ વિકટ પાઠ એ જ શીખવો પડ્યો છે કે ગુહ્યાગારના વિકટ રક્ષક આ રક્તબીજનો પરાજય કરવો. જાણ કે એ ભયંકર આંખોમાંથી તું મુક્ત થઈ શકશે. જ્યાંસુધી તે તારો કેડો મૂકતી નથી ત્યાંસુધી જો તે દૃષ્ટિએ પ્રેરેલાં વિકાર, પ્રલોભન અને ભયથી તું દૃઢ રહી ડગશે નહિ, તો તને કશી હાનિ થવાની નથી. ભયમાં જ તારું મરણ છે, નિર્ભય રહીશ તો થોડામાં સારો થઈ જઈશ. **જ્યારે એ આંખો તારી સમીપ ન દેખાય ત્યારે જ તેનો વધારેમાં વધારે ભય સમજજે.** આટલું કહી, રે પામર જંતુ! આપણે છૂટા પડીએ

છીએ. તને પ્રોત્સાહન આપી ચેતવણી દ્વારા તારો માર્ગ બતાવવામાં મારો જે ધર્મ હતો, તે મેં આ પ્રકારે બજાવ્યો છે. જે વિષમ વિપત્તિ તારા ઉપર આજથી હમેશ માટે ગુજરી છે તે મેં આણી નથી. તેં તારે હાથે જ વહોરી છે ને હું ધારું છું કે તેમાંથી તું હજી પણ મુક્ત થશે. ઉચ્ચ ભાવના અને નિર્ભય સત્ત્વના મનનથી તને લાભ થશે. જે જ્ઞાનનો હું ભક્ત છું તેને અનુસરી હું, જે ખરો જિજ્ઞાસુ છે તેનાથી એક અક્ષર પણ છુપાવતો નથી. બાકી સામાન્ય વાતો કરી ખાનારને તો હું એક અગમ્ય કોયડારૂપ છું. માણસનું અવિનાશી સ્વત્વ તેની સ્મૃતિશક્તિ છે, એટલે તેનો નાશ કરવાનું સામર્થ્ય મારામાં નથી. તેં તારા સ્મરણમાં જે સંસ્કારો નોંધ્યા છે તે ટળી શકવાના નથી. તું પોતે જ તે સંસ્કારોને મહાપ્રયાસે કરી ઉચ્ચતાનું રૂપ આપશે તો તારું જીવિત હજી પણ સુધરી શકશે. સાધારણમાં સાધારણ શિખાઉ આ કિલ્લાને ધૂળ કરી નાખે કે પેલા પર્વતને સુવાડી દે; પરંતુ મોટા મહાત્માને પણ એવું સામર્થ્ય નથી કે પોતે પ્રેરેલા એક પણ વિચારને તે 'જતો રહે' એમ કહી શકે. તે વિચારને તું નવાનવા આકાર આપી શકે, તેને શુદ્ધ અને ઉત્તમ બનાવી કોઈ ઉત્કૃષ્ટતાએ લઈ જાય; પણ જેને સ્મરણ વિના બીજા સ્થાનમાં જગ્યા નથી તેનો તું નાશ કરી શકે એ વાત તો બને જ નહિ. પ્રત્યેક વિચાર એકએક જીવ છે. એટલે હું કે તું કોઈ પણ તારા ભૂતવૃત્તને× નાબૂદ કરવા કે તારા આનંદી યૌવનનું સુખ તને પાછું આણી આપવા મથીએ તે નકામી વાત છે. જે રસ તેં લીધો છે તેની અસર તારે ખમી લેવી; જે પિશાચ તેં જગાડ્યો છે તેની સાથે તારે બળ અજમાવવું અને એમ પણ તારાથી સાધી શકાય તેટલું શ્રેય તારે સાધવું.'

પત્ર લાલાના હાથમાંથી પડી ગયો. પત્ર વાંચતી વખતે જે જુદાજુદા ભાવનો લાલાના મનમાં ઉદયાસ્ત થતો હતો તે સર્વ હવે મહાજડતામાં લય પામ્યો. ચિરકાળથી પોષેલી, રમાડેલી એવી કોઈ મિષ્ટ આશા પ્રેમની, લોભની કે ઉદયની તેની નિષ્ફળતાને સમયે જેવી જડતા થઈ જાય છે, તેવી જડતા લાલાના અંગેઅંગમાં સ્તબ્ધ થઈ ગઈ. જે ઉચ્ચતમ અદૃશ્ય સૃષ્ટિના

× પાછલી હકીકત

દરવાજા ઉઘાડવા માટે પોતાનો પ્રયત્ન હતો, પોતાની ગાઢ ઇચ્છા હતી, તે જ દરવાજા 'હમેશને માટે' બંધ થયા ને તે પણ પોતાની જ ઉદ્ધતાઈ અને ધૃષ્ટતાથી! પણ લાલાજીનો સ્વભાવ ઘણા સમય સુધી સ્વાત્મવિડંબનામાં નિમગ્ન થઈ શકે તેવો ન હતો. નિરાશાએ ધીમેધીમે મત્સ્યેંદ્ર ઉપર ક્રોધનું રૂપ પકડવા માંડ્યું. 'લાલચમાં ફસાવવાની યુક્તિ કરવાનું કબૂલ કર્યા છતાં હવે મને આમ મૂકી દે છે' એ વિચાર આગળ તરી આવ્યો અને ક્રોધના અગ્નિમાં ઘૃતરૂપ થતો ચાલ્યો. આવી કઠોર અને તિરસ્કારગર્ભિત ભાષા સાંભળવા જેવો મેં શો દોષ કર્યો છે! એક સુંદરીનાં નયન અને હાસ્ય જોઈ ખુશી થવું એમાં શું પાપ આવી ગયું! ગુલાબસિંહ પોતે પણ ક્યાં રમા સાથે રમતો નથી! આવા વિચારમાં લાલાને એમ પણ ભાન ન રહ્યું કે પ્રેમમાં પણ પ્રકાર સંભવે છે અને એક પ્રકારના કરતાં બીજા પ્રકારનો પ્રેમ જુદો હોય છે. 'વળી જે ખરા હિંમતવાન માટે જ સર્જેલું હતું, તેવા એકાદ પ્રલોભનથી દોરાઈ આગળ વધવામાં શી ફિકર હતી! જે ગ્રંથ મત્સ્યેંદ્રે ખુલ્લો રાખ્યો હતો તેમાં સ્પષ્ટ નહોતું લખેલું કે 'ભયથી સાવધ રહેવું'! મનુષ્યહૃદયના બળવાનમાં બળવાન ભાવ ઉશ્કેરાય એવાં પ્રલોભનો શું આ રીતે તૈયાર ન હતાં!—ઓરડામાં જવાની રજા નહિ—છતાં ચાવી મારે સ્વાધીન—શી રીતે મારા ઔત્સુક્યને શમાવવું તે સ્પષ્ટ રીતે બતાવનારો ગ્રંથ!' આવાઆવા વિચારો જેમજેમ લાલાના મગજમાં ઊપડતા ગયા તેમતેમ એને એમ લાગતું ગયું કે મત્સ્યેંદ્રની આખી રીતભાત માત્ર મને આવી અધમ સ્થિતિએ પહોંચાડવા માટેના કાવતરારૂપ જ હતી; અથવા તો એ મત્સ્યેંદ્ર કોઈ બડો ઢોંગી ધુતારો છે; અને પોતે આપેલાં વચનો પૂરાં કરવાનું સામર્થ્ય નથી માટે આમ યુક્તિ કરી છટકી જાય છે. વળી તેના પત્રમાં જે જે રહસ્યરૂપ સૂચનાઓના ઇશારા હતા તે ઉપર ફરીથી વિચાર કરતાં તેને એ બધી વાતો રૂપક જેવી જ લાગી. પ્રાચીન કાળના જાદુગરો, તાંત્રિકો ને માંત્રિકો, તેમના કલ્પિત ગપાટા જેવી જ લાગી. ધીમેધીમે એમ પણ લાલાજીને લાગ્યું કે જે રક્તબીજને મેં પ્રત્યક્ષ જોયો છે તે પણ શું? માત્ર મત્સ્યેંદ્રના કોઈ જાદુથી કલ્પેલો એક પિશાચ! કલ્પના જ! કલ્પનાનો ખેલ જ! એમ અત્યારે ચોતરફથી ઝળહળાટ પ્રકાશી રહેલા સૂર્યે ગતરાત્રિનો

ભયમાત્ર ઉડાડી દીધો; સહજ ગર્વથી અને તાત્કાલિક ક્રોધના આવેશથી એની સહજ હિંમત તેજ થઈ. એટલે લૂગડાં પહેરી જ્યારે ગુરુદાસ તરફ પોતે ચાલ્યો ત્યારે તેના પગ ગર્વથી જોરભેર ઊપડવા લાગ્યા અને તેના ગાલ કોઈ પ્રકારના ક્રોધાવેશથી રાતા થઈ ગયા.

'ત્યારે ગુરુદાસ! મહારાજ! તારો મહારાજ તેણે તને આજ્ઞા કરેલી કે જન્માષ્ટમીના રાસમાં મને લઈ જઈને રમાડજે.'

'હાજી, એક દૂબળા સાથે તેમ કહેવડાવ્યું હતું, એથી મને બહુ આશ્ચર્ય લાગ્યું હતું; કેમકે હું એમ ધારતો હતો કે એ ઘણા દૂર ગયેલા છે. પણ એવા મહાપુરુષો હજાર–બેહજાર કોશનો હિસાબ ગણતા નથી.'

'ત્યારે તેં મને ખબર શા માટે ન આપી?'

'કારણકે સંદેશો લાવનારે ના કહી હતી.'

'ને સંદેશો લાવનારો રાસ ચાલતો હતો ત્યાં હતો કે નહિ?'

'નાજી.'

'હાં!'

'આ ભાણું પીરસીને તૈયાર કર્યું છે.' ગુરુદાસે લાલાજીની થાળી પીરસતાં કહ્યું: 'આ પ્યાલો પણ તૈયાર ભર્યો છે, હવે–મહારાજ ગયા–શી ફિકર છે! (એમ કહેતાં પણ ચોતરફ ભયભીત નજરે જોવા લાગ્યો) હું કાંઈ એમનું અપમાન નથી કરતો, પણ હવે એ ગયા એટલે તમે વિચાર કરો કે આ તમારી જવાની શા કામની છે! આ ખંડેરમાં દટાઈ રહીને કોઈ મહાત્મા જે વાત કબૂલ ન કરે તેવા અભ્યાસમાં શરીર અને જીવ બન્નેનું જોખમ વહોરવા માટેના ઉપયોગની તો નથી જ.'

'ત્યારે શું મહાત્માઓ તારા ધંધાને પસંદ કરે છે ગુરુદાસ!'

'જેના ખિસ્સામાં જોઈએ તેટલી મહોરો છે, તેણે બીજાની છીનવી લેવાનો પ્રયત્ન કરવાની જરૂર નથી. અમારા જેવા ગરીબની તો જુદી વાત છે. પણ તેમ છતાં હું મારી પેદાશની દસૂંદ[1] વૈષ્ણવના મંદિરમાં મથુરા મોકલવા ચૂકતો નથી; ને બાકીનું હોય તે સર્વ સાથે વહેંચીને ખાઉં છું.

---

[1] દસમો ભાગ.

પણ મહેરબાન ! ખાઓ, પીઓ, મોજ કરો ને કાંઈ આડુંઅવળું થઈ જાય તેને માટે કોઈ ગોરમહારાજ બતાવે તે પ્રાયશ્ચિત્ત કરી લો; પણ આમ એકાએક ઝપાટો કરવો નહિ એમ મારી સલાહમાં તો આવે છે. નકામા ઉપવાસ કરવાથી તો તબિયત બગડે ને વળી મગજ તપી જવાથી ગમે તેવાં પિશાચ નજરે આવે !'

'પિશાચ !'

'હા, હા, ભૂખ્યાને ગમે તેવા તરંગ આવે. ઈર્ષ્યા, દ્વેષ, ચોરી, લૂંટ, ખૂન; એ બધાં ભૂખેમરતાને થાય. ભૂખેમરતો ભાલે મરે, પેટ તર હોય ત્યારે બધી દુનિયા વહાલી લાગે. હાજી આપ બેસો, ઊની વેઢમી ઊતરે એવી મૂકું. જ્યારે મારે બેત્રણ દિવસના કડાકા થાય છે ત્યારે હું વાઘ જેવો વિકરાળ બની જાઉં છું. અને વળી તરેહવાર ભૂતડાં પણ નજર આગળ નાચતાં દેખું છું. ભૂખે મરવાથી એવું દેખાય જ !'

લાલાને એમ લાગ્યું કે આ જંગલી બેવકૂફનાં વચનોમાં કોઈ ગુહ્ય તત્ત્વવિવેક સમાયેલો છે એવો વિચાર થયો એટલું જ નહિ પણ તે વાતનું પ્રત્યક્ષ પ્રમાણ પણ થયું કે જેમજેમ પોતે જમતો ગયો તેમતેમ ગતરાત્રિનો ઇતિવૃત્ત[2] તથા મત્સ્યેંદ્ર પોતાને તજી ગયાથી તેના ઉપરનો ક્રોધ એ બધું શાંત પડતું ચાલ્યું. બારી ખુલ્લી હતી. વિશ્વમાત્ર આનંદમાં હતું. ગુરુદાસ પણ તેવા જ આનંદની લહેરમાં હતો. સાહસ, યાત્રા, રામા ઇત્યાદિ અનેક વાતો વિષે ગુરુદાસ એવી લટકથી લલકારતો હતો કે એના કહેવામાં હરકોઈ સાંભળનારને પણ રસ પડ્યા વિના રહે નહિ. પરંતુ જ્યારે ગુરુદાસે પેલી અષ્ટમીની ગોપિકાનાં નેત્ર, અધર, દંત આદિનાં વર્ણન આલાપવા માંડ્યાં ત્યારે તો લાલાજી ગરક જ થઈ ગયો.

આ ગુરુદાસ પ્રત્યક્ષ પશુવૃત્તિની જ મૂર્તિ હોય તેવો હતો. મહાતપશ્ચર્યા કરતા ઋષિમુનિઓનો તપોભંગ કરવામાં ઇંદ્રને એના જેવો સહાયક હોત તો બાકી ન રહેત. એટલે એના સંભાષણની અસર લાલાજીને કેવી અને કેટલી થાય તે સમજવાનું સહજ છે. પરંતુ જ્યારે ગુરુદાસ

૨ વૃત્તાંત.

ફરી આવવાનું વચન આપી રામરામ કહીને ચાલતો થયો ત્યારે લાલાજીનું મન કાંઈક વધારે ગંભીર અને વિચારગ્રસ્ત થયું. મત્સ્યેંદ્રે કહ્યા પ્રમાણે જ પેલા રસાયનની અસર થઈ. લાલાજી આમતેમ ફરતોફરતો ઘડીમાં ભવ્ય ખંડેરો તરફ, ઘડીમાં પોતાના ઓરડાની ભીંતો તરફ, ઘડીમાં બહારની વિશ્વલીલા ઉપર નજર ફેંકતો હતો, તેમતેમ એના મગજમાં કોઈ ભવ્ય સાહસ, કોઈ અતુલ પરાક્રમ સાધવાના અનેક તરંગો ઊભરાતા હતા.

'મત્સ્યેંદ્ર મને પોતાનું જ્ઞાન આપવાની ના પાડે છે! અસ્તુ. પણ મારો હુન્નર તો કાંઈ એણે લઈ લીધો નથી!'

'ત્યારે શું લાલાજી! જ્યાંથી આરંભ કર્યો હતો ત્યાં જ તું પાછો જાય છે? ગુલાબસિંહે જે ભવિષ્ય ભાખ્યું હતું તે જ ખરું ઠર્યું!'

આવો વિચાર કરી ફરતોફરતો લાલાજી ગુરુ મત્સ્યેંદ્રના ઓરડામાં આવી પહોંચ્યો, તો ત્યાં એક ફૂલડી સરખી પણ પડી ન હતી, એક સૂકો છોડ સરખો પણ દિવ્ય વનસ્પતિસમૂહમાંનો ત્યાં હાજર ન હતો. પેલો ભવ્ય ગ્રંથ પણ ક્યાં યે જતો રહ્યો હતો. પેલું રસાયન અદૃશ્ય થઈ ગયું હતું! આમ છતાં પણ એ ઓરડામાં કોઈ અપૂર્વ ભવ્યતાનો મંત્ર વ્યાપી રહ્યો હોય એમ લાલાજીને લાગ્યું. તેની અસરથી એના મનમાં કાંઈક નિર્માણ કરવાની, કાંઈ પ્રાપ્ત કરવાની જે ઇચ્છા જાગ્રત થઈ હતી તે બળવતી થવા લાગી. ઇંદ્રિયગ્રાહ્ય વિષયસુખની પારની કોઈ સ્થિતિ માટે વૃત્તિ ખેંચાવા લાગી. નિરંતર ટકે તેવું કાંઈ કરવામાં જ પ્રતિભા પોતાને અમર કરી શકે છે, તેજ તેનું નિત્ય જીવન છે, તેની તરફ લાલાજી! તારું મન આકર્ષાવા લાગ્યું.

પણ તારી વૃત્તિને તું તારા બુદ્ધિબળના યોગથી કાંઈક કરીને સંતોષે તે માટેનાં સાધન ક્યાં છે? તારી પીંછી, તારાં કચોલાં, તારા રંગ ક્યાં છે! એ હરકત કશા હિસાબની નથી. ખરા પ્રતિભાવાળા નરોએ સાધનોના અભાવની દરકાર કરી છે જ ક્યારે! તું હવે તો તારા પોતાના ઓરડામાં પાછો આવ્યો છે. સાફ ધોળેલી ભીંત તે જ તારું ચિત્રપટ છે, કોયલાનો એક કટકો તારી રંગભરી પીંછી છે. એટલા થકી જ તારી કલ્પનામાં ઉદય પામતા ચિત્રની આકૃતિમાત્ર પણ આલેખી સ્થિર કરી શકાશે.

નહિ તો પ્રાતઃકાલ સુધીમાં તો તે ક્યાં યે ગુમ થઈ જાય.

આ પ્રકારે એ ચિતારાના મનમાં જે તરંગ ઊઠ્યો હતો તે ખરેખર ભવ્ય અને ઉન્નત હતો. ધર્મરાજાની સભામાં યમદૂત પ્રેતને લઈ આવે છે અને ત્યાં ચિત્રગુપ્ત પોતાનો ચોપડો લઈ તેનાં શુભાશુભ કર્મનું વર્ણન કરી તેને આગળ સ્વર્ગમાં જવા દેવું કે નરકમાં નાખવું એનો નિર્ણય માગે, એ વૃત્તાંત યથાર્થ ચીતરવાની આ સમયે લાલાજીને કલ્પના થઈ હતી. લાલાજીને ખબર ન હતી પણ આ પુરાણકથાનો ગૂઢાર્થ મત્સ્યેંદ્રે પુસ્તકોમાં ન મળી શકે તેવા અનેક વાસ્તવિક ખુલાસાથી સમજાવ્યો હતો. તેનો સંસ્કાર પોતાના મનમાં જે પડેલો તે જ આ પ્રકારે પ્રકટ થઈ કલ્પનાને પ્રેરતો હતો. એક ઘણા બલિષ્ઠ અને વિસ્તીર્ણ રાજ્યનો માલિક કોઈ મહારાજા છે, તેનું પ્રેત ધર્મસભામાં ઊભું છે; એની સામે જીવતાં તો પવન પણ વિરુદ્ધ વાયો ન હતો તો મનુષ્ય તો એનું અવળું બોલ્યાં હોય એવો સંભવ જ ક્યાં? પરંતુ હવે ભોંયરામાં સાંકળેલા નિરપરાધી જીવોનાં શુષ્ક પ્રેત, નિર્દોષ કુમારિકાઓની પ્રકુપિત આકૃતિઓ, ગરદન મારેલા અને કાપી નંખાવેલા અનેક મનુષ્યનાં ખોખાં ચિત્રગુપ્તની પાસે ઊભાં છે; અને ચિત્રગુપ્ત તે રાજાનો ઇતિહાસ વાંચતાં તેમની સાક્ષી પૂરાવે છે, એ વૃત્તાંત લાલાજીની કલ્પનામાં તાદૃશ થઈ ચિત્રરૂપે બહાર આવવાની તૈયારીમાં હતો.

તારી કલ્પનાના નિર્મળ પ્રકાશ ઉપર ગુપ્તવિદ્યાનાં સાધનોએ જે ઝાંખાપણું આણી દીધું હતું તેમાંથી આવું ભવ્ય ચિત્ર એકાએક ઉદય પામ્યું એ આશ્ચર્ય છે! રાત્રિનો ભય અને આખા દિવસનો પશ્ચાત્તાપ, તે સર્વનો પ્રત્યાઘાત આવી ભવ્ય કૃતિરૂપે થાય એ અતિ આશ્ચર્ય છે! વાહ! કેવી સ્ફૂર્તિથી ને કેવી દૃઢતાથી તારો હાથ ચિત્રની રેખા આલેખી જાય છે! સાધનો આવાં અયોગ્ય છતાં કૃતિને જોતાં શિખાઉ કરતાં ઉસ્તાદનો હાથ કેવો સ્પષ્ટ જણાઈ આવે છે! પેલા રસાયનની અસર હજી તો તારા મગજમાંથી ગઈ નથી; પરંતુ જે ઉચ્ચતર જીવિત તને ન મળ્યું તે જ સૂક્ષ્મ સૃષ્ટિનાં સત્ત્વોને તું કેવાં તાદૃશ ચીતરે છે! ખરેખર! કોઈ શક્તિ, જે તારી પોતાની નથી તે જ આ ભવ્ય સંજ્ઞાઓ તારે હાથે

આલેખાવે છે. સ્વર્ગનો દેખાવ દૂર જણાય છે અને દેવલોક ત્યાંથી ધર્મસભાને વિલોકી રહ્યા છે. આ ધર્મસભા થઈ; ઘણાક દેવ, ઋષિ રાજર્ષિ આદિ તેમાં વિરાજે છે. આ એક છેડે પેલો પ્રેત ઊભો છે. ચિત્રગુપ્તની આંખ જરા કરડી થઈ છે : વાહ ! બહુ સરસ કર્યું ! પેલી કુમારિકા, પેલા નિર્દોષ બંદીવાન, બધાંનાં ધૂમ્ર જેવાં ફીકાં પ્રેત આંગળી કરી રાજાના પ્રેતને બતાવવા લાગ્યાં ! અહો ! લાલાજી તારી કલ્પના એક અતિ ઉન્નત સત્યનું જ રૂપક છે. તારી યોજના કોઈ પણ પ્રતિભાવાનને કીર્તિ અપાવે તેવી છે. અધિકાર અને અન્યાયના મદથી અંધ બની પ્રાપ્ત કરેલું વૈર મૂઆ પછી પણ ભોગ થઈ પડેલાં જન વાળ્યા વિના રહેનાર નથી જ ! લાલાજી ! આ ચિત્રરૂપ જાદુ, જ્ઞાન તેજ, ફૂલડી અને રસાયનના પ્રયોગ કરતાં વધારે સારું છે. ઘડી બે ઘડી પ્રહર, અનેક ચાલ્યાં ગયાં, હજુ કામ ચાલતું જ છે. તેં દીવો પેટાવ્યો છે. રાત્રે પણ તું મંડ્યો જ રહ્યો છે. રે દૈવ ! આસપાસની હવા શાથી ટાઢી હિમ થઈ ગઈ ! દીવો કેમ ઝાંખો પડ્યો ! તને કેમ રોમાંચ થયાં ! પેલી–પણે–અરે ! બારીએ ! તારા ઉપર જોઈ રહી છે, પેલા કાળા અવગુંઠિત, બીભત્સ, સ્વરૂપની–રાક્ષસી ક્રૂરતાભરી, મનોવેધક વ્યાપારમાં નિપુણ આંખો !

લાલાજી અટક્યો, ઊભો થઈ રહ્યો. સ્તબ્ધ થઈ ગયો. એ આંખો કલ્પના ન હતી. એ આંખોવાળી આકૃતિ બોલતી ન હતી, પણ એ દૃષ્ટિનો ઉષ્ણ પ્રપાત સહન ન થઈ શકવાથી લાલાજીએ પોતાની આંખે હાથ દઈ દીધા. એકદમ ચમકી ઊઠીને થરથર ધ્રૂજતા એ હાથ એને પાછા લેવા પડ્યા. એ અનામિક સત્ત્વ પોતાની પાસે જ હોય એમ લાગ્યું, એ તો પેલા ચિત્રની પાસે જ જઈને ઊભું ને તે જ સમયે પેલી ચિત્રમય આકૃતિઓ જાણે ભીંત ઉપરથી ચમકી ઊઠી. જે ધૂમ્રવત્ પ્રેત એણે જ આકૃતિરૂપે આહુત કર્યાં* હતાં તે હવે ખરેખરાં હોય તેમ એને પોતાને હસવા લાગ્યાં ને એને ડરાવવા લાગ્યાં ! જેથી એના આખા શરીરને આચકો લાગી ગયો અને પરસેવાના રેબઝેબ વછૂટ્યા. ઘણા પ્રયત્નથી એ જવાને આ મહાભયમાં સાવધાની ઠેકાણે આણી પેલા આવેલા સત્ત્વ તરફ પોતે

* આહુત કર્યાં–બોલાવ્યાં.

ગયો, તેનો દૃષ્ટિપાત સહન કરી રહ્યો ને દૃઢ શબ્દે તેને પૂછવા લાગ્યો કે તું શા માટે આમ કરે છે ?—એમ તેના સામર્થ્યનો એ તિરસ્કાર કરવા લાગ્યો.

અને એમ થતાની સાથે જ જેમ કોઈ ઊંડા ભોંયરામાંથી પવનનો પ્રતિઘાત સંભળાય તેમ તેનો શબ્દ સંભળાયો. તેણે શું કહ્યું ? શું શું પ્રકટ કર્યું ? તે બધું મોઢે કહેવાની કે કલમે લખવાની રજા નથી. પેલા દિવ્ય રસાયનના પાનથી જે શરીરને સૂક્ષ્મ જીવિતનો લાભ થયો ન હોય તે શરીર આ મહાભયના સમયે ચૂરા થઈ ગયા વિના રહ્યું ન હોય; સ્મશાનમાંના ભૂતપ્રેતની સામા થવું કે પિશાચોના અતિ બીભત્સ આનંદોત્સવનો ભય સહન કરવો અને રક્તવસામાંસચર્મઅસ્થિના કીચડમાં પગ્યાપગ્યા તે બધું સહેવું એ સર્વ અવગૂંઠન× દૂર કરી સ્પષ્ટ દૃષ્ટિએ આણેલી એ અનામિક સત્ત્વની આકૃતિને જોવી અને તેનો સાદ સાંભળવો તેના કરતાં લાખ દરજ્જે સારું કહેવાય.

*

બીજે દિવસે લાલાજી એ ખંડેર મૂકી નાઠો. આકાશ પર્યંત ગતિ પ્રાપ્ત કરવાના કેવા મહાઉત્સાહથી એણે એમાં પ્રવેશ કર્યો હતો અને જીવતા પર્યંત ન ભુલાય અને પશ્ચાત્તાપ તથા ક્લેશ સાથે સ્મરણ કરવા પડે એવા શા અનુભવથી એને એ સ્થળ મૂકવું પડ્યું !

## ૨ : બે મિત્ર

ટાઢ ઘણી પડે છે, શગડીનાં લાકડાંને ખંખેરો; અંગારા જાગ્રત કરો, દીવો સંકોરો. વાહ ! શી સુખાકારી શાંતિ અને વ્યવસ્થાનું રમ્ય સ્થાન ! ધન્ય છે તને—ખરી દુનિયાદારીની જ તું મૂર્તિ છે !

છેલ્લા પ્રકરણમાં જે વૃત્તાંત કહ્યો તે સમય પછી થોડાક સમય ઉપરની વાર્તા આપણે અવલોકીએ છીએ. આપણે હવે ક્યાં આવ્યા છીએ ચંદ્રપ્રકાશમાં રમતા ગંગાતરંગને કાંઠે નહિ કે નહિ ભવ્ય અને ભયપ્રેરક ખંડેરોની અગાધ ભવ્યતાને આરે—આપણે અત્યારે તો વીસ ગજ લાંબા

× આવરણ

અને પંદર ગજ પહોળા દીવાનખાનામાં ઊભા છીએ. બિછાનાં, ગલીચા, ઓાદીતકિયા, ચાદરો, રોશની, ભીંતો ઉપર ભાતભાતના ચિત્રના તકતા, એ બધાં લાગી રહ્યાં છે, ત્યાં દાખલ થયા છીએ. શેઠ રામલાલ કોટા શહેરના મુખ્ય શરાફ ! ખરેખર તું ઠીક ફાવ્યો છે ! તારી સ્પર્ધા કોઈ ને પણ કરવાની ઇચ્છા થાય એવી તારી સ્થિતિ છે ! પૈસાની છોળોમાં રમતાં તું પૈસાને જ પરમેશ્વર માની કશાનો હિસાબ ગણતો નથી. બધું પૈસાને નમે છે, વિદ્યા, કળા, ચાતુરી બધું પૈસાની હેઠે છે, એમ માની મહાશઠ અને અભિમાની થઈ ગયો છે. લાલાજી તને કોઈવાર સાંભરે છે, પણ તું પોતે જેવો ફાવ્યો તેવો એ ન ફાવ્યો એટલો જ વિચાર તારા હૃદયને સંતોષ પમાડી તારા મનમાંથી ચાલ્યો જાય છે.

દિલ્હી તરફ રખડી આવ્યા પછી નામુંઠામું તપાસી કાબેલ થવા માટે પ્રયત્ન કરવાનું રામલાલને ફાવ્યું અને એના પિતાના મરણથી એને એક સારી નામાંકિત પેઢીમાં મુનિમની જગ્યા મળી. આ પેઢી તેના કાકાની હતી અને તેને પેટ સંતાન હતું નહિ એટલે ચારે દહાડે તેનો માલિક પોતે થયો. રામલાલે આ પેઢીને ઉત્તમ પંક્તિએ લાવવાના પ્રયાસમાં કશું બાકી રાખ્યું નહિ. એક તરફ આ પ્રયાસ ચાલતો રહ્યો તેમ બીજી તરફથી પોતાના ગૃહસુખ માટે પોતે પરણવાનો પણ યોગ સાધ્યો. પોતે ઊંચા કુળનો હતો છતાં પહેરામણીની લાલચે એણે અયોગ્ય સંબંધ બાંધ્યો નહિ. રામલાલ પૈસાનો લોભી હોવા કરતાં દુનિયાદારીના ડહાપણનો ચાહનાર વધારે હતો. એને પ્રેમના કોઈ કલ્પિત ભાવ ઉપર આસક્તિ ન હતી. એના ડહાપણ પ્રમાણે એને એમ સ્પષ્ટ ખાતરી હતી કે જે ગૃહિણી કરવી તે ખરેખરી સહચરીરૂપ થાય તેવી કરવી. એક કલ્પિત પ્રેમના વેપારના સટ્ટાના સાધનરૂપ ન વહોરવી. કાંતિ કે તીવ્ર બુદ્ધિની એને દરકાર ન હતી. પણ તંદુરસ્તી અને ખુશમિજાજ તથા કામ પડતી અક્કલ એ જ એને જરૂરનાં લાગતાં હતાં; અર્થાત્ એણે પોતાની બુદ્ધિના તર્ક અનુસાર જ પત્ની આણી. પ્રેમના પ્રભાવથી તણાઈને પસંદગી કરી નહિ. એની નાતમાં મોટી ઉંમરની કન્યાઓ મળવી સુલભ હતી; એટલે આ પ્રમાણે કરવામાં એને કશી હરકત પણ પડી નહિ. પ્રારબ્ધયોગે એની પસંદગી નીવડી

પણ ફત્તેહવાળી. રામલાલની વહુ બહુ સારી યુવતી હતી—ધાંધળિયણ વ્યવસ્થા રાખનારી, કરકસરવાળી પણ પ્રેમાળ અને ભલી હતી. જરા મનસ્વી હતી પણ કપરી ન હતી. ગૃહિણીનો હક કોઈ ઘરમાં કેટલો જોઈએ તેની તેને બહુ દૃઢભાવના હતી અને સુખ શાથી પેદા થાય તેના વિચાર તેના મનમાં પ્રધાન હતા. પોતાના પતિને જે બીજી ઉપર નજર સરખી કરતાં દેખે તો તેને જરા પણ માફ કરતી ન હતી, પણ તેના બદલામાં પોતે બહુ ઉત્તમોત્તમ નીતિને માર્ગે ચાલતી. પરપુરુષો સામું જોવું, ઠઠ્ઠામશ્કરી કરવી કે વાતો કરવી. એ બધી વાતો જે અતિ જૂજ હોવા છતાં ઘણાંક ઘરમાં ભારે સળો દાખલ કરી દે છે અને અસ્થિર મનની સ્ત્રીઓને મહાકષ્ટના ખાડામાં દોરી જાય છે, તેને એ બહુ જ ધિક્કારતી. છતાં પણ પતિમાં જ આખું હૃદય રોકવું એ વાતને તે પસંદ કરતી નહિ. પોતાનાં માતાપિતા, ભાઈભાંડુ, કાકા, મામા, માસી, મિત્રો સર્વને માટે થોડોથોડો પ્રેમ બાકી રાખતી. મતલબ કે તે સગાસવાદણ પણ પૂરી હતી અને એવા સંબંધો કાયમ રાખવામાં કદાપિ રામલાલ ન હોય ત્યારે લાભનો સંભવ વિચારી બહુ કાળજી રાખતી. ખાવાપીવાનું પણ બહુ સારી જાતનું તેને ગમતું અને શક્તિ પ્રમાણે તેમ રાખી શકાય એમ પણ હતું. તેનો સ્વભાવ એકસરખો જ રહેતો. પણ કવચિત્ રામલાલને એકબે સપાટા મારવા હોય તો ચૂકે તેમ ન હતું. રામલાલે ચોખે પગે ગાદી ઉપર બેસવું એ વાતની તેને બહુ કાળજી રહેતી; કેમકે ચાદરો વારેવારે ધોવડાવવાથી ખરચ બહુ થતું ને લૂગડાંની આવરદા ઓછી થતી. એનો મિજાજ ગરમ ન હતો તોપણ ગુસ્સે થાય ત્યારે જોઈએ તેટલી ગરમી તે બતાવી શકતી. ધીમેથી ગંભીરતા સાથે રામલાલને અડાવતી, પોતાના ગુણની વાત તેને સંભળાવી દબાવતી, પોતાના કાકાનો મરતબો અને તેની ત્રીસહજારની દોલત જે તે લાવી હતી તેનો તાનો× મારતી. પરંતુ રામલાલ પણ ખુશમિજાજી માણસ હતો એટલે પોતાની ભૂલ કબૂલ કરી ગુણને વખાણતો, એટલે સમાધાન થઈ જતું.

ઘેરઘેર માટીના ચૂલા, બૈરાં—બાયડાને ઠીકાઠીક તો ન જ ચાલે, પણ

× મેણું.

રામલાલના ઘરમાં થોડામાં થોડા કજિયા થતા. રામલાલની વહુને ભપકાદાર સાડીઓ અને કિનખાબની ચોળીઓનો કાંઈ ભારે શોખ નહોતો, તેમ કંગન, તુશી, હાંસડી, કુપિયા, કડાં વગેરેનો પણ ભભકા ખાતર આદર ન હતો; તથાપિ પોતાની પ્રતિષ્ઠા અને પોતાના ઘરની આબરૂ સચવાય એટલાં લૂગડાંઘરેણાં વિના તેને ચાલતું નહિ. એટલે એક જાતનાં લૂગડાં-ઘરેણાં રાતદિવસ શરીરે ભેરવી મૂકવામાં હલકાઈ કે ગરીબાઈ સમજતી હતી. તેથી સવારે, બપોરે ને સાંજે ત્રણ જુદાજુદા પોશાક અને જુદાં-જુદાં ઘરેણાંની જણસો પોતે પહેરવાની કાળજી રાખતી. ઊઠીને દાતણ કરે ત્યારે એક હોય, તો જમીને બદલે તે વખત બીજું થાય અને સાંજે દેવ-દર્શન કે છેડાબેસણે જતાં ત્રીજું ધારણ કરે. તેની કાંતિ પણ સારી હતી. પરંતુ તેના લાંબા નાકને લીધે તે હતી તે કરતાં જરાક વધારે ઘરડી જણાતી હતી. એને ધર્મ ઉપર સારી શ્રદ્ધા હતી, બે આંકડા ભણેલી હતી એટલે ગીતા તથા વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરતી ને દેવમંદિરમાં જઈ રામાયણ કે ભાગવતની કથા સાંભળતી, એમાં પણ પ્રતિષ્ઠાની વાત મુખ્ય હતી.

શિયાળાની પોષ મહિનાની ટાઢ પડવા લાગી હતી, એવે સમયે રાત્રિએ આ જોડું ગામબહારના મહાદેવનાં દર્શન કરી ઘર આગળ આવીને શગડીએ તાપતું બેઠું છે. બાઈ એક તરફ બેઠાં હતાં ને ભાઈ એક તરફ બેઠા હતા.

'ખરેખર પ્યારી! લાલો ગમે તેવો ગાંડિયો હતો તોપણ ઘણો જ વહાલો લાગે તેવો અને પ્રેમાળ સોબતી હતો. તને એ ઘણો જ પસંદ પડત. બધી સ્ત્રીઓને પસંદ પડતો.'

'ચાલો ચાલો આવી તે વાત કેવી! માફ કરજે, પણ બધી સ્ત્રીઓને પસંદ પડતો એટલે શું?'

'હું ભૂલ્યો, ખરી વાત છે, મારી કહેવાની મતલબ એટલી જ છે કે સ્ત્રીઓની આનંદી જાતને તે વધારે મળતાવડો થઈ પડતો?'

'ત્યારે તો હશે કોઈ ફક્કડ, વહી ગયેલો.'

'ના ના, વહી ગયેલો તો નહિ; જરાક અસ્થિર મનનો—બહુ જ

વિચિત્ર—પણ વહી ગયેલો તો નહિ જ. બહુ સાહસવાળો અને માથાનો ફરેલો પણ શરમાળ અને ગરીબ પ્રકૃતિનો—ટૂંકામાં બૈરાને સારો લાગે એવો. એ વાત તો ઠીક પણ એના વિષે જે વાત મેં સાંભળી છે, તેથી મને બહુ ઉત્સુકતા વધી છે. એમ સાંભળ્યું છે કે કોઈ ઘણી જ વિલક્ષણ અને અનિયમિત રીતિએ તે રહે છે, આમતેમ રખડે છે ને બહુ ખર્ચમાં પણ ત્યારે તો આવી પડ્યો જ હશે!'

'ખર્ચની વાત ઠીક કહી; આપણે પણ આપણો મોદી બદલવો જોઈએ, રસોઇયા સાથે કાંઈક મસલત સમજાય છે.'

'એમ હોય તો બહુ ખોટું—પણ એનું સીધું સારું આવે છે. અહીંના ચાકર તો એવા જ હોય છે, પણ આ બિચારો લાલો!—'

આવી વાત ચાલે છે ને 'લાલો' એટલો જ શબ્દ જ રામલાલના મોઢામાંથી નીકળ્યો છે તેવામાં જ કોઈએ બારણાં ઠોક્યાં ને શેઠાણી ચમકી ઊઠ્યાં: 'વળી અત્યારે તે કોણ હશે! દશ ઘડી તો રાત ગઈ છે!'

'વખતે તારા કાકા હશે.' રામલાલે જરાક કરડાકામાં કહ્યું ને ઉમેર્યું: 'એમની મહેરબાનીની ઘણીખરી આ વખતે જ થાય છે.'

'પ્રિયતમ! હું આશા રાખું છું કે મારાં કોઈ સગાં તમને ભારે તો નહિ જ પડતાં હોય. મારા કાકા બહુ આનંદી માણસ છે ને વળી પોતાની મિલકતના પોતે જ પૂરા માલિક છે.'

'એ જેવું બીજું કાંઈ મને વધારે પ્રિય નથી.' એમ રામલાલે 'એ' ઉપર જરાક ભાર દઈને ઉત્તર આપ્યો.

એટલામાં ચાકર લાલાજીને અંદર લઈ આવ્યો.

'લાલાજી!' શેઠાણીએ સહજ આશ્ચર્યપૂર્વક કહ્યું: 'અહો! અત્યારે આજ—આટલે દહાડે ક્યાંથી?'

ઘણા વખતના વિયોગ પછી મળતાં પૂર્વના સ્નેહસંસ્કાર જાગ્રત થઈ જેવા ભાવથી બે મિત્રો મળે તેવા ભાવથી લાલાજી અને રામલાલ પરસ્પર ભેટ્યા. તુરત જ રામલાલે પોતાની પત્નીનું લાલાજી સાથે વધારે ઓળખાણ કરાવ્યું અને તેણે બહુ ગંભીર વદને જરા સ્મિતપૂર્વક પણ પોતાના પતિને લાલાજીના હાલહવાલ ઉપર ઇશારો મારતાંમારતાં 'તમે આવ્યાથી અમે

બહુ રાજી થયાં' એમ કહ્યું.

રામલાલથી છૂટ્યો તે પછીથી તો લાલાજી કેવળ બદલાઈ ગયો હતો. વર્ષ તો માત્ર બે જ થયાં હતાં પણ એના ગોરા વદન ઉપર જરા શ્યામતા આવી ગઈ હતી. આકૃતિ વધારે પાકી થઈ હતી. આનંદી તારુણ્યના તેજના સ્થાને વદન ઉપર કરચલીઓ આવી ગયેલી હતી અને ચિંતા, ગાઢ વિચાર કે દારૂબાજી અને ઇશ્કનાં લક્ષણ સૂચવતી હતી. એકવારની અતિ વિનય અને વિવેકવાળી રીતભાતના સ્થાને અત્યારે આકૃતિ, વાણી અને વ્યવહારમાં કોઈ વિલક્ષણ પ્રમાદ દર્શન દેતો હતો; ને એ ઉપરથી સભ્ય લોકો જેવો આચાર પાળે તેવા આચારની કશી દરકાર ન કરનાર મંડળમાં લાલાજી રહ્યો હોય એમ અનુમાન થઈ શકતું હતું; છતાં પૂર્વે ન જણાયેલી એવી કોઈક વિચિત્ર ઉદારતા એના આખા દેખાવથી પ્રતીત થતી હતી અને એનાં પ્રમત્ત વચન તથા ચેષ્ટાને કોઈ અપૂર્વ ભવ્યતા અર્પતી હતી.

'રામલાલ! ત્યારે તું તો ઠેકાણે પડ્યો! તને ઠીક પડે છે એ તો પૂછવા જેવું નથી. ગુણ, અક્કલ, પૈસા અને ચારિત્ર એટલાંને સુખ મળવું જ જોઈએ.'

'લાલાજી! વાળુ માટે ચાલશો!' શેઠાણીએ ધીમેથી પૂછ્યું.

'ના—મને ભૂખ નથી—હું અને રામલાલ સમજી લઈશું, રામલાલ! લાલ શીશો મંગાવ—મારાં ભાભીની આપણે કશી ફિકર નથી—એમની માફી માગી આપણે મોજ કરીશું.'

રામલાલની વહુ તો મનમાં હરિહરિ કરતી અંદરના ઓરડામાં જઈને સૂઈ જ ગઈ. રામલાલ ઉત્તર આપે તે પહેલાં તો લાલો ચોતરફ જોઈ બોલ્યો: 'અહો! છેવટે કોટા સુધી હું આવ્યો! અહીં તો મને નિરાંત વળશે જ.'

'ત્યારે લાલા! તું માંદો પડ્યો હતો કે શું?'

'માંદો જ તો—હં હં હં—ઘર બહુ સારું છે; રામલાલ! મારા જેવાને પડી રહેવા જેવી ઓરડીઓરડી છે કે નહિ?'

રામલાલે બેચાર હોકારા પાડ્યા પણ શેઠાણી તો બહાર આવ્યાં નહિ. લાલાજીએ કહ્યું: 'મારી શરમ રાખવાનું કારણ નથી' પણ ઉત્તર મળ્યો નહિ. રામલાલનો મિજાજ છેક ખસી ગયો.

'અરે પ્યારી, પ્યારી! આ શું?' છેવટે રામલાલે નરમાશથી કહ્યું ત્યારે તેની પત્નીએ ઉત્તર આપ્યો: 'શું છે?'

રામલાલે કહ્યું: 'મારા મિત્રને સૂવા માટે કયો ઓરડો તૈયાર કરીશું?'

પણ મિત્ર તો તકિયે પડ્યો હતો ત્યાં જ લાંબા ટાંટિયા કરી શગડીમાંના દેવતા ઉપર એકીનજરે જોઈ રહ્યો હતો ને પોતે પૂછેલી વાત તદ્દન વીસરી ગયો હતો.

રામલાલની પત્નીએ જરા મિજાજથી કહ્યું: 'હોવે જ તો—શા માટે નહિ—હમણાં તૈયાર છે—તમારા મિત્રો અહીંઆં ક્યાં પારકું ગણે છે!'

એટલું કહીને એક દીવો સળગાવી ઠસ્સાબંધ શેઠાણી ચાલ્યાં અને બંદોબસ્ત કરીને પાછાં આવ્યાં, ત્યારે તો રામલાલ અને લાલો રામલાલની ખાનગી કોટડીમાં ભરાઈ ગયા હતા.

મધ્યરાત્રિનાં ચોઘડિયાં સંભળાયાં પણ એ તો હાલ્યા યે નહિ કે ચાલ્યા યે નહિ. શેઠાણીએ ત્રણત્રણ વાર કાંઈ ને કાંઈ મિષ કાઢીને બાંદીને તેમની પાસે મોકલી; પ્રથમ પુછાવ્યું કે કાંઈ જોઈશું? વળી કહાવ્યું કે કાંઈ જોઈશું? વળી કહાવ્યું કે લાલાજીને સૂવાની પથારી તૈયાર છે. ત્રીજી વાર પુછાવ્યું કે લાલાજીનો સામાન ક્યાં મૂકવો છે? પણ આ બધા પ્રશ્નોના ઉત્તરમાં લાલાજી મોટે હોકારે 'ભર યાર, ફરી ભર, ઉઠાવ.' એવા જે શબ્દો બોલતો હતો તે જ મળતા હતા.

છેવટ રામલાલ પોતાની પત્નીના ઓરડામાં છેક પરોઢિયે ગયો. તે જરા પણ દિલગીર ન હતો, માફી માગતો ન હતો, કશું નહિ; આંખો દબાતી હતી, મોઢે તેજનો ચળકાટ રમી રહ્યો હતો, પગ લથડતા હતા ને એકાદ ભાગ્યોતૂટો તાન મારવામાં તેને આનંદ લાગતો હતો. શેઠાણીએ ઘણીક આજીજી કરી, ઘણો ધમકાવ્યો, પણ કાંઈ સાંભળે જ કોણ!

# ૩ : લાલાજીનો વેપાર

બીજે દિવસે સવારમાં શગડીએ તાપતાં ત્રણે જણ બેઠાં હતાં, ત્યાં રામલાલની પત્નીએ મહાઅપમાન થયું હોય અને બહુ ખોટું લાગ્યું હોય તેવી આકૃતિ કરી રાખી હતી. રામલાલ તો મૂર્તિમાન પશ્ચાત્તાપ અને ક્રોધપ્રતીકારરૂપ થઈ રહ્યો હતો. માથું દુખે છે એટલા શબ્દો વિના બીજું કાંઈ તે બોલતો ન હતો. પાસે આણેલા દૂધને પાછું લઈ જવા કહેતો હતો. અભેદ્ય, અજ્ઞાત, પરિતાપહીન, પશ્ચાત્તાપ વિનાનો લાલાજી તો ખૂબ આનંદે ચઢી તડાકા હાંકતો હતો અને ત્રણેના બોલવાની ગરજ સારતો હતો.

'ભાભી! રામલાલ બિચારો બદલાઈ ગયો! પહેલાં કેવો આનંદી હતો! એકબે રાત મારી સાથે રહેશે એટલે ઠેકાણે આવી જશે.'

'ભાઈ સાહેબ!' રામલાલની પત્નીએ પ્રથમથી ગોઠવી રાખેલું એક વચન ભાષણ કરવાની છટા ધારણ કરી કહ્યું: 'મને માફ કરજો, પણ તમારે જાણવું જોઈએ કે તમારા ભાઈ થોડા દહાડામાં દીકરાના બાપ થશે ને અત્યારે ઘરના ધણી છે.'

'એટલા જ માટે મને એની અદેખાઈ આવે છે, મારે પણ પરણવું છે, સામાનું સુખ દેખીને આપણને પણ ચેપ લાગે છે.'

રામલાલે મરતાંમરતાં કહ્યું, એવી ઇચ્છાથી કે લાલો ઠીક સપાટામાં આવ્યો છે, 'ચિત્રકલા હજુ ચાલે છે કે નહિ?'

'કાંઈ નહિ; તારી શિખામણ મેં હવે માથે ચઢાવી છે. હવે કશી કલા કે ભાવનામાં મઝા આવતી નથી. પ્રત્યક્ષ જગતમાં જ આનંદ છે. જો હું હવે ચિત્ર કરું તો મને ખાતરી છે કે તું તેને ખરીદે. ચાલ ચાલ યાર, દૂધ પી લે, મારે તારી સાથે બહુ વાત કરવાની છે. હું કોટા સુધી અમથો નથી આવ્યો. મારે પણ હવે કમાવું છે. તો તારા અનુભવની અને તારી સલાહની મારે બહુ જરૂર છે.'

'અહો! ત્યારે તો પેલા કીમિયા અને રસાયનના વિચાર ઊડી ગયા

કે શું ! પ્યારી ! જાણે છે ? અમે છૂટા પડ્યા તે વખત લાલાજીને એ જ ભૂત વળગ્યું હતું.'

'આજ તમે ખુશમિજાજમાં જણાઓ છો.'

'પ્રથમથી મેં કહેલું છે.'

લાલાજી એકદમ ઊભો થયો.

'જવા દે દોસ્ત ! મૂર્ખાઈ અને હઠીલાઈની એ વાર્તા વળી શીદ સંભારે છે ? માણસમાત્ર જે ધંધા કરે છે તેવો કોઈ ખોળી લેવા માટે હું અત્રે આવ્યો છું એમ મેં તને કહેલું જ છે. જેને તું વ્યવહાર કહે છે તેના જેવું સુખકર, ઉન્નત અને આપણા સ્વભાવને અનુકૂળ બીજું શું હોય ? આપણામાં જો કાંઈ શક્તિ હોય તો તેનો ઉપયોગ શો ? તેના બને તેટલા પૈસા કરવા ! હરકોઈ ચીજ ખરીદીએ છીએ તેમ જ્ઞાન પણ ખરીદવું. થોડામાં થોડી કિંમતે ખરીદવું, ઘણામાં ઘણી કિંમતે વેચવું. ચાલ, ચાલ, હવે કેટલીક વાર !'

બંને મિત્રો રસ્તામાં નીકળી પડ્યા. રામલાલની પોતાની આબરૂ, પ્રતિષ્ઠા, પ્રિયા વગેરે બાબત વિષે લાલાજી જે ટોળટપ્પા મારતો હતો, તેથી રામલાલ બહુ શરમ પામતો હતો. પૂર્વે એમ હતું કે રામલાલની કાંઈક અસર લાલા ઉપર હતી. પોતે તેને ઉડાવતો, બનાવતો ને લાલો પોતાની વિલક્ષણતાથી શરમાઈ જતો. હવે વાત અવળી થઈ ગઈ હતી. લાલાના બદલાયેલા મિજાજમાં કોઈ એવો આવેશ ભરાયો હતો કે રામલાલની પ્રકૃતિનું સાધારણપણું તેના આગળ દબાઈ જતું હતું. લાલો એમ જ માનવામાં સામર્ષ× આનંદ સમજી લેતો કે દુનિયામાં જે લોક સીધું જીવન ગાળે છે તે નીચ અને ગર્હ્ય જ છે.

'ખરેખર,' તે બોલી ઊઠ્યો : 'પ્રતિષ્ઠિત રીતે લગ્ન કરી લેવાનું તું મને કહેતો હતો તે બરાબર હતું એમ કરી આબરૂદારમાં ગણાવું ખરું હતું. આખી દુનિયા અને પોતાની બૈરીથી રાતદિવસ ડરતા જ રહેવું જોઈએ; ને એમ ગરીબ લોકની અદેખાઈને અને પૈસાદારને માનને પાત્ર થવું જોઈએ. જે વાત તું કહેતો હતો તે તેં કરી બતાવી છે. બહુ સુખ !

× ક્રોધ સહિત

દહાડે દુકાનના ચોપડા અને રાતે ગોદડામાં ભાષણ! અહો, હો! કેમ દોસ્ત! ફરી એવી રાત મચાવીશું?'

રામલાલે કચવાટ અને નિર્વેદથી વાત લાલાના વ્યવહારકાર્ય ઉપર ફેરવી નાખી. એ ચિતારાએ એકાએક દુનિયાદારીનું જે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું તે જોઈ રામલાલને આશ્ચર્ય લાગ્યું. અને વધારે નવાઈ તો બજારમાં ચાલતા બધા ભાવતોલ વિષે જે ચોક્કસપણાથી લાલો વાત કરતો હતો તેથી લાગી. ખરેખર લાલો નક્કી દુનિયાદારીમાં પડવાની તૈયારીમાં હતો— એને પૈસા અને પ્રતિષ્ઠાની ઇચ્છા થઈ હતી અને પોતાના પૈસાના ઓછામાં ઓછા બાર આના ઉપજાવવાનો એનો નિશ્ચય હતો.

લાલો થોડાક દિવસ પોતાના વેપારી મિત્ર સાથે રહ્યો, પણ તેટલામાં એના આખા ઘરને ઊંધુંચતું કરી નાખ્યું. રાતને દિવસ કરી મૂકી. વ્યવસ્થાને અવ્યવસ્થા બનાવી દીધી. રામલાલની પત્નીને ગાંડા જેવી બનાવી દીધી અને રામલાલને એમ ખાતરી બેસાડી દીધી કે હું ઘણો જ બાયડીને તાબે થઈ થયેલો દુ:ખી ભાયડો છું. આટલું પરાક્રમ પ્રકાશી એ અપશકુનિયાળ મેમાન જેમ આવ્યા હતા તેમ એકાએક અદૃશ્ય થઈ ગયા. એક ભવ્ય ઘર રાખ્યું. નોકરચાકર જમાવી દીધા. બડાબડા શેઠ સાહેબજાદાઓની મહોબત કરવા માંડી ને ધંધો અફીણના સટ્ટાનો ચાલતો કર્યો. બહુ મોટો ખટપટીઓ હોય તેવો લાલો જણાવા લાગ્યો. મોટામોટા કિસ્સા ઉઠાવે, ઝટપટ હિસાબ ગણી કાઢે ને હાથેળીમાં દિલ્હી બતાવે! રામલાલને એણે પોતાના બળથી અને વિજયથી છક કરી નાખ્યો. રામલાલને ધીમેધીમે એની ઈર્ષ્યા થવા માંડી. પોતાને નિયમિત રીતે જે પાંચ ટકા મળ્યા જતા તે ઉપર કંટાળો આવવા માંડ્યો. લાલો એકાદ સટ્ટો કરે કે સોનાનો ઢગલો મહાસમુદ્રની ભરતી પેઠે એના ઉપર ઊભરાઈ આવતો. અનેક વર્ષ ચિત્ર ચીતરતાં જે ન બન્યું હોત તે ક્ષણમાં બની જતું! આવું ચાલતું હોય તેમાં જ એકાએક લાલો નરમ પડી જતો ને વળી કાંઈક નવા તરંગમાં દોડતો. રસ્તામાં યોદ્ધાઓને જતા દેખે તો અહા! આ ધંધો ઉત્તમ છે એમ જ ધારે; કોઈ કવિની વાહવાહ સાંભળે કે તેની કીર્તિ કેવી અમર છે એમ વિચારે. એમ કરતાં કાવ્યરસના ઉપર જ લત લાગી ને

તેમાં પણ વાહવાહ સારી કહેવાઈ, પણ વળી મન બદલાયું. વિવેક અને વિચારવાળા જે મંડળમાં પોતે ફરતો હતો તેને એકાએક તજી દીધું. જુવાન તથા છકેલા સોબતી શોધી કાઢયા ને એ મોટા શહેરના બેફામ મોજશોખમાં જ તે ડૂબી ગયો. પણ ગમે ત્યાં હોવા છતાં એનામાં અમુક આત્મિક બળ સતેજ જણાયે જતું. બધે પોતે જ મોખરે થવું એમ એની ઇચ્છા રહેતી. બધામાં પોતે ઉત્કૃષ્ટ થવું એ લક્ષ આગળ આવતું. તુરત વેળા ગમે તેવી વાતમાં પોતે લીન થઈ ગયો હોય, પણ થોડી જ ક્ષણમાં જે પ્રતિઘાત થાય તે ઘણો જ દુઃખરૂપ જણાતો. કોઈ કોઈવાર ઘણા ગંભીર અને ઊંડા વિચારમાં ગુમ થઈ જતો. એની બધી રીતભાત, એના મનની સ્થિતિ, કોઈ માણસ કાંઈ ભૂલી જવા ઇચ્છતો હોય તેના જેવી હતી. એને જે શાંતિ મળતી તે પણ ભુલાયેલી વાત પછી આવીને કાળજું કોરી ખાતી હોય તેવા માણસને જે મળે તેવી હતી. રામલાલને હવે તો એ મળતો નહિ; બન્ને જણા એકબીજાને મળવા ચાહતા પણ નહિ. લાલાજીને કોઈ મિત્ર ન હતો—કોઈ વિશ્વાસપાત્ર ન હતું.

## ૪: અંબિકા

લાલાજીનો વ્યવહાર આ રીતે નિરંતર એક પ્રકારના જ્વરની ગાંડાઈમાં જેમ તે દોડાદોડ કરતો હોય તેવો હતો. નિયમિત કાર્યપરાયણતા જેવું તેમાં કશું ન હતું. આવી ક્ષુબ્ધ અને ચંચલ સ્થિતિમાંથી તેને જાગ્રત કરે એવું કોઈ આ સમયે આવી મળ્યું. તેના આવવાથી લાલાને બહુ સુખ થયું. એની એક નાની બહેન એની કાકી પાસે રહેતી હતી. નાનો હતો ત્યારે લાલાજી આ બહેનને ઉત્તમોત્તમ પ્રેમથી ચાહતો હતો. માતાપિતાના મરણથી એકલી પડેલી આ બાળા પોતાની કાકી સાથે રહેતી હતી; પરંતુ તે પણ હાલ મરી ગઈ એટલે એને કોઈનો આધાર રહ્યો ન હતો. તેણે પોતાના ભાઈને કોટા સુધી આવ્યો જાણી એક ઘણો દયાભર્યો પત્ર લખ્યો, જે વાંચી લાલાની આંખમાં આંસુ આવ્યાં અને અંબિકા પોતા ભેગી આવીને રહી ત્યાંસુધી તેને શાંતિ વળી નહિ.

અંબિકાની ઉંમર આ વખતે આશરે અઢારેક વર્ષની હતી. પણ હજુ તેને યોગ્ય વર મળ્યો ન હતો. એટલી જ વયે એના ભાઈમાં જે છટકેલા જેવો સ્વભાવ અને ઉગ્ર ઉત્સાહ જણાતાં હતાં તે આ બાળામાં ન હતાં, એમ નહિ પણ તેની બાહ્યાકૃતિ બહુ શાંત અને સરળ હતી, એટલે તે બહાર પડી આવતાં ન હતાં. પરંતુ આ છટકેલાપણું અને આ ઉત્સાહ એના ભાઈમાં જે પ્રકારનાં હતાં તે કરતાં અતિ વિશુદ્ધ અને ઉત્તમ પ્રકારનાં આ બાલિકામાં હતાં એમ કહેવું જોઈએ. એનામાં એના ભાઈ કરતાં વિલક્ષણ ગુણ બહુ ભયશીલ પ્રકૃતિનો હતો. પણ તેને કોઈ અપૂર્વ પ્રકારની આત્મ-સંયમની શક્તિથી તે વશ રાખી શકતી હતી. અંબિકા કાંઈ કાંતિવાળી ન હતી; એનાં વર્ણ અને આકૃતિ બહુ નાજુક તંદુરસ્તીનાં સૂચક હતાં. નાડીઓના અતિ સૂક્ષ્મપણાને લીધે એના મન દ્વારા એના શરીર ઉપર બહુ નાનીનાની વાતોની પણ તુરત મોટી અસર થયે જતી; પરંતુ પોતાના દુઃખનો વિલાપ કરવાની તેને ટેવ ન હતી. કોઈ વિચિત્ર પ્રકારની ઉદાસી-નતાથી એનો સ્વભાવ નિરંતર બહુ શાંત હશે એમ જણાતું, એટલે એને પોતાનાં દુઃખ પોતાના મનમાં જ ખમી કાઢવાની એવી ટેવ પડી ગઈ હતી કે તેવાં દુઃખ છુપાવવાનો એને પ્રયાસ કરવો પડતો નહિ. એનામાં કાંતિ હતી નહિ પણ એનું વદન પ્રેમ પ્રેરે તેવું અને આનંદ પમાડે તેવું હતું. એના સ્મિતમાં કોઈ અપૂર્વ આર્દ્રભાવ રહેલો હતો. એના મનની સર્વને સંતોષવાની ઇચ્છામાં કોઈ ઉત્તમ સ્વાર્પણ દર્શન દેતું હતું. એ બધાથી સામા માણસના હૃદયમાં પ્રેમનો પ્રત્યાઘાત થયા વિના રહેતો નહિ.

આવા સ્વભાવ અને ગુણવાળી પોતાની આજ સુધી ન ગણકારેલી ભગિનીને સપ્રેમ આવકાર આપવામાં લાલાજીને બહુ સંતોષ અને સુખનું સાધન મળ્યું. અંબિકાએ લાંબો વખત પોતાની કાકીનો મંદવાડ સાચવવાના કામમાં ગાળ્યો હતો; એટલે એના ભાઈનો સુખકર પ્રેમ હવે એને બહુ રમણીય લાગતો હતો. આ યુવતી પણ બીજા વધારે ઉત્કૃષ્ટ પ્રેમભાવથી મુક્ત હોઈ, પોતાના હૃદયનો આખો યે ભાવ એકના એક ભાઈ ઉપર જ અર્પવા લાગી. રાતદિવસ એના મનમાં પોતાના ભાઈના પ્રેમનો બદલો વાળવાના વિચાર ઘોળાયા કરતા. એના બુદ્ધિવૈભવનું પોતાને અભિમાન હતું,

એના સુખમાં પોતે સુખી હતી, જે નાનામાં નાની વાત પણ એને સુખી કરી શકે તેવી હોય તે પોતે મોટામાં મોટી કરી માનતી. ટૂંકમાં દીર્ઘકાળથી સંચિત એવો ઉત્કૃષ્ટ અને અતિ વિશુદ્ધ પ્રેમભાવનો ભંડાર આ બાળાએ પોતાના પવિત્ર પ્રેમસ્થાનરૂપ આ ભાઈ ઉપર ખર્ચવા માંડ્યો.

પરંતુ જે ઉચ્છૃંખલ વ્યવહારોમાં લાલાજીએ આજ પર્યંત પોતાનો સમય ગુજારવાનું સાધન શોધી લીધું હતું તેમાંથી જેમજેમ તે વધારે મુક્ત થતો ગયો, તેમતેમ તેની શાંતિનો સમય વધારેવધારે શોકમય થતો ચાલ્યો. એકલા રહેવામાં એને બહુ ભય લાગતો; પોતાની નવી સખી દૃષ્ટિથી દૂર થાય તે એને ગમતું નહિ. એની સાથે જ પોતે ફરતોહરતો, ખાતોપીતો અને છેક મધ્યરાત્રિએ જ્યારે એકલા સૂવા જવું પડે ત્યારે પણ મહાકષ્ટે જઈ શકતો. ઘણીયવાર મરણ સમાન શાંતતો થોડો સમય ભોગવ્યા પછી તે એકાએક ચમકી ઊઠતો, ચોતરફ ગભરાટથી જોવા લાગતો, અંગ ધ્રૂજવા લાગતા, હોઠનો રંગ ઊડી જતો, પાંપણોથી પરસેવાનાં ટીપાં પડતાં. અંબિકાને ખાતરી થઈ કે કોઈ પ્રકારનો ગુપ્ત શોક લાલાજીના હૃદયને ફોલી ખાય છે. એણે નિશ્ચય કર્યો કે મારે ગમે તે પ્રકારે એના વિશ્વાસને પાત્ર થઈ એને દિલાસો આપવા યત્ન કરવો. માણસના મનની સૂક્ષ્મ વૃત્તિઓ સમજાવવામાં ચતુર એવી તે બાળા સહેજે ચેતી ગઈ કે મને લાલાના શોકાર્ત દર્શનથી કાંઈ થાય છે અથવા હું તે વાત જાણું છું એ વાત એને પસંદ પડતી નથી. આટલા માટે અંબિકાએ કદાપિ પણ પોતાના ભાઈને ખરી વાત પૂછી નહિ. હળવેહળવે એવો ઘાટ આણ્યો કે તે પોતે જ વિશ્વાસથી બધું કહે. પોતાની વિલક્ષણ સ્થિતિમાં જ ગૂંચવાઈ ગયેલો લાલાજી અન્યની વૃત્તિનું યથાર્થ નિરીક્ષણ કરી શકતો નહિ. એટલે અંબિકાના ઉદાર અને સ્વાર્પણરૂપ પ્રેમભાવને કોઈ સ્વાભાવિક ધૈર્યરૂપે દેખતો ને એ ગુણ તેનામાં છે એમ જાણી પોતે પણ ધીરજ વાળતો. જેને પોતાના વિશ્વાસપાત્ર-રૂપે મનના વ્યાધિથી પીડાતાં મનુષ્યો પસંદ કરે છે તેનામાં મુખ્ય ગુણ ધીરજનો જ તે શોધે છે. ખરેખર પરસ્પરથી વાત કરી હૃદયનો ભાર ઓછો કરવાની ઇચ્છા કેવી પ્રબળ છે! એ નિર્ભાગી માણસ વારંવાર એમ ધારતો કે એકવાર જો કોઈને બધી વાત કહેવાય તો હૃદયનો ભાર બહુ ઓછો

થાય. એમ પણ એને ખાતરી હતી કે જવાન, અનુભવી અને રસમય, તરંગી પ્રકૃતિની અંબિકા કોઈ અનુભવી અને વ્યવહારનિપુણ કઠોર મનુષ્ય કરતાં મારી વાત સાંભળવા તથા તેમાં મને સહાય થવા વધારે યોગ્ય છે. રામલાલ આવી વાતોને ગાંડા મગજનો લવારો જ ગણત. ઘણાક બીજા માણસો પણ 'મંદવાડની લવારી' એ નામથી જ તે વાતોને ઉડાવત. આ રીતે ધીમેધીમે પોતાના મનને ઇષ્ટ એવો વાત કહી દેવાનો પ્રસંગ લાવવા ઉપર લાલાજી આવ્યો. એ પ્રસંગ આ પ્રકારે થઈ આવ્યો.

એક સાયંકાળે ભાઈબહેન બેઠાં હતાં. અંબિકા જેનામાં પણ તેના ભાઈની બુદ્ધિનો અંશ હતો તે કાંઈક ચિત્ર આલેખવામાં લાગી હતી. લાલાજી નિત્ય કરતાં ઓછા ગ્લાનિમય વિચારમાં ગ્રસ્ત હતો, ત્યાંથી એકાએક ઊઠ્યો અને પોતાની ભગિનીનો ખરડો ઠોકી બોલ્યો : 'બહેન ! શું કરે છે ?' એમ કહેતાં નીચો નમી ચિત્રપાટી ઉપર નજર નાંખતાં જ ચમકી ઊઠ્યો. પાટી અંબિકાના હાથમાંથી એણે ખેંચી લીધી; 'આ શું કરે છે ? કોનું આ ચિત્ર છે ?' એમ બોલવા લાગ્યો.

'પ્રિય ભાઈ ! તમે આ ચિત્રની મૂળ આકૃતિને ઓળખતા નથી ? આપણાં માતુશ્રી કહેતાં કે આપણા ઘરમાં સિદ્ધિ પામેલા આપણા પૂર્વજની જે પ્રતિકૃતિ છે તે તને બહુ મળતી આવે છે, એ પ્રતિકૃતિ ઉપરથી આ ચિત્ર હું આલેખું છું. મને જેવું સ્મરણ છે તેને આધારે હું જો આ ચિત્ર તૈયાર કરું તો તેથી તને આનંદ આવશે એમ હું ધારું છું.'

'બળ્યું એ ચિત્ર અને બળ્યું મળતાપણું ! તું જાણતી નથી કે હું આપણા પૂર્વજોના ઘરમાં આવવાનું શાથી ઇચ્છતો નથી; કારણ એ જ છે કે એ ચિત્ર જોવાથી મને ભય લાગે છે; કારણકે ક્ષમા કર—તું બીશ નહિ—'

'નહિ નહિ ભાઈ ! કાંઈ બીતી નથી. તું બોલે છે ત્યારે મને કશી બીક નથી લાગતી, ઊલટો તું ચૂપ થઈ પડી રહે છે ત્યારે લાગે છે. તને જો મારા ઉપર વિશ્વાસ આવતો હોય, તું જો મને તારી સર્વ વાત કરી નિશ્ચય કરવા દેતો હોય, તો કેવું ઠીક થાય !'

લાલાજીએ કશો ઉત્તર આપ્યો નહિ, પણ લથડતા પગલે ઓરડામાં આમતેમ ફર્યાં કર્યું. છેવટે ઊભો રહ્યો અને પોતાની બહેન તરફ આતુર

દષ્ટિથી જોઈ બોલ્યો: 'બરાબર છે. તું પણ તેના જ વંશમાં જન્મેલી છે, તું કાંઈ મારી મશ્કરી કરવાની નથી, મારું નહિ માને એમ કરનારી નથી. સાંભળ! સાંભળ! એ શું થયું!'

'કશું નહિ ભાઈ! વા આવ્યો તેથી નળિયું ખસ્યું–બીજું કાંઈ નથી.'

'બહેન! તારો હાથ મારા હાથમાં આપ; મારી પાસે સજીવ, સચેત કોઈ છે એમ મને નિરાંત વળે. જો સાંભળ, સાંભળ્યા પછી કોઈ સમય પણ એ વાત ફરી સંભારીશ નહિ. કોઈ ને કહીશ નહિ—પ્રતિજ્ઞા કર કે આપણે બે જ તે વાત જાણીએ—મૂએ આપણા ભેગી જ તે બળે.'

'તારા વિશ્વાસનો ખોટો બદલો કદાપિ હું નહિ વાળું—હું પ્રતિજ્ઞા કરીને કહું છું કદાપિ કોઈ ને નહિ જણાવું,' એમ કહેતી અંબિકા એની પાસે અડીને બેઠી. પછી લાલાજીએ પોતાનો ઇતિહાસ શરૂ કર્યો. લખાણમાં ઊતરવાથી જે વાત, વિશેષ કરી શંકા અને પ્રશ્ન કરી બધું ન માનવાની જ વૃત્તિવાળા મનને કેવળ બિભીષિકા× રહિત અને સાદી જેવી જ લાગે તે જ્યારે લાલાજીએ સૂકે હોઠ અને ભયભીત વદને તેમ જ સાક્ષાત્ કષ્ટાનુભવજન્ય જે સરસતા શ્રોતાને તુરત પ્રયત્ન કરાવી સભય કરવા સમર્થ થાય છે તે સમેત કહી બતાવી, ત્યારે તે કેવળ જુદી જ રીતિની લાગી. વાત કહેતાં લાલાજીએ ઘણાક ભાગ છુપાવી રાખ્યા. ઘણાક ભાગનું તેણે સહજ રીતે જ અન્યથાપાલન કર્યું; છતાં તેના ફીકા પડી ગયેલા અને થરથર કાંપતા શ્રોતાને તાદૃશ ભાવ સમજાય તેટલું તો તેણે કહ્યું. લાલાજીએ છેવટ આણતાં કહ્યું: 'પ્રાતઃકાલ થતાં જ એ વિષમય સ્થાનથી હું નીકળ્યો, મારા મનમાં હજી એક આશા રહેલી હતી, હું મત્સ્યેંદ્રને ગમે ત્યાંથી પકડી કાઢીશ. આવા આશયથી હું શહેરેશહેર ભમતો ચાલ્યો. ઠામઠામ રાજાની, અમાત્યની ઉમરાવની, મદદ લેતો ને તપાસ કરાવતો. ક્વચિત્ આચાર્યો, મહંતો આદિના ગુપ્ત શિષ્ય સેવકાદિ દ્વારા શોધ કરતો હું ચાલ્યો. પણ મત્સ્યેંદ્રની ગંધ સુદ્ધાં હાથ આવી નહિ. આ બધો સમય અંબે! હું એકલો ન હતો.' આવું કહેતાં જરાક ક્ષોભ પામતો હોય એમ લાલાજી અટકી પડ્યો; કેમકે એણે જે ઇતિહાસ કહ્યો હતો, તેમાં પેલી ગોપિકાનો વૃત્તાંત બહુ

× બિભીષિકા–ધમકી.

અસ્પષ્ટ રીતે માત્ર સૂચવીને જ ચાલ્યો ગયો હતો. 'હું એકલો ન હતો પરંતુ મારી સાથે જે સહચરી હતી તે એવી ન હતી કે જેનામાં મારો આત્મા પૂર્ણ વિરામ પામી શકે. તે સર્વથા અનુરક્ત અને પ્રેમશીલ છતાં નિરક્ષર, મારી વૃત્તિ સમજવા જેટલી બુદ્ધિ વિનાની. સુશિક્ષિત બુદ્ધિવૈભવને બદલે માત્ર સ્વાભાવિક તેજોમય અક્કલવાળી—જેના વિષે અન્ય પ્રવૃત્તિ ન હોય ત્યારે હૃદય વિરામ લઈ શકે. પણ જેની સાથે મનોમન એકતા ન પામી શકે કે જેને ક્લેશિત આત્મા પોતાના ભોમિયા-રૂપે વાપરી ન શકે એવી હતી. પરંતુ આની સોબતમાં હોઉં ત્યાંસુધી પેલો વિકરાળ રક્તબીજ મને નડતો નહિ. એ પલીત મને શી રીતે કનડે છે તે હું તને સમજાવું. ગ્રામ્ય આનંદના તોફાનમાં, પ્રાકૃત લોકોના જેવા વ્યવહારમાં, દારૂબાજી–ઇશ્કબાજીની મસ્તીમાં, વિકરાળ નિર્મર્યાદતામાં, પશુવર્ગને અને આપણા સરખાં બનાવનાર જે જે ખાસિયતો છે તેના આવેશમાં, એ ભૂત મને દર્શન દેતું નથી, એની ભીષણ આંખ મારા આગળ આવતી નથી; પરંતુ જ્યારેજ્યારે આત્મા જાગ્રત થઈ ઉન્નત વિચારે ચઢે છે, મનુષ્યજીવિતના ખરા હેતુ ઉપર લક્ષ કરી આવા નિકૃષ્ટ જીવનનો મને તિરસ્કાર વછૂટે છે, ત્યારેત્યારે એ રાક્ષસ મારી પાસે આવી હાજર થાય છે. અંધકારમાં પણ અંધકારથી ગાઢતર થઈ પ્રત્યક્ષ જણાય છે. જો કલાવૈચિત્ર્યમાં મન પરોવું છું, જ્ઞાનીઓના ગ્રંથમાં અવગાહન કરું છું, મહાત્માનું અનુકરણ કરવા યત્નવાન થાઉં છું, તો ન હોય ત્યાંથી પણ એ કરાળભૂત મારા આગળ ખડો થાય છે. મને અસહાય કરી નાખે છે; મને ભાન રહેતું નથી કે પછી શું કરવું; મારો પ્રાણ જ નીકળી જતો હોય એવો ભય મને લાગે છે.

'વહાલી બહેન! આટઆટલું થવા માંડ્યું, તોયે મને મારા પેલા ધુતારા ગુરુનો ખ્યાલ જતો ન હતો. મારા મનમાં એમ જ હતું કે એને જો એકવાર મળું તો ગમે તે રીતે સમજાવી, ધમકાવીને આ પલીતને મારા અંગમાંથી કઢાવું. એ મુલાકાતનો યોગ સહજ જ આવ્યો. દિલ્હીથી રખડતોરખડતો હું કનોજ તરફ ગયો હતો. કનોજમાં એક રાત્રિએ મધ્યસમયે પચીસેક મિત્રો મળ્યા હતા. નવા મિત્રોને નોતર્યા

હતા. મારા જેવા શરમાતા હતા તેમને બીજા ઓળખે નહિ માટે સર્વે વેશ પલટીપલટીને આવ્યા હતા. ગામ બહાર કાલિકાના મંદિરનાં બારણાં બંધ કરી બધા અંદર બેઠા હતા. માતાજીનું પૂજન ચાલતું હતું અને દારૂબાજી, મશ્કરી, તોફાન, કશાની બાકી ન હતી. સર્વે ભાન ભૂલી ગમે તેમ લવતા હતા. ટૂંકામાં ભૈરવીચક્રની બધી લીલા સંપૂર્ણપણે વિસ્તરી રહી હતી, તેવામાં ધીમેધીમે વાત ઉપર વાતના ટપ્પા ચાલતા-ચાલતા, મુસલમાનીનાં જે વાદળાં આર્યભૂમિ ઉપર ઝઝૂમી રહ્યાં હતાં તેની વાત નીકળી, દારૂડિયાઓને એમ જ લાગ્યું કે આ ધર્મચુસ્ત રાજાઓ કરતાં તે સારા પડશે, કોઈને કશી અડચણ રહેશે નહિ, નાત નહિ–જાત નહિ–વટાળ નહિ–બધું એકાકાર ! છાનાંછાનાં ભૈરવીચક્રને બદલે પ્રસિદ્ધ એક ભૈરવીચક્રમાં **सर्वे वर्णा द्विजातय:** થઈ રહેશે! વાહ એ આનંદ ! એ છૂટ ! એ મઝા ! મારા મનમાં પણ આવા તર્કનો તરંગ જોસભેર ભરાયો અને આગળ બંદાએ મારા આગળ ચીતરેલા સ્વપ્નતુરંગને ખરા તેજમાં આણી મૂક્યો. આવી રમૂજ ચાલી રહી છે, સર્વેના મોંમાં હોકારા ને કિકિયારી, હાહાહા ને હીહીહી જામી રહ્યું છે, કલ્પિત આગામી સુખના તોરમાં બધા તણાય છે, તેવામાં એક જણે મારા કાનમાં કહ્યું : ‘એક માણસ કોઈ બાતમીદાર હોય તેવો જણાય છે ને તમારા ઉપર વધારે ધ્યાન આપી રહ્યો છે, વિચારીને વાત કરજો.’

‘તુરત જ મારી આંખ પેલા કહેનારની આંખની ઇશારતને અનુસરી પેલા અજાણ્યા બાતમીદાર ઉપર પડી, તો મને જણાયું કે એ માણસ આ બધા તોફાનમાં કશો ભાગ લેતો નથી. તેનો વેષ પણ બધાંની પેઠે બદલેલો છે, છતાં એ ક્યારે અંદર આવ્યો તેની કોઈને ખબર હોય એમ મને લાગ્યું નહિ, એના મૌનથી બધાને ભય લાગ્યો હતો–મને તો વધારે તાન આવ્યું. બધાએ ઇશારા કરવા માંડ્યા, પણ તેની કશી દરકાર કર્યા વગર મેં તો હાંક્યાં જ કર્યું; એટલે સુધી હિંમત કરી કે તે માણસની પાસે જઈને હું તેને જ બધી વાત કહેવા લાગ્યો અને તેમ કરવામાં એવો લીન થઈ ગયો કે બીજા બધા એક પછી એક બહારની ધર્મશાળામાં નીકળી ગયા તેની પણ મને ખબર રહી નહિ. મેં વાતોના તોરમાં કહ્યું :

'કેમ મહેરબાન ! જે વખતની આપણે આશા રાખીએ છીએ તેના વિષે તમારો શો વિચાર છે ? ગમે તેમ આચાર ! ગમે તેમ વિચાર ! સ્વચ્છંદ પ્રેમ ! સ્વતંત્ર આનંદ !'

'એમ હું ચલાવતો—ચલાવતો અચકાયો કે તેણે કહ્યું : 'ચેતન વિનાનું જીવન.' પણ એટલા શબ્દો સાંભળતાં જ મારા ઉપર જાણે વીજળી પડી હોય એવો મને ઝપાટો લાગ્યો; કેમકે એ સ્વર મેં ઓળખ્યો; તુરત જ તેની પાસે જઈ મેં કહ્યું.'

'ભૂત ! કે ધૂર્ત ! છેવટે પણ તું મળ્યો ખરો !'

'મેં આવું કહ્યું કે એ પુરુષ ઊઠ્યા ને હું એની પાછળપાછળ ચાલવા લાગ્યો. તેવામાં એણે મોઢા ઉપરથી બુરખો કાઢી નાખી મારા સામું જોયું તો મત્સ્યેંદ્ર ! ! એની સારી નાખે તેવી દૃષ્ટિ અને ભવ્ય આકૃતિથી હું તો જ્યાં હતો ત્યાં જ સ્તબ્ધ થઈ ગયો. એણે કહ્યું: 'હા, હું તને મળ્યો ખરો પણ મેં જ આ મુલાકાતનો યોગ આણ્યો છે એમ જાણજે. તેં મારી શિખામણ કેટલી પાળી છે ! આત્મવિદ્યાના ઉમેદવારે, પેલા કરાળ રક્તબીજના પાસમાંથી મુક્ત થવા સારુ, આવી મંડળી અને આવા સ્થાનમાં જ વિચરવાનું છે ! આત્મવત્ સર્વ એ ભાવ અનુભવવાની ઇચ્છા કરનારને શોભે તેવાં જ વચનો ! સ્વછંદ પ્રેમ ! સ્વતંત્ર આનંદ ! તારા મોંમાંથી નીકળવાં જોઈએ !'

'પણ તે તારો જ દોષ છે.' મેં કહ્યું : 'જે ભૂત તેં મને વળગાડ્યું છે તે લઈ લે ! મારા આત્માને જે ત્રાસ આપે તેનાથી છૂટકો કર.'

'મત્સ્યેંદ્ર એક ક્ષણવાર મારા સામું જોઈ રહ્યો, હૃદયશૂન્ય અને અતિ વિદ્વેષયુક્ત તિરસ્કારભરી દૃષ્ટિએ જોઈ રહ્યો અને બોલ્યો: 'નહિ નહિ, તારી પોતાની ઇંદ્રિયોથી મૂર્ખ બનેલા અંધ ! શ્રદ્ધાહીન જ્ઞાન જે પ્રકારે માયાના વિકટ માર્ગમાં અથડાય છે તેનો તને પૂર્ણ અનુભવ થવો જોઈએ. તારે છૂટ અને સ્વતંત્રતાનો વખત જોવો છે ! જાતે તું જોઈશ; તે સમય લાવવામાં તું પણ એક—ક્ષુદ્ર પણ એક—સાધન થઈશ, હું આ તને કહું છું તે વખત પણ તારા ભાગ્યનો નિયંતા રક્તબીજ તારી પાસે જ

ઊભો છે એમ દેખું છું. એનું સામર્થ્ય મારા સામર્થ્ય કરતાં તારા ઉપર અધિક છે. જે મંડળવ્યવસ્થા, જે રાજ્યપદ્ધતિ, તું બંધનરૂપ માની ખોટી ગણે છે તેના પરચક્રાગમનથી ટુકડેટુકડા થઈ જશે; તે અંધાધૂંધી અને અવ્યવસ્થાના વિકરાળ સમયમાં તને જે વળગાડ છે તેનો અવધિ આવશે, ત્યાં સુધી ધીરજ રાખ.'

'આટલી વાત થઈ તેવામાં પેલા દારૂડિયાઓ તોફાન કરતા બહારથી અંદર દોડતા આવ્યા, તે આમતેમ લથડતાલથડતા મારી અને ગુરુની વચ્ચે આવી ધબોધબ પડવા લાગ્યા. હું મત્સ્યેંદ્રથી જુદો થઈ ગયો, તુરત જ મેં તેને ખોળવા પ્રયત્ન કર્યો, પણ તે કંઈ જડ્યો નહિ. બીજે દિવસે, ત્રીજે દિવસે, અઠવાડિયા સુધી મેં ગામમાં, બહાર, સર્વત્ર શોધ કરી પણ નિષ્ફળ! જૂઠી ગમ્મતથી નિર્વેદ પામી મને યોગ્ય હતા તેવા ટપકાથી જરા અક્કલ ઠેકાણે લાવી, વિચાર કરતાં મને એમ લાગ્યું કે મારી જન્મભૂમિની શાંત હવામાં મને ઠીક પડશે અને હું મારા મોક્ષનો માર્ગ ત્યાં રહી નિરાંતે સાધી શકીશ. આવી લાલસાથી હું અત્રે આવ્યો, અત્રે પણ કૃત્રિમ વ્યવહારો અને સ્વાર્થી પ્રપંચોમાં મને તેવો ને તેવો જ આનંદ પાછો લાગવા માંડ્યો. ભૂત જણાતો નહિ પણ મારા મનમાં જે ભવ્ય આકાંક્ષાનાં બીજ ગૂઢ રોપાયેલાં તે વારંવાર મને એનું એ જ પ્રેરવા લાગ્યાં કે તું કોઈ મહત્તમ કાર્ય માટે સર્જાયેલો છે, આ ગમ્મતો તારે માટે નથી. ભવ્ય વાસના મને નિરંતર દમતી, પણ વ્યવહાર આવા ગમતા. તેનું કારણ એ જ હતું કે ભવ્ય વાસના અનુસાર જેમ હું ઉત્તમોત્તમ માર્ગ લેવા જાઉં તેમતેમ અત્ર, તત્ર, સર્વત્ર, કાળ અંધકારમાં પણ પેલા રાક્ષસના નેત્રનો અગ્નિ મારા ઉપર વર્ષતો અને મને કેવળ બેહાલ કરી મૂકતો.' આટલું કહી લાલાજી અટક્યો તે સમયે એની ભમર ઉપર પરસેવાનાં ટીપાં દર્યાં હતાં.

અંબિકાએ કહ્યું: 'મારા પ્યારા ભાઈ! હું મારા જીવિતનો તને જ ભોગ આપીશ. તારા વિના બીજું મારે કોઈ નથી, કરવું નથી. આવા શુદ્ધ દિવ્ય પ્રેમમાં તારો ભય વિલીન થઈ તને સુખ થશે.'

'જરા નહિ, લગાર પણ નહિ, વહાલી બહેન! જે ન કહેવાનું તે જ હવે કહું છું. જ્યારથી તું અત્ર આવી છે, જ્યારથી મેં આ પિશાચ જ્યાં

મને નડે નહિ તેવાં સ્થાનોમાં જવાનું બંધ કર્યું છે, ત્યારથી મેં—મેં—તેને—ઓ દૈવ ! આ તે ઊભો—તારી પાસે જ—સોડમાં—' એમ કહેતાં બેભાન થઈ લાલો ભોંય ઉપર પડ્યો.

## ૫ : રક્તબીજની બ્હેન

ત્રિદોષ સાથે અતિ ઉષ્ણ જ્વરના તાપમાં લાલાજી ઘણા દિવસ સુધી ભાન વિના પડી રહ્યો અને જ્યારે વૈદ્યોના ઉપચાર કરતાં અંબિકાની સચિંત અને સપ્રેમ આશ્વાસનાથી તે સારો થયો, ત્યારે તેને પોતાની ભગિનીના અંગ ઉપરનો વિકાર જોઈ મહાખેદ અને ભય પેદા થયાં. પ્રથમ તો એને એમ લાગ્યું કે મારી પથારી આગળ બેસી રહી ઉજાગરા કરવાથી અસ્વસ્થ થયેલી એની પ્રકૃતિ સહજમાં સુધરી જશે, પણ થોડા જ સમયમાં એને સમજણ પડી કે અંબિકાને કોઈ ઊંડો વ્યાધિ વળગ્યો છે. ધન્વંતરિ અને અશ્વિનીકુમારથી પણ સાધ્ય ન થાય તેવો કોઈ વિષમ ઉપદ્રવ થયો છે. અંબિકાની કલ્પનાશક્તિ લાલાજીના જેવી જ તીવ્ર હતી એટલે લાલાએ પોતાનો જે વૃત્તાંત કહ્યો તેથી તેના ઉપર બહુ જ અસર થઈ ગઈ હતી. ત્રિદોષ સમયના ઉન્માદમાં લાલાજીએ જે જે લવરી કરેલી, તેથી એ બાલિકાને ત્રાસ થઈ ગયો હતો. લાલો વારંવાર એનું એ લવતો. 'ઓ! પેલું રહ્યું, પેલું–પેલું–તારી પાસે.' જે પલીત પોતાને વળગેલું હતું અને જે ત્રાસનો પોતે ભોગ થઈ પડ્યો હતો તે બધું લાલાએ પોતાની વહાલી ભગિનીની કલ્પનામાં સારી રીતે સ્થાપી આપ્યું હતું. આ વાતની લાલાને પણ ખાતરી થવા લાગી. અંબિકા જે બોલતી તેથી નહિ, પણ તે કશું બોલતી નહિ, હબકમાં તાકીતાકીને ગભરાટથી જોયા કરતી, થરથર કાંપતી, ચમકતી. પાછું વાળીને જોવાની પણ તેને હિંમત ન આવતી. તે બધાથી લાલાની ખાતરી થઈ. લાલાને બહુ પશ્ચાત્તાપ થવા લાગ્યો કે મેં આ વાત આના આગળ ક્યાં કરી ! એને વધારે એમ લાગી આવ્યું કે અહો મારાં પ્રાયશ્ચિત્તજન્ય દુ:ખો ઉપર કોઈ માણસ દયા પણ ખાઈ શકે ને એમ મને જરા આશ્વાસન થાય તે પણ હવે રહ્યું નહિ !

બહેન ! મેં કહ્યું છે તે ખોટું છે, મારી વાત કેવળ ઉન્માદનો લવારો જ છે, એમ કહીકહી પોતાની ભગિનીનો વ્યાધિ દૂર કરવા લાલાજીએ મથવા માંડયું પણ વ્યર્થ !

લાલાને પણ આ પ્રકારે નિષેધ કરવામાં પેલા રક્તબીજ તરફથી ઓછી વેદના ન વેઠવી પડતી; પરંતુ પોતાની ભગિની માટે જે થાય તે કરવું એવો એનો નિશ્ચય હતો. જ્યારેજ્યારે લાલો એમ કહેતો કે 'એ તો કાંઈ નથી,' 'ઉન્માદ છે, કલ્પના છે,' ત્યારેત્યારે એ રાક્ષસ તુરત એની બહેનની સોડમાં ઊભેલો જણાતો અને લાલાનો ઉપહાસ કરતો હોય તેમ લાલાને પ્રત્યક્ષ થતો. પરંતુ આ વેદના કરતાં પણ વધારે હૃદયભેદક વેદના તો એ થઈ પડી હતી કે ધીમેધીમે એની ભગિનીનો પ્રેમ એના ઉપરથી ક્ષીણ થતો જતો હતો; સ્વાભાવિક રીતે જ લાલાને દેખીને તે ભય પામતી. લાલો પાસે આવે કે ચમકતી અને સ્પર્શ કરે તો થરથર કાંપતી. આખા જગતમાં કોઈ પણ ઠામ ઠરવા જેવું હોય તો લાલાને આટલું આ એક જ હતું; તે પણ હવે હજારો હાથ દૂર જવા માંડયું. તેની અને પોતાની વચમાં આ બીભત્સ સ્મરણરૂપ મહાસમુદ્ર આવી પડ્યો ! પોતાના જીવિતથી જેનું જીવિત કલેશમય થઈ ગયું હતું તેને પોતે હવે જોઈ શકતો ન હતો. તેથી ગમે તે બહાનાં શોધી કાઢી લાલાજી કોટામાંથી નીકળી ગયો. જતી વખતે 'બહેન ! રામ, રામ;' એમ કહેવા આવ્યો તે સમયે એની ભગિનીના મુખ ઉપર જે ઇષ્ટ આનંદની છાયા લાલાજીએ જોઈ તેથી એની ખાતરી થઈ કે મારા પોતાની કૃતિથી જ આ બિચારી મહાદુઃખમાં ફસાઈ છે. કેટલાક માસ સુધી લાલાજી આમતેમ રઝળ્યો. કાશી જઈ આવ્યો, ગંગાસ્નાન કરી આવ્યો પણ કશો આરામ પામ્યો નહિ. એવામાં પોતાના વતનથી કાગળ આવ્યો એટલે તે તરફ જવું પડયું. ઘેર આવ્યો તો પોતાની બહેન ધાર્યા કરતાં પણ અતિ વિષમ દુર્દશામાં—મન અને તનની વિકટ સ્થિતિમાં—પડેલી છે એમ જોઈ બહુ શોક પામ્યો.

નિર્જીવ જેવી દૃષ્ટિ, મૃતવત્ શરીર, એ જોઈ લાલાને ત્રાસ ઊપજ્યો; કોઈ ચૂડેલ કે ડાકિનીએ ચૂસીને છેક ખોખું કરી નાખ્યું હોય એવી અંબિકા-ને જોઈ લાલાની આંખે ચોધાર આંસુ વહેવા લાગ્યાં. કોઈ ઉન્માદ કે બુદ્ધિભ્રંશ

અંબિકાને થયો ન હતો; જાગતાં જ સ્વપ્ન થતું હોય, કોઈ વિલક્ષણ ભાવના પ્રત્યક્ષ ઊભી હોય, એવી તેના રોગની દશા હતી. જેમજેમ રાત્રિનો સમય થતો ગયો, મધ્યરાત્રિ આવતી ગઈ, તેમતેમ અંબિકા આમતેમ તરફડવા લાગી. કોઈ મને સહાય થાઓ એમ કહેતી હોય એ રીતે ચોતરફ જોવા લાગી. એના હોઠ જરા ફફડવા લાગ્યા, હાથ લાંબા કરી કોઈ મને બચાવો એમ કહેવા લાગી; ને જેવાં બાર વાગ્યાનાં ચોઘડિયાં ગગડ્યાં કે લાકડું થઈ ને ધબ દઈ પથારીમાં પડી. મોઢે ફીણ આવી ગયું, પગ તણાવા લાગ્યા, શુદ્ધિ ઊડી ગઈ. નિત્ય આજ સમયે આમ થતું હતું. એ જ વખતે લાલાએ પોતાની વાર્તા અંબાને કહી હતી. કેટલીક ઘડી વીત્યા પછી લાલાજીના અનેક ઉપચારનું તેને ભાન થયું. તે બેઠી થઈ જરા બોલી ને કહેવા લાગી કે ગમે ત્યાં હોઉં, ગમે તેવી સ્થિતિમાં હોઉં, તોપણ આ સમયે નિત્ય એક ચૂડેલ મારી પાસે આવે છે, બારણાં ત્રણવાર ઠોકી અંદર પેસે છે અને મોઢું બહુ વિકરાળ કરી આંખોમાં ક્રોધ આણી મારા સરસી આવે છે અને પોતાનો હાથ મારે માથે મૂકી બેસે છે; એ પછી મને ભાન રહેતું નથી; જાગ્યા પછી પણ મને એ રાંડના આવ્યાની ભીતિ રહે છે ને કશું ચેન પડતું નથી.

લાલાના આવતા પહેલાં જે વૈદ્ય ઉપચાર કરતો હતો, તે બિચારો કોઈ સાધારણ ગાંધી હતો; અને તેણે જ આવો ત્રાસદાયક બનાવ જોઈ લાલાને તેડાવ્યો હતો. તે પોતે આ કામમાંથી મુક્ત થવા બહુ આતુર હતો એટલે લાલાજીએ તેની સલાહ લેતાંની સાથે જ તેણે કોઈ અનુભવી વૈદ્યને બોલાવવાની હા કહી. ગામમાં એક ઘણો કુશળ અને વૃદ્ધ વૈદ્ય હતો તેને બોલાવી લાવ્યા ને અંબિકાને દેખાડી અને જે ચિત્તભ્રમ તેને થયો હતો, તેનું વર્ણન કરી બતાવ્યું. વૈદ્યરાજ બીજે દિવસે એ ઘડી પહેલાં આવ્યા, લાલાજીની સંમતિથી એવી યોજના કરતા આવ્યા કે તે રાતે ચોઘડિયાં એક ઘડી વહેલાં વાગે, એ યોજના કરી પોતે અંબિકા પાસે બેઠા, સારી માત્રા કાઢીને તેને પાઈ અને છાતી ઠોકીને કહ્યું કે આજ ચોઘડિયાં વાગતાં જો કાંઈ થાય તો ધંધો કરવો મૂકી દઉં. વૈદ્ય વાતચીત કરવામાં બહુ કુશળ હતો તેથી અંબિકા પોતે જાતે કલ્પેલા ભ્રમમાં ન પડે એવા

ઉપચાર જ તેણે અત્યાર સુધી કર્યો હતા. તેમાં આનંદ અને ઉપહાસ પેદા કરે તેવી વાતચીતનો પણ ઉમેરો કરવા માંડ્યો. ઘડી એક વીતી ને ચોઘડિયાં ગડગડ્યાં, પણ કાંઈ થયું નહિ. એટલે અંબા પાધરીક પોતાના ભાઈને ગળે વળગી પડી. 'ઓ પ્યારા! ઓ ભાઈ! ગઈ–હવે ગઈ–હવે હું જીવી, વહાલા ભાઈ! તેં જિવાડી.' એ આનંદમાં વૈદ્યરાજે પણ વાત ઉપર વાત હાંકવા માંડી અને સર્વે બહુ પ્રસન્ન થતાં બેઠાં છે, ત્યાં એકાએક અંબા ઝબકી ચમકી ઊઠી 'હાય હાયરે! જો–જો–ભાઈ!–આવી' એમ કહેતી ચતીપાટ પડી ગઈ ને શુદ્ધિહીન થઈ જઈ પગ ઘસવા લાગી. વૈદ્યરાજે અંબાને પોતાના ખોળામાં માથું મુકાવી ગંભીર વદને કહ્યું: 'મને એમ જ લાગતું હતું, ગર્ભાશયમાં કાંઈક બગાડ છે, તેથી હૃદયના રક્તમાં બગાડ થઈ ઉન્માદ થયો છે.'

બીજી રાત્રિએ એ જ સમયે અંબિકા મરણ પામી.

## ૬ : અમરશાહર

'અહો! આનંદ! આનંદ! મારા જીગર! મારા પ્રાણ!—તારો હાથ, તારા અધર, પુનઃ પ્રાપ્ત થયા! એટલું એકવાર કહે કે મારા ઉપરનો પ્રેમ બીજીને અર્પી તેં મને તજી ન હતી; બોલ, ફરી બોલ, નિત્ય તેનું તે બોલ—તો બાકીની બધી વાતની હું તને માફી આપી શકીશ.'

'ત્યારે તો તું મારે માટે શોચમાં પડી હશે ખરી!'

'શોચ?—તું તો એમ જ જાણતો હતો કે કાંઈ નહિ હોય! તેં મને વાપરવા માટે સુવર્ણ આપવા જેટલું ઘાતકીપણું કર્યું! પણ જો, પેલું રહ્યું તે તારું સુવર્ણ, અસ્પૃષ્ટ, તેમનું તેમ!'

'નિર્દોષ બાળા! ત્યારે આ અમરશાહર જેવા નગરમાં તેં ધાનપાણી માટે શું કર્યું?'

'જે કર્યું તે પ્રામાણિકપણે, લાજ સાચવીને કર્યું છે. પણ મારા

પ્રાણના પ્રાણ! જે વદનને તું એકવાર સર્વ કરતાં સુંદર ધારતો હતો તેના જ શપથ આપી કહું છું કે બોલ એ વદન હજી તને તેવું ને તેવું લાગે છે?'

'ખરેખર પ્યારી ગોપિકા! એમાં પૂછે છે શું? નિત્ય નવીનવી સુંદરતા હું તો તેમાં દેખું છું, પણ તું શા માટે પૂછે છે?'

'અહીં એક ચિતારો છે—ઘણો મોટો માણસ છે—એવો મોટો કે જ્યાં જુઓ ત્યાં એનું જ મહત્ત્વ છે, એનું જ બધાં માને છે—જીવન ને મરણ જાણે એના હાથમાં જ છે. તેણે મને મારું ચિત્ર લઈ લેતા સુધી બેસવાના બહુ મહોર આપ્યા છે. એ ચિત્ર તે બાદશાહ પાસે લઈ જવાનું કહે છે, તેને કાંઈ ધંધો કરવો નથી, માત્ર પોતાની હોશિયારી બતાવવી છે. વિચાર પ્યારા! તારી ગોપિકાની કેવી કીર્તિ થશે! અને વળી એ બિચારો તો મને પરણવા પણ તૈયાર છે-પોતાની પરણેલીને છેડો ફાડી આપીને પરણવા તૈયાર છે; પણ અય નિમકહરામ! હું તો તારી વાટ જોતી બેઠી છું.'

એવી વાત ચાલે છે ત્યાં બારણાં ધકેલાયાં, તે ભેઘડતાંની સાથે એક પુરુષ અંદર આવ્યો.

'બંદો!'

'કોણ! લાલાજી?-હાં-રામરામ! ફરી પણ પાછો તુંનો તું જ મારો પ્રતિસ્પર્ધી થયો છે કે? પણ બંદાને કોઈના ઉપર વૈર નથી, દોસ્ત! મારે તો મારો દેશ-મારા બિરાદર—તેની જ પ્રીતિ છે. મારા દેશની સેવા કર તો આવી કાંતિ ઉપર તું આશક થયો તે ગુનો માફ કરવા તૈયાર છું.'

આવી વાત બંદો કરતો હતો, તે વખતે મુસલમાનોનાં ટોળેટોળાં રસ્તામાં ભેગાં થઈ બંદાને બૂમ પાડતાં હતાં. પેલી ગોપિકાનું દર્શન કરવા આતુરતાથી વિનતિ કરતાં હતાં. વચમાં વચમાં દીન! દીન! એમ પોકાર થતા હતા—શાહબુદ્દીનનું નામ વિજયના ધ્વનિમાં કોઈ કોઈ બોલી પડતું હતું. લાલાજી આ બધું તોફાન જોઈ, ધ્વનિ સાંભળી ને ચમક્યો કે બંદાએ આ શું તોફાન ઉઠાવ્યું છે? મહારાજ પૃથ્વીરાજ શી નિદ્રામાં પડ્યા છે કે

આ લોકો આટલે સુધી આવી શક્યા છે ! જે મોહજાળમાં લાલો ફસ્યો હતો તેવી જ મોહજાળમાં આખા ભારતનો ભૂપ આ સમયે ગાઢ નિદ્રા લેતો હતો, એની લાલાને થોડી જ ખબર હતી. કુસંપથી નિર્વીર્ય થઈ ગયેલાં પોતાનાં બાળકોનું ખપ્પર ભરવાને સંયુક્તારૂપે ચંડિકા પ્રકટ થયાની વાત લાલાના લક્ષમાં યે ન હતી. બંદાએ બારીએથી ડોકું બહાર કાઢ્યું. એટલે વળી ગર્જના વૃદ્ધિ પામી. બંદાએ કહ્યુ: લાલાજી આપણા પરમમિત્ર છે, પણ લાલાજી એટલો શબ્દ સાંભળતાં આખા ટોળામાં એ નામની જ ગર્જના વ્યાપી રહી.

લાલાએ મનમાં વિચાર કર્યો: આ મોટા રાજ્યવિપ્લવની ધમાલમાં જ જો મને પ્રવૃત્તિ મળી શકે એમ હોય, રક્તબીજની કારી દૃષ્ટિમાંથી છૂટવાનો આ જ માર્ગ હોય તો મારે આમ કે આમ બધું એક જ છે.

લાલાજી ! તારા ભાગ્યનો ઉદય થયો—'તું પણ આ રાજ્યની એક મોટી અમીરાતનો ધણી થશે' એમ બંદાએ લાલાનો ખભો ઠોકી કહ્યું ને ઉમેર્યું:' 'ઊઠ હવે દિલ્હી જવાને થોડી વાર છે.'

'દિલ્હી ! પ્યારા મને દિલ્હી દેખાડો.' પેલી ગોપિકાએ કહ્યું: 'મેં એ નગરની બહુ મોટીમોટી વાતો સાંભળી છે, ત્યાં ઘણું જોવાનું છે, ચાલો આપણે જઈએ. યોગિનીપુરની જોગણીઓ કરતાં હું હકું એવી નથી.'

'જઈશું ! પ્યારી, સમય આવવા દે.' લાલાજીએ શાંત મુદ્રાથી ઉત્તર આપ્યો.

* * * *

## પાંચમો તરંગ સંપૂર્ણ

# તરંગ છઠ્ઠો

## ૧ : પ્રેમની કિંમત

જે ક્રમાનુસાર આ વાર્તાનો વૃત્તાંત વિસ્તરતો ચાલ્યો છે તે પ્રમાણે જોતાં ગુલાબસિંહ અને રમા પ્રયાગના કિનારા ઉપરથી ચાલી નીકળ્યાં તે બનાવ લાલો અમરશહરમાં આવ્યો તે પછી બનેલો છે. ગયાજીના પવિત્ર ધામમાં બુદ્ધદેવના સ્થાનની સમીપ એક ભવ્ય પ્રાસાદમાં એ પ્રેમીયુગલે અનંત સુખપરંપરાનો અનુભવ કરવા નિવાસ કર્યો છે. ઉભય પ્રેમનું એકત્ર સ્થાન બાળક પ્રાપ્ત થવાનો પણ સમય છે. ગયા જેવા પવિત્ર સ્થાનમાં બધો દિવસ યાત્રાળુઓના ભરાવાથી જે ગડબડાટ મચી રહે છે તે શાંત પડ્યો હતો, બુદ્ધદેવના મંદિરમાંથી મોડામાં મોડા ઘેર જનારા સાધુ ઘર તરફ જઈ ચૂક્યા હતા. આવા શાંત સમયે પણ પાસેના મહાલયમાં દીવા આમતેમ ફરે છે એવું દૂરથી અજવાળું દેખનારને જણાતું હતું. એ સ્થાન એ સમયે ત્રાસ અને દુઃખનો નિવાસ થઈ રહ્યું હતું.

'વૈદ્યરાજ! આ દાઈ જે સમાચાર કહે છે તે ઉપર યથાર્થ વિચાર કરી આપ કોઈ એવી માત્રા બતાવો કે જેથી એનો પ્રાણ ઊગરે. આખા શહેરમાં ધનાઢ્યમાં ધનાઢ્ય જે હશે તેના કરતાં પણ આપને હું અધિક ધનવાન કરીશ.'

'મહારાજ!' વૈદ્યે કહ્યું : 'આપ ગમે તેટલું દ્રવ્ય આપો, પણ દ્રવ્યને મોત ગાંઠતું નથી. ઈશ્વરની આજ્ઞા દ્રવ્યથી ફરી શકતી નથી. મહેરબાન સાહેબ! આ બેચાર ઘડીમાં જ જો તમારાં ને તમારા પૂર્વજનાં પુણ્ય આડે આવે તો ઠીક, નહિ તો આપે બહુ ધૈર્ય રાખવું.'

અહો! ગુલાબસિંહ! ગુપ્તવિદ્યાના ઉપાસક! અપરિમિત સામર્થ્યના ધણી! જગતના રાગદ્વેષમય કલહની વચમાં થઈને જેણે અવિકૃત વદને માર્ગ સાધેલો એવા હે મહાત્મા! છેવટે તું પણ ભયના તોફાની દરિયાને

મોજે ચઢ્યો! તારો આત્મા હવે ઘૂર્ણાયમાન× થયો છે! તને યમરાજનાં બળ અને ભવ્યતા સમજાયાં છે! અમરને પણ મરણનો ભય પેઠો છે!

કૃત્રિમતાથી સ્વાભાવિક જીવનને ઉગારવાને અશક્ત એવા વૈદ્ય આગળથી ગુલાબસિંહ ખસી ગયો—દોડ્યો, નાઠો, મોટા દીવાનખાના અને છજ્જામાં થઈ, જેમાં કોઈનો પણ પ્રવેશ ન હતો એવી એકાંત કોટડીમાં ભરાયો. લાવ હવે તારાં અકસીર* અને ઔષધિ કાઢ. અરે શાંત શ્વેત પ્રકાશ! જ્યોતિ! તેનું દર્શન લે. કેમ? સાક્ષાત્ શંકર કેમ આવતા નથી? તારી આજ્ઞા કેમ માનતા નથી? યોગીરાજ! તમારો યોગ તૂટ્યો? નિરવધિ આત્મબળ ઉપર સ્થાપેલું તારું રાજ્ય ગયું? શા માટે ફીકા મુખે ધ્રૂજે છે? તારા વચનમાત્રથી જ્યારે તું ઇચ્છે તે સિદ્ધ થતું ત્યારે તો તું આવો ન હતો. જ્યોતિર્મય સત્ત્વો ફીકા મુખે ધ્રૂજનારને વશ થતાં નથી. એ સત્ત્વો ઉપર નહિ અકસીરનો, નહિ ઔષધિનો, નહિ જ્યોતિર્મય પ્રકાશનો, પણ કેવળ આત્માનો જ અમલ છે. અને તારો આત્મા! તેના હાથમાંનો રાજ્યદંડ પ્રેમ અને મૃત્યુએ છીનવી લીધો છે, તેના માથેથી મુકુટ તેમણે પાડી નાખ્યો છે.

છેવટે દીપપ્રભા ઝાંખી થવા લાગે છે, આસપાસ એક પ્રકારની ભયકારક શાંતિ જેવું લાગે છે, કોઈક અમાનુષી સત્ત્વ ધૂમ્રમય આકૃતિ સમીપમાં પ્રત્યક્ષ થાય છે. થોડેક દૂર તે લપાઈને ઊભી છે ને તારા ઉપર પોતાની દ્વેષમય, ક્રોધમય, કારી+ આંખ લગાડી રહી છે.

'કેમ યોગીરાજ!—અનંત યુગથી યૌવન સાચવી રહેનાર જવાન! આનંદ અને કાંતિની ઉપેક્ષા કરી હિમાલયના ટાઢા બરફ જેવું હૃદય રાખી તેં મારો અનાદર કર્યો હતો અને મૃત્યુને માથે મેખ મારવાની કળા હાથ કરી હતી, તે જ તું આજ મૃત્યુથી ડરે છે? ત્યારે તારા જ્ઞાનની ગતિ એક વર્તુળ જેવી જ છે? જ્યાંથી તું નીકળ્યો હતો ત્યાં ને ત્યાં જ પાછો આવ્યો! આપણને મળ્યાને હજારો વર્ષ વીતી ગયાં પણ પાછા આપણે ભેગા થયા!'

'ભલે, મળ્યા તો શી ફિકર છે; મને તારો લેશ પણ ભય નથી.

× ગોળાકારે ઘૂમતું. * દવા અથવા કીમિયો + કારમી, ઘાતક.

તારી આંખના અગ્નિમાં હજારો ભોગ થઈ ગયા છે, તારી આંખ જ્યાં જ્યાં પડી છે ત્યાં ત્યાં મનુષ્યહૃદયનો સ્વચ્છ ઝરો કલેશ, દુઃખ, પીડા, કલહ, વૈર આદિથી અતિ કલુષિત થયો છે. તારી આંખને વશ થનારા ગાંડા થઈ ગયેલાના મગજમાં કે કાળાં કર્મ કરનારના અંધારા એકાંતમાં તું સર્વદા વિદ્યમાન રહી ત્રાસ પેદા કરતો રહ્યો છે; તથાપિ તું મારો પરાજય કરી શક્યો નથી, શકનાર નથી; તું મારો ગુલામ છે.'

'ખરેખર, ગુલામરૂપે જ તમારી સેવા કરવા આવ્યો છું. આજ્ઞા કરો. આ સ્ત્રીઓનું કકળાણ સાંભળો; તમારી પ્રિયતમાની ચીસ જોઈ–સાંભળી! તારા આવાસ ઉપર અત્યારે યમરાજે છાપો મારેલો છે. તારો શંકર કોણ જાણે ક્યાં ઊંઘે છે. જ્યાં વાસનાના ધૂમ્રથી અને રાગની ધૂલિથી તૃતીય નેત્રનો પ્રકાશ બુઝાઈ ગયો ન હોય ત્યાં જ દિવ્ય જ્યોતિર્મય સત્ત્વો પ્રત્યક્ષ જણાય છે. પણ હું–રક્તબીજ–તેવો નથી. તને પણ સહાય થવા તત્પર છું.' આવી વાર્તા થતી હતી તે જ સમયે ગુલાબસિંહને પણ હૃદયમાં એવો આઘાત થયો કે જાણે રમા મને બોલાવે છે, મને ઉગારો, બચાવો એમ વિનતિ કરે છે.

'અરે રમા! મારાથી તને હવે કાંઈ થઈ શકે એમ નથી.' ગુલાબસિંહે બહુ આવેશથી કહ્યું : 'તારા ઉપરના પ્રેમથી મારી પાંખો ખરી પડી છે.'

'ના, નથી ખરી પડી; એને ઉગારવાની કળા હું તને બતાવું-ઉપાય તારા હાથમાં જ ઉતારી આપું.'

'મા અને બાળક બન્ને માટે!'

'હા બન્ને માટે.'

મહાત્માના અંગમાં એક જબરો આચકો આવી ગયો. નાનું બાળક ધ્રૂજે તેમ અંતરાત્મામાં ચાલતા વ્યગ્રતાના કોલાહલથી, આખે શરીરે ધ્રૂજવા લાગ્યો. પ્રસંગની જરૂર અને માનુષીબુદ્ધિનું બળ એ બે છેવટે વિજય પામ્યાં. જો કે આત્માએ હા પાડી નહિ.

'મારે કબૂલ છે. માતા અને બાળક–ઉભયને ઉગાર.'

* * * *

એક અંધારા ઓરડામાં રમાને રાખવામાં આવી હતી, ત્યાં તેને પ્રસૂતિકાળની તીવ્ર વેદના રોવડાવતી હતી, ચીસો પડાવતી હતી અને પ્યારા ગુલાબ! એવું વારંવાર બોલાવતી હતી. મરણ અને જીવન વચ્ચે ઉત્કટ સંગ્રામ ચાલી રહ્યો હતો. એક કાચે તારે જીવન લટકી રહ્યું જણાતું હતું. વૈદ્ય વારંવાર જોવડાવતો હતો. વળી ઘડીમાં નજર કરતો હતો. વૈદ્યે કહ્યું : 'હવે બૂમો ઓછી થઈ ગઈ છે, નાડી તૂટી છે, પાંચપચીસ પળમાં થઈ રહેશે!'

મૂર્ખ ! એ જ પળો તારો ઉપહાસ કરે છે; વિશીર્ણપ્રાય શરીરમાં હવે પ્રકૃતિએ જીવનનો પ્રકાશ વધારે જાગ્રત કરવા માંડ્યો છે. શ્વાસ ધીમો પડ્યો ને નિયમિત થયો, ત્રિદોષ શમવા લાગ્યો. રમા પ્રસન્ન વદને સ્વપ્નમાં પડી. એને એવું સ્વપ્ન થયું કે 'હું ગુલાબસિંહની પાસે છું ને એની છાતી ઉપર માથું મૂકી સૂતી છું. એ મારા ઉપર નજર કરે છે તેમ મારી વ્યથા ઓછી થતી જાય છે. એના હાથનો સ્પર્શ થતાં જ્વરમાત્ર શાંત પડી જાય છે. એનો મધુર સ્વર સાંભળું છું. વ્યગ્ર કલ્પનામય સત્ત્વમાત્ર એ શબ્દના મંત્રથી વિદૂર થઈ જાય છે. અહો ! મારા માથામાં જે ભાર લાગતો હતો તે ક્યાં છે ! ક્ષણમાં તે જતો રહ્યો ! વિશ્વની લીલા મને પુનઃ હસતી જણાય છે. સૂર્યનો પ્રકાશ આનંદ આપે છે. વનવૃક્ષોનાં ઊગતાં પત્રની વાતચીત પણ મારે કાને પડે છે. બધાં મને એમ કહે છે કે ' આવ હજી તારે અમારી સાથે રહેવાનું છે.'

રે મૂર્ખ ! ઘડીને સંભાળ, ઔષધિ અને ચિકિત્સાના વિચારમાં ફસાયેલા પંડિત ! તમારી કારીગરી વ્યર્થ છે. એક ઘડી થઈ, એ થઈ ને જે આત્માને આ સ્થાન તજી જવો નિર્માણ કર્યો હતો, તે જ સ્વસ્થ થઈ ઠરેલો જણાય છે ! રે ભર્તા ! ગાંડા ઘેલા પ્રિયતમ ! તારી પ્રિયતમા જીવે છે; રે ! પ્રેમમસ્ત ! તારે આખું જગત હજી શૂન્ય નથી. થોભો;—હર્ષ, આનંદ ! પિતાજી ! તમારા બાળકને હાથમાં લઈ રમાડો.

## ૨ : પ્રેમનો ભોગ

બાળક પિતાના ઉછંગમાં મૂક્યું : તુરત જ કાંઈ બોલ્યાચાલ્યા વિના પિતાએ નીચા નમી એક ચુંબન કર્યું. હર્ષાશ્રુ વહેવા લાગ્યાં ! અહો ! કેવાં માનુષી અશ્રુ—મહાત્માનાં નયનમાંથી પડ્યાં ! ગાલ ઉપર પડતા અશ્રુના પૂરમાંથી બાળકનું સ્મિત કેવું સુંદર લાગે છે ! અરે ! કેવાં આનંદાશ્રુથી આપણે નવા જીવને નિરાનંદ જગતમાં આવકાર આપીએ છીએ ! કેવાં શોકાશ્રુથી તેના ગમનને વિલોકીએ છીએ ! આનંદ તો નિઃસ્વાર્થે જ પણ જે શોક તે કેવો સ્વાર્થમય !

આ ક્ષણે અંધકારમય ઓરડામાંથી મિષ્ટ પણ ઝીણો સ્વર સંભળાય છે, બાળકની માતા બોલે છે. ગુલાબસિંહે ધીમેથી કહ્યું : 'પ્રિયે હું અહીંઆં જ છું, તારી પાસે છું.' માતાએ સ્મિત કરી પ્રિયતમનો કર પોતાના કરમાં દૃઢ ગ્રહી મૌન આનંદમાં ત્રિપુટીનું ઐક્ય અનુભવ્યું.

*   *   *   *

વૈદ્યને પણ આશ્ચર્ય થયું કે રમા શી રીતે આટલી ત્વરાથી નિરામય થઈ; બાળક પણ નવી સૃષ્ટિ સાથે સંપૂર્ણ રીતે પ્રેમબદ્ધ હોય તેમ આનંદમાં પુષ્ટ થતો ચાલ્યો. તેની જન્મક્ષણથી જ ગુલાબસિંહે તેના જીવનને પોતાનું જીવન કરી લીધું હોય એમ જણાવા લાગ્યું. એ બાળકના જીવનમાં જ માતાપિતાનાં જીવન નવીન એકાકારતારૂપે જન્મેલાં જણાયાં. આ બાળક કરતાં વધારે કાંતિમાન મૂર્તિ ચક્ષુગમ્ય થવાનો સંભવ નથી. દાસીઓને આશ્ચર્ય લાગતું હતું કે બીજાં બાળકની પેઠે ઊંઆંઊંઆં કરતું આ બાળક સૃષ્ટિમાં પ્રવેશ કરતું નથી. જગતનો પ્રકાશ જેમ તેને પરિચિત હોય તેમ તે હસ્યા કરે છે. બાળકને સુલભ એવી કોઈ પીડાથી તે કદાપિ રડતું નહિ. શાંત નિદ્રામાં હોય ત્યારે પણ જાણે કોઈ આંતર ધ્વનિ ઉપર તેનું અવધાન× હોય એવી તેની આકૃતિ જણાય છે. એના નેત્રમાં દૃષ્ટિ કરીએ તો સંપૂર્ણ બુદ્ધિવિકાસની પ્રભા તેમાં સ્પષ્ટ જણાઈ આવે છે. પોતાનાં માબાપને તે ઓળખતું હોય એમ જણાતું. ગુલાબસિંહ જ્યારે માંચી ઉપર નીચો નમી તેને રમાડતો ત્યારે તે તુરત પોતાના હાથ લાંબા કરી

× ધ્યાન.

હસતું અને ખુશી થતું. ગુલાબસિંહ પણ માંચી આગળથી, પારણાં આગળથી કદાપિ ખસતો નહિ. રાત્રિએ અંધકારમાં પણ પોતે ત્યાંનો ત્યાં જ રહેતો, રમા અર્ધી જાગતી-ઊંઘતી હોય ત્યારે તેને કાંઈક બબડતાં સાંભળતી પણ ગુલાબસિંહ જે કાંઈ આ પ્રકારે બબડતો તે બધું કોઈ અજાણી પરભાષામાં છે એમ રમાને લાગતું; અને તેથી માતાને સુલભ એવા સહજ વાત્સલ્યભાવે તેના મનમાં અનેક વહેમ અને શંકાઓ ઉપસ્થિત થતાં. માતાને પોતાના બાળક સંબંધી સર્વ વાતની શંકા થયે જાય છે–દેવતાઓને પણ પોતાનું બાળક તે સોંપતી નથી.

ગુલાબસિંહ જે માનુષી પ્રેમના આનંદમાં પ્રરત થઈ ગયો હતો તેના મદમાં અને પોતાનાં મનમાં આ નવા પ્રેમસ્થાનને જે ઉચ્ચતમ માર્ગે લઈ જવાના તર્ક હતા તેના પ્રમોદમાં એ ભાન ભૂલી ગયો હતો કે આવો મદ અને આવો મોદ પ્રાપ્ત કરવા માટે શો ભોગ આપવો પડ્યો છે! પેલી શ્યામ, ભયંકર, અસ્પષ્ટ, આકૃતિ બાળકના પારણા આગળ તેનાં રૌદ્રનયન સમેત વારંવાર ફર્યા કરતી, લપાઈ રહેતી, બેસી રહેતી.

## ૩: પશ્ચાત્તાપ અને પ્રતિકાર

મત્સ્યેંદ્ર! મર્ત્ય જગતના શોક અને આનંદમાં હું પુનઃ પડ્યો છું. દિવસેદિવસે હું મારે હાથે મારી બેડીઓ તૈયાર કરતો ચાલું છું. પરમ આત્માને મૂકી પારકાંના આત્મામાં મને સુખ લાગતું આવે. અને જો કે સ્વનો પરમાં વિલય સાધવારૂપ વૃત્તિ જ ઉચિત છે; તથાપિ હમણાં જે થાય છે તેમ થવામાં તો મારા સામ્રાજ્યના અર્ધ કરતાં પણ અધિક મેં ગુમાવ્યું છે. એ પારકા આત્માને હું ઉન્નત કરી શકતો હોત, તો તો ઠીક હતું પણ સ્નેહપાશે તે મને પોતાની તરફ નીચે તાણી જાય છે તૃતીયનયન ગોચર સત્ત્વોનાં દર્શનથી વિમુખ થઈ ગયેલા મને વિકરાળ રક્તબીજે પોતાની જાળમાં ફસાવ્યો છે. મેં તેની સહાય સ્વીકારી, તેનાં પરિણામ માથે વહોર્યાં છે, એ વાત તું માનશે? એ પલીતને નમનાર આત્મા પુનઃ દિવ્ય દર્શન પામી શકે તે પૂર્વે અનેકાવતાર જવા જોઈએ.અને–* *

આવી આશામાં હજી પણ મને વિજયદર્શન થયે જાય છે. આ બાળજીવન ઉપર મારું પૂર્ણ સામર્થ્ય છે. કોઈ સાંભળે નહિ, જાણે તે રીતે મારો આત્મા એના આત્મા સાથે યોજાય છે અને અત્યારથી જ આત્માને પરમ જીવન માટે તૈયાર કરતો ચાલે છે. તું જાણે છે જ કે નિર્દોષ અને અનુપહત મતિના બાળને કસોટી પાર ઉતારવામાં કશો ભય નથી. એમ હું એને કેવળ સાત્ત્વિક પોષણથી જ—માનસિક, કાયિક—પુષ્ટ કર્યે જાઉં છું. સત્ત્વપ્રકાશનું એને પૂર્ણ ભાન થતાં પૂર્વે તો મારામાં હતું તેવું સર્વ સામર્થ્ય એનામાં આવી ચૂકયું હશે. એ બાળક શનૈઃ શનૈઃ પોતાનું સત્ત્વ પોતામાં સંક્રાંત કરશે. જે બેહાલ મારા નિઃસીમ વિચારપ્રદેશને પૂર્ણ રીતે ભરી રહ્યાં છે તે એ પ્રકારે અનંત યૌવન પ્રાપ્ત કરશે; એટલે મને મેં જાતે જે ખોયું છે તેનો પશ્ચાત્તાપ થવાનું ક્યાં રહેશે? પરંતુ હે પ્રિયતમ! તું અકલુષિત હૃદયવાળો છે, તારી દૃષ્ટિ સ્પષ્ટ અને અખંડ છે, તું જોઈને કહે કે ભવિષ્યમાં શું છે? મને કોઈ સાવધાનતાનો માર્ગ બતાવવો ઉચિત હોય તો બતાવ. મનુષ્યજીવનને અત્યંત પ્રતિકૂળ એવા પિશાચવર્ગને હાથે કાંઈ પણ ગ્રહણ કરવાથી સાધારણ સાધકને હાનિ વિના બીજું ફળતું નથી, એમ હું જાણું છું. એમ પણ મારા સમજવામાં છે કે અધ્યાત્મવિદ્યાની ઉપાસનામાં એવી જે આરંભથી જ સૂચના છે કે સાધનચતુષ્ટય છતાં મલિન સંસર્ગથી સર્વથા દૂર રહેવું, તેનું તત્ત્વ પણ એ ઉદ્દેશાનુસાર છે. માણસો એમ માનતાં આવ્યાં છે કે પલીતો સાથે સંસર્ગ થયા પછી તેમની જ યોનિમાં જઈ અધોગતિ પામવી પડે છે. શું માણસો એમ માને છે કે એક અલ્પ જીવનમાં એવો સંસર્ગ થવાથી અનંત ભવ બગડે? એવા રક્તબીજ પ્રમુખ પિશાચને વિવેકખ્યાતિ થતી નથી. મનુષ્યને થાય છે એટલે પોતાના ભાવિનો નિર્ણય તો મનુષ્ય જ કરી શકે, અન્ય નહિ. ત્યારે યદ્યપિ મેં આ પિશાચગણના મુખ્ય રક્તબીજ પાસેથી મૃત્યુને હઠાવવાના પ્રભાવવાળું દાન લીધું છે; તથાપિ શું હું એમ ન માની શકું કે હજી મારામાં એ પલીતના અધિકારમાંથી મુક્ત થવાનું સામર્થ્ય છે? મત્સ્યેંદ્ર સ્પષ્ટ ઉત્તર આપ; કેમકે મારી ચોપાસ જે અંધકાર વીંટાયેલો જણાય છે, તેમાં મને મારા બાળકની વિશુદ્ધ દૃષ્ટિ વિના અન્ય કાંઈ દેખાતું નથી. મારા હૃદયના ધબકારા વિના

બીજું કાંઈ સંભળાતું નથી. અહો ! પ્રેમશૂન્ય જ્ઞાનના ધણી ! યથાર્થ ઉત્તર આપ.

## મત્સ્યેંદ્રે ગુલાબસિંહને લખેલો પત્ર

**સ્થળ: શ્રીનગર**

પતિત મિત્ર ! તારા ભાવિમાં દુઃખ, હાનિ, મરણ, એ વિના બીજું કાંઈ મને જણાતું નથી. અરે ! તેં પણ છેવટે શિવસ્થાન મૂક્યું ! અનામિક સત્ત્વો જે કેવળ વિશીર્ણ થઈ તને માર્ગ આપતાં તે જ એવાં દૃઢ થઈ શક્યાં કે તેમના ઉપર તું અથડાઈ પડ્યો. તેં આપેલો શિષ્ય જ્યારે મારા હિમાલયના સ્થાનમાં ભાન ખોઈ મરણતોલ થઈ પડ્યો, ત્યારે મને તો ખબર જ હતી કે એનો આત્મા આવા જ્ઞાન માટે યોગ્ય થયો નથી; કારણકે ભય છે તે જ મનુષ્યને પૃથ્વી તરફ ખેંચીને બાંધી રાખે છે. જે ભય પામે છે, જેનામાં સાહસ નથી તે ઊડી શકતાં નથી. પણ તું સમજતો નથી કે પ્રેમ એટલે ભય ? પ્રેમ કર્યો ત્યારથી જ તારું સામર્થ્ય ગયું.

પ્રેમ અને ભય વચ્ચે તું ભેદ શા માટે માને છે ? હૃદયના પ્રકાશમાંથી જો કે સર્વ વિશુદ્ધિ ઉદ્ભવે છે; તથાપિ એકલા હૃદયને જ વશ થવું એ અંધતા છે. હૃદય પણ હૃદયને ઓળખે, પોતે પોતાને જાણે, તે અર્થે જ્ઞાનના પ્રકાશની અપેક્ષા છે. જે શંકા અને ભયથી હૃદયનો પ્રદેશ સંકોચ પામે છે તેમનો સમૂળ વિનાશ સાધવાને જ્ઞાનના અગ્નિની જ્વાળા આવશ્યક છે. જ્ઞાનનો માર્ગ તને શુષ્ક જણાય છે ને તું હૃદયાનુગામી થઈ કાંતિ, સૌંદર્ય, સ્વાર્પણ એવી ભાવનાઓની પૂંઠે પળ્યો છે; તથાપિ જ્ઞાનના પ્રકાશ વિના જ તું આ રીતે અથડાઈ પડ્યો છે. તારા હૃદયની અગાધ એકતાનતા અને ભક્તિએ તને સિદ્ધિને શિખરે પહોંચાડ્યા છતાં જ્ઞાનના પ્રકાશની ન્યૂનતાથી તારો પગ ઊંડી ખીણોમાં નહિ તો ઊતળા (છીછરા) ખાડામાં પણ લપસી જાય છે. શંકા અને ભય ઉપજાવનાર સંકોચ તને દબાવી શકે છે. સૌંદર્યની શોધના તાનમાં રાસ જોવા જતાં અન્ય સૌંદર્યના ક્ષોભથી આર્દ્ર થઈ જવાને પરિણામે તારે કેવો ક્લેશ ઉઠાવવો પડ્યો છે ! બસ ! અત્રે વધારે લખી શકાતું નથી.

મલિન સત્ત્વો તારા ઉપર અધિકાર પામ્યાં છે, તે તને છેતરશે,

ફસાવશે. એક ક્ષણ પણ ખોયા વિના તુરત મારી પાસે આવ. મારી ને તારી વચ્ચેનો ભાવ હજી પણ સિદ્ધ હશે તો તું મારી દૃષ્ટિએ જોઈ શકશે. અને હજી અપરિપક્વ એવા તારા ભાવિ દુ:ખાદિને તું જોઈ નિવારી શકશે. માનુષી સુખનાં બંધનમાત્ર કાપીને દોડ. એ સુખમાં તો તારી દિવ્ય દૃષ્ટિ જશે જ જશે. ભય ને આશા, તૃષ્ણા અને ભોગ, બધું મૂકીને આવ, એકલો આવ, જે શુદ્ધ બુદ્ધિસ્થાનમાં મન વસે છે ત્યાંથી તે હજી પણ આગળ જોઈ શકશે.

## ૪ : નવો વિક્ષેપ

ગુલાબસિંહ અને રમા એકત્ર થઈ એકભાવના આનંદનો ઉપભોગ કરવા લાગ્યાં ત્યારથી આજ સુધીમાં આ પહેલો જ પ્રસંગ થયો કે જ્યારે એ બેને જુદાઇનું ઝેરી દુ:ખ અનુભવવાનો સમય આવ્યો. ગુલાબસિંહ શ્રીનગર ગયો; ઘણા અગત્યના કાર્ય માટે જવું પડ્યું. 'થોડા જ દિવસમાં હું આવીશ' એટલું કહીને એવી ઉતાવળથી એ ચાલી ગયો હતો કે આશ્ચર્ય કે ખેદનો સમય મળી શક્યો ન હતો. પરંતુ પ્રથમ વિયોગ તો વાસ્તવિક રીતે હોઈ શકે તે કરતાં પણ અધિક દુ:સહ લાગે છે. પ્રેમ પ્રેમ સાથે જે એકભાવ અનુભવે છે તેમાં જુદાઈ થઈ, વિક્ષેપ પડ્યો, એક હતું તે બે થયું, એવો ઉગ્ર તીવ્ર ક્રૂર વિષમભાવ મનને ન સમજાય તેવી રીતે પણ નિરંતર ચીરી નાખે છે. હૃદયને એમ લાગે કે આટલા વિયોગમાં આમ થાય છે તો હવે પછીના, અરે! છેવટના વિયોગમાં કેમ થશે! પણ રમાને તો નૂતન સહચર પ્રાપ્ત થયો હતો; યૌવનનું પુનર્જીવન કરી બતાવનાર જે અતિ રસમય નવાઈ તેનો રમા ઉપભોગ કરતી હતી. પત્નીરૂપે તો અન્ય ઉપર પ્રમદાનો આધાર રહે છે, અન્ય થકી સુખનાં કિરણો સૂર્યથી પ્રકાશનાં કિરણોની પેઠે ઉદ્‌ભવે છે અને પોતાના જીવિતનું જીવિતપણું સાધે છે. પણ હવે માતારૂપે તો—આવી આશ્રય લેનાર જેવી સ્થિતિમાંથી રમા આશ્રય આપનારની સ્થિતિમાં આવી છે! કોઈ અન્ય તેના ઉપર આશ્રય રાખે છે—એક તારો પ્રકટ થયો છે, જેને સૂર્યસ્થાને તે

પોતે જ થઈ પડી છે.

'થોડા જ દિવસમાં આવીશ'!–'થોડા જ' છતાં વિયોગદુઃખે તેટલા પણ રસિક, રસમય થયા વિના નહિ રહે. થોડા જ દિવસ છે–પણ તે દિવસે દિવસની ઘડીએ ઘડી બાળકને તો એકએક યુગ જેવી છે. એ બાળકમાં રમાનું હૃદય અને રમાનાં ચક્ષુ લીન થઈ રહ્યાં છે! ગુલાબસિંહ ગયો–ગયાજીના તીર આગળથી જતા નાવના શઢ પણ દેખાતા બંધ થયા! બાળક માતાના ચરણ પાસે પારણામાં પોઢેલો છે; માતા અશ્રુ ઢાળતાંઢાળતાં વિચાર કરતી બેઠી છે કે અદૃશ્ય એવી દિવ્ય સૃષ્ટિની શી શી લીલાઓ આ પારણામાં ભજવાશે! શી શી બાળકના પિતાને કહેવા સંઘરવી પડશે! યુવતી–માતા હસ! રો! તારા જીવિતના પુસ્તકમાંનું હર્ષભર્યું પાનું તો ઉકેલાઈ ચૂક્યું–બંધ પણ થઈ ગયું–અદૃશ્ય કરે ફેરવાઈ ગયું.

* * * *

ગયાજીમાં મુખ્ય બજારની અંદર એક ખૂણામાં રાત્રિના અંધારાને ઓથે બે માણસો ધીમેધીમે ગુપ્ત વાત કરતા હતા. પશ્ચિમ તરફથી જે ઝપાટો આવવાનો હતો તેના આનંદમાં મસ્ત થઈ એ બે માણસો ઘણી અગત્યની વાતો કરતા જણાતા હતા. એ ગુપ્ત વાત એવી ધીમેથી થતી હતી કે આપણે પણ બરાબર સાંભળી ન સાંભળી થઈ છે. તોપણ કામ જેટલી નોંધવી જોઈએ. ગયાજી સુધી પણ નવી બિરાદરીનો પ્રકાશ વિસ્તરવાનો છે; બધું એક થઈ જવાનું છે; દીનનો દિન ઉદય પામવાનો છે.

એકે કહ્યું: 'મારા કાબુલના મિત્રે મને લખ્યું છે કે ભયમાત્ર હવે દૂર જાણવો. આપણને તેના તરફથી ખબર મળશે કે આપણે આ દિશાએથી ઉઠાવ ક્યારે કરવો. અઠવાડિયા સુધીમાં એ આપણને આ ગામમાં મળશે ખરો.'

આટલી વાત થઈ ન થઈ એવામાં એક માણસ બુરખેપોશ થઈ તે જ સ્થાને આવી લાગ્યો અને છૂપી રીતે માથું હલાવી સલામ કરવાની જે રીતિ આ લુચ્ચાઓએ યોજેલી હતી તે મુજબ સલામ કરી, 'યા અલ્લાહ' એવી પોતાની ગુપ્ત નિશાની બોલ્યો. તુરત જ પેલા બે જણે 'ફેજરસુલ' જવાબ આપ્યો.

'ત્યારે તો તમે જ તે કે જેની સાથે વાત કરવાની ભલામણ મને બંદાએ કરેલી છે.' પેલા ત્રીજા માણસે કહ્યું.

'પણ યાર ! આ સ્થાને વાત બને નહિ. મારા ઘરમાં પણ આપણે મળવું યોગ્ય નથી, પણ આ ચીઠીમાં લખેલું છે તે સ્થાન યોગ્ય છે.' એમ કહીને એક ચીઠી પેલાના હાથમાં મૂકી.

'ત્યારે આજ રાતે જ નવ ઘડી રાત જતાં મળીશું. દરમિયાન હું બીજું કામ પતાવી લઈશ.' એમ કહી પેલો ચીઠી આપનાર અટકયો પણ વળી આગળ ચાલી બોલવા લાગ્યો: 'તમારા છેલ્લા પત્રમાં પેલા ગુલાબસિંહ વિષે તમે લખ્યું હતું. હજી તે અત્રે છે? એવા ધનવાન આપણામાં ભળે તો બહુ ઠીક થાય.'

મેં સાંભળ્યું છે કે સવારે જ તે ગયો અને એની સ્ત્રી અહીં છે. પેલા અત્યાર સુધી ચૂપ રહેલા બીજા માણસે કહ્યું.

'એની સ્ત્રી !–એ તો બહુ સારું.' પેલા ત્રીજા માણસે કહ્યું ને તુરત જ સલાહ કરી ચાલવા માંડતાં ઉમેર્યું: 'ઠીક ત્યારે રાતે નવ ઘડીએ મળીશું. ગુલાબસિંહનું ઘર કયાં છે?'

'બુદ્ધદેવના દેવાલયની પાસે.'

આટલું સાંભળતાં જ પેલો ત્રીજો માણસ ચાલતો થયો. પેલા બે પણ એકાએક રસ્તે જુદાજુદા છૂટા પડી ગયા.

## ૫ : વિક્ષેપનો વિકાર

ત્રીજા માળની બારી ઉઘાડી હતી. રમા બારીની અંદરના ભાગ ઉપર બેઠીબેઠી ગયાના પ્રવાહ ઉપર જતીઆવતી હોડીઓની રમત જોયા કરતી હતી. પાસે એનો બાળક માંચીમાં રમતો હતો, તેના ભણી ઘડીમાં નજર ફેરવતી ને વળી ગયા ઉપરની હોડીઓ સામું જોઈ પોતાનો પ્રિયતમ આવતો હશે, એ જ માર્ગે ગયો છે, એવા તરંગમાં ગુમ થતી. સાયંકાળને સમયે ગયા ઉપર હવા ખાવા હોડીઓમાં ફરતા અનેક રંગીલા

પુરુષો આ ભવ્ય કાંતિના અનેક નાના પ્રકારના ભાવથી દર્શન કરતા હતા.

ઘણીક હોડીઓ ગઈ, આવી, પણ એક હોડીમાંના પુરુષે રમાવાળો ભવ્ય પ્રાસાદ દીઠો કે તુરત હોડી થોભાવી. હંકારનારને કિનારે જવાની આજ્ઞા આપી. તે પુરુષ ઊતર્યો, પગથિયાં ચઢ્યો, મહેલમાં આવ્યો. અરે! પ્રેમમૂર્તિ રમા! રો, હસ, તારા ભાગ્યનું પાનું ફર્યું.

એક ચાકરે આવીને રમા બેઠી હતી ત્યાં ખબર કહી કે લાલાજી નામના કોઈ ગૃહસ્થ આપને મળવા ઇચ્છે છે, આજ્ઞા હોય તો આવે. શા માટે રમા લાલાજીને ન મળે? ખુશીથી મળશે, પોતાના પરમ સુખની, ગુલાબસિંહની વાર્તા એક એવા મિત્ર આગળ કરીને પોતાના મનને બે ઘડી રમાડશે. કેવા હર્ષથી બાળકને સતાવી હર્ષ પામશે! બિચારો લાલાજી! આજની ઘડી પર્યંત એનું નામ રમાને સાંભર્યું ન હતું. પોતાના બાલપણુની નાનીમોટી ગાંડાઈ, ઘેલાઈ, રમત, નાચ, રાસ, ગમત, સર્વ ભેગું એને પણ ભૂલી ગઈ હતી.

લાલાજી અંદર આવ્યો, એને જોતાં જ રમાના મનમાં મહાક્ષોભ લાગ્યો. એનું વદન કેવું કરમાઈ ગયું છે! ચિંતાથી અંગ કેવું ચઢી ગયું છે! ચિત્રકારની કાંતિ અને આનંદી પ્રમત્ત આકૃતિ ક્યાં છે! પોશાક પણ કેવોક ઠેકાણા વગરનો પડેલો છે! મનમાં ખેદ પામતી પણ વચનથી શાંતિ પમાડવા ઇચ્છતી રમાએ કહ્યું: 'આવો, શું લાલાજી, તમે જ, કેવો ફેરફાર થઈ ગયો છે!'

ફેરફાર! લાલાજીએ રમાની પાસે બેસતાંબેસતાં કરડાકીથી કહ્યું: 'એ ફેરફાર માટે કોનો આભાર મારે માનવાનો છે? ભૂત, પ્રેત અને તેમને સાધનારાનો જ. જેમણે મારા જીવને ઝાલ્યો છે તેમ તારાને પણ મૂક્યો નથી. રમા! સાંભળ, થોડાંક અઠવાડિયાં ઉપર મેં સાંભળ્યું કે તું ગયાજીમાં આવેલી છે. અનેક પ્રકારનો ભય છતાં ગમે તેમ બહાનું કાઢી, જ્યાં છતા થવાથી માથું જવાનો પ્રસંગ છે, તેવે ઠેકાણે હું આવ્યો છું. શા માટે? માત્ર તને સાવધાન કરવા, તને ઉગારવા. ફેરફાર? તને મારામાં ફેરફાર જ જણાયો! બહારનો ફેરફાર, પણ અંદર જે મહાવિકટ ઉકાળો ચાલે છે

તે તું જાણે છે? તેના આગળ એનો કશો હિસાબ નથી, બાઈ, હજુ વખત છે, સાવધ થા સાવધ. જીવ ઉગારવો હોય તો જરા સંભાળીને ભાન ઠેકાણે આણ.

લાલાજીનો ખોખરો અને જાડો અવાજ, જેમ કોઈ પ્રેત જ બોલતું હોય તેમ ભયંકર લાગ્યો; અને એની કહેવાની વાતથી લાગે તે કરતાં પણ વધારે ભય રમાના પેટમાં ભરાયો. સૂકાં અંગ, ઊંડી આંખો, ફીકું વદન ને ચિંતાગ્રસ્ત સ્તબ્ધ દૃષ્ટિ; એ બધું ને તેમાં આવો સ્વર, એ બધાથી રમાને તો જે ભૂતની લાલાજી વાત કરતો હતો તે જ આવીને ઊભું હોય એવો થરથરાટ વછૂટી ગયો. પણ ધીરજ રાખી તે બોલી: 'અહો! લાલાજી! આ શું લવો છો? આટલાં વર્ષ બહાર ફરી આવ્યા, તેથી ભાન–બાન ગયું કે શું? આ તો–'

'સાંભળ સાંભળ;' લાલાજીએ રમાનો હાથ ઝાલી પોતાના શરીરના અતિ શીત સ્પર્શથી રમાના થરથરાટમાં વૃદ્ધિ કરતાં વચ્ચે જ કહ્યું: 'સાંભળ, તેં એવી વાતો તો સાંભળી હશે જ કે કેટલાક માણસો અમુક સાધનાઓ કરે છે ને ભાતભાતની સિદ્ધિઓ કરી બતાવે છે, એવી વાતો કાંઈ ખોટી નથી. એવા માણસો હાલ પણ છે. એમનો ધંધો જ એ કે પોતાના ટોળાનો વધારો જેમ થાય તેમ કરતા જવું. એમના પંજામાં સપડાયેલો મૂર્ખ જો નિષ્ફળ જાય તો તેના ભોગ! પલીત તેને જ વળગે ને આખો જન્મારો ખરાબ કરે. હું પણ તેમાંનો જ એક છું. પણ જો તે વિજયી થયો તો તો વળી સોવાર મૂઓ; એવું તેનું દુઃખમય જીવિત અનંત કાલ સુધી બની રહેવાનું. હું એવા સ્થાનમાંથી હાલ આવું છું કે જ્યાં લોહીની નીકો—નદીઓ વહે છે; મોટામોટાનાં માથાં ઉપર મોત તો ભમ્યા કરે છે; પણ ઓ રમા! જ્યાં (પોતાના હૃદય ઉપર હાથ મૂકી લાલે ચલાવ્યું) મોતની પણ પેલી પારના મહારૌરવ કરતાં અધિક પીડાકારી ક્લેશનો નિવાસ છે તેના આગળ તે બધું કંઈ નથી.'

આટલા ઉપોદ્ઘાત પછી લાલાજીએ પોતાની બહેનને જે રીતે બધી હકીકત સંભળાવી હતી તે રીતે રમાને જરીએ જરી કહી સંભળાવી. જોનારને ચક્ષુમાં અંગારા ઘોચી ઘાલ્યા જેવી વ્યથા ઉપજાવનાર તથા રુધિર-

માત્રને ટાઢું પાડી નાખી શરીરે શીત વર્ષાવનાર રક્તબીજના દર્શનની વાર્તા લગારલગારે કહી બતાવી, રમાને ટાઢીબોળ કરી નાંખી. એકવાર એનાં દર્શન થવાં જોઈએ, પછી પોતાની મેળે તેને આવેલો જ જાણો; લાખો અનાચાર, દુરાચાર તે પ્રેરતો જ રહેશે. રુધિરના સ્રાવમાં ઝીલો, મદિરામાં ડૂબ્યા રહો, માંસાદિ મકારોપાસનમાં મોક્ષ માનો, તો જ તે તમને જંપવા દેશે, નહિ તો સર્વદા ક્લેશ, દુઃખ, પીડા, વ્યથા અને એ પોતે; એ સર્વને વિદ્યમાન જાણવાં. એકાંત, વૈરાગ્ય, વિવેક, સમાધાન–એનો વિચાર પણ કરવો નહિ. રમા તો આવી વાતો સાંભળીને સ્તબ્ધ જ થઈ ગઈ, નાડીઓમાં રુધિર ફરતું પણ બંધ પડી ગયું અને આખો ઓરડો ચકરચકર ફરવા લાગ્યો. ગુલાબસિંહ વિષે પોતાના મનમાં જાગેલા વહેમો ફરી જાગ્રત થયા. આ વાત સંબંધી તેમના ઉપર વધારે અજવાળું પડવા લાગ્યું, પ્રેમભાવે અત્યાર સુધી પોતાની ભૂલરૂપે જે વહેમને દરાવ્યા હતા તે જ પોતાના પ્રિયતમના સત્યસ્વરૂપને સ્થાને ભાસવા લાગ્યા! ત્રાસ પામતી ગાભરી માતા તુરત પોતાના બાળક ભણી વળી, તેને હાથમાં લઈ છાતીએ ચાંપવા લાગી.

'અરે અભાગણી!' લાલાજી બોલ્યો: 'જેને બચાવવાની તારામાં શક્તિ નથી એવા બાળકને વળી તેં જન્મ આપ્યો છે કે? એને ધવડાવીશ નહિ. ગયાના પ્રવાહમાં જ નાખી દે ગળે ટૂંપો દઈને મારી નાખ; કેમકે મોત પામવાથી પણ એના જીવને સુખ થશે.*

આ સમયે રમાને, ગુલાસિંહ રાત્રિએ બાળક પાસે બેસી રહેતો, કોઈ અજાણી ભાષામાં કાંઈક બબડતો, બાળક અને એ બન્ને કાંઈ હસતા, તે બધું સ્મરણમાં જાગી આવ્યું. બાળકના સામું જોતાં તેની સાકૂત દષ્ટિમાં જાણે રમાને કાંઈક સમજાયું. પોતાના તર્ક સત્ય છે એવો ભાસ દેખાયો, માતા અને તેને સાવધ કરવા આવનાર ઉભય સ્તબ્ધ થઈ ગયાં. બારીએથી આથમતા સૂર્યનાં કિરણ આછાંઆછાં એ ત્રણે ઉપર પડતાં હતાં, ઓરડામાં સાયંકાળના દીપ પ્રકટ થઈ ચૂક્યા હતા. દીપ પાછળ આ ત્રણેયથી અજ્ઞાન રીતે પેલી વિકરાળ આકૃતિ—રક્તબીજ લપાઈ રહી હતી.

પરંતુ ધીમેધીમે યુવતી માતાના મનમાં સારા અને શુભ વિચારોનું,

પોતાના પ્રિયતમની સાથેના ઉચ્ચ પ્રસંગોનું ભાન સ્ફુરવા માંડ્યું. બાળકની આકૃતિ તેના પિતાના જેવી જ જણાવા લાગી અને એ બાળકના મોંમાંથી કાંઈક આવા સખેદ શબ્દો નીકળતા હોય એવું લાગ્યું: 'તારા બાળકરૂપે હું તને કહું છું: તારા ઉપર મેં જે પ્રેમ રાખ્યો તેના બદલામાં તું મારા ઉપર અશ્રદ્ધા કરે છે, એક ડાગળીખસેલો માણસ ગમે તેમ કહે છે તે ઉપર શ્રદ્ધા કરી મારા ઉપર શંકા આણે છે?'

રમાએ છાતી ભરી ઊંડો નિસાસો નાખ્યો. અંગ જરા વધારે સ્થિર અને સીધું કર્યું; આંખોમાંથી ભવ્ય પ્રકાશ નીકળવા લાગ્યો; અને તે બોલી ઊઠી.

'ચાલ ચાલ, તારા પોતાના ગાંડાપણથી ગમે તેમ લવનાર લાચાર જીવ! ચાલ, મારા આગળથી તું તારે માર્ગે જા. જો આ બાળકના પિતા ઉપર મને શંકા આવે એવું હું કાંઈક દેખું તો તે માનવા કરતાં હું મારી આંખોને વિકાર થયો છે એમ જ માનવું વધારે યોગ્ય ગણું છું; અને તને, ગુલાબસિંહ કોણ છે તેની શી ખબર? મત્સ્યેંદ્ર અને તેનાં પ્રેતને મારા પ્રિયતમ સાથે શો સંબંધ છે?'

'ઠીક, હાથકંકણને અરીસાની જરૂર નથી. હવે ઝાઝી વાર નથી. જે પિશાચની હું વાત કરું છું તે પોતે જ કહે છે કે તું અને આ તારો બાળક બન્ને તેના હાથમાં સપડાયાં છો. તારો શો નિશ્ચય છે તે હું જાણવા ઇચ્છતો નથી, અહીંથી જતા પહેલાં હજી એકવાર મળીશ.'

આટલું કહી લાલાજી ચાલતો થયો.

## ૬: અમૃતમાં ઝેર

અહો ગુલાબસિંહ! સાધક, તમોબદ્ધ છતાં સત્ત્વસ્થ મહાત્મા! તું એમ ધારે છે કે અનંત કાળથી જીવિત ધારણ કરી રહેનાર અને થોડાંક વર્ષ સુધી જેનું જીવન મરતુંમરતું જીવે છે તેવાં બે વચ્ચેનો સંબંધ ટકી શકશે! એટલું પણ તારા સમજવામાં પ્રથમથી આવ્યું નથી કે કસોટીથી પરિપૂર્ણ પાર ઊતર્યા વિના તારું જ્ઞાન અને એનો પ્રેમ—તેની એકતા થવી અશક્ય છે?

જ્ઞાન અને પ્રેમનું ઐક્ય સ્થૂલ અને સૂક્ષ્મની પારના પ્રદેશમાં જ છે, અન્યત્ર નહિ, એટલું પણ તું વીસરી ગયો છે? તું શ્રીનગરમાં આવ્યો છે શા માટે? અવર્ણ્ય એવી તારી અનેક શોધમાં એ પણ તારો અભિલાષ છે કે બાળક અને માતા ઉભયને ઉગારી ઉન્નત કરવાનો માર્ગ સાધવો; પણ એટલું તને સ્મરણમાં નથી આવતું કે જે પિશાચની સહાયથી તેં એ બેનો જીવ ઉગાર્યો છે તેનો અધિકાર તે જીવ ઉપર સંપૂર્ણ રીતે જામેલો છે. ભય અને અશ્રદ્ધાનાં બીજ પ્રેમમાં રોપાયાં તો તેમાંથી મોટાં વૃક્ષોનું ગાઢ વન ઊગી નીકળવાનું; પ્રકાશમાત્રને છાઈ નાખી અંધકારમય બધું કરી દેવાનું; એ વાત શું તારા સમજવામાં નથી? તમોબદ્ધ મહાત્મા! પેલી વિકરાળ આંખો માતા અને બાળકની પાસે જાગતી જ રહે છે!

લાલાજી ગયો તે આખો દિવસ રમાએ અનેક તર્કવિતર્ક અને ભયપરંપરાના ક્લેશમાં સમય ગાળ્યો. ગમે તેવા અગાધ પ્રેમપ્રવાહમાં પણ શંકાની ધારા જો એકવાર વહેવા લાગી તો તે ઉપર ન જણાતાં છતાં એ નિર્મૂળ થવાની નહિ. રમા જરાક વિચાર કરી એવા વિતર્કોને બુદ્ધિપૂર્વક વિવેચવા બેસે કે બધા વિખેરાઈ જાય; પણ પાછા દ્વિગુણિત થઈ બુદ્ધિને કલુષિત કરી નાખે. એને સ્મરણ થઈ આવ્યું કે મેં લાલાને કહ્યું હતું જે બાળપણામાં પણ મારા જીવિતનો અંત કોઈ અલૌકિક રીતિએ આવનાર છે એવાં ચિહ્ન મને સમજાતાં હતાં. દિલ્હીમાં યમુનાકિનારે એકવાર આ પ્રમાણે લાલાજીએ કહ્યું હતું, તે વખતે એણે પણ એમ કહ્યું હતું કે મને યે એવા જ વિચાર આવે છે ને આપણા બન્નેનું ભાવિ એક રીતે સરખું જ હોય એમ સૂઝે છે. આ વાત પણ રમાને અત્યારે તાજી થઈ આવી. સર્વ કરતાં વધારે તીવ્ર રીતે તો અત્યારે એ વાત રમાની સ્મૃતિમાં જાગી ઊઠી કે અમે બન્નેએ તે સમયે એમ જ નિશ્ચય કર્યો હતો કે ગુલાબસિંહને જોતાં જ આપણા મનમાં એમ પ્રતીતિ થઈ આવે છે કે આપણા ભાવિ વિષે જે ગૂઢ સૂચન થયા કરે છે તેનો સંબંધ આ પુરુષની સાથે જ છે.

એક પ્રકારના જાદુથી જ આ બધા વિચારો જાણે સૂઈ રહેલા હોય ને તે જાદુ લાલાજીને મળવાથી દૂર થયો હોય તેમ એ બધા તર્કવિતર્ક રમાના મનમાં હતા તેવા ને તેવા જાગી ઊઠ્યા. લાલાજીને જે ભય લાગ્યો

હતો તેની છાયા પણ પોતાના હૃદયમાં પડવા લાગી ને એવી તાદૃશ થતી ચાલી કે પ્રેમ અને બુદ્ધિ તેની સામે થઈ શક્યાં નહિ; છતાં પણ જ્યારેજ્યારે બાળકના સામું જોતી ત્યારે તે પોતાની સ્થિર અને અનિમિષ દૃષ્ટિ મારી સામે માંડી રહ્યો છે અને યદ્યપિ શબ્દ સંભળાતો નથી તથાપિ મને કંઈક કહેવા માટે એના હોઠ ફફડે છે એવું રમાને લાગતું. બાળક નિદ્રા પણ લેતો ન હતો. જ્યારેજ્યારે રમા એના મુખ ઉપર નજર કરે ત્યારેત્યારે તેની તે જ બધી તપાસ રાખતી ઉઘાડી આંખો દેખે એ દૃષ્ટિની સહૃદયતામાં કાંઈક મર્મવેધક દુ:ખનો, ઠપકાનો, અરે! આવો જ પ્રેમનો બદલો હોય એવા અર્થનો ભાવ સમજે. એ દૃષ્ટિથી પોતે ટાઢીબોળ થઈ જાય. વળી વિચારજાળમાં ગૂંચવાવા માંડે. આ પ્રકારે પોતાના નિરંતરના નિશ્ચયોનું પરિવર્તન થઈ ગયેલું જોઈને પોતે તે ખમી શકી નહિ, સહન કરી શકી નહી અને એમાંથી છૂટવાનો ઉપાય શોધવા લાગી. સ્વાભાવિક વહેમી પ્રકૃતિ અને લોકોની વહેમ-ભરેલી સ્થિતિના સંસ્કાર, તેથી સહજમાં સહજ ઉપાય એ સૂઝ્યો કે કોઈ ભુવાને બોલાવું, કોઈ માંત્રિકને બોલાવું, કોઈ જોશીને બોલાવું, મારા પ્રિયતમ વિષેનો નિર્ણય કરી લઉં. પ્રેમના સ્વાર્પણમાં પણ બાળકને સાચવવાના સ્વાર્થનો કાંટો રોપાયો. ગયાજીમાં મંત્રશાસ્ત્રની સિદ્ધિ માટે સારી પ્રસિદ્ધિ પામેલો એક વૃદ્ધ બ્રાહ્મણ હતો. તેને રમાએ તુરત તેડાવ્યો અને પોતાની વર્તમાન સ્થિતિ તેને સમજાવી. ધર્મનિષ્ઠ, ઉપાસક, શ્રદ્ધાળુ, છતાં પણ વિદ્યાના ઉત્તમ સંસ્કારવિનાનો અને ભણેલો પણ ગણેલો નહિ, તેથી અક્ષરમાત્ર જ સમજનારો પેલો વૃદ્ધ જે પ્રત્યેક હાથચાલાકીના કામને પણ મોટી મંત્રવિદ્યાના ચમત્કાર માનતો, તે તો બહુ ગભરાટમાં પડી ગયો અને ગંભીર આકૃતિ કરી રમાની આશામાત્રનો સમૂળ ઉચ્છેદ કરવા લાગ્યો. રમાને વિવિધ પ્રકારે સમજાવતાં એણે લાલાજીના જેવો જ અભિપ્રાય દર્શાવ્યો કે તારે જવું. રમાએ જે કાંઈ થોડું સરખું આ વૃદ્ધને કહ્યું હતું તેટલું જ તેને તો વામમાર્ગની સાક્ષાત્ સાબિતી જેવું લાગ્યું; અને ગામગપાટા ગુલાબસિંહ માટે સાંભળેલા તે આધારે તેને પાંચે પ્રકારનો ઉપાસક ધારી લઈ, મા અને બાળકના જીવને પોતાને સ્વાધીન કરી લેવા તેનો આ બધો પ્રયોગ છે, એમ પોતે નિશ્ચય કર્યો. પરંતુ આવા મૂર્ખે જે વાતો ઓપીઓપીને

કરવા માંડી, પોતે સાંભળેલી દંતકથાઓ અને વાતોને મોટા ઐતિહાસિક પુરાવારૂપે આપવા માંડી, તેનાથી રમાનાં તો ગાત્ર જ ગળી ગયાં. 'એવા લોકો તો બાળકોના જીવને જ વશ કરવા પ્રયાસ કરે છે' એમ કહી બધી વાતનું વલણ વાળતાં તેવાં અનેક કલ્પિત દૃષ્ટાંતો પણ કહી બતાવ્યાં; અને રમાને તો ભયથી શૂન્ય જેવી કરી નાખી. નાસી જવું જ જોઈએ, નહિ તો બાળકના પ્રતિ માતાનો જે પવિત્ર ધર્મ છે તેનો ભંગ થશે, અનંત નરકયાતના તારા પોતાના આત્માને વેઠવી પડશે; એ આદિ સૂચનાઓ, ભલામણો, શિખામણો–તેનો વરસાદ વરસાવી ડોસા શિવ! શિવ! શિવ! કરતા 'બેટા! નારાયણ તને ને તારા દીકરાને કુશળ રાખો' એવો આશીર્વાદ આપી ચાલવા લાગ્યા. રમાને તો મૂર્છા જ આવી ગઈ.

દિવસ જેમતેમ વીત્યો, રાત પડી, જ્યાં મૂર્છામાં જ રમા પડી રહી હતી ત્યાં ને ત્યાં જરાક ભાનમાં આવી, ને પાછી એ ને એ વિચારમાં ઊંઘવાને બદલે પથારી ઉપર આમતેમ તરફડિયાં મારવા લાગી. રાત સમસમાટ કરતી ચાલી જતી હતી. આખા ઘરમાં કોઈ હતું નહિ. ભયંકર શાંતિમાં ગયાના પ્રવાહના ખળખળાટથી અત્યારે તો વૃદ્ધિ થતી હતી. રમા વધારે ગભરાટમાં પડી. અંધકાર પોતે જ જાણે બોલવા લાગ્યો. અનેક રૂપ ધારણ કરવા લાગ્યો. જાણે એવાં બધાં રૂપ એને એમ કહેતાં હોય: 'હે વિપ્રલબ્ધ મૂઢ બાળા! તારાં કર્મમાત્ર અમે લખી રાખીએ છીએ. એમાંનું એક પણ તને મૂઆ પછી યોગ્ય બદલો અપાવ્યા વિના જવાનું નથી.' એવો ભાસ રમાને થવા લાગ્યો. એટલે સુધી થયું ત્યારે રમાને કાંઈક ભાન આવ્યું કે મારી અક્કલ ખસી ગઈ છે; પણ આવું ભાન થયું તે સમયે જ એક વિચાર પ્રાધાન્ય પામી ગયો અને પાછું તે ભાન જતું રહ્યું. ગુલાબસિંહે એક ઓરડો સર્વથી એકાંત રાખી બંધને બંધ રાખી મૂકેલો છે. રમાને પોતાને પણ તેનો ઉંબરો ઓળંગવાની રજા નથી, એ ઓરડામાં શું હશે? જઈને તપાસવું જોઈએ, કદાપિ ત્યાંથી જ આ બધા તર્કોનો નિર્ણય મળી આવે! એવો વિચાર રમાના મનમાં વધારેવધારે દૃઢ થતો ચાલ્યો. એ વિચારના બળે જ, પોતાની ઇચ્છા વિના પણ એકાએક બેભાનમાં ને બેભાનમાં રમા પ્રેમમૂર્તિ!–અંધકારમાં થઈને ચાલી; પેલા

ઓરડાનાં બારણાં આગળ આવી પહોંચી. માતા! તારો બાળક જ તને આટલે સુધી આવા સમયે દોરી લાવ્યો છે! બારણાંને તાળું નથી, સાંકળ નથી, હાથ અડકાડતાં જ ઊઘડી ગયું. ક્ષણિક જીવ! અનંત યુગના દ્રષ્ટાની પાસે જે સ્થાને અનંત ગૂઢ સત્ત્વોની સભા ભરાતી ત્યાં તું અત્યારે રાત્રિમાત્ર સહાય થઈ ઊભો છે!

## ૭ : અમૃતનું ટીપું

રમા આ મહાત્માના ગુહ્યાગારની વચ્ચોવચ્ચ ઊભી, ચોપાસ દૃષ્ટિ ફેરવવા લાગી; પણ જેવાં કૂલડીઓ અને યંત્રો, જેવાં અરીઠાં ને હાડકાંની માળા આદિ, જેવાં યંત્રપાત્ર પુસ્તકાદિ, કોઈ વામ તાંત્રિકના મંડળગૃહમાં હોય તેવી કશી સાબિતી ત્યાં હતી નહિ. સ્વચ્છ ચંદ્રપ્રકાશ ઓરડાની શ્વેત ભીંતો ઉપર ચોપાસ વિલસી રહ્યો હતો. કેટલીક વનસ્પતિનાં સૂકાં ડાળખાં, અને કેટલાંક કાંસાનાં પાત્ર એક ખૂણે પડ્યાં હતાં. એ વિના કશું એ સ્થાનમાં હતું નહિ. કાંઈ પણ જાદુ—રમાએ ધારેલો તેવો કે અન્ય પ્રકારનો—કાંઈ પણ હોય તો તે માત્ર પ્રયોક્તામાં જ હતું, પાત્રમાં કે વનસ્પતિમાં નાહ. તે તો સાધારણ મનુષ્યના હાથમાં પણ સાદું કાંસુ ને સૂકાં પાંદડાં જ હતાં. અહો મહાત્મા! તારાં કાર્ય અને તારા ચમત્કાર સર્વદા એવાં જ હોય છે! શબ્દસમૂહ છે તે પણ સર્વસાધારણ છે. સર્વ મનુષ્યને સામાન્ય રીતે સર્વદા સુલભ છે; છતાં એના એ શબ્દોમાંથી, રે અમર મૂર્તિના ઉપજાવનાર! તું કેવા પ્રાસાદ ઊભા કરે છે! પિરામિડ નાશ પામે તોપણ કાળગતિ તેમને અસર કરી શકતી નથી, મહાપ્રલયકાળનો કાળાનલ પણ તેને પ્રજાળી શકતો નથી!

ત્યારે શું જે સ્થાનમાં મહાત્માની શક્તિએ અનેક ચમત્કારો સાધેલા તે સ્થાનમાં અત્યારે તેણે કશું પોતાનું સત્ત્વ રહેવા દીધું નથી? કાંઈક છે એમ લાગે છે; કેમકે રમા ત્યાં ક્ષણવાર ઊભી રહી એટલામાં જ તેને પોતાનામાં કાંઈક ગૂઢ પરિવર્તન થતું સમજાયું. રુધિર વધારે ત્વરાથી ફરવા લાગ્યું અને આખા શરીરમાં આનંદની ઊર્મિનો વેગ વધતાંવધતાં જાણે પોતાનાં અંગથી જડેલી બેડીઓ તૂટી પડતી હોય તેવા પરમ સ્વાતંત્ર્યના

સુખનો એને સાક્ષાત્ અનુભવ થવા લાગ્યો. એને જે ભ્રમ થયો હતો તેમાં અનુભવાયેલા વિવિધ ક્લેશમય તર્ક વિદૂર થઈ જઈ, તે ભ્રમને સ્થાને પોતાના પ્રિયતમને મળવાનું, પોતાના પ્રિયતમની પાસે જવાનું ઉગ્ર ભાન પ્રદીપ્ત થયું. હવામાં જે પરમાણુસમૂહ વ્યાપેલો છે તે બધો જાણે કોઈ દિવ્ય આકર્ષણથી પ્રપૂર્ણ હોય એમ લાગવા માંડ્યું; અને જાણે હમણાં જ અંતરાત્મા શરીરથી છૂટો પડશે અને મનોવાંછિત સાધશે, એમ રમાને અનુભવ થતો ચાલ્યો. એકાએક ભાન ઓછું થતું જાય છે એમ એને લાગવા માંડ્યું. અને ખૂણામાં જ્યાં એક પાટલા ઉપર પેલાં વનસ્પતિ આદિ પડ્યાં હતાં ત્યાં જ તે બેસી ગઈ. જેવી બેસવા માટે નીચી નમી તેવામાં જ એક કાંસ્યપાત્રમાં નાની શીશી હતી તે આંખે પડી. યંત્રવત્ પ્રેરણામાત્રથી જ કાંઈ પણ ઇચ્છા વિના રમાએ શીશી હાથમાં લઈ દાટો ઉઘાડ્યો. તુરત જ અંદરનો રસ ઊભરાઈ ઊઠ્યો અને આખા ઓરડામાં આનંદકારક સુગંધ છવાઈ ગઈ. રમાએ તે સુગંધથી ઘ્રાણેંદ્રિયને રમાડવા માંડી, પેલા રસથી પોતાના બળતા લમણાને ટાઢા પાડવા લેપ કર્યો. આમ થતાંની સાથે પેલી જે શૂન્યતા થવા માંડી હતી તે ઊડી ગઈ અને જાણે પોતાને પાંખો આવી હોય ને આકાશમાં ઊડતી હોય, તેમ રમાને લાગ્યું.

રમાની દૃષ્ટિમર્યાદામાંથી ઓરડો જતો રહ્યો. પૃથ્વી, નદી, દેશ, પર્વત, વન–સર્વ ઉપર થઈને મૂળથી જાગ્રત થયેલા ઉગ્ર સંકલ્પબળને આધીન થઈ, આ રીતે સ્વતંત્ર થયેલો જીવ દોડતો ચાલ્યો. આ સૃષ્ટિનું નહિ એવું કોઈ આવરણ રમાને પ્રત્યક્ષ થયું. ત્યાં શાસ્ત્રજ્ઞ મહાત્માઓની છાયાનાં એને દર્શન થતાં ચાલ્યાં. આ સ્થૂલસૃષ્ટિનાં રૂપમાત્રની–તન્માત્રા જેવી છાયાઓ, કશો પ્રતિરોધ ન કરી શકે તેવાં પણ આકારવાન ચિત્રો એને જણાવા લાગ્યાં. એનાં એ જ પરમાણુમય ચિત્રો પરસ્પરમાં ઓતપ્રોત થઈ આ સૃષ્ટિનાં ગ્રહોપગ્રહાદિને પોષે છે, નવી સૃષ્ટિઓ રચતાં જાય છે ને આવો સૂક્ષ્મ પદાર્થ, સ્થૂલ થઈ જડ જગત વિસ્તારે છે, એમ પણ પ્રત્યક્ષ સમજાવા લાગ્યું. આવા અમિત અને શાંત આવરણના પડદા ઉપર, રમા એવી સ્થૂલ સંજ્ઞા ધરાવતા જીવે ગુલાબસિંહની છાયા દીઠી. પોતાની પેઠે સ્થૂલથી સ્વતંત્ર થયેલો પોતાનો પ્રિયતમ દીઠો. એ છાયાની પાસે જ મત્સ્યેંદ્ર

ગુરુની છાયા પણ ઊભેલી જણાઈ. પંચ મહાભૂતોના તન્માત્રનું જે યુદ્ધ ચોપાસ ચાલી રહ્યું હતું, જે વૃક્ષ, પર્વત, સરિતા, સમુદ્રાદિનાં સ્થૂલ થઈ-થઈને ઠરતાં હતાં; અને સર્વ ઉપર સર્વમાં જે અમિત જીવન વ્યાપી રહી સર્વની સત્તા સિદ્ધ કરતું હતું, તેને જરા પણ વ્યગ્ર થયા વિના આ બે ગુરુશિષ્ય જોયા કરતા હતા.

રમાએ વધારે વિલોકવા માંડ્યું તેમ તેણે જોયું કે આ સ્થાને પણ આ ગુરુચેલા નવરા નથી. મહાવિકરાળ રાક્ષસો, સર્પ, વ્યાઘ્ર ઇત્યાદિ કરાળ મૂર્તિવાળાં મુખ અને પૂછડાંવાળી, અર્ધી મનુષ્ય, અર્ધી પશુ એવી વિલક્ષણ આકૃતિઓ તેમની આગળપાછળ રમ્યા કરતી હતી. રમાને લાગ્યું કે આ તો ખરેખરા કોઈ જાદુગર જ છે. આત્મબળથી ઊઘડેલાં ચક્ષુને રમાએ આ બે જણની દૃષ્ટિ જ્યાં હતી તે તરફ દોડાવ્યાં, તો જે ઓરડામાંથી પોતે ઊપડી હતી તે જ ઓરડો પાછો દૃષ્ટિએ આવ્યો. ગયાનો પ્રવાહ, બુદ્ધદેવનું ચૈત્ય, એ બધું પુનઃ જણાવા લાગ્યું. એ ઓરડામાં રમાને પોતાની પણ મૂર્તિ જણાઈ! રમા પોતે જોનાર અને પોતાથી જુદી બીજી રમા એવું જોઈને એને જે ત્રાસ થયો તે કદાપિ વિસારે પડે નહિ તેમ એના મનમાં જડાઈ ગયો. પણ પછી એમ જણાયું કે પોતે ઓરડામાંથી ઊઠી, ધીમેધીમે પોતાના બાળકના પારણા આગળ ગઈ. પારણાની પાસે એક અસ્પષ્ટ પણ મહાવિકરાળ ઢગલો હોય તેવી આકૃતિ એણે જોઈ. તેનાથી વિચાર, વિસ્મય કે ભય પ્રેરાય તે પૂર્વે તો એ પારણાવાળા ઓરડાની ભીંતો, નાટકનો પડદો ઊપડે તેની પેઠે જતી રહી, અને મુસલમાનોનાં ટોળાં—તરવારોની ઝપાઝપ—બંદીખાનું—રુધિરસ્રાવ—વધસ્થાન—પોતે—બાળક——ગુલાબસિંહ એવી અનેક અસ્પષ્ટ પરંપરા એના આગળ થઈને ચાલી ગઈ. એકાએક પેલી ગુલાબસિંહની છાયાએ રમાની જે ઓરડાની અંદરની છાયા તે ઉપર દૃષ્ટિ કરી અને તે રમાની તરફ ધસવા લાગી. રમાથી તે ખમાયું નહિ; તુરત જ મોટી ચીસ પાડીને જાગી ઊઠી.

જાગતાં એને માલૂમ પડ્યું કે વાસ્તવિક રીતે ગુહ્યાગારમાંથી નીકળી હું પુત્રના પારણા પાસે જ આવેલી છું. બધું જેવું જોયું તેવું જ છે. અરે! પેલી શ્યામ અસ્પષ્ટ આકૃતિ પણ આ પાસે છે!

'ઓ મારા પ્યારા પુત્ર ! મારા વહાલા પ્રાણ ! બીશ નહિ, તારી મા તને ઉગારશે.'

## ૮: રમાએ પોતાના પ્રિયતમને લખેલો પત્ર

"છેવટ આ દહાડો આવ્યો! હું જ તારાથી મારી મેળે વિખૂટી પડું છું. આવી પ્રેમભ્રષ્ટ હું તને છેલ્લીવારનું પ્રેમાલિંગન આપી રામરામ કરું છું. આ અક્ષરો તારા વાંચવામાં આવે ત્યારથી મને મૂએલી જાણજે. તું મારું જીવન છે, મારો પ્રાણ છે, તારાથી જુદી થઈ તે મૂઈ જ. પ્રિયતમ, પ્રાણેશ, મારા હૃદયની પૂજ્ય મૂર્તિ! જો તારો મારા ઉપરનો પ્રેમ સત્ય હોય, હજી પણ તારા અંતરમાં મારા ઉપર કાંઈ દયા હોય, તો મારી શોધ કરીશ નહિ. તારા મંત્રતંત્રના બળથી તું મારું સ્થાન જાણી શકે તોપણ રહેવા દેજે. આપણા બાળકને ઊગરવા દેજે, ગુલાબસિંહ! હું એ બાળકની તારા ઉપર ભક્તિ થાય, તને તે પોતાનો પૂજ્ય પિતા ગણે, એવી રીતે ઉછેરીશ. જે યોનિમાં તું ભટકે છે તેમાંથી તારો ઉદ્ધાર કરવા એનું કોમળ હૃદય સર્વદા ઇચ્છા કરશે. અરે! જરૂર આટલા બાળકને જવા દે. મને તેં આ પ્રકારે આજ સુધી છેતરી, મારો અવતાર બગાડ્યો. માણસ ન છતાં માણસ થઈ મને તેં આટલે સુધી આણી; પણ હવે આ બાળકને તો છોડ. બાળકો તો દેવ જેવાં જાણવાં. એમની સંભાળ પરમેશ્વર પોતે રાખે છે, એમની વહારે ધાય છે. શા માટે હું આ પ્રમાણે જાઉં છું તે કહું? ના નહિ કહું, તારા ભયંકર જ્ઞાનના પ્રભાવે તું જાણી શકીશ, મારે હાથે હું લખી શકતી નથી. પ્રેમમાં શંકા પડવી એ જ પાપ છે, પણ પ્રેમ જ મને એ શંકાનાં કારણ લખતાં અટકાવે છે. તારા ભયકારક સામર્થ્યથી જ ત્રાસ પામી હું આપણા બાળકને લઈને નાસું છું; ત્યારે પણ મને એટલો સંતોષ વળે છે કે તારામાં સામાનું હૃદય યથાર્થ જાણવા જેટલી શક્તિ છે. તું જાણે છે જ કે આ બધું લખનાર પુત્રવત્સલ માતા છે, પતિભ્રષ્ટ ભાર્યા નથી. તારા જ્ઞાનપ્રભાવમાં પાપ છે? પાપ હોય તો દુઃખ થવું જોઈએ અને એ દુઃખમાં તારી સભાગી થાઉં, તને આશ્વાસન આપી શકું, એમાં કેટલો આનંદ! પણ આ બાળક, આ પશુ, એનો આધાર મારા વિના કોના ઉપર!

એટલા નિર્દોષ જીવને હું તારા હાથમાંથી ઝુંટાવી લઉં છું. આવું લખવામાં મારી ભૂલ થતી હોય તો ક્ષમા કરજે, જો લખતાંલખતાં પણ હું પગે પડી તને નમન કરી ક્ષમા યાચું છું.

"મનુષ્યની પારની યોનિના આ તારા જ્ઞાનથી મને પૂર્વે નિર્વેદ કેમ ના ઊપજ્યો, તારા જીવનની ગૂઢતાથી જ મારા કૌતુકમાં અને પ્રેમમાં વૃદ્ધિ શાથી થતી ગઈ. એટલા જ કારણથી કે તું ગમે તે દેવ હો કે દૈત્ય હો, મનુષ્ય હો કે પિશાચ હો; પણ તેથી લાભહાનિ તે મારી એકલી જાતને જ હતી; અથવા મારી જાતને પણ હાનિ ન હતી. કેમકે મારો દૈવી પ્રકૃતિનો અંશ હતો એટલે કે 'હું તે તું જ છું' એવી પ્રેમસમાધિ વિના અન્ય વાર્તાના અત્યંત અજ્ઞાનને લીધે અન્ય વિચાર કે વાત મારા લક્ષમાં જ આવી શકતાં નહિ, તો મને અસર ક્યાંથી કરે? પણ હવે તો એ અભેદમાં વિક્ષેપ થયો છે. પ્રેમનું અન્યસ્થાન પ્રકટ થયું છે. જો, જો, એની દૃષ્ટિ નિરંતર મારા ઉપર જ રહે છે. સોપાલંભ આંખે જાણે મને ઠપકો દે છે. તારું વશીકરણ એને પણ વળગી ચૂક્યું છે કે શું? તારા જ્ઞાનનો એને પણ ભોગ કર્યો છે કે શું? મારું કાળજું કાપી નાખ, એના ઉપરથી તારા હાથને ઉઠાવી લે.

"સાંભળ, પગથિયાં આગળ હોડીનાં હલેસાં ખખડવા લાગ્યાં! મને લઈ જવાની તૈયારી થઈ! હું આ સ્થાનમાં ચોપાસ જોઉં છું, તો બધે તને જ દેખું છું. સ્થાનેસ્થાનેથી તને જ બોલતો સાંભળું છું. ઊંચે તારાઓમાંથી પણ તું નજરે આવે છે. પણે પેલી બારી ઉપર તેં મને અધરામૃતરૂપ પ્રેમશ્રદ્ધાનું ઐક્ય જતાંજતાં અનુભવાવ્યું હતું. પણે બારણાં આગળથી મારા સ્મિતમાં તારા મંદસ્મિતને મેળવી નેત્ર દ્વારા પ્રેમનો અભેદમય વિશ્વાસ કહી સંભળાવ્યો હતો! ગુલાબ! પ્રાણનાથ! હું નહિ જાઉં, રહીશ, તારાથી જુદી કેમ થઈ શકું? નહિ, નહિ જાઉં. જે ઓરડામાં તારા મધુર સ્વરે મારી મહાયાતનાને શાંત પાડતાં 'પ્રિયતમા! રમા! તું માતા થઈ' એમ કહી આનંદ આપ્યો હતો. ત્યાં જ જઈશ! માતા! માતા!—માતા!—હા, હું માતા થઈ છું, હું આ ઊઠી ઊભી થઈ, માતાને યોગ્ય ધીરજ રાખી આ ચાલી."

જેને માટે ગુલાબસિંહે સાર્વભૌમ સામ્રાજ્યના વિશુદ્ધ આનંદનો ઘણે

ભાગે ત્યાગ કર્યો હતો, તે જ અત્યારે આ રીતે અજ્ઞાનબુદ્ધિથી ઊપજતા વહેમ-ને આધીન થઈને; અથવા કલ્પિત કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈને ગુલાબસિંહને મનુષ્યરૂપે આવતા કોઈ પિશાચરૂપ સમજી તજી ગઈ! આ પ્રમાણેનો પરિત્યાગ, પ્રથમથી લેશ પણ જણાયેલો કે અકળાયેલો નહિ એવો પરિત્યાગ, એ તો જે લોકો આત્માને સ્થૂલ સૃષ્ટિની પાર રાખી, હૃદયના સ્થૂલમાં રમવા દે છે, તેમના પ્રારબ્ધમાં સર્વદા જ લખેલો છે. અજ્ઞાન અને જ્ઞાનનો પરસ્પર વિરોધ નિત્ય છે, પણ જે અવિદ્યમાન પુરુષનો પરિત્યાગ આ ભાર્યાએ અત્યારે કર્યો તેના ઉપર તેનો પોતાનો જેવો અત્યંત સ્વાર્પણમય પ્રેમાભેદ હતો તેવો આજ પર્યંત કોઈ માણસે માણસ ઉપર કર્યો નહિ હોય. એણે સત્ય જ લખ્યું હતું કે 'પુત્રવત્સલ માતા તને તજે છે, પતિભ્રષ્ટ ભાર્યા નહિ.'

આ કામ કરાવનાર ઊર્મિ જ્યાંસુધી પ્રબળ રહી ત્યાંસુધી તો રમા પોતાના પુત્રને છાતી સરસો દાબી રહી અને મનમાં કાંઈ વસમું માન્યા કરતાં સારું માની રહી. પણ પોતાની સાથેની દાસી પ્રયાગને રસ્તે જતાં પોતાને ઘેર પહોંચવાની સમીપ આવતી ગઈ તેમ હાથ જોડીને હરિની સ્તુતિ કરવા લાગી: 'હે પ્રભુ! ઘર જલદી દેખાડ! મારા પ્રાણનાથને તુરત મેળવ, તેમની સાથે સુખી કર! એમ બોલવા લાગી.' તે સાંભળી રમાને પોતાની આવી ભ્રષ્ટ સ્થિતિ ઉપર અનાદર થઈ આવ્યો. એમ થતાં જ એના મનનો વેગ બદલાયો. મનમાં ને મનમાં જ લજવાઈ ને સમાઈ ગઈ, પણ હવે અંદરથી કોણ આશ્વાસના આપે!

## ૯ : પ્રેમનો નિશ્ચય

'મત્સ્યેંદ્ર! જો તારાં કર્મ! જ્ઞાનના ડહાપણની વાતમાં ધૂળ પડી. અનંત યુગનાં જીવન અને જ્ઞાન કોડીનાં થઈ ગયાં! ભયમાંથી એને નિર્મુક્ત કરવા માટે મેં એને તજી અહીં આવવું ધાર્યું તેનો તે જ ભય તો એને આવી જ પડ્યો!'

'જ્ઞાનનો તિરસ્કાર ન કર, તારા રાગનો કર. નારીના પ્રેમની વ્યર્થ આશા મૂકી દે. જો, ઉચ્ચતમ દૈવીસંપત્તિ! તેનો યોગ કરનારને શો શાપ નડે છે. તે તારા પોતાના જ દૃષ્ટાંતથી વિચાર. તેં તારું સ્વરૂપ જ ઓળખ્યું

નહિ. તારે કેટલું સ્વાર્પણ કરવું પડે છે તેનો તર્ક કર્યો નહિ. નીચ ગતિવાળાં, પામર ઉચ્ચતમ ગતિવાળાં ને વામાચારી પિશાચરૂપે જ દેખે છે. પોતે જ પોતાના અધમ પ્રતિબિંબનું ઉત્કર્ષવાળું એટલે અધિક અધમ ચિત્ર ભાળે છે. ઉચ્ચતમની ઉચ્ચતાનો લેશ પણ ગ્રહી શકતાં નથી. પોતપોતાનાં ચશ્માંથી માણસો બીજાને દેખે છે. ચશ્માં ફોડી નાંખીને જોવાનું તો બહુ શ્રમ કરતાં પણ આવડે કે ન આવડે.'

'સમજ્યો, હવે બધું સમજ્યો. તે સમયે જે આપણે જોયું ને જે મારા હાથમાંથી નીકળી ગયું, તે એનો જ સૂક્ષ્મ આત્મા હતો. અહો માતૃભાવ શો પ્રબળ છે! આપણા ગૂઢ રહસ્યને પણ જાણી લે છે. બ્રહ્માંડને વીંધી પાર પાડે છે! મત્સ્યેંદ્ર! પ્રેમપૂર્ણ એવા અતિ અજ્ઞાનમય હૃદયમાં શાં શાં સામર્થ્ય સમાય છે!'

'હૃદય!' યોગીંદ્રે શાંતમુખે ઉત્તર આપ્યો: 'પાંચ હજાર વર્ષથી હું વિશ્વમાત્રને ચૂંથું છું, પણ મૂર્ખમાં મૂર્ખ ગામડિયાના પણ હૃદયની બધી કૂંચી હું હજી સમજી શક્યો નથી.'

'ત્યારે આપણી ક્રિયાથી આપણે અત્યારે જે જાણ્યું છે એ ખોટું નથી? બંદીખાનામાં અને વધસ્થાનમાં, ચાંડાલોની સમીપ પણ એ ઉભયને ઉગારવાનું સામર્થ્ય મારા હાથમાં રહેશે જ!'

'પણ તેથી તને, તું જાણતો નથી, તેવી મહાહાનિ થશે.'

'મને જ કે નહિ! પ્રેમને ન સમજનાર મૂઢ જ્ઞાની! પ્રેમમાં 'હું' કે 'મને' હોતું નથી. આ ચાલ્યો, એકલો જ ચાલ્યો, તારી મારે અપેક્ષા નથી. હવે મારે માનુષ પ્રેમની પ્રેરણા વિના અન્ય ભોમિયાની અપેક્ષા નથી. ગમે ત્યાં હશે ત્યાંથી હમણાં એને મળીશ. મારું યોગબળ જાય, અનંત ઉડુગણ ઉપરની મારી શક્તિ ક્ષીણ થાય, આકાશમાત્ર અન્ય પ્રાકૃતને છે તેમ મને ભૂરા ઘૂમટ જેવું જ થઈ રહે; તથાપિ હું પ્રેમ અને પ્રેમને જ શરણ છું. યૌવન, પ્રેમ, આશા, સૌંદર્ય એને જ ઉપાસું છું, પ્રેમ કદાપિ પણ પરાજય પામ્યો નથી, પોતાનાંને ઉગારી જ શક્યો છે.'

## છઠ્ઠો તરંગ સંપૂર્ણ

# તરંગ સાતમો

## ૧ : પ્રકૃતિનો અપરાજય

ભારતભૂમિનું ભાગ્ય બદલાયું હતું. કાળચક્રના પરિક્રમણમાં ભારત હવે ઊતરતે આંટે ગબડતો હતો. જે કુરુક્ષેત્રમાં ભારતનું ભાવિ અનેકવાર રોળાયું છે ત્યાં હવે ભારત ઉપર અંધકારનો વિજય થયો હતો. કનોજના જયચંદની કન્યા સંયુક્તા સાક્ષાત્ મહાકાળરૂપે ભૂભાર ઉતારવાને જ અવતરી હોય તેમ રજપૂતકુળના મુકુટને ધૂળ ભેગા કરી, એકના એક રાજસિંહને પોતાના પાળેલા શ્વાન જેવો બનાવી દઈ તૃપ્ત થઈ હતી ! જે પરાક્રમ અને સંપ આખા આર્યાવર્તને આજ પણ પરમ સુખમાં સાચવી શકયાં હોત, તેનો વિકાસ એક સંયુક્તાનો હાથ ઝાલવામાં થઈ ગયો હતો. પૃથુરાજ અને સંયુક્તાના સંયોગમાં ભારતભૂમિના ભાગ્યનો વિયોગ થઈ ચૂક્યો હતો. રણવીર–મહાધીર પૃથુરાયે શા માટે આમ થવા દીધું ? પ્રેમને આધીન થઈને તેણે ચંદવરદાયાનાં વચનનો આદર ન કર્યો, મહાવીરની ભવિષ્યવાણી ઉપર ધ્યાન ન આપ્યું. સંયુક્તાએ તે સિંહને પિંજરા બહાર જવા દીધો જ નહિ. આ તે પ્રેમ કે કાળો કેર ! ચંડિકાએ પોતાનું ખપ્પર ભર્યું ! પરસ્પરના દ્વેષ અને કલહને સમગ્ર દેશના ભાવિને અર્થે તજી ન શકનાર જયચંદ તેં રાજસૂયયજ્ઞ કરી, પૃથુરાયનું અપમાન કરી મ્લેચ્છોનો પક્ષ કરતાં ભારતને કેવી વિટંબણામાં નાખ્યો છે તે તારો આત્મા જાણે છે !

બંદો જયચંદને મળતો રહેતો હતો. જયચંદની સલાહથી પોતે સામા પક્ષમાં સામેલ નહિ થાય એવી અનુમતિથી પશ્ચિમ દિશામાં વાદળાંની પેઠે ચઢી આવતાં મુસલમાનનાં ટોળાંનો વરસાદ ભારતધરા ઉપર પડ્યો. પૃથુરાજ જાગ્યો, પણ વ્યર્થ ! સંયુક્તાએ રજપૂતાણીનું પરાક્રમ બતાવ્યું પણ બહુ મોડું ! ચંદવરદાયી, પૃથુરાજ બધા પરસ્વાધીન થઈ ગયા, શહાબુદ્દીનના કેદખાનામાં પડ્યા. દિલ્હીમાં જ્યાં જોઈએ ત્યાં મુસલમાન અને મુસલમાન જ વ્યાપી ગયા. આપણે આર્યભૂમિનો શાંત સમય તજી આ

ઘોર વિપ્લવમાં આવવું જોઈએ. આપણી વાર્તાનો સંબંધ હવે તેની સાથે છે. તે વિપ્લવમાં જ આપણાં નાયકનાયિકા—ગુલાબસિંહ, રમા–તેમનો પણ વિપ્લવ છે.

રજપૂતો છૂપાછાના આમતેમ રાત્રિદિવસ ભરાતા રહે છે. અનેક વિચાર, વિતર્ક આ પરાજયમાંથી છૂટા થવા માટે યોજે છે; પણ કાંઈ ઊપજતું નથી. હજારો મુસલમાનોનાં ટોળાં વચ્ચે થઈને તેમનામાં સો માણસોએ સંયુક્તાને તેની દાસીઓ સાથે યમુનાતટે સતી કરી. તે સમયથી ક્ષત્રિય અને મુસલમાનો વચ્ચેનો વિરોધ બહુ તેજ ઉપર આવી ગયો હતો. કાજીઓએ શાહને સમજાવી સતી થવાનો પ્રચાર બંધ કરવાનું ફરમાન કઢાવ્યું હતું. હિંદુઓનાં દેવાલય, ધર્મસ્થાન બંધ થયાં હતાં. યમુનાનું પવિત્ર જળ પણ ગોવધથી અપવિત્ર થઈ ગયું હતું. રજપૂતોના પ્રાણ ગયા વાંકે રહ્યા હતા. નિત્ય પાંચપચાસ મરતા હતા. ઠામઠામ બખેડા ચાલુ હતા. પ્રજા શાંતિથી વશ થાય તેમ ન હતી, એટલે જુલમનું જોર ચોપાસ વગરકાયદે નજરમાં આવે તેમ ચાલવા માંડયું હતું.

બંદાનું આ સમયમાં અધિરાજ્ય થવાનો સંભવ ન હતો. તેનો શેઠ આ લડાઈમાં કપાઈ મૂઓ હતો અને તેનો જે નાસ્તિક મત હતો તે હવે શહાબુદ્દીનની કચેરીમાં વગ ધરાવતો ન હતો. બંદાને 'કાફર' ભેગો જ ગણવામાં આવતો અને કાફુર નામના ન્યાયાધીશ–કાજીને જેટલા કાફર હાથ આવે તેમને ગરદન મારવાની આજ્ઞા કરવાનું કામ સોંપેલું હતું, જેનો અમલ કરવામાં તે જરા પણ પાછો હઠે તેવો ન હતો. આ ઉપરથી બંદો પોતાના શત્રુરૂપ આ કાફુરનો ઘાટ કરવા ફરતો હતો કે એમ કરતાં વખતે પોતે કોઈને પ્રિય થઈ સંકટમાંથી ઊગરી જાય. લાલાજી પણ બંદાની સાથે આ તોફાનમાં પડેલો હતો; એટલે એ પણ આ સમય ઉપર દિલ્હીમાં જ હતો. કેટલાક ફકીર અને ઓલિયાઓની મદદથી પોતાને કાંઈક લાભ થવા માંડ્યો છે, એવું કહીને લાલાજીએ મુસલમાન થઈ જવાનો વિચાર ઠેકાણેઠેકાણે જણાવવા માંડ્યો હતો, તેથી એને કાંઈ ભય રહ્યો ન હતો. રમાને પણ નસાડી લાવનાર લાલો જ હતો, એ આપણે જાણીએ છીએ. તે બિચારીને પણ પાણિપતના મહાયુદ્ધ પહેલાં થોડાક જ દિવસ

આગળથી લાલાએ દિલ્હીમાં લાવીને રાખી હતી.

યમુનાના તટ ઉપરની એકાંત ધર્મશાળામાં લાલાએ મુકામ રાખ્યો હતો. સાથે પોતાની પ્રિયતમા પેલી હિમાલયમાંની ગોપિકા પણ હતી.

'પ્યારા! ખૂબ યાદ રાખજે કે અહીંથી તારે નાસી જવું હોય, રહેવું હોય કે મરવું હોય, તો તે બધામાં હું તારી સાથે જ છું, તારી છું, એની તો તને ખાતરી જ છે કે નહિ?'

'મધુરી ગોપિકા! એ વાતનો કોઈવાર સંશય આણ્યો છે?'

'તને મારા પ્રેમ ઉપર સંશય નથી જ, પણ તું દગો દેતાં ચૂક્યો નથી. તું મને એમ કહે છે કે આ ઠેકાણે રહેવામાં હવે સુખ નથી, હાલ આપણે નાસી જવું જોઈએ તે મારે કબૂલ છે; પરંતુ તું કહે છે કે આપણી સાથે એક બીજી સ્ત્રી પણ આવશે, એ શું? મારાથી તો એવું સહન નહિ થાય.'

એટલું બોલીને પેલી ગોપિકા શાંત થઈ ગઈ અને જે પલંગ ઉપર પડી હતી તેમાં જ મોઢા ઉપર ગોદડું ઓઢીને પડી. કોઈક અંદર આવ્યું, તેના ઉપર પણ એણે લક્ષ આપ્યું નહિ.

બંદાએ અંદર આવતાં જ લાલાજીને કહ્યું: 'ભાઈ, રામરામ કહેવા જેટલો યે વખત નથી. અત્યારે છીએ ને પળમાં ન હોઈએ. હવાનું ઠેકાણું નથી. શું થશે તે કહેવાતું નથી.'

'આપણાં જ કર્યાં આપણે ભોગવવાં, વાઢે તે વઢે.'

'છતાં અજાયબીની વાત એ છે કે કાકુર પોતે પણ પોતાનું માથું સલામત ગણતો નથી. એ જ માણસ ઘણામાં ઘણો ખરાબ છે. એ જ દિલ્હીનો દુશ્મન છે.'

લાલાજીએ કાંઈ ઉત્તર આપ્યો નહિ.

'લાલાજી! હું ઘણીવાર વિચાર કરું છું કે ભાગ્યશાળી રજપૂતની રેખામાં આ યશ લખ્યો હશે! એ વિચારમાં જ હું અહીં આવ્યો છું.'

'અહીં આવવાથી શો લાભ છે? તારે પોતે જ કાજીને ઘેર જવું હતું.'

'તે બને એવું નથી, મને બધા ઓળખે છે, મારા ઉપર સર્વને અવિશ્વાસ છે. તમે અજાણ્યા છો, કદાપિ કોઈ તમને ઓળખે તોપણ તમારો

સર્વને વિશ્વાસ છે—'

'બસ, બસ, બંદા બંધ કર. હું શું ખૂન કરનાર નીચ દુષ્ટ માણસ છું? પેલા રાજમહેલના શિખરેથી રણતૂર વાગવા દે, ને પછી જો કે લાલાજી રજપૂતોમાં મોખરે ચઢે છે કે પાછળ પડે છે; પણ આવી નીચ વાત મારા આગળ કરીશ નહિ.'

## ૨ : નીચની નીચતા

લાલાજીએ આ પ્રકારે જે કહ્યું તેની ઉદારતા અને ઉચ્ચતાથી તથા લાલાજીના મોઢા ઉપર ને આખી આકૃતિ ઉપર જે ક્ષત્રિયધર્મનું તેજ છવાયું હતું તેથી બંદો જરા ક્ષોભ પામી ગયો, અને બોલતો બંધ થઈ ગયો. એને તુરત જ એમ લાગ્યું કે આ માણસની મેં બરોબર કિંમત કરી નથી.

આ સમયે પેલી ગોપિકા એક ખૂણામાં રિસાઈને બેઠી હતી ત્યાંથી આગળ આવી બોલી: 'તમે કહો છો તે બધી વાત ખોટી છે. તમારા ભાઈ તો એ કરતાં પણ વધારે સારો માર્ગ નક્કી કરીને બેઠા છે; અને તમે તમારાં લાગ્યાં ભોગવો એમ એમની મરજી છે. એમની ધારણા ખરી છે, પણ—'

'નાસી જશો!' બંદાએ આશ્ચર્યથી કહ્યું: 'શી રીતે? કયે રસ્તે?—કેવી રીતે? દિલ્હી શહેરની ચારે બાજુ એવા ચોકીદાર અને બાતમીદાર ફરે છે કે એક કીડી પણ બહાર કે અંદર જઈ શકે એમ નથી. નાસી જવું! ખુદા એ વખત આપે!'

'ત્યારે બંદા! તું પણ આવા આનંદના સમયને છોડી નાસી જવા ઇચ્છે છે?'

'ઇચ્છું છું!' બંદાએ લાલાજીને પગે પડી વિનતિ કરી: 'તારી સાથે મને પણ ઉગાર. મારું જીવવું મૂઆ સરખું છે. એક ક્ષણ પણ હું જલ્લાદની તલવાર મારી ગરદનથી દૂર દેખતો નથી. મને એમ લાગે છે કે મારું આવી બન્યું છે. પેલો ફકિરૂદ્દીન મારું નામ પોતાની યાદીમાં દાખલ કરવાની રાહ જુએ છે, પણ એકવાર દાખલ થયું તો પછી કાફુર કાજી તો એટલું જ માગે છે. લાલાજી! આપણી જૂની દોસ્તી યાદ લાવીને,

આપણે એક ધંધાવાળા છીએ તે ઉપર નજર રાખીને, તારા ક્ષત્રિયવટને અનુસરીને, મને પણ તારી સાથે લઈ જા.'

'એવી જ તારી મરજી હોય તો ભલે આવજે.'

'ધન્ય છે! હું જીવતા સુધી તારો ઉપકાર ભૂલનાર નથી, પણ ભાઈ! શાં સાધનો તમે તૈયાર કર્યાં છે? રજાચિઠ્ઠી, વેષ બદલાવવાનો સામાન—'

'હું તને કહીશ, તું દીવાનસાહેબના ખાસ મિત્ર મીરસાહેબને ઓળખે છે? એમને રજાચિઠ્ઠી કરી આપવાનો અધિકાર છે ને પૈસાનો લોભ છે.'

'ત્યારે તો ઠીક.'

'મેં મારે જરૂરની ચિઠ્ઠીઓ મેળવી લીધી છે, તારે માટે પણ લાવીશ.'

'ત્યારે તારી પાસે બહુ પૈસા જણાય છે!'

'તેની તારે શી ફિકર છે? આપણ સર્વને ચાલે તેટલા તો છે જ.'

આટલી વાત થતામાં લાલાજી ઊઠ્યો અને હાથના ઇશારાથી બંદાને પાસેના ઓરડામાં લઈ ગયો, ત્યાં તેણે રજાની ચિઠ્ઠીમાં લખ્યા પ્રમાણે વેષ વગેરે બદલવા વિષેની હકીકત તેને ટૂંકામાં સમજાવી ને પછી કહ્યું:

'હું તને જે મદદ કરું છું તેના બદલામાં તું મારા ઉપર એક મહેરબાની કર, તારા હાથમાં જ છે. તને રમાનું નામ યાદ છે?'

'કેમ નહિ? સારી પેઠે યાદ છે ને જેની સાથે તે જતી તેનું પણ યાદ છે.'

'એની જ પાસેથી તે અત્યારે નાસી આવેલી છે.'

'ક્યાં? તારી પાસે આવી છે?—તારાં તો ભાગ્ય ભળ્યાં, ભાઈ!'

'ચૂપ! બધા જગત ઉપર દીન પ્રવર્તાવી માણસના ભેદમાત્ર ભાગી નાખવાની અને સદ્‌ગુણ અને સદ્‌વૃત્તિનું ન્યાયમય રાજ્ય સ્થાપવાની બડાઈ કરનાર તારા જેવા દયા કે સદ્‌ગુણને ઓળખતા જ નથી.'

બંદાએ પોતાની જીભને દાંત તળે કચડી અને મનમાં ઘણું લાગી આવ્યા છતાં મોઢું ઠેકાણે રાખી જવાબ દીધો: 'ભાઈ! અનુભવથી આંખો ઊઘડે છે. બોલ, આ રમાની વાતમાં મારો શો ખપ પડ્યો છે?'

'પગલેપગલે ખાડામાં પડાય કે જાળમાં ગૂંચવાઈ મરી જવાય એવા આ નગરમાં હું એને લાવ્યો છું. નિર્દોષતા કે અપ્રસિદ્ધિ એકેથી જ્યાં

ઊગરવાની આશા નથી એવા સ્થાનમાં હું એને મૂકીને જવા ખુશી નથી. તમારા દીનની ન્યાયમય રાજધાનીમાં કોઈ હલકામાં હલકા માણસે પણ પરણેલી કે કુમારી ગમે તેવી સ્ત્રી ઉપર નજર નાખવી જોઈએ; પછી તેણે કાં તો તેને સ્વાધીન થવું કે અપયશ સાથે મોતને સ્વીકારવું. બસ બસ, રમાએ આપણી સાથે આવવું જ જોઈએ. '

' એમાં શી મુશ્કેલી છે ? તમારી ચિઠ્ઠીમાં એનું પણ નામ છે. પછી શું ? '

' એમાં જ મુશ્કેલી છે, આ ગોપલી; રંડા '–હું એને કદાપિ મળ્યો ન હોત તો જ સારું હતું–મારા આત્માને ઇંદ્રિયોના વેગને વશ ન થવા દીધો હોત તો જ સારું હતું. નિરક્ષર, ઉગ્ર અને ધોરણરહિત એવી સ્ત્રીનો પ્રેમ સ્વર્ગનું દર્શન કરાવી નરકમાં લઈ જાય છે. બધી દુનિયાની અદેખાઈ એ રાંડની આંખમાં ભરેલી છે. અમારી સાથે કોઈ સ્ત્રી આવે તે એનાથી ખમાતું નથી ને તેમાં વળી રમાની કાંતિ દેખે એટલે તો બાકી જ રહે નહિ. એનો મિજાજ જાય છે, ત્યારે એ શું કરે તે કહેવાતું નથી.'

' હું સારી પેઠે જાણું છું. એવી સ્ત્રીઓ કેવી હોય છે તેનો મને પૂર્ણ અનુભવ છે.'

' તે વાત મારે સાંભળવી નથી. આવી સ્થિતિમાં તું શો રસ્તો બતાવે છે ? '

' તારી ગોપીને પછવાડે રહેવા દે. '

' નહિ, એમ તો ન બને, એકવાર મેં એને એવો દગો દીધો છે. ગમે તેવી છે તોપણ એણે મારા પ્રેમનો આશ્રય કર્યો છે એટલે એવી રીતે એને આ સ્થાનમાં મૂકીને તો ન જાઉં. '

' તેં એકવાર તો એને તજી દીધી હતી ? '

' હા, પણ ત્યાં આવો ભય ન હતો ને વળી એનો પ્રેમ આવો ગાઢ છે એમ મારા જાણવામાં ન હતું. મેં એની પાસે પૈસા મૂક્યા હતા અને હું એમ ધારતો હતો કે એથી એને સંતોષ થશે; પણ તે પછી તો અમે બન્ને સાથે જ ઘણાં દુઃખ વેઠ્યાં, ઘણીક આપત્તિ વેઠી. મારા ઉપર પ્રેમ નહોત તો જે ભયમાં એ આવી ન પડત તેવા ભયમાં હવે એને એકલી

મૂકી જવી એ તો ન બને—અશક્ય જ. મને એમ સૂઝે છે કે તું એને તારી બહેન ને સગી, ભલું કરનારી કે ઓળખીતી એવી કોઈ ઠરાવી અને મારી પાસેથી એમ માગી લે કે એને પણ હું બચાવવા ઇચ્છું છું. દિલ્હી છોડીને જતાં સુધી આપણે આ મારી ગોપિકાને એમ નહિ સમજાવી શકીએ ? કે રમા સાથે મારે કશી લેવાદેવા નથી. માત્ર તારી ખાતર જ તેને સાથે લીધી છે.'

'સારી યુક્તિ છે; એમ થઈ શકશે.'

'હું મારી પ્રિયાની ઇચ્છાને આધીન થઈ, જેની તે ઈર્ષ્યા કરે છે તેને ઉગારવાની વાત મૂકી દઈશ અને પછી તું એને એમ કહેજે કે આ એક જણને બચાવવામાં મને મદદ કરો.'

'આ એક ગૃહસ્થની બાઈ છે, તેણે મારા ઉપર બહુ ઉપકાર કર્યો છે, તેને મારે સાથે લઈ ઉગારવી છે, એમ કહીશ; કેમકે મારે બહેન તો છે નહિ એમ એ જાણે છે. અરે ! પેલો ગુલાબસિંહ ક્યાં છે ?'

'એનું નામ જવા દે.'

'આ રમા ઉપર એનો પ્રેમ હશે ખરો ?'

'હશે જ; એ એની પત્ની છે, અને એના પુત્રની માતા છે.'

'પત્ની—માતા ! ગુલાબસિંહનો પ્રેમ હજી છે ! ત્યારે એ આમ કેમ રખડે છે ?'

'હમણાં વાતો કરવાનો વખત નથી; હું રમાને સમજણ પાડી, આપણી સાથે આવવા તૈયાર કરવા જાઉં છું. તું જા ઘરમાં બેસ.'

'પણ એનું ઠેકાણું ? વખતે તારી ઘરવાળી પૂછે ત્યારે ?'

'યમુનાના કિનારા ઉપર માછીવાડામાં—'

લાલાજી તુરત જ ચાલતો થયો. બંદો એકલો પડ્યો એટલે થોડીકવાર વિચારમાં લીન થઈ ગયો, 'વાહરે વાહ ! આ બધામાંથી હું મારું સાધી લઉં તો કેવું ! મેં વારંવાર કસમ લીધા કે હું વેર વાળીશ—ગુલાબસિંહ ! તારી સ્ત્રી ને તારો છોકરો આ જ મારા હાથમાં આવ્યાં છે, હવે એ વેર વાળવું જ જોઈએ. અને ઓ ઉદ્ધત જયપુરિયા ! તારી રજાચિઠ્ઠી, તારા પૈસા ને તારી સ્ત્રી બધું મારે કબજે કેમ નહિ થાય ? તું જાણે મોટો બાદ-

શાહનો બેટો હોય તેમ વળી મારી સાથે પણ મિજાજથી વર્તે છે, ને એક ભિખારીને દયા લાવીને આપતો હોય તેમ મદદ કરે છે. અને ઓ ગોપી! તું તો મારી પ્યારી છે ને તારી દોલત મને તારા કરતાં પણ વધારે પ્યારી છે! બસ ત્યારે ચાલો પૂતળાં, તમારી દોરી હું ખેંચું છું.'

જે ઓરડામાં પેલી ગોપિકા વિચારમાં ગુમ થઈ ઈર્ષ્યાથી આંખ ચઢાવી બેઠી હતી ત્યાં બંદો ધીમેધીમે ગયો. બારણું ઊઘાડ્યું કે તુરત એણે આતુરતાથી ઊંચું જોયું, પણ બંદાનું મોં જોતાં નિરાશ થઈ અવળું જોવા લાગી.

'બંદાએ કહ્યું : 'લાલાજીએ મને તમારી પાસે વાતો કરવા મૂક્યો છે. એને મારી ઈર્ષ્યા નથી. જો કે હું પણ એકવાર તારો પરમ ભક્ત હતો; પણ તે વાતની હવે વિમાસણ શા કામની?'

'ત્યારે તમારા ભાઈ ઘરમાંથી બહાર ગયા છે? ક્યાં ગયા છે? કેમ? શા માટે અચકાઓ છો? બોલો, ખરી વાત કહી દો, મારા સમ કહી દો.'

'તને શાની ભીતિ છે?'

'હા, મને ભીતિ છે;' એટલું કહીને ઊંડો નિસાસો મૂકી જ્યાં બેઠી હતી ત્યાં ખૂણામાં જ સમાઈ ગઈ.

થોડાક સમય પછી પોતાના મુખ ઉપર આવેલા અલક×ને દૂર કરી તે ઊભી થઈ આમતેમ ફરવા લાગી, છેવટ બંદાના સામી આવીને ઊભી એનો હાથ પકડીને એક ખૂણામાં લઈ ગઈ, ત્યાં એક પથરો ખસેડી નાખી અંદર ભરેલા સુવર્ણભંડારને બતાવી, 'તું ગરીબ છે—તને દ્રવ્યનો લોભ છે. તારે જે જોઈએ તે લે, પણ મને ખરી વાત કહે. જેની પાસે તારા ભાઈ જાય છે તે સ્ત્રી કોણ છે?—એના ઉપર એમનો પ્રેમ છે?'

સુવર્ણનો રાશિ જોતાં બંદાની આંખો પહોળી થઈ ગઈ ને હાથની મૂઠીઓ વળવા માંડી; પણ જેમતેમ કરી લોભને દબાવી, બહુ ખેદથી બોલતો હોય તેમ બોલ્યો : 'તું શું મને લાંચ આપવી ધારે છે? આપવી હોય તો સુવર્ણની નહિ. કદાપિ તારો પ્રિયતમ બીજી ઉપર પ્રેમ

× વાળ

રાખતો હોય તોપણ શું? તને ફસાવે તોપણ શું? તારી ઈર્ષ્યાળી પ્રકૃતિથી કંટાળીને, નાસી જતી વખતે, તને સાથે ન લે તોપણ શું? એવી વાત જાણવાથી તને કાંઈ ફાયદો છે?'

'છે,' હિમાલયની ગોપિકાએ પૂર્ણ ક્રોધના આવેગથી કહ્યું: 'ફાયદો છે; કેમકે દ્વેષ રાખી દ્વેષનો બદલો વાળવામાં ફાયદો—સુખ છે. તને ખબર નથી કે જે ખરા પ્રેમથી બંધાયેલાં છે તેમનો પ્રેમ જ્યારે દ્વેષનું રૂપ લે છે ત્યારે તેમાં તેમને કેટલો આનંદ આવે છે.'

'ત્યારે જો, તું એમ ખાતરી કરી આપે છે કે હું તને ખરેખરી વાત જણાવું તો તું મને ફસાવશે નહિ? તારો દગાખોર પતિ આવે એટલે બૈરાંની જાતના સ્વભાવ પ્રમાણે આંસુ ઢાળતી તું તેને વઢવા, ગાળો દેવા ને મહેણાં મારવા તો તૈયાર નહિ થાય?'

'આંસુ—મહેણાં! કાંઈ જ નહિ—હાડ ભાગવાનું તો હસતેહસતે જ થાય છે,'

'ત્યારે તો તું જબરી છે; એક બીજી વાત પણ સાંભળ. તારો પ્રિયતમ આ નવી પ્રિયા સાથે નાસી જવાનો છે, તને અહીં મૂકી જવાની છે. આ વાત જો હું સાબિત કરી આપું અને તને વેર વાળવાનું સાધન કરી આપું તો તું મારી સાથે આવશે? હું તને પૂર્ણ પ્રેમથી ચાહું છું—હું તને પરણીશ.'

ગોપિકાની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. અવર્ણ્ય તિરસ્કારથી તે બંદા સામું જોઈ રહી, કાંઈ જ બોલી નહિ.

બંદો સમજ્યો કે વાત હદપાર થઈ ગઈ; એટલે એણે કળ ફેરવી. માણસ જાતના નીચ સ્વભાવનું જે જ્ઞાન, એને નીચવૃત્તિનાં કર્મમાં નિમગ્ન રહેવાથી પ્રાપ્ત થયું હતું તેને આધારે, એણે એમ નક્કી કર્યું કે આટલે સુધી આ સ્ત્રીનો પ્રેમાવેગ વધારી દીધા પછી, હવે તે આવેગની ઈર્ષ્યાના જોરથી જે જે થવાનું તે થવા દેવું.

'મને માફ કરજે, મારા પ્રેમના વેગમાં હું ભાન ભૂલી ગયો; છતાં ખાતરીથી માનજે કે એ મારા પ્રેમને લીધે જ, હું જેને મારા ભાઈ જેવો ગણું છું તેને તારા આગળ ફસાવું છું. તેં એનાથી વાત ગુપ્ત રાખવાની

પ્રતિજ્ઞા કરી છે તે ઉપર મને વિશ્વાસ છે.'

'મારી પ્રતિજ્ઞા ઉપર, મને જે અન્યાય મળ્યો છે તે ઉપર અને મારા પહાડી લોહી ઉપર, વિશ્વાસ રાખ.'

'બસ, ચાલ મારી સાથે.'

ગોપિકા જરૂરનાં વસ્ત્ર પહેરવા ગઈ તે સમયે બંદાની દૃષ્ટિ વળી પેલા સુવર્ણરાશિ ઉપર પડી. એણે આશા રાખેલી તે કરતાં એ રાશિ અધિક હતો, એણે ઢાંકણું જરાક વધારે ઊંચું કર્યું તો સામે એક તાકામાં કેટલાક કાગળોનો જૂડો એની નજરે પડ્યો. તે એણે લઈ લીધો ને જરાક નજર ફેરવી એમાંથી એકબે કાગળ વાંચી લીધા. વાંચતાં જ એની આંખો ચમકવા લાગી. 'આટલાથી જ તારા જેવા પચાસ લાલા જલ્લાદોને હાથ આપી શકાશે' એમ કહેતાં એ જૂડાને પોતાના ખિસ્સામાં ઘાલ્યો.

રે ચિત્રકાર! રે ભ્રષ્ટ! રે ભ્રમિત પ્રતિભા! તારા ખરાબમાં ખરાબ બે જ શત્રુ છે: કેવળ નિરીશ્વરમય એવી નાસ્તિક ભાવના! અને આત્માના પવિત્ર પ્રકાશથી નહિ પણ ઇંદ્રિયો બહેકી જવાથી ઉગ્ર રીતે પ્રદીપ્ત થયેલી ખોટી પ્રેમભાવના!

## ૩: ગુલાબસિંહે મત્સ્યેંદ્રને લખેલો પત્ર

તને સ્મૃતિ છે? મહાભારતનું યુદ્ધ થવાને સમયે આપણે હસ્તિનાપુર પાસેના વનમાં સમાધિમાં બેઠા હતા અને સ્થૂલ શરીરને મૂકી ક્ષણવાર આકાશમાં વિહરી ભાવિના વિવિધ બનાવોની વાર્તા પ્રત્યક્ષ રચાતી હતી તે જોઈ આવ્યા હતા? એની એ જ વાત યોગિનીપુરમાં યોગિનીઓના પ્રતિનિધિ વીરભદ્રે પૃથુરાયને પણ કહી બતાવી હતી. એ આજ પ્રત્યક્ષ થઈ છે. જયચંદની કન્યાને લાવવામાં ઘણાક શૂરાઓનો ઘાણ નીકળી ગયો છે અને ચૌહાણે વિષયલંપટ થઈ શૂરા સામંતોને ખીજવ્યા છે, જેથી જયચંદ વગેરેએ બંદા નામના મુસલમાનની ખટપટને વશ થઈ મ્લેચ્છોને હાથે યોગિનીપુર ડુબાવ્યું છે. શું દેખું છું? સંયુક્તારૂપ સાક્ષાત્ યોગિનીને ઓળખતાં પૃથુરાજે તેનું ખપ્પર ભરી આપ્યું! ચોપાસ મારામારી, કાપાકાપી, રુધિર

અને યમરાજની પ્રતિચ્છાયા! રજપૂતો તો નાસી છૂટ્યા છે, મ્લેચ્છો જ સર્વોપરિ છે; કોને મારવા, કોને દાટવા, તેની જ વાત ચાલી રહી છે! અરે! આર્યત્વનો આજ પરિપૂર્ણ ભ્રંશ થયો છે! આર્યમહત્તા ગઈ છે! તારા જેવા મહાત્માઓનો નિવાસ આ સ્થાનમાંથી ઊઠી ગયો છે! શું થશે તે મને હવે જણાતું નથી. જે મહારાજ્યો આ પૃથ્વી ઉપર થઈ ગયાં, જે ભવ્ય પરાક્રમોના હવે ભણકારા જ રહ્યા છે, તે સર્વનો સાક્ષી હું આ અવ્યવસ્થા અને નિર્ઘૃણતાના સામ્રાજ્યમાં આવ્યો છું! ગમે તેવી સ્થિતિને પણ સુંદર કરી બતાવનાર પ્રેમ મને આટલે લાવ્યો છે, એની જ સહાયથી મૃત્યુભુવનમાં પણ હું નિર્ભ્રાન્ત વિચરું છું. જે પોતે જ આખી સૃષ્ટિરૂપ થઈ રહે છે એવી એ વૃત્તિ બહુ આશ્ચર્યકારક છે! અનેકમાં પણ તે એકનું જ સમગ્ર ભાન કર્યા કરે છે; અને આ મારા અનંતજીવનના પરિવર્તોમાં યદ્યપિ રાગદ્વેષ, લોભક્રોધ, સર્વ મરી ગયાં છે, તથાપિ તે એકલી હજી પણ સજીવ છે.

ગુરુદેવ! મારું યોગબળ ક્ષીણ થઈ ગયું, રમાને શોધવામાં કેવળ માનુષી શક્તિ જ મને કામ આવી છે; પણ મારું યોગબળ કામ આવ્યું નથી–તે ક્ષીણ થઈ ગયું; પણ મને કદાપિ નિરાશા થઈ નથી. ગમે તેવા સંકટમાં પણ મને એનો એ નિશ્ચયપૂર્વક વિશ્વાસ રહ્યા કરે છે કે છેવટે પણ આપણે મળીશું. આ શું? એ નાસી ગઈ તેની ઝીણામાં ઝીણી વાત પણ મારાથી એવી ગુપ્ત રાખવામાં આવી છે, એવી આકસ્મિક રીતે, એવી ગુપ્ત રીતે, નાસી ગઈ છે કે ગયાજીના નિપુણમાં નિપુણ રાજરક્ષકો પણ એની કશી બાતમી લાવી શક્યા નથી. મેં બધે જોયું–દિલ્હીમાં એનું ઘર છે ત્યાં તપાસ કરી પણ વ્યર્થ! આપણી વિદ્યાની બધી કૂંચીઓમાંની એકે મારે કામ આવી નથી, એના આત્માનું દર્શન મારો આત્મા પામી શક્યો નથી. છતાં રે અપુત્ર! એકાંત! મને મારા બાળકનું પ્રત્યક્ષ ભાન રાત્રિદિવસ થયા વિના રહ્યું નથી. એ સંબંધ ઘણો ગૂઢ અને વિલક્ષણ છે. આપણી વિદ્યાથી જે પ્રાપ્ત થયું તે સ્વાભાવિક વિશ્વનિયમે કરી આપ્યું છે! પિતાના નિતાંત વાત્સલ્યમય હૃદયને ગમે તેટલા દેશકાળથી પણ પોતાના પુત્રથી ભિન્ન કરી શકાતું નથી! મારી આંતરદૃષ્ટિમાં તેના આવાસનું સ્થાન, તેનો દેશ, કશું પ્રતીત થતું

નથી! જેને હજી દેશકાળનું ઓળખાણ કરવાનું છે તે તરુણનું દર્શન જ આનંદ ઉપજાવે છે; કેમકે જે હજી બાળક છે, જનહૃદયના સારાનઠારા ભાવથી અજ્ઞાત છે, તેને કોઈ દેશ કે સ્થાન પોતાનું નથી, તેનો આત્મા બધી સૃષ્ટિનો ને બધા સ્થાનનો નિવાસી છે. માટે જ અનંત દિક્પ્રદેશમાં મારા આત્મા સાથે તેનો આત્મા મળે છે–પુત્ર પિતા સાથે એકતા પામે છે! પણ અરે પાષાણહૃદયે! અવિશ્વાસમાં ફસાઈ ત્યાગ કરી જનારી! જેને માટે મેં અનંત જ્ઞાનના ભંડારની કૂંચી તૃણવત્ ત્યજી દીધી, જેના જેના પાણિગ્રહણ કર્યાની પહેરામણીમાં મનુષ્યભવને સુલભ એવાં ભય અને નિર્બળતા પ્રાપ્ત કર્યાં તેને જ એવો વિચાર આવ્યો કે એ મારા પુત્રના તરુણ આત્માને હું જે સ્વર્ગ પ્રતિ દોરી જઈશ ત્યાં ભય છે! હું મારા આત્માને જ હાનિ કરત એમ તેં ધાર્યું! તને એટલું પણ જણાતું નથી કે જે આત્માને મેં આવિર્ભાવ પમાડ્યો છે તેની દૃષ્ટિમાં જ, તું તેને આ જડ કેદખાનામાં બાંધી રાખવા ઇચ્છે છે તે ઇચ્છાની સામે તિરસ્કાર, ચેતવણી ને અનાદર ભરેલાં છે. તને એટલી પણ ખબર નથી કે રોગ અને મોતના મોંમાંથી મેં જ એને દૈવી પ્રસાદથી ઉગાર્યો છે! અરે, એ જ ભવ્ય કાંતિના પવિત્ર દ્વારથી મારા આત્માને પણ મારા આત્મારૂપ કરવાનો મેં માર્ગ સાધ્યો છે!

પૂજ્ય ગુરુદેવ! પ્રેમનો આવેશ મને આ રીતે બોલાવે છે. મારો ગુરુ છતાં તું મારો મિત્ર છે, તને ન કહું તો કોને કહું? અનંત જ્ઞાનના વૈભવને ત્યજી પ્રેમના સુખને–હવે સમજાતા તુચ્છ સુખને–શોધવામાં જે ફળ થયું છે; ક્ષુદ્ર માનુષીસ્વભાવ અધિકાર વિના ઉચ્ચતા પામી અમર ન જ થાય એવી આ અવિશ્વાસના ક્રૂર કર્મથી ખાતરી થતાં, પ્રેમ દ્વારા મારા જેવી જ અમરતા સુધી એને લઈ જવાની મારી આશા વ્યર્થ થઈ છે. એ સર્વથી મને આવા વિચાર આવે છે. પણ તું પૂછશે કે હું એને આ નગરમાં શા માટે શોધું છું? મને ખબર મળી છે કે તારો શિષ્ય ગયાજી આવ્યો હતો. રમા નાસી ગઈ તે પહેલાં તેની પાસે કોઈ કંગાળ ચીંથરે-હાલ ભિખારી આવ્યો હતો. અને મેં સાંભળ્યું ત્યારે તો તે તારો શિષ્ય જ છે એમ લાગ્યું ન હતું; પણ જ્યારે આંતરદૃષ્ટિમાં તેની ભાવના આણવા

માંડી ત્યારે તે આવી નહિ, એ ઉપરથી મને નિશ્ચય થયો કે એ તારા શિષ્યનું પ્રારબ્ધ પણ રમાના પ્રારબ્ધ સાથે જોડાયું છે. મેં એની તપાસ કરી જોઈ, તો આ યમગૃહમાં જ એ છે એમ મેં જાણ્યું છે. હું કાલે જ અહીં આવ્યો છું; હજી એ મને મળ્યો નથી.

* * * *

આ રાજ્યમાં ન્યાય અપાય છે તે જોવા માટે હું સહજ ગયો હતો. હમણાં જ અદાલતમાંથી આવ્યો. એ તો ખરેખરી વાઘની જ બોડ઼ો છે. વાઘ પોતે જ પોતાના શિકારનો ઇન્સાફ કરે છે. પણ ત્યાં યે મારે જેમનું કામ છે તે કોઈ મળ્યું નથી. હજી તે નિર્ભય છે; પણ માણસો જે પાપ કરે છે તેમાં એ અનાદિ નિયંતાનું ભવ્ય ડહાપણ મને સમજાય છે. મત્સ્યેંદ્ર ! આજે જ મેં પ્રથમ એ વાત જાણી કે મૃત્યુ એ કેવી ભવ્ય અને સુંદર વાત છે ! અરેરે, જ્ઞાનના ગાંભીર્યની લાલચથી આપણે મૃત્યુની પાર નીકળી જવાની કળા શીખ્યા તેથી આપણે કેવાકેવા ભવ્ય ગુણોનો આનંદ ગુમાવ્યો છે ! કોઈ સુંદર પ્રદેશમાં રહેવું એ જ પરમ સુખમય હોય, ત્યાં બાળક અને કાંતિમાનને મોત ખાઈ જાય ! વિદ્યાની શોધમાં નિતાંત-ગ્રસ્ત અભ્યાસીને જ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત કરવાના સમયમાં જ યમ ઉપાડી જાય; તે જોતાં તો અમર જીવન એ જ સર્વ વાતની પ્રથમ વાત ગણાય એ સ્વાભાવિક છે. હઠયોગનો અભ્યાસી થયો ચિત્તના એકાગ્રપણાને માટે, પણ શરીરને સાચવવાનો ક્રમ પ્રથમ ગણે તો તે યોગ્ય લેખાય. પણ કાલના પ્રસાદની ટોચે રહીને હું આ સ્થાનમાં જોઈ શકું છું કે પોતાનાં પ્રેમસ્થાનો માટે જીવ આપવામાં ભવ્ય હૃદયો કેવો સ્વાર્પણમય આનંદ પ્રાપ્ત કરે છે ! એક પિતાને પોતાના પુત્રને સ્થાને જીવ આપતાં મેં જોયો—એના ઉપર એવા આરોપ હતા કે જેમાંથી એક શબ્દ બોલતાં જ તે મુક્ત થાત, એના દીકરાને બદલે એને જ તે દીકરો જાણી પકડવામાં આવ્યો હતો. પણ આવી ભૂલનો તે પિતાએ કેવા પરમાનંદથી લાભ લીધો ! છોકરાએ જે દેશભક્તિ અને ભવ્ય પરાક્રમના ગુના કર્યા હતા તે તેણે પોતે સ્વીકાર્યા; અને મોતને આધીન થતાં, પોતે આપેલા જીવને પોતે જ આ રીતે બચાવ્યો. તેનો તેને પરમ આનંદ થયો ! મેં જવાન, સુંદર, લાલિત્યમય અબળાઓ

દીઠી, તે વિધવાઓને, પતિપરાયણ પ્રેમબદ્ધ બાળાઓને આ રાક્ષસોએ ઘરમાંથી ઘસડી આણી નવા પતિ કરવાની આજ્ઞા કરી. પણ ઉગ્ર પ્રેમમાં પોતાના આત્માની જેણે પવિત્ર આહુતિ આપેલી એવી તેમણે ઊંચી નજર પણ કરી નહિ પરંતુ આનંદથી મરણનો સ્વીકાર કર્યો! આવું પરાક્રમ, આવું સાહસ ક્યાંથી આવતું હશે! એવા જીવ પોતા કરતાં કોઈ ઉચ્ચતર આત્માને પોતારૂપ માને છે ને તે માટે જ સર્વદા જીવે છે; પણ આ પૃથ્વી ઉપર અનંતકાળ સુધી જીવ્યા જ કરવું એ તો આપણા પોતાના જ આત્મા માટે જીવવા જેવું કૃપણ જીવન છે. સ્વનો વિસ્તાર કરી પરને પણ તે સ્વમાં ઉતારવાનો માર્ગ સ્વાર્પણ વિના બીજો કયાં છે? આ યમગૃહમાં, આ રુધિરસ્રાવમાં, અન્યાયના નિવાસમાં પણ પરમાત્મા પોતાના અનુચર ધર્મરાજાની ભવ્ય પવિત્રતા માણસોને સ્પષ્ટ બતાવી આપે છે.

* * * *

તારું દર્શન મને પુનઃ ભાવનામાં થયું છે. મારા પ્રિય પુત્ર! તને જોઈ મેં આશીર્વાદ અપ્યો છે; તું મને તારા સ્વપ્નમાં જોતો કે ઓળખતો નથી! જે દિવ્ય સત્ત્વોને તારા રક્ષણ–પોષણ માટે તારી આસપાસ સ્થાપવાનું સામર્થ્ય મારામાં હજી પણ રહેલું છે, તેની અસર તને લાગતી નથી. અને જ્યારે તું આવી સુખમય નિદ્રામાંથી જાગે છે ત્યારે તારી આતુર દૃષ્ટિ મૌન સંભાષણથી તારી માતાને પૂછતી નથી! 'તેં શા માટે મને બાપવિનાનો બનાવ્યો છે?'

રે અબળા! તને પશ્ચાત્તાપ થતો નથી? **स्रजमपि शिरस्यंधः क्षिप्तांधुनोत्यहिशंकया?**—કલ્પિત ભયમાંથી તું નાઠી–નાસીને છૂટવા જતાં સાક્ષાત્ ભયમાત્રના સદનમાં, યમના જ ઘરમાં, તું સપડાઈ નથી? અરે! આપણે એક જ વાર મળીએ તો તુરત જેનો તેં વિનાકારણ અપરાધ કર્યો છે તેને ભેટી નહિ પડે! અને આ મહાભયમાં તેં તારા ખરા શરણને પ્રાપ્ત કર્યું એમ નહિ માને! મત્સ્યેંદ્ર! મારી શોધ હજી પણ વ્યર્થ જાય છે; હું અમલદારો, ચોર લોકો, સર્વ સાથે મળતો ફરું છું, તપાસ કરું છું, પણ મને પત્તો લાગતો નથી. એ અહીં આવી છે એમ મને લાગે છે; એક પ્રેરણાથી જ મને એવું લાગે છે; કેમકે મારા

પુત્રની ભાવના મને વધારે તાદૃશ, વધારે પ્રેમમય, વધારે ઉષ્ણ લાગે છે.

આ ગામના રસ્તાઓમાં હું ફરતો હોઉં છું ત્યાં પણ લોકો મારા ઉપર ઝેર ને ઝેરભરી નજરે જુએ છે. કોઈ કોઈનો વિશ્વાસ જ કરતું નથી. સર્વ પોતપોતાની મહત્તા સાધતાં બીજાની લઘુતા ઇચ્છે છે. એક દૃષ્ટિપાતથી જ હું તેમને પાછા હઠાવી દઉં છું. ખરેખર વીરભદ્રે જે ભવિષ્ય ભાખ્યું હતું તેનો અમલ કરવાને જ તેણે જાણે પેલા વિકરાળ રક્તબીજને આ નગર ઉપર અધિકાર આપ્યો છે. ઉચ્ચાભિલાષી છતાં ભયનિમગ્ન રહેનારા આત્માઓ જેના ભોગ થાય છે તે રક્તબીજને જ સંયુક્તારૂપ ચંડીની આગળ રક્તને ટીપેટીપે અનેકગુણ થતો હોય તેમ હું ચારેપાસ દેખું છું. હાહુલીરાય, કાકુર, બંદો, શાહબુદ્દીન પોતે, બધાંના હૃદયમાં હું આ રક્તબીજની આંખોને દેખું છું, એની સેના એ સર્વનું રુધિર પીએ છે. શાહબુદ્દીન એમ ઇચ્છે છે કે આખી પૃથ્વી ઉપર દીન દીન થઈ જાય, બધા એક થાય. ભવ્ય ઇચ્છા! પણ તે ક્યારે થવાની? પોતાના શત્રુ માત્ર મરી જાય ત્યારે—એ જ ભય—એ જ શંકા! માટે જ રક્તબીજ તેની છાતી ઉપર વિદ્યમાન છે.

રે રમા! તારી નિર્દોષતા જ તને સૂચવે છે. પ્રેમમાં રહેલી મૃદુતામય માનુષી વાસનાઓને લીધે ઉન્નત આત્મજ્ઞાનથી જે વિમુખ રહી છે, તેને એ પવિત્ર પ્રેમનું બળ જ એક કવચરૂપ નહિ થાય!

* * *

## ૪ : પશ્ચાત્તાપના અંકુર

નવીન પાદશાહતના આધારરૂપ અમીર—ઉમરાવો મોટીમોટી મસલતોમાં પડ્યા છે. આખરે જયચંદને પણ ભાન આવ્યું છે ને રજપૂતોની વીરશ્રી જાગ્રત થઈ આવી છે. પણ પૃથુરાય જેવા રણધીરના પરાજયથી સર્વત્ર નિસ્તેજતા છવાઈ ગઈ છે, કોઈની હિંમત ચાલતી નથી. શાહબુદ્દીન અને તેના સરદારો તો ચોપાસ ત્રાસ, જુલમ અને જુલમ વર્તાવી રહ્યા છે. ગમ્મત, મોજમજા, અવિશૃંખલ ઉન્મત્તતા, સર્વ પાસા પ્રવર્તી રહ્યા છે,

રુધિરની નીકો વહેવા લાગી છે, મનુષ્યમાત્રના સમાનભાવનો અને ભ્રાતૃભાવનો દિવસ નજીક ધાર્યો હતો તેનો ઉદય ખરેખર થઈ ચૂક્યો જણાય છે ! તલવાર અને કુરાનથી ઈશ્વરની આજ્ઞાનો અમલ કરવાનું પુણ્ય પ્રસરવા લાગ્યું છે ! યોગિનીપુર યોગિનીઓને જ સ્વાધીન થયું છે !

શહેરના મધ્યભાગમાં આવેલા એક ગરીબ ઝૂંપડાના ઓરડામાં પેલી માતા બેઠીબેઠી પોતાના બાળક ઉપર દૃષ્ટિ માંડી તેના ગેલને નીરખવામાં આનંદ લેતી વિલસે છે. શાંત, આનંદકારક, શીતઋતુનો મધ્યાહ્ન થઈ રહ્યો છે. સાંકડા ફળિયાના ઊંચા પ્રાસાદોને લીધે પ્રતિબિંબ પામતો સૂર્યપ્રકાશ એક ઊંચી બારીમાં થઈને ઓરડામાં આવી રહ્યો છે : અહા! એ પ્રકાશ સર્વત્ર સમાન છે; દુઃખીને કે સુખીને, રુધિરસ્રાવને કે આનંદ-વિલાસને, બંદીખાનાને કે ભવ્ય પ્રાસાદને, જીવનમાં પ્રથમ આવિર્ભાવ પામતા બાળકને તેમ જીવનને તજી જતા નિર્ભાગીને—સર્વને સમાન એવો એ પ્રકાશ જેમ ભયનિર્મુક્ત છે, તેમ નિર્દોષ માતા પોતાના બાળક ઉપરના વાત્સલ્યમાં નિમગ્ન થઈ અત્યંત ભયમુક્ત બેઠી છે. ચાંદરણામાં થઈને આવતાં કિરણોને પકડવા માટે બાળક પોતાના હાથ ઊંચા કરીકરી હસે છે, મૂઠીઓ વાળી બાચકા ભરે છે ને એમ હસતુંનાચતું, રમાના ચરણ આગળ સૂતુંસૂતું રમે છે. રમાએ પોતાની દૃષ્ટિ આ આનંદસ્થાન ઉપરથી જ જરા દૂર ખેંચી લીધી—દૂર ખેંચતાં જ નિઃશ્વાસ મૂકી ઉદાસ થઈ ગઈ–પદ્મનયનમાંથી એક અશ્રુબિંદુ ખર્યું.

આની આ જ દિલ્હીમાં યમુનાના તટ ઉપરની નાની ઝૂંપડીમાં વીણાના મધુર ગાનથી વિલસતી સંગીતના આલાપમાં આત્માને એકતાર કરી વિવિધ કલ્પના–ચિત્રમાં આહ્લાદ પામતી રમા અત્યારે ક્યાં બેઠી છે ! કેવી સ્થિતિમાં છે ! શું એ રમા એની એ હોય ! કેવી મ્લાન, કેવી દુર્બળ ! ભાન વિના જ હાથપગ ગમેતેમ છૂટા નાખી પડી હોય તેમ બેઠી છે. એના અધર ઉપર જે સ્મિત સર્વદા રમતું હતું તે અસ્ત પામી ગયું છે. જાણે જીવનનું જીવન જતું રહ્યું હોય એવી પ્રકટ નિરાશા એના તારુણ્યતરુને મ્લાનતા પમાડી રહી છે—ખરી રીતે કહીએ તો પોતાને પોષણ આપનાર મૂળને તજી અન્યત્ર ભમતા પ્રવાહનું જળ જેમ ક્ષીણ થઈ જાય, તેમ રમાની

જીવનશક્તિ ક્ષીણ થઈ ગઈ હતી. અહો ! કેવા નિર્દોષ, વિશ્વસ્ત, વિસ્રબ્ધ, ઉલ્લાસથી જીવનનો આરંભ ! ને કેવા વિકટ, વિષમય વિષાદમાં તેનો અંત ! વચમાં ત્રાસ, ભય, શંકા, ક્લેશ ! માણસો શંકા અને ભયથી કેટલાં-કેટલાં અમર સુખને વણસાડી નાખે છે ! ભય અથવા શંકા અને વહેમની સ્થિતિમાં જે આકસ્મિક ત્રાસ અને વેગ ઊપજી આવે છે તેનાથી રમા અજ્ઞાનમાં જ સ્વપ્નમાં હોય તેમ પોતાના પ્રાણનાથથી નાસી છૂટી હતી. સાક્ષાત્ મહાત્માને પણ પોતાના ઉપર આશક થયેલો બ્રહ્મરાક્ષસ ધારી ખરા બ્રહ્મરાક્ષસરૂપ લાલાથી ઠગાઈ હતી. અત્યારે તો એ ત્રાસ ને એ વેગ દિલ્હીમાં પગ મૂકતાં જ જતાં રહ્યાં હતાં. એને લાગ્યું હતું કે જે સ્મિતને હું પિશાચવત્ સમજી તજી આવી છું તેમાં જ મારું જીવિત છે, તે જ મારો પ્રાણ છે, એને પશ્ચાત્તાપ થતો ન હતો. જે વેગથી પોતે આટલે સુધી નાસી આવવા સમર્થ થઈ હતી તેને થયો ન થયો કરવા ઇચ્છતી ન હતી. વેગ અદ્યપિ અસ્ત થયો હતો તથાપિ વહેમ નિવૃત્ત થયો ન હતો; મેં મારા બાળકને મહાભયમાંથી ઉગારી આણ્યું છે, એમ એ હજી પણ નિશ્ચયપૂર્વક માનતી હતી. લાલાજીની બહુ ભેદભરેલી હોય તેવી બનાવેલી વાતોથી આ નિશ્ચય દૃઢ થયો હતો; અને લાલો પોતે જ એ ભયમાંથી કેવો બચી આવ્યો હતો તે વાત કહી સાનુભવ સાક્ષી આપતો, તેથી રમાની શ્રદ્ધા તેના વચન ઉપરથી ખસતી ન હતી. એટલે તેને પશ્ચાત્તાપ થતો ન હતો, પણ ઇચ્છા-માત્ર જ જાણે જતી રહી હોય તેવી તે સ્તબ્ધ બની ગઈ હતી.

સંસારના વિકટ વ્યવહારમાં શાં શાં દુઃખ પડે છે તેનો અનુભવ આ બાળાને પ્રથમ (પહેલો) આ સ્થાને થવા લાગ્યો. કાવ્ય અને સંગીતનો આત્મા જ્યાં શબ્દરૂપે આવિર્ભાવ પામે છે એવા, રમાએ પોતાના બાલ્યવયમાં ચલા-વેલા ઉદ્યોગમાં તો કોઈ એવો વેગ ચઢેલો રહે છે કે તે વેગને લીધે કોઈ સાધારણ ધંધાના કષ્ટ કરતાં એ ધંધો અતિ ઉન્નત અને ઉત્તમ લાગે છે. ગાન અને નાટ્યકલાનો પ્રદેશ પ્રત્યક્ષ કરડો વ્યવહાર અને પરોક્ષ પણ મૃદુ સુખમય ભાવના તેના પ્રદેશની વચ્ચે જ રમ્યા કરે છે. ભાવનાનો પ્રદેશ જેમ-જેમ વ્યવહારનો પ્રદેશ દબાવતો જાય છે, તેમતેમ ભાવનામાં જ વિલસતી વ્યક્તિઓ વ્યવહારમાં અનેક ભૂલો કરે છે, અનેક કષ્ટ પામે છે. વ્યવહાર-

કુશળ લોકોનાં નિંદા, ઇર્ષ્યા આદિને પાત્ર થાય છે. કોઈ સંન્યાસી થઈ વ્યવહારની વિષમતા ભૂલવા મથે છે, કોઈ રમાની પેઠે વ્યવહારના ત્રાસમાં ને ત્રાસમાં એકે ય ન સાધી શકતાં પરમ ક્લેશ વહોરે છે.

જે દિલ્હીનાં ચક્ષુ અને શ્રોત્ર જેને નિરંતર પૂજ્યા કરતાં તે જ દિલ્હામાં અત્યારે તે મૂર્તિના અધિકારમાં તે સમયે બળ આપતી ભાવનાનો આધાર રહ્યો નથી. કામમય પ્રેમસુખના ઉન્નત પ્રદેશમાં વિચરતાં એને એમ લાગ્યું હતું કે અન્યના ભાવનું અનુકરણ કરવા કરતાં, એ પ્રદેશમાં તો પોતે જ ભાવરૂપ થઈ જવાય છે. પણ અરે! વળી પાછી તું અન્યની સ્તુતિનિંદા ઉપર આધાર રાખવા સારુ એ ઉચ્ચ પ્રદેશમાંથી ઊતરી, જેને તું કામમૂર્તિ માને છે તેને બેવફા થઈ! હા, એ જ સમય હવે આવ્યો. લાલાજી જે કાંઈ આપે તે લઈને પોતાનું ગુજરાન કરવું એ વાત રમા સ્વીકારે તેમ ન હતું. એટલે પોતે પોતાનાથી બને તેવાં નાનાંમોટાં કામ કરીને ગુજારો કરતી અને જેમતેમ કરી પોતાના બાળકને ઉછેર્યે જતી.

બાળક પણ પોતાના પિતાનું ખરેખરું વેર જ વાળતો હોય એમ કરતો. એ દિવસેદિવસે ભવ્ય અને તેજોમય થતો ચાલતો હતો અને જાણે એની માતા કરતાં કોઈ અન્ય સત્ત્વ એને રક્ષતું હોય તેમ વિલક્ષણ કાંતિ વિસ્તારતો હતો. નિદ્રા લેતો ત્યારે એવી ગાઢ સુષુપ્તિમાં ઊંઘતો કે વજ્રપાતનો ટંકારવ થાય તોપણ જાગે નહિ; છતાં એ રીતે ઊંઘતોઊંઘતો પણ જાણે કશાને ભેટતો હોય તેમ હવામાં હાથ ઊંચા કરી બાથ ભરતો, વારંવાર એના હોઠ હાલતા અને કાંઈક બોલતા. (પણ તે બધું રમા માટે નહિ,) અને એ બધો વખત એના ગાલ ઉપર કોઈ દિવ્ય પ્રકાશ ઝળકી રહેતો, એના મુખ ઉપર કોઈ ગૂઢ આનંદનું સ્મિત છવાઈ રહેતું. એ જાગતો ત્યારે એની દૃષ્ટિ પ્રથમ એના ઉપર પડતી નહિ. ચોપાસ કાંઈક ખોળતી હોય તેમ ચલવિચલ ફરતાંફરતાં, છેવટ તે આવીને રમા ઉપર ઠરતી. પણ તે સમયે જાણે અવાચ્ય ખેદ અને ઉપાલંભથી ભરેલી હોય તેવી જણાતી.

રમાને પૂર્વે કોઈ વાર સમજાયું ન હતું કે ગુલાબસિંહ માટે પોતાનો પ્રેમ કેવો મહાન અને પ્રગાઢ છે. જેનાથી તે વિખૂટી પડી હતી તેના અભાવરૂપી પ્રચંડ અગ્નિમાં તેની આશા, તેનું જીવન, તેનો પ્રેમ, તેનો રસ,

રે ! તેનું હૃદય–બધાં દગ્ધ થઈ કરમાઈ ગયાં હતાં. નગરમાં ચાલતી ધાંધલ કે પાસેના યમુનાપ્રવાહનો ઘોંઘાટ કશાનું તેને ભાન ન હતું. એમ ભાનવિનાની, જ્ઞાનશૂન્ય એ અબળા દિવસ નિર્ગમતી હતી. વાઘના મોઢામાં જ તેનું માથું છે તેની લેશ પણ તેને પ્રતીતિ હતી નહિ.

ઓરડાનું બારણું ઊઘડયું અને લાલાજી અંદર આવ્યો. નિત્ય કરતાં આજ તે ઘણો ઉશ્કેરાઈ ગયેલો જણાતો હતો.

'કોણ ! લાલાજી !' રમાએ પોતાના મૃદુ પણ ખાલી શબ્દે કહ્યું. 'હું તને આવવો ધારતી હતી તે કરતાં તું વહેલો આવ્યો !'

'દિલ્હીમાં વહેલા–મોડાની વાત કોણ કહી શકે એમ છે? હું આવ્યો છું એ જ બહુ છે. આવા મહાભયના સમયે પણ તારી ઉદાસીનતા મને બહુ ખેદ પેદા કરે છે. જાણે કશું હોય જ નહિ એમ નિરાંતે તું 'આવ,' 'વહેલો આવજે' કહે છે; ખૂણેખૂણે ચોર લોકો ફરતા ન હોય, અને ક્ષણે-ક્ષણે ખૂન થતાં ન હોય, એમ તું તો નિરાંતે બેઠી છે !'

'ક્ષમા કરજે, પણ મારું જગત તો આ ચાર ભીંતોની વચમાં જ છે, તું જે જે વાતો મને સમજાવે છે તે તે મારે ગળે ઊતરતી નથી. આના (બાળક તરફ બતાવીને) વિના બધું મને તો નિર્જીવ જ લાગે છે. એવું નિર્જીવ લાગે છે કે જે ખૂન અને મરકી ચાલે છે તે વિષે તો સ્મશાનમાં ચિતા ઉપર પડેલું માણસ પણ મારા કરતાં ભાગ્યે જ વધારે બેદરકાર હોય.'

લાલો ક્ષણવાર થોભ્યો અને અદ્યાપિ તરુણ છતાં હૃદય જર્જરિત થતાં જે છેવટનો નિર્વેદ થાય છે તેમાં ગ્રસ્ત એવાં રમાનાં આકૃતિ તથા વદન ઉપર આશ્ચર્યની અને વિલક્ષણતાની વૃત્તિથી જોઈ રહ્યો. છેવટ બોલ્યો:

"ઓ રમા! તને આવી થયેલી જોવાની મને આશા હતી? દિલ્હીનાં આનંદમય સ્થાનોમાં આપણે પ્રથમ મળ્યાં ત્યારે આપણે આવી રીતે મળવું એમ શું મારી ઇચ્છા હતી? તે સમયે તેં શા માટે ના પાડી અથવા શા માટે મારા પ્રેમનો સ્વીકાર ન કર્યો? પાછી ન ભાગ, મને તારો હાથ ઝાલવા દે; એ તરુણ અવસ્થામાં જે પ્રેમ ઊભરાતો હતો તેવો ઉગ્ર વૃત્તિ-વિલાસ હવે મારામાં ફરી આવે એવી આશા નથી. તારે માટે હવે તો મને કોઈ મોટા ભાઈને પોતાની નાની બહેનની જેવી દયા આવે તેવી જ લાગણી

થાય છે. તારી પાસે, તારા સાંનિધ્યમાં, મને મારા બાળપણની પવિત્ર સ્થિતિનું પુનર્ભાન થાય છે. વિશૃંખલ મોજમજા અને દારૂબાજી વિના માત્ર આ એકસ્થાન જ એવું છે કે જ્યાં મને રક્તબીજનો ઉપદ્રવ થતો નથી. અત્રે તો મારા પગતળે દબાઈ રહેલા મૃત્યુનું યે મને ભાન રહેતું નથી. પણ હજી આપણા ભાવિમાં સુખના દિવસ નથી જ એમ ન કહેવાય! જે વિકરાળ ભૂત મને વળગ્યો છે તેનાથી શી રીતે મુક્ત થવું તેની યુક્તિ હવે મને જડી છે—માત્ર એની સામા થવું ને એની દરકાર ન કરવી. મત્સ્યેન્દ્રે જે ગૂઢ સૂત્રરૂપે મને કહ્યું હતું તે હવે મને યાદ આવે છે: 'જ્યારે એ તને અદૃશ્ય હોય ત્યારે જ તેનો વધારેમાં વધારે ભય સમજજે.' ધર્મમય અને નીતિમય વ્યવહારમાં મને તેનું દર્શન થાય છે. અરે! આ રહ્યું–એને હમણાં પણ સામે દેખું છું. (ધ્રૂજે છે ને શરીરથી પ્રસ્વેદ છૂટે છે!) પણ મારો નિશ્ચય હવે હું ફેરવવાનો નથી. એની સામે જોઉં છું એટલે—જો તુરત જ એ જતું રહેલું છે, ગયું!" એમ કહીને જરાવાર થોભ્યો અને બોલ્યો: 'રમા! શી રીતે આપણે નાસી છૂટવું તેનાં સાધન મારે હાથ આવ્યાં છે. આપણે આ શહેરમાંથી જઈશું, કોઈ બીજા દેશમાં જઈ આપણે અન્યોન્યને દિલાસો અને આધાર આપવા યત્ન કરીશું અને ભૂતકાળને વિસારે પાડીશું.'

રમાએ શાંતિથી ઉત્તર આપ્યો: 'ના ના, મને મોત અહીંથી ખસેડે તે વિના એક ડગલું પણ ખસવાની ઇચ્છા નથી. લાલાજી! રાતે જ એ સ્વપ્નમાં આવ્યો હતો; અમે જુદાં પડ્યાં ત્યારથી આજ જ મને એવું સ્વપ્ન આવ્યું. અને મને લાગ્યું કે એણે મારો અપરાધ ક્ષમા કરી મને 'પ્રિય પત્ની' કહી બોલાવી. એ સ્વપ્નથી આ ઓરડો પવિત્રતામય, નિર્ભય થઈ ગયો છે, મારા મનમાંથી શંકાની ગંધ નીકળી ગઈ છે; મારા મરતા પહેલાં પણ મને એનું દર્શન પુનઃ થશે.'

'એની વાત દાટી મૂકી એ પિશાચને યાદ ન કર.' લાલાજીએ ક્રોધથી અને આવેશથી ભૂમિ ઉપર લાત મારી કહ્યું: 'તને એના હાથમાંથી ઉગારી છે તે ઈશ્વરનો જ ઉપકાર માન.'

'બસ.' રમાએ ગંભીરતાથી કહ્યું. જેવી વધારે કહેવા જતી હતી

તેવી જ તેની દૃષ્ટિ પોતાના બાળક ઉપર પડી. તે સમયે સૂર્યકિરણો તેની આસપાસ રમી રહ્યાં હતાં અને તેના વદનની આસપાસ કોઈ અપૂર્વ માહાત્મ્યની છાયા પેઠે તેનું તેજ તે વધારી રહ્યાં હતાં. એની વિશાળ, સ્થિર ને શાંત દૃષ્ટિમાં જ એવું કાંઈક હતું કે જેનાથી રમા ભયભીત થવા છતાં પોતાના માતૃભાવને સાર્થ થયો માની લે. લાલો બોલતો હતો તેના ઉપર એ દૃષ્ટિ તિરસ્કારપૂર્ણ જણાતી હતી અને રમાએ તો તે દૃષ્ટિનો અર્થ, પોતાના અવિદ્યમાન પ્રિયતમનો પોતે કરી શકે તે કરતાં પણ વધારે સબળ બચાવ રૂપે જ કરી લીધો.

લાલાએ પછી વાત ચલાવી: 'ત્યારે તો તું અહીં જ રહીશ, શા માટે વારુ? માતારૂપે તારો જ ધર્મ છે તે ચૂકવા માટે? તને કાંઈ થશે તો તારા બાળકનું શું થશે? માબાપ વિના જ એને ઉછેરવામાં આવશે? જે સ્થાનમાંથી તારો આર્યધર્મ પણ ભ્રષ્ટ થઈ ચૂક્યો છે, જ્યાં દયા અને માનુષી ભાવનો છાંટો પણ રહ્યો નથી, તો તેવે સ્થાને એ એમ ઊછરશે પણ ખરો કે? ઓહો! રો, રો—ને એને છાતીએ ચાંપ ને પાછી રો! આંસુ કાંઈ રક્ષણ કે બચાવ કરી શકતાં નથી.'

'મારા મિત્ર! તારી વાત ખરી છે—ચાલ હું તારી સાથે આવીશ.'

'કાલે રાતે તૈયાર થઈ રહેજે; તારે જરૂરનો વેશ હું લાવીશ.'

પછી લાલાજીએ રમાને, જે રસ્તે જવા ધારેલું તે તથા જે નામઠામ આપવાનાં તે બધી વાત ટૂંકામાં સમજાવી. રમા સાંભળ્યે ગઈ, પણ ભાગ્યે જ કાંઈ સમજી; લાલાએ એનો હાથ લઈ છાતી સરસો ચાંપ્યો અને રામરામ કહી રજા લીધી.

## ૫: પ્રેમ અને વૈર

લાલાજી રમાના આવાસમાંથી ઉતાવળોઉતાવળો નીકળીને દોડતો ચાલ્યો. તેના સપાટાના વેગમાં અને એના મગજમાં જે વિચારો ચાલતા હતા તેની ધૂનમાં, એના દીઠામાં આવ્યું નહિ કે આંગણામાં એક ભીંતના ખૂણાને ઓથે બે માણસો અંધારામાં ભરાઈ રહીને ચર્ચા જુએ છે. એ

સમયે પણ પેલા રક્તબીજને તો એ પોતાની સાથેસાથે જ દેખતો હતો. તેની વિકરાળ આંખો ઉપરથી પોતાની દૃષ્ટિ ફેરવવા યત્ન કર્યા છતાં ફાવતો ન હતો; પણ મનુષ્યની ઈર્ષ્યાકુલ દૃષ્ટિ અને વિશેષ નારીના દ્વેષની ગૂઢ રોષની દૃષ્ટિ એણે દીઠી નહિ!

લાલાજીની પૂંઠ વળી કે તુરત બંદો રમાના આવાસનાં બારણાં આગળ આવ્યો. ગોપિકા પણ તેની પાછળપાછળ આવી. બારણાં આગળ જે માણસ હતો તેની સાથે હાલના સમયને અનુસરી કેવી રીતે વાત કરવી તે બંદાને સારી પેઠે ખબર હતી. તેને દેવડી ઉપરથી પોતાની પાસે બોલાવી કહ્યું: ‘ અરે બિરાદર! આ શું! તારા ઘરમાં તેં એક શકવાળું માણસ સંઘરેલું છે.’

‘બિરાદર! મને ભય છે? આ તમે શું બોલો છો!—એમ હોય તો એ પુરુષનું નામ મને કહો.’

‘એ પુરુષ નથી, એક રાજદ્રોહી...અહીંની જગા તારી છે; અહીંઆં તેવી કોઈ રહે છે કે નહિ?’

‘હા—રહે છે; ઉપર જાઓ, ડાબી બાજુનું બારણું તેનું છે. પણ એને બિચારીને શું છે? એ તો ગરીબ છે.’

‘સાંભળ, વિચારીને બોલ, તને એની દયા આવે છે કે?’

‘ના, ના, ના, મને ... ... ... ...’

‘બોલ, સાચેસાચું કહી દે, એની પાસે કોણ આવે છે?’

‘કોઈ નહિ. માત્ર એક રજપૂત જેવો, કોઈક જયપુર–જોધપુર તરફનો હોય તેવો ફક્કડ આવે છે.’

‘રજપૂત!—હા એ જ! જોધપુરના મહારાજાનો એ હેર* છે.’

‘અરે રામ! હાય, હાય, મારી શી વલે!’

‘ખબરદાર! રામ શું અને ભીમ શું?—ત્યારે તો તું પણ કોઈ રાજ-દ્રોહી જણાય છે!’

‘ના ભાઈ ના, એ તો મને નઠારી ટેવ પડી છે તે અજાણતાં પણ બોલાઈ જાય છે!’

* હેર—જાસુસ

'એ રજપૂત એની પાસે ક્યારે આવે છે?'

'દહાડામાં એકવાર તો આવ્યા વિના રહેતો નથી, કોઈ વાર બેત્રણ વાર પણ આવે છે.'

આ સાંભળતાં જ પેલી ગોપિકાના મોંમાંથી 'મારો રોયો!' એમ ઉદ્દગાર નીકળી ગયો અને એની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો.

પેલા માણસે કહ્યું: 'એ તો કોઈ વાર કંઈ જતી નથી, બધો દહાડો બેઠીબેઠી કાંઈ ને કાંઈ કામ કર્યા કરે છે અને એના છોકરાને રમાડ્યા કરે છે.'

'છોકરો!'

એટલું બોલતી જ ગોપિકા બંદાને વટાવી ધસમસી ઘરની અંદર કૂદકો મારી પેસી ગઈ. બંદે તેને છેડો પકડી અટકાવવા યત્ન કર્યો. પણ છેડો તેના હાથમાં આવ્યો નહિ. નિસરણી એક સપાટે શ્વાસભરી તે ચઢી ગઈ, અને હાંફતીહાંફતી પેલી ડાબી બાજુનાં બારણાં આગળ જઈને અટકી. બારણું ઉઘાડું જ હતું, એટલે અંદર પેઠી, ઉંબરા ઉપર જરાક ઊભી અને અદ્યાપિ પણ કાંતિના પૂરમાં ઝગઝગતી વદનદ્યુતિ જોઈ ઝંખવાઈ ગઈ, ઈર્ષ્યાના તાપથી વધારે કાળી પડી ગઈ. આટલી બધી કાંતિ જોતાં જ એને પરમ નિરાશા થઈ ગઈ. હવે લાલો મારો હિસાબ નહિ જ પૂછે—પ્રયત્ન વ્યર્થ છે, એમ એને થઈ ગયું. માતા આ સમયે પોતાના પુત્રને ભોંય ઉપર ગાદીમાં સુવાડી તેના ઉપર વાંકી વળીને નમી રહી હતી, તેને ચુંબન કરતી હતી, રમાડતી હતી. અને તેના લાડમાં પોતાના વિદૂર પડેલા પ્રિયતમની છાયા જોઈ મનમાં મલકાતી હતી; પણ આ દર્શન જોતાં જ ગોપિકાને કાંઈનું કાંઈ થઈ ગયું. પોતે પ્રજાહીન—આ પ્રજાવાળી? અરર! અત્યારે ને અત્યારે આખો આવાસ સળગાવી નાખે તેવો ઉષ્ણ ઉસાસ એના મોંમાંથી નીકળવા લાગ્યો. જગતનો દ્વેષમાત્ર એના હૃદયમાં કેંદ્રિત થઈ ભડભડાટ સળગવા લાગ્યો. એ ભડકાની ગરમીએ કે પેલા ઉદાસની ઉષ્ણતાએ, કોણ જાણે શાથી તે તો અમે કહી શકતા નથી. પણ તુરત રમાએ બારણાં સામું જોયું, જોતાં જ કોઈ અજાણી સ્ત્રીને, સાક્ષાત્ કાલિકાને, ભવાનીને કે કોઈ રાક્ષસીને જ, ખાઉંખાઉં કરતી ઊભેલી જોઈ અને ભયથી થરથર કાંપતાં તેણે બાળકને છાતી સરસો દબાવી દીધો. ગોપિકા તુરત ખડખડાટ

હસી પડી, એના આંતરઆવેગના બળે એનાં ડાચાં એ જ પ્રકારે હાલ્યાં જે હસવારૂપે જણાયું. તુરત પાછી વળી નીચે ગઈ, અને બંદા જ્યાં હજી પેલા માણસ સાથે વાતો કરતો હતો ત્યાં આગળ જઈ તેનો હાથ તાણીને ચાલવા લાગી. ખુલ્લા માર્ગમાં આવતાં તે જરાક શાંત પડી હોય એમ જણાવી ઊભી રહી અને બોલી: 'મને વેર વાળી આપ અને તેને માટે જે લેવું હોય તે માગ.'

'ઓ મધુરી લલના! માગવાનું બીજું શું છે? તને મારા હૃદયમાં હું સ્થાન આપું એટલી રજા આપ, એ માગવાનું. કાલે રાતે તું મારી સાથે નીકળી ચાલ; રજાચિઠ્ઠી અને માર્ગની યુક્તિ બધું તને મળશે.'

'ને આ બેનું—'

'એ બે આપણા જતા પહેલાં બંદીખાનામાં નિવાસ કરશે અને જલ્લાદની તલવાર તારું વેર તેમના ઉપર વાળશે.'

'બસ, એટલું કર, એટલે મને તૃપ્તિ થશે.'

'આટલી વાત થયા પછી પાછાં બંને ચાલવા માંડ્યાં, તે છેક લાલાજીને ઘેર પહોંચતાં સુધી કાંઈ બોલ્યાં નહિ. પણ તે આવાસમાં ગોપિકા એકલી પડી અને બારીઓ ગોખ, પલંગ જે જે સ્થાનોને તેણે લાલાજીના પ્રેમથી મધુરતાના માની લીધેલા આવેશમાં સ્વર્ગ તુલ્ય માન્યાં હતાં તે તેની દૃષ્ટિએ પડવા લાગ્યાં, એટલે એના હૃદયનો વૈરભાવ નરમ પડવા લાગ્યો. રાક્ષસીભાવ મટી કાળો ક્રૂર પણ નારીભાવ એના ઉપર પ્રવર્તવા લાગ્યો. બંદાના હાથ ઉપર ટેકો દઈ તે ઊભી હતી, તેને જરા દબાવી બોલી: 'પેલી રંડાને જે કરવું હોય તે કર, મારી નાખ—પણ આની છાતી ઉપર તો હું વિશ્વાસે ઊંઘી છું, રમી છું, એને તો નહિ.'

'જેવી તારી મરજી' બંદાએ દાંત કચડતાંકચડતાં કહ્યું. 'પરંતુ થોડીક વાર તો એને પકડવો પડશે. છેવટ એને કાંઈ હરકત નહિ થાય, તહોમત સાબિત કરનાર પુરાવો ન મળવાથી એ છૂટી જશે. પણ એની માશુકની તો તને દયા નથી જ કેની?'

ગોપિકાએ પોતાની કારી આંખ બંદા ભણી ફેરવી, એ જ એનો પૂર્ણ ઉત્તર હતો.

# ૬ : ભલાઈનો બદલો

શાહબુદ્દીન મહંમદ ઘોરીએ દિલ્હીમાં પોતાનાં જંગલી ટોળાંને જે તૃપ્તિ આપવા માંડી હતી તેમાં રજપૂતોનો વિનાશ કરી અગિયારમી વખતના મહાભારત પ્રયત્નથી પ્રાપ્ત થયેલી ગાદી સાચવી રાખવા જેટલી નિર્ભયતા પ્રાપ્ત કરવી એ જ તેનો હેતુ હતો. હાહુલીરાય વગેરેએ તેને પૃથુરાજની પ્રેમાસક્તિની વાર્તા સમજાવી સુસાધ્ય વિજય પ્રાપ્ત કરાવ્યો, તેમ કનોજના જયચંદ આદિએ પણ રજપૂતોમાં પરસ્પર વૈરભાવ વિસ્તારી યવનોને વિજયનો માર્ગ સુતર કરી આપ્યો હતો. તોપણ ઘોરીના મનમાં રજપૂતોની ખટક સાલ્યા કરતી હતી અને કેદ પકડેલા પૃથુરાજ તથા ચંદવરદાયી જ્યાં સુધી જીવે છે, ત્યાંસુધી રજપૂતો ગમે તેવી પણ પરસ્પર કલહની વાત વિસારે પાડી એકત્ર થઈ તેને બારમી વાર હાંકી કાઢશે એવો તેને પૂર્ણ ભય હતો. પરંતુ પૃથુરાજ અને તેના માનીતા કે આખા રજપૂત વર્ગના માનીતા કવિનો નાશ કરવો એ નાની વાત ન હતી. રજપૂતો જ્યાંસુધી બેઠા હોય ત્યાંસુધી તેમનો વિનાશ કરતી વખતે પોતાને જ વિનાશ થાય એવી ભીતિ તેના મનમાં વસી ગઈ હતી. આ કારણને લીધે તેણે પ્રથમથી જ ધર્મનો ડોળ ધારણ કર્યો હતો અને પોતાના છૂપા જાસૂસોને પણ તે ડોળથી જ વર્તવાનું પ્રેરી પાછલાં ત્રણચાર વર્ષથી તેણે કામ લીધું હતું એમ આપણે બંદાની વાક્ચાતુરીમાંથી જોઈ આવ્યા છીએ. રજપૂતોની ઉદાર ઉચ્ચ વૃત્તિ અને ઇતર લોકોની સામાન્ય દશાનો લાભ લઈ એવા જાસૂસો અંદરઅંદર વિરોધ કરવાનાં બીજ સર્વત્ર વાવતા હતા અને તેમણે જ અનેક ગુપ્ત યોજનાઓથી પૃથુરાજ અને જયચંદ વચ્ચે વૈર બંધાવવાની યુક્તિ રચી આપવામાં ભાગ લીધો હતો. કહે છે કે જયચંદે પોતાની પુત્રી સંયુક્તાના વિવાહ માટે જે સ્વયંવર કર્યો, અને તેને અંગે રાજસૂય યજ્ઞ કર્યો તેમાં પૃથુરાજ ન આવ્યો એટલે તેની જે સોનાની મૂર્તિ દ્વારપાળ રૂપે કરીને ઊભી રાખી, તેનું સોનું જ ઘોરી પાસેથી આવ્યું હતું. એ લોકો 'મનુષ્યમાત્ર એક છે,' 'બધા ભાઈ છીએ' એવી પોતાના ધર્મની મહત્તાની વાતોથી સામાન્ય જનોને યવનાગમન ઉપર રુચિ કરાવતા

અને મોટા સમર્થ પુરુષોમાં અનેક યુક્તિપ્રયુક્તિથી વૈરભાવ ઉપજાવતા. તેમણે આવાં જે બીજ રોપેલાં તેના ફળરૂપે ઘોરી બાદશાહને દિલ્હી હાથમાં આવ્યું ને પૃથુરાજ કેદમાં પડ્યો. જ્યારેજ્યારે પણ આ દેશ અંદરઅંદર કુસંપમાં પડ્યો છે, ત્યારેત્યારે સર્વદા પરચક્રને આધીન થયો છે! હા! ભારત! તારી એ દીનતા મટશે?

ઘોરી બાદશાહે વીણીવીણીને મોટામોટા રજપૂતોને રાજદ્રોહી ઠરાવી ઠાર મારવા માંડ્યા હતા. એ જ સમયમાં રજપૂતાઈ હીન થઈ ગઈ, તેનું સત્ત્વ સુકાઈ ગયું, તેનું પરાક્રમ ક્ષીણ થઈ ગયું. મરતીમરતી પણ જે કાંઈ રહી તેણે અકબરના વખતમાં પોતાનું સત્ત્વ બતાવી, ઔરંગઝેબના સર્વભક્ષી લોભ અને દ્વેષમાં પોતાના સર્વસ્વનો હોમ આપી આર્યાવર્તને હમેશ માટે નિઃસત્ત્વ, નિર્વીર્ય, પરદેશીઓના પગ આગળ વારાફરતી અથડાતો મૂક્યો! જે જે રજપૂતો આર્યધર્મની મહત્તા બતાવે, પ્રાચીન રાજ્યની હિમાયત કરે, તે બધાનાં નામ ગુપ્ત રીતે ઘોરી બાદશાહની પાસે આવતાં હતાં અને તેમને લાગ જોઈને કાફુર કાજીના આગળ રાજદ્રોહના ગુના માટે ઊભા કરવામાં આવતા હતા; જેનું કોઈ હોય નહિ તે ગરદન મરાતા હતા, બાકીના કેદમાં સડતા હતા. પરંતુ હજી ભયભીત યવનનું મન નિર્ભય થયું ન હતું. પૃથુરાજનું શું કરવું તેની તેને સમજ પડતી ન હતી.

કાફુર કાજી હમણાં જ પાદશાહની પાસેથી આવીને પોતાના ઘરમાં એકાંત ઓરડામાં પલંગ ઉપર પડ્યો છે. એનું મુખ કરમાઈ ગયું છે. હૃદય ધડકી રહ્યું છે અને મગજમાં વિલક્ષણ વિચારો ચાલી રહ્યા છે. 'યા અલ્લાહ! મારે હાથે આવા ગેરઇન્સાફ ક્યાં સુધી કરાવશે? મારું મોત થાય તોપણ સારી વાત છે; પણ કાંફર લોકને તો મારવા જ જોઈએ. આ રાજ્ય જો નહિ જામે, તો દીન કેમ પ્રવર્તશે? સર્વત્ર એકતા કેમ જામશે? બાદશાહ સલામત સાચું કહે છે કે 'કાફરોને મારી નાખ્યા વિના દીનની ચઢતી થવાની નથી જ,' આવા તર્ક કરે છે એટલામાં એક જાસૂસે આવી ખબર આપી: 'મહેરબાન! આપને કોઈ મળવા ઇચ્છે છે.'

'આવવા દે, પણ જોજે પાસે કાંઈ હથિયાર ના હોય.'

'એ તો કોઈ બિરાદર છે; તોપણ જોઈશ.'

કાજીસાહેબ ઊઠીને બેઠા થયા. પાસે હૂકો પડ્યો હતો તેની નળી મોઢામાં લઈ, ગંભીર આકૃતિથી આવનારની રાહ જોતા બેઠા. બંદો આવી સલામ કરી ઊભો.

'કેમ? શી ખબર છે?'

'સાહેબ! આપને સલામ કરવા આવ્યો છું.'

'તું તો પેલા કાફરોનો પરવરશ કરનાર–' કાજીએ જરા વધારે બારીકાઈથી બંદાનો ચહેરો અવલોકી કહ્યું: 'બેવકૂફ મનસૂરનો ચેલો છે; તારો જ અમારે ખપ હતો. બોલ શા માટે આવ્યો છે? એ મનસુર મારો દુશ્મન છે, બાદશાહના આગળ મારી ચાડી કરે છે. એનો ને તારો હવે વખત આવી રહ્યા છે.'

'અરે મહેરબાન! મનસૂરનો કે મારા સગા બાપનો પણ હું ભરોસો કરતો નથી. હું તો આપની જ નોકરીમાં તૈયાર છું અને અત્યારે પણ ઘણી જરૂરની ખબર આપવા આવ્યો છું.' એમ કહી બંદાએ લાલાના ઘરમાંથી આણેલા પેલા કાગળો કાજીના પલંગ ઉપર મૂક્યા ને કહ્યું: 'આ કાગળોથી આપના સમજવામાં આવશે કે હજી કયા કયા રજપૂતો ને મુસલમાનો કોનીકોની સાથે કાવતરાં કરે છે.'

'ત્યારે આ લાલો કોણ છે?'

'જયપુરનો ચિતારો છે—રજપૂત છે.'

'આટલી બધી લાગવગવાળો છે. ત્યારે તો એને જયપુરના મહારાજા વિષે તેમ બીજા જે જે રાજા આપણા દોસ્ત હોવાનું કહે છે તેમના વિષે પણ પૂરેપૂરી ખબર હશે જ.'

'માટે તો હું આ કાગળ લાવ્યો છું; એ લાલાજી મારો પરમમિત્ર છે, પણ જ્યાં આપણા દીનની વાત આવી ત્યાં હું મિત્રની કે કોઈની દરકાર કરતો નથી. આપ એમાં જુઓ કે પૃથુરાજને છોડાવી જવા માટે અને બાદશાહને નુકસાન કરવા માટે દુશ્મનોએ કેવી યુક્તિ લડાવી છે અને આ લાલાને અહીં તે યુક્તિ પાકી ગોઠવવાને કેવો રાખેલો છે?' કાજીએ કાગળો ઉપર નજર ફેરવી જઈ કહ્યું: 'ખરી વાત છે, આ લાલો ક્યાં રહે છે?'

બંદાએ લાલાજીનો પત્તો બતાવી કહ્યું: 'એ માણસ હમેશાં એક સ્ત્રીને મળે છે ને તે સ્ત્રી ઘણી નિર્દોષતાનો વેષ કરી ગરીબાઈના ડોળથી રહે છે, પણ કાવતરામાં પૂરેપૂરી સામેલ છે.'

'બંદા! તારા ઉપકારનો બદલો વાળવા અમે ચૂકીશું નહિ, તું વફાદાર છે, તારા ઉપર અમને હવે કશો અંદેશો નથી.'

આવું કહ્યું એટલે બંદો સલામ કરીને બહાર નીકળ્યો. તુરત જ કાજીએ પોતાનાં ખાનગી માણસો બોલાવી કહ્યું: 'આ તમારું ફરમાન, એને આધારે પેલા બંદાને પકડીને એકદમ કેદ કરો; અને આ બીજા ફરમાનને આધારે આ જયપુરિયાને અને એની કોઈ રખાત છે તેને પણ લાવીને કેદખાનામાં દાખલ કરો. એમને કશું કરશો નહિ; કેમકે એમની પાસેથી ઘણી અગત્યની વાતો કઢાવવાની છે. પૃથુરાજની સાથે એમનું જે થવાનું હશે તે થઈ રહેશે.'

માણસ નીચો નમી સલામ કરીને ચાલ્યો ગયો. કાજીએ અલ્લાહની કૃપાથી બંદગી કરી પોતાના મનમાં સંતોષ માન્યો કે આ કાવતરું જે મોટામાં મોટું છે તે આ પ્રમાણે ભાંગી નાખીશું અને બેચાર જણને ગરદન મારીશું એટલે પૃથુરાજનો કાંટો કાઢી નાખતાં વાર નથી અને પછી મારે આ કામમાંથી છૂટા થવામાં પણ બાધ નથી.

## ૭: છેલ્લી મુલાકાત

બંદાએ આ પ્રમાણે પોતાનો સ્વાર્થ સાધવાની નીચ બુદ્ધિએ પ્રેરેલી યુક્તિ રચી, તે સમયે લાલાજી પણ પોતાના મુરબ્બીના આવાસમાંથી પોતાને જવાની રજાચિઠ્ઠી વગેરેની વ્યવસ્થા કરી બહાર આવ્યો. એના મનમાં જે સુખસ્પર્શની ભાવના થતી હતી, તેનો પરિપાક થવાનો સમય આ પ્રકારે પાસે આવેલો જોઈ એને જે પ્રસન્નતાનું ભાન થતું હતું તેમાં જ એને કોઈક એવું કહેતું હોય એમ લાગ્યું: 'શું! મારાથી છૂટીને બચી જવા ઇચ્છે છે! પુનઃ સાત્ત્વિક જીવન અને સંતોષસુખ ભોગવવાની વાંછના

કરે છે. એ બધી વાતો વ્યર્થ છે! હવે કશા કામની નથી. ના, ના, હું તને હવે પજવીશ નહિ, કેમકે મારા કરતાં ક્રૂરતા કે આગ્રહમાં જરા પણ ઊતરે નહિ તેવાં માણસો તારી પાછળ લાગી ચૂક્યાં છે. હવે તને હું મળનાર નથી, તારો અંત આવવાની મધ્યરાત્રિએ કેદખાનામાં જ મળીશું ?–'

લાલાજીએ સહજ રીતે જ આવો વિચાર થતાં ડોકું ફેરવી પાછું જોયું તો એક માણસ એની પાસે થઈને જાઆવ કરે છે એમ એણે દીઠું; તુરત જ એ સમજી ગયો કે મારી પાછળ આ બાતમીદાર લાગુ કરવામાં આવ્યો છે, મારા ઉપર કાંઈક બન્યું છે. એ સમયે તાપ બહુ સખત પડતો હતો તેથી કોઈ માણસો તે રસ્તામાં ફરતાં ન હતાં. સર્વે પોતપોતાનાં બારીબારણાં બંધ કરી સૂઈ રહ્યાં હતાં કે ઘરમાં બેઠાંબેઠાં ધંધો કરતાં હતાં. પોતાની આવી સ્થિતિ જોતાં જ લાલાની ધીરજમાત્ર જતી રહી અને હૃદયમાં કોઈ એવો અઘાત થયો કે એને કંપારી વછૂટી ગઈ. દિલ્હીમાં એ સમયે જે ન્યાયપદ્ધતિ અને રાજ્યવ્યવસ્થા ચાલી રહ્યાં હતાં તે સારી પેઠે લાલાના જાણવામાં હતાં. એટલે આવી રીતે માણસ પાછળ આવવાનો અર્થ સારી પેઠે જાણી શકયો. શ્વાસના પણ સાંસા પડવા માંડ્યા, હોઠ-ગળું સુકાઈ ગયાં અને લાલો તુરત એક બાજુ ઊભો રહી પેલા માણસના ઉપર દૃષ્ટિ સ્થિર ઠરાવી રહ્યો. માણસ પણ દૂર ઊભો રહ્યો.

પણ બાતમીદારની પાસે બીજાં માણસ ન હતાં, રસ્તામાં લોક ન હતા, એ આદિ વાતનો વિચાર કરતાં લાલાના મનમાં ધીરજ આવી અને પેલા માણસના ભણી એણે ચાલવા માંડ્યું. તેની પાસે જતાં લાલે પૂછ્યું: ‘ભાઈ! તમે મારી પાછળ લાગ્યા છો એમ જણાય છે! તમારે શું કામ છે?'

‘દિલ્હીના રસ્તા આપણે બેને જવા જેટલા પહોળા તો છે; ને હું ધારતો નથી કે તમે હજી પણ આખી દિલ્હી તમારી ગણવાનો તોર રાખતા હો.'

‘ત્યારે મારી આગળ જાઓ, હું આ ઊભો.'

પેલો માણસ જરાક નમી સલામ કરીને ચાલતો થયો. તુરત જ લાલો પાસેની એક આડગલીમાં પેસી ગયો અને અનેક ગલીકૂંચી વટાવી

ક્યાંનો ક્યાં નીકળી ગયો. બહુ દૂર ગયા પછી જ્યાં શાંતિ પડી સંતોષ માનવા લાગ્યો કે પેલો બાતમીદાર ઠીક પત્યો એમ ધારી ઘર તરફ જવા માટે ચાલ્યો; પરંતુ એકાદ ગલીમાંથી જેવો બહાર નીકળે છે તેવામાં જ માથાથી પગ સુધી મોટો કાળો ઝબ્બો ઓઢેલો એવા કોઈ પરદેશીએ લાલાની પાસેથી જ નીકળતાં ધીમે રહી કહ્યું : 'લાલાજી ! મારી પાછળ-પાછળ આવ; તારી પૂંઠે માણસો લાગેલા છે.' અને ત્વરાથી આગળ ચાલવા માંડ્યું. લાલો એ માણસની પાછળપાછળ ચાલ્યો, પણ ડોકું વાળીને પાછું જુએ છે તો પ્રથમના માણસને જોઈ ગભરાવા લાગ્યો. એ બનાવને લીધે પેલા પરદેશીની ભલામણ ભૂલી જઈ એક દુકાન પાસે લોકોનું ટોળુ મળ્યું હતું તેમાં લાલાજી પેસી ગયો અને તેમાંથી આડે રસ્તે થઈ પાછો અનેક ગલીકૂંચીઓ વટાવી શહેરના ઘણા દૂરના ભાગમાં જઈ પહોંચ્યો. યમુનાના કિનારા ઉપર જ્યાં મોટું ગીચ જંગલ છે તે જંગલમાં લાલો પહોંચ્યો હતો, એટલે એવા ભયપ્રસંગે પણ પોતાના સ્વાભાવિક પ્રેમથી વિશ્વલીલાને વિલોકી ખુશી થવા લાગ્યો. થાકયોપાકયો આ સ્થાને નદીનો ઠંડો પવન લેતો લાલાજી ઊભો રહ્યો ને વિસામો ખાવા લાગ્યો; અને મનમાં હાશ કરીને કહેવા લાગ્યો : 'અહીં તો હવે પેલો બાતમીદાર આવનારો નથી.' પરંતુ આવો વિચાર કરી નગર ભણી જુએ છે તો તેનો તે જ બાતમીદાર એનાથી પચીસ કદમ છેટે ઊભેલો હતો. તેને દેખતાં જ એનું લોહી ઊડી ગયું, છૂટવાનો આરો રહ્યો નહિ; આગળ નદી અને પાછળ શહેર તેની વચમાં લાલાજી ભરાઈ પડ્યો. જરાક આગળ ચાલતાં પોતે અચક્યો કે પોતાની અને પેલા માણસની વચમાંના એક ઘરમાંથી ઘણા લોકોનું ખડખડાટ હસવું કાને આવવા લાગ્યું. એ ઘરમાં પણ ભાગોળ ઉપરનું મ્લેચ્છોનું થાણું રહે છે, એમ સમજી વધારે ગભરાટમાં પડ્યો. પેલો બાતમીદાર તે ઘર સુધી આવ્યો અને તુરત બહારથી જ એક ઊંચી બારીમાં નજર ઘાલી, થોડોક અંદર વળીને કોઈની સાથે વાત કરવા લાગ્યો.

આ સમયે પોતાથી થોડેક આગળ એક ઘરના બારણામાં પેલા જે પરદેશીએ સાથે આવવાનું કહ્યું હતું તેને લાલાજીએ દીઠો. મોટા ઝબ્બાને લીધે એ માણસ ઓળખાતો ન હતો, પણ હાથથી તેણે આવવાનો ઇશારો

કર્યો તે લાલાજીએ દીઠો. લાલાને અંદર લેતાં જ બારણાં બંધ કરી તે પુરુષ આગળ ચાલ્યો અને લાલો બોલ્યાચાલ્યા વિના ઊંચે શ્વાસે તેની પૂંઠેપૂંઠે ચાલવા માંડ્યો. જતાંજતાં એક નાની ઓરડીમાં આવ્યા ત્યારે પેલા પુરુષે ઝબ્બો દૂર મૂક્યો એટલે લાલાજીએ ગુલાબસિંહને પોતાની સમક્ષ ઊભેલો દીઠો.

## ૮ : રક્તબીજનો સંહાર

'જવાન જયપુરવાસી! આ ઠેકાણે કશી ભીતિ રાખીશ નહિ' એમ ગુલાબસિંહે લાલાજીને ખૂણામાં પડેલી ગાદી ઉપર બેસવાનું આંગળીના ઇશારાથી બતાવતાં ખાતરીપૂર્વક કહ્યું. અને ઉમેર્યું : 'આવી અણીને વખતે પણ હું તારા ભેગો થઈ ગયો તે મોટું ભાગ્ય માનજે.'

'આપણે એક–એકનું મોઢું જ કોઈ દહાડો પણ દીઠું ન હોત તો વધારે ભાગ્યની વાત હતી; છતાં જે અપશુકનિયાળ પુરુષની જાતથી જ મારાં દુઃખમાત્ર ઉદ્ભવ્યાં માનું છું, તેનું વદન મારા અંતસમયે એકવાર ફરી જોવાથી મને સંતોષ થાય છે. આ ઠેકાણે તો હવે તું દ્વીઅર્થી શબ્દોથી અને તારી જ્ઞાનરહસ્યની ગપોથી મને છેતરીશ નહિ જ એમ આશા રાખું છું. આપણે છૂટા પડીએ તે પહેલાં જ તારે તારી પોતાની નહિ તો મારી જિંદગીની આંટી તો ઉકેલી આપવી જ જોઈએ.'

'તારે બહુ કષ્ટ અને પીડા વેઠવાં પડ્યાં! રે દુર્બળ સાધક! તારા મોઢા ઉપરથી જ તેનું અનુમાન થઈ આવે છે; પણ એમાં મારો વાંક શા માટે કાઢે છે? તારા આત્માની ઉત્કંઠા તને ક્યાંની ક્યાં લઈ જશે એ વાતની મેં તને પ્રથમથી જ ચેતવણી આપી ન હતી? તારે આ માર્ગમાં પડવું નહિ એમ મેં પ્રથમથી કહ્યું ન હતું? સાધનક્રમ ઘણો વિકટ, ભયંકર અને અતીવ કષ્ટસાધ્ય છે એમ તને મેં સમજાવ્યું ન હતું? અરે તને અટકાવવાના ઉદ્દેશથી જે હૃદયના સમર્થ પ્રેમપ્રવાહમાં તે હૃદય પાસે હતું ત્યાંસુધી મારો અખંડ આત્મા વિલીન થઈ પરમ પ્રમોદ પામતો હતો તે હૃદય પણ તારે સ્વાધીન કરવાનું મેં કહ્યું ન હતું? છતાં દીક્ષા લેવા માટે તારી સ્વતંત્ર ઇચ્છાથી જ નિશ્ચય કર્યો ન હતો? તારી સ્વતંત્ર ઇચ્છાથી જ તેં

મત્સ્યેંદ્રને તારો ગુરુ કર્યો અને એની વિદ્યાના અભ્યાસમાં લક્ષ પરોવ્યું !'

'પરંતુ એ વિશૃંખલ અને અપવિત્ર જ્ઞાનની વાંછના મારા મનમાં ક્યાંથી પેદા થઈ ? તારી નજર મને લાગી ત્યાંસુધી તે વાતો મારા લક્ષમાં પણ ન હતી, તારા જાદુથી જ હું તેવી અસરોમાં ઘસડાઈ ગયો.'

'તું ભૂલે છે—વાંછનાઓ, વાસનાઓ સંસ્કારરૂપે તારામાં હતી જ; અને આ માર્ગે કે અન્ય માર્ગે પણ અવશ્ય તેમણે બલાત્કારે પણ પોતાનો માર્ગ કર્યો જ હોત. અરે મર્ત્ય પ્રાણી ! તું તારા અને મારા જીવિતની આંટી ઉકેલવાનું મારી પાસે માગે છે ! સન્માત્રનો જે પ્રકાશ છે, અસ્તિત્વધારી વસ્તુમાત્ર છે, અસ્તિ એવો જેનાજેના વિષે પ્રત્યક્ષ થાય છે, તે સર્વ ઉપર દૃષ્ટિ કરી જો. બધે આંટી જ આંટી ભરેલી નથી ? પૃથ્વીની અંદર પડેલાં બીજ વૃક્ષરૂપે ઉદ્ભવે છે, તેનો સમગ્ર વ્યાપાર તારી આંખ નિરૂપી શકે છે? એ જ રીતે નીતિમય વિશ્વમાં તેમ જડ વિશ્વમાં એવીએવી શક્તિઓ નિગૂઢ રૂપે દટાઈ રહેલી છે કે જેના હિસાબે મારું સામર્થ્ય એક તૃણમાત્ર જ છે.'

'ત્યારે તું તે શક્તિઓ તારામાં છે એમ માનતો નથી ? તું એક મિથ્યાચારી ધુતારો, ઢોંગી છે એમ કબૂલ કરે છે ? કે તું હવે છેવટે એમ પણ કહેવા તૈયાર છે કે હું તો રક્તબીજનો દાસાનુદાસ છું ?—જાદુગર, માંત્રિક, સાધક છું ને જે પિશાચ મારે વશ છે, તે જ મેં તને વળગાડ્યું છે ?'

ગુલાબસિંહે દયા અને ગંભીરતાથી ઉત્તર આપ્યો: 'હું કોણ છું તેની તારે કશી જરૂર નથી; તને જે પિશાચ વળગ્યો છે તે કાઢીને તને સાધારણ જનવ્યવહારના સુખમાં હું પાછો પહોંચાડી શકીશ કે નહિ એટલું જ જાણવું તારા કામનું છે; છતાં મારા બચાવ માટે નહિ પણ તારી શંકાઓથી આત્મા અને આત્મબળની ઉપર જે કલંક આવે છે તેનું યોગ્ય નિવારણ કરવા હું તને કાંઈક સમજાવવા ખુશી છું.'

થોડીવાર થોભી કાંઈક વિચાર કરી ગુલાબસિંહ કહેવા લાગ્યો: 'પુરાણોમાં અને કથાઓમાં તેં અનેક મહાત્માઓનાં નામ સાંભળ્યાં હશે. કંસે કારાગૃહમાં પૂરી અનેક પ્રકારે સંભાળથી સાચવીને રાખી મૂકેલાં બહેન અને બનેવી જેના સામું જોવા પણ અસમર્થ હતાં તેવા આગળા ને તેવી ભોગળો અચેત અબળાને પેટે જન્મેલા નાના બાળકના ચરણના સ્પર્શથી

તૂટી ગયાં, રક્ષકો નિદ્રાવશ થઈ ગયા અને વસુદેવજીએ તેને હાથમાં લઈ યમુનામાં પ્રવેશ કરવા માંડતાં યમુનાજીએ માર્ગ આપ્યો; એ બાળકની શક્તિ ક્યાંથી આવી હતી? મહાભારતના યુદ્ધમાં અનેક ચમત્કારોથી જેણે પાંડવોના પ્રાણનું રક્ષણ કર્યું, એ પુરુષના સામર્થ્યનું નિદાન શું હતું? ગોપીઓ સાથે વિહાર કરવા છતાં ગોવર્ધનને ટચલી આંગળી ઉપર ઉઠાવવાની શક્તિ કે કૃષ્ણ તો બાળબ્રહ્મચારી છે એમ કહેવડાવી યમુના પાસે ગોપીઓને માર્ગ અપાવવાની શક્તિ એક પંદર વર્ષના તરુણમાં ક્યાંથી આવી હતી? અથવા એને રહેવા દઈ જેના સ્પર્શથી એક શિલામાત્ર પણ સ્ત્રીરૂપ થઈ અમરત્વ પામી ગઈ, જેના નામથી મોટા પર્વતો જળમાં તર્યા, તે મહાત્માનું બળ ક્યાંથી આવ્યું હતું? તે જ વિચાર. અરે! અનેક ઋષિમુનિઓ અરણ્યમાં પડ્યા રહી સ્વેચ્છાએ રાજભોગ કરતાં અધિક સુખ વિસ્તારી શકતા એ બળનો ભંડાર કયા સ્થાનમાં રાખેલો છે? શું એમને સર્વને ભૂત, પ્રેત, રાક્ષસ, પિશાચ, રક્તબીજની સહાય હતી? એવી આસુરી પ્રકૃતિના જ તે ઉપાસક હતા? જે એકાગ્ર અભેદમય આત્મબળમાંથી એ સામર્થ્ય ઉદ્ભવે છે, જે એકાકારતામાંથી ઇચ્છામાત્ર સિદ્ધવત્ કાર્યરૂપ થવાનો સ્વભાવ ઘડાય છે, એક ક્ષુદ્ર લતા, પર્ણ કે સમુદ્રકીટથી માંડીને તે મહાપર્વત કે આકાશના તારક સુધીમાં જે શક્તિ અનેકાનેક ચમત્કારો અને સાધનો જોઈ પ્રયોજી શકે છે, તે આત્મબળ એ જ એ સર્વનું રહસ્ય છે.

'જગતના પૂર્વયુગોમાં એવાં મનુષ્ય થતાં હતાં કે જેમનામાં જ્ઞાનની ઇચ્છા અતિ તીવ્રતમ રહેતી. તે ઇચ્છાના વેગને પર્યાપ્ત થવાનાં આધુનિક સમયે છે તેવાં ઐહિક વ્યવહારરૂપ સાધનો વિદ્યમાન ન હતાં; છતાં સાધન-સંપન્ન થવામાં ખામી આવતી નહિ. પિતાથી પુત્રને, ગુરુથી શિષ્યને, એમ સંપ્રદાયપરંપરાએ કરીને જે રહસ્યજ્ઞાન તે સમયમાં નિરંતર જીવતું રહી સતત પ્રવાહરૂપે ચાલતું તેને કલુષિત કરવાને રાજખટપટ, જ્ઞાતિ-બંધન કે પ્રાપંચિક વ્યવહારનો ક્રમ તે સમયમાં હતો નહિ. આમ હતું માટે જ તે સમયના ઇતિહાસમાં આપણે કોઈવાર પણ પારમાર્થિક તત્ત્વદર્શનને ઘેરઘેર ભમતું જોતા નથી. તેનો વાસ કેવળ અરણ્યોમાં અને ગિરિગુહાઓમાં જ રહેતો. જીવ, જગત, જડ, ઈશ્વર, ચેતન આદિનાં

સ્વરૂપ અને સામર્થ્યનો વિચાર એ જ તેનો વિષય રહેતો. વિશ્વના એક-એક પદાર્થનું તત્ત્વ જાણવું, આકાશના ગોલમાત્રનો ચમત્કાર સમજવો, એ તેવા જ્ઞાનમાં મંડેલા મહાત્માઓનો નિત્ય ક્રમ હતો. એમાંથી જ જેને તમે જાદુ, મંત્ર, તંત્ર, વામાચાર કહો છો તે ઉદ્ભવ્યાં છે. એ સમયમાં એવા મહાત્માઓ થઈ ગયા છે કે જેમણે બ્રહ્મથી સ્તંબ પર્યંત એકાકાર અભેદ અનુભવ્યો છે; તુચ્છમાં તુચ્છ તૃણમાં પણ ઉન્નતમાં ઉન્નત બ્રહ્મભેદ પર્યંત લઈ જવાનું સામર્થ્ય દીઠું છે. અનેક યુગો ગયા, અનેક મહાત્માઓ ખપી ગયા પણ આ પ્રકારે ચાલતો અનુભવ સંપ્રદાયપરંપરાથી ધીમે-ધીમે વિપુલ અને પરિપૂર્ણ થતો ગયો. એમ કરતાં કેટલાકના હૃદયમાં પરમ જ્ઞાનનો ઉદય થયો; પણ જેના સ્વપ્નમાં પણ અયોગ્ય વિચાર આવી શકે, આસુરી ભાવનાનો સ્પર્શ થઈ શકે, તેમનાથી તો તે વિદૂર ને વિદૂર જ રહ્યો છે. જેમ હાલ તેમ ત્યારે પણ શુદ્ધમાં શુદ્ધ દૈવી સંપત્તિવાળાંને જ તે જ્ઞાન મળી શકતું હતું. એવા જ્ઞાનસ્થ મહાત્માઓ કોઈ ક્ષુદ્ર રાક્ષસને સહાય થવા નીચે ઊતરે તે કરતાં નિરંતર ઉપરી ઉપરી જ થઈ સર્વ આનંદના આધારમાં એકતા પામવા યત્ન કરતા હતા. ગ્રહનક્ષત્રાદિના તેજથી વિમુખ થઈ જેમ તે આગળ દૃષ્ટિ વધારતા તેમ તેમને પરબ્રહ્મના અભેદમય પ્રકાશનો અવર્ણ્ય આહ્લાદ અનુભવાતો. આત્મદૃષ્ટિથી જડ અને ચેતનના પ્રકારમાત્રનું દર્શન થઈ શકે છે; આત્માની પાંખને કાળ કે દિક્ એવું કાંઈ છે જ નહિ; શરીરને પડતું મૂકી તેમાંથી વિમુક્ત થયેલો જીવ યથેચ્છ ભ્રમણ કરી પાછો આવી શકે છે; — એવાંએવાં રહસ્ય તેમને હાથ આવ્યાં તથાપિ તેમના જ્ઞાનનો પરમાનંદ તો **आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवच्चैनमन्यः शृणोति** એવા કઠોપનિષદ અનુસાર ગીતાવચન પ્રમાણે આશ્ચર્ય, ભક્તિ અને ભજનમાં જ સમાઈ રહેતો હતો. **आत्मारामापि मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥** આત્મામાં જ એવું તત્ત્વ રહેલું છે કે જે બાહ્ય વિશ્વમાત્ર કરતાં બળવત્તર હોઈ, જગતની રચનામાત્રની પાર જઈ, આપણને અનંત બ્રહ્માંડના એક-રસ આનંદઘનમાં ઝબકોળી શકે છે. જીવ જ્યારે પોતા કરતાં અધિક સત્ત્વવાળા જીવ સાથે યોગ કરે છે, ત્યારે તે જે સ્થિતિમાં બંધાઈ રહેવું

પડ્યું હોય છે; તેમાંથી મુક્ત થઈ અધિક કરતાં અધિકતર ભણી આકર્ષાય છે, અને આત્મબળના આવા આકર્ષણના નિયમે અધિકાધિક આકર્ષણ પામતાં પરમ અભેદમાં વિલીન થઈ શકે છે. ત્યારે સમજ કે આવા મહાત્માઓને મરણથી પણ છૂટા થઈ જવાની વાત હાથ આવી; મિત્રશત્રુ સર્વમાં થઈ નિર્ભ્રાંત ચાલ્યા જવાની યુક્તિ પ્રાપ્ત થઈ; **अहो वा हारे वा** એ પ્રત્યક્ષ થયું. અમે આવી રીતે મૃત્યુથી મુક્ત થઈ, અમર, ચિરંજીવ થયા; પણ મૃત્યુથી જ નિર્બળતા, દોષ, આદિ મળ અને વિક્ષેપમાત્રનું ક્ષાલન થઈ શકે છે તે વાત અમે અમારા આનંદમાં વીસરી ગયા—'

આ વ્યાખ્યાન તો લાલાજીએ જે ધાર્યું હતું તે કરતાં કાંઈક જુદું જ નીકળ્યું, એટલે તે અવાચક થઈ સ્તબ્ધ બની રહ્યો, અને ક્ષણ પછી બોલ્યો: 'ત્યારે, મને શા સારુ—'

'તને શા માટે?' ગુલાબસિંહે કહ્યું. 'શા માટે રક્તબીજ અને અનંત ક્લેશ પ્રાપ્ત થયાં? મિથ્યાભિમાની મનુષ્ય! સામાન્યમાં સામાન્ય તત્ત્વોનો જ વિચાર કર. પ્રત્યેક શિષ્યમાત્ર પોતાની ઇચ્છાથી જ તુરત ને તુરત ગુરુ થઈ શકે છે?—અષ્ટાધ્યાયી લખી લીધી એટલે પાણિનિ થઈ જવાય છે? બેચાર શ્લોકો રચતાં આવડ્યા એટલે કાલિદાસ કે વાલ્મીકિ થઈ જવાય છે? '**अहं ब्रह्म**' કહેતાં આવડ્યું એટલે શંકર કે વ્યાસ થઈ જવાય છે?—અરે! આ મ્લેચ્છો અત્યારે જે સિદ્ધ થવાની વાતો કરે છે તે તલવાર અને તીરંદાજીથી થનાર છે? જે અંધેરને તે ઉખાડી નાખવાનું અભિમાન ધરે છે તેને સ્થાને બીજા અંધેર કરતાં એમનાથી બીજું શું નીપજવાનું છે? જે પ્રાચીન સમયની હું વાત કરું છું તેમાં, જે મનુષ્યને, તું જે ટોચ ઉપર એક કૂદકે જ જવા ઇચ્છે છે તે ટોચે પહોંચવાની ઇચ્છા હોય તેને, ગળથૂથીમાંથી જ યોગાભ્યાસ આરંભાવવો પડતો હતો. તેની દૃષ્ટિ જેમજેમ ખૂલતી જાય તેમતેમ બાહ્ય અને આંતર સત્યોનો વિશ્વદર્પણમાં જણાતો હોય તેમ તેને અનુભવ જણાતો હતો. જ્યાંસુધી મનુષ્યસ્વભાવગત તે દિવ્યશક્તિ જેને તમે કલ્પના અથવા પ્રતિભા કહો છો, તેમાં એક પણ ભેદવાસનાનો ઉદય થાય, જ્યાંસુધી જે સર્વદર્શી તત્ત્વને તમે બુદ્ધિ કે આત્મા કહો છો તેમાં એક પણ વિષયવાસના ઊપડે,

ત્યાંસુધી છેવટના રહસ્યની દીક્ષા કોઈ પણ અધિકારીને આપવામાં આવતી નહિ. અને એટલું છતાં પણ જે રહસ્ય છે ત્યાંસુધી કોણ પહોંચતા! **मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ '**

આટલું કહી ગુલાબસિંહ અટક્યો અને એના દિવ્ય કાંતિવાળા વદન ઉપર કાંઈક શોકમિશ્ર વિચારની છાયા આવી ને જતી રહી.

'ત્યારે તારા મત્સ્યેંદ્રના વિના બીજા પણ કોઈ છે કે જે તમારા એના જેટલાં જ્ઞાન, અનુભવ અને સામર્થ્યનો દાવો કરી શકે છે?'

'અમારા પૂર્વે ઘણા યે થઈ ગયા: વ્યાસ, વસિષ્ઠ, વાલ્મીકિ, કૃષ્ણ, શંકર, બુદ્ધ, ક્રાઇસ્ટ, મહંમદ, અનેક થઈ ગયા, પણ હાલ તો અમે બે જ એકલા છીએ.'

'ઠગારા! તું જ તારી મેળે તારા બોલવાને ખોટું પાડે છે; જો તમારા હાથમાં અમર થવાની, મોતની પાર જવાની, કૂંચી આવી હોય, તો તે બધા હજી કેમ જીવતા નથી?'

'અરે, એક દિવસના જંતુ! મેં તને કહ્યું છે જ કે અમારા જ્ઞાન-માર્ગમાં અમે એટલી ભૂલ કરી છે કે જ્યાં ચિદ્રૂપ આત્માને આ આધ્યાત્મિક અજ્ઞાનમય દેહ વળગેલો છે, ત્યાંસુધી અંતઃકરણના ધર્મરૂપ ઇચ્છા, અભિલાષા, ઊર્મિ ઇત્યાદિજન્ય રાગદ્વેષની વાસનાથી અત્યંત નિર્મુક્ત થવું અશક્ય છે, એ વાત અમે સ્મરણમાં રાખી નહિ. એમ તું માને છે કે માનુષસંસર્ગમાત્ર ત્યજવા, સ્નેહસુખમાત્ર ભૂલી જવું, પ્રેમાનંદનું આકર્ષણ નિર્મૂળ કરવું અથવા દિનપ્રતિદિન સ્નેહપ્રેમાદિનાં સ્થાનોને વૃક્ષની કળીઓ ખરી પડે તેમ આપણા હૃદયમાંથી ખરી પડતાં જોવાં, એમાં કશો ક્લેશ નહિ હોય? આશ્ચર્ય એમ પામ કે અમે બે હજી આવો ભાવ રાખી ભક્તિથી જગતને વળગી રહ્યા છીએ અને જગત ઉપર દુર્લક્ષ કરી એકાંતમાં પડી રહેતા નથી. મારે સ્વીકાર કરવો જોઈએ કે પૃથ્વીની રચનામાં હજી મને આનંદ આવે છે; વ્યવહારની પ્રાપંચિક વિટંબણાથી કે કાલમાત્રના ગમનથી જ જે અનુભવ આવે છે અને હૃદયના રાગમાંથી સ્થૂલતાનો ભાવ ઉડાડી દઈ વ્યવહારમાં કદાપિ દૃષ્ટિએ પડે કે હાથે સ્પર્શાય નહિ

તેવા કોઈ કલ્પિત જેવા અપૂર્વ આનંદમાત્રરૂપે જ હૃદયને અવશેષ કરી દે છે. તે અનુભવવિનાની જુવાની પૂરા જોરમાં હતી તે સમયે અંત્યત રહસ્ય પ્રાપ્ત કરવાથી, હું જે જે વસ્તુ ઉપર દૃષ્ટિ નાખું છું, તેને મારા યૌવનનો જ રંગ લાગી રહે છે. જીવવું એ જ મને અનંત ભોગ ભોગવ્યા સરખું છે. વિશ્વ ઉપર જે સુરસતા મને વિસ્તરેલી જણાતી તે હજી પણ કરમાઈ નથી. એક તુચ્છમાં તુચ્છ છોડ કે વેલો એવો નથી કે જેમાં મને કાંઇક નવો ચમત્કાર જડતો નથી. જેમ મને મારા યૌવનથી થયું છે, તેમ મત્સ્યેંદ્રને એના વૃદ્ધપણાથી થયું છે. એને તું પૂછે તો એ તને કહેશે કે જીવનનો ઉપયોગ જ્ઞાનપ્રાપ્તિ એ જ છે; જ્યાંસુધી આ વિશ્વના અનુભવમાત્રનું પરિપક્વ જ્ઞાન થયું નથી ત્યાંસુધી અન્ય જીવનની અપેક્ષા જ નથી. જે અમર છે તેનાં બે તત્ત્વ–ઉપભોગમય વિશુદ્ધ વાસના અને જ્ઞાનમય તત્ત્વ–તે જ અમારા બેના પિંડમાં વિદ્યમાન જાણ. જ્યાંસુધી ગમે તેવી શુદ્ધ પણ વાસનાનું પ્રાબલ્ય છે–ધર્મકર્મથી માંડીને તે આખા વિશ્વનું હિત સાધવા સુધીની પણ 'અહં' ના રંગથી રંગાયેલી વાસનાનું પ્રાબલ્ય છે, ત્યાંસુધી અંતનું રહસ્ય હાથ આવેલું પણ જાય છે. તત્ત્વની પ્રબળતા થતાં કેવળ નિર્વાસન થઈ જવાય અને વિશ્વના સ્વાભાવિક વ્યાપારથી દ્રષ્ટાનો સ્વભાવ અભિન્ન થઈ જાય, એ અધિષ્ઠાનના અનુભવમાં સ્થિત થયાના અભેદ સાક્ષાત્કારમાં તે રહસ્ય અનુભવાય છે. તને તે રહસ્ય કેમ ન મળ્યું એવી તારી જિજ્ઞાસાની પરિતૃપ્તિ અર્થે સાંભળી લે કે મનુષ્યના વ્યવહાર અને ઉદ્દેશમાં જે જે કાંઈ નિરંતર આવે–જાય છે તે સર્વથી ભાવના સુપરિશુદ્ધ અને વિભિન્ન થઈ જવી જોઈએ; રાગ, દ્વેષ, લોભ, મોહ, પ્રેમ, સ્નેહ આદિ કે ધર્મ, કર્મ, જપ, તપ આદિ વાસનામાત્ર નિર્મૂળ થવી જોઈએ. લોભી, પ્રેમી, દ્વેષી, તેમ ધર્મઘેલા, વહેમી, છેવટ સુધી દુરાગ્રહી, તેને એ રહસ્ય મળતું નથી—**न शान्तिमाप्नोति स कामकामी.** આટલું તને કહેવામાં મેં તને મારી સ્થિતિનું પણ કાંઇક ભાન કરાવ્યું છે, એટલે હવે ગૃહસંસર્ગના અતિ પ્રાકૃતમાં પ્રાકૃત વાસનામય વિક્ષેપમાં ફસાઈ અંધ બનેલો હું તને પૂછું છું, અસહાય અને જ્ઞાનહીન થઈ પૂછું છું કે પરાહત અને નિષ્ફળ થયેલો તું હવે મારો ભોમિયો થા,—મને કહે કે

એ બધાં ક્યાં છે? અરે! બોલ, ઉતાવળ કર, મારી પ્રિયા, મારો પુત્ર, ક્યાં છે? હજી પણ તું બોલતો નથી! હજી પણ તારી ખાતરી નથી થઈ કે હું જાદુગર, ભૂતપ્રેત સાધનારો નથી, મનુષ્યરૂપે વિચરતો બ્રહ્મરાક્ષસ નથી; તારો દુશ્મન નથી. તારી પ્રકૃતિથી જે સાધ્ય નથી તે હું તને આપવા અસમર્થ છું. ત્યાગની પરાકાષ્ઠાએ પહોંચેલો મત્સ્યેંદ્ર તને જે ન આપી શક્યો તે હું કહેવાને પણ સમર્થ નથી. પ્રકૃતિ એ જ મુખ્ય છે. તારી પ્રકૃતિ તને જે આપી શકશે તે જ તું ભોગવી શકશે. ગુરુ, આચાર્ય, ઉપદેશક, તે તારી પ્રકૃતિને શું કરશે? તે બધા તને માર્ગ બતાવશે. જેની તું ઇચ્છા કરે છે તે માર્ગ તો તારા પુરુષપ્રયત્નને જ આધીન છે અથવા હતો, પણ જેનાથી તું મુક્ત થવા આશા રાખે છે તેનો માર્ગ બતાવવો હજી મારા હાથમાં છે; તને હું આ વિશ્વના ઉપભોગમાં રસ ઉપજાવી આપું, તારા અંતરાત્માની સાથે તને જે વિરોધ પડ્યો છે તે મટાડી આપું.'

'તું વચનથી બંધાય છે?'

'જે મારાં વહાલાં છે તેમના સમ ખાઈ પ્રતિજ્ઞા કરું છું.'

લાલાજી એના મુખ સામું જોઈ શ્રદ્ધા ધરવા લાગ્યો. જે સ્થાનમાં એણે ક્યારનાં શોક, ભય, ત્રાસ અને વિટંબણાને દાખલ કર્યાં હતાં તેનું ઠામઠેકાણું ધીમેથી કહી દીધું.

'તારું કલ્યાણ થાઓ' ગુલાબસિંહે આવેશમાં આવી કહ્યું. 'અને અવશ્ય તારું કલ્યાણ થશે. શું એટલું પણ તું સમજી શક્યો નથી કે જે આંતરસૃષ્ટિ, ભવ્ય સામર્થ્ય અને અભેદાનંદની સૃષ્ટિ છે, તેનાં દ્વાર આગળ ભય, શંકા, ત્રાસ અને નિરાશા ઉપજાવનાર અનેક સત્ત્વો બેઠેલાં જ રહે છે? વ્યાવહારિક જીવનની મર્યાદામાંથી નીકળી લોક અને રૂઢિની પાર જવા ઇચ્છનારને અવર્ણ્ય અને અમિત ભયનો વિપ્લવ ડુબાવી દેવા તત્પર થાય છે તેની પણ તને ખબર નથી? તું જ્યાં જોશે ત્યાં, માણસો શ્રમ કરી ઉત્તમતાનો અભિલાષ કરે છે તેવાં સ્થાનમાત્રમાં, જ્ઞાનીની એકાંત ધ્યાનભૂમિમાં, રાજકીય પુરુષની મંત્રસભામાં, યોદ્ધાના સૈન્યનિવાસમાં—સર્વત્ર એ બિભીષિકા× ભરાઈ જ રહે છે. જ્ઞાનશક્તિરૂપ ચંડી જેનો સંહાર કરવા

× બિભીષિકા–ડર

ઇચ્છે છે તેવો રક્તબીજ વાસના–વાસનામાંથી અનંત ગુણુ થતો જાય છે; અને નિર્ભયતા, નિઃશંકતા એ જ જે જ્ઞાનમાર્ગનું રહસ્ય છે, તેવા સાહસથી સાધકને વિમુખ કરી અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ બનાવી દુઃખી કરે છે. પણ સૂક્ષ્મમાં આવું થાય છે તો સ્થૂલસિદ્ધિની ઇચ્છાથી જે પ્રદેશમાં તેં પ્રવેશ કરવાની ઇચ્છા કરી ત્યાં એ ભય પ્રત્યક્ષરૂપે દર્શન દે એમાં નવાઈ નથી. અને જ્યાંસુધી તું દેવરૂપ થઈ અખંડૈકરસ અભેદમાં અભેદ થાય કે બાળકવત્ થઈ પુનઃ વ્યવહારમાં લીન થાય ત્યાંસુધી તે તને છોડનાર નથી. પણ આટલું કહે કે જ્યારે તું કોઈ શાંતિમાં પડી ઉન્નત વિચારમાં કે આત્મધ્યાનમાં લાગતો હશે, ત્યારે એ પિશાચ તુરત તારી સોડમાં જણાતો હશે અને તને નિરાશા, નિર્વેદ આદિ પ્રેરી તેની બિહામણી આંખોથી ડરાવી પાછું વિશૃંખલ મોજમઝામાં કે વ્યાવહારિક પ્રપંચમાં તાણી લાવી નિવૃત્ત થઈ જતો હશે. પણ તું કોઈ વાર એ પિશાચ અને એનાથી થતા ભયની સામે થયો છે? તેં કોઈ વાર એમ નિશ્ચયપૂર્વક કહ્યું નથી કે 'જે થનાર હોય તે થાઓ, હું તો સન્માર્ગને જ, દૈવીસંપત્તિને જ વળગી રહીશ?'

'અહો! છેક હમણાં જ હું એમ કરવા લાગ્યો છું.'

'ત્યારે તને તેવેતેવે વખતે જણાયું નથી કે એ પિશાચ વધારે ઝાંખો દેખાય છે અને એનું સામર્થ્ય ઓછું થાય છે?'

'જણાયું છે.'

'ત્યારે ખુશી થા, દીક્ષાના પ્રથમ ક્રમમાં જે ભય અને ગૂઢતા છે તેની પાર તું નીકળી ચૂક્યો છે. આ જન્મમાં નહિ તો અન્ય જન્મમાં પણ તારે હવે અધિકારપ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરવાની અપેક્ષા નથી. ખરેખર ખુશી થા, કેમકે હવે તને જે વળગાડ છે તે અવશ્ય જશે. પુનર્જન્મને ન માની રક્તબીજને હાથે રિબાયા કરનારમાંનો તું નથી. અહો! મનુષ્યો ક્યારે શીખશે કે ધર્મમાત્ર શ્રદ્ધાની અપેક્ષા કરે છે! તે શ્રદ્ધાથી હવે પછીના જીવન માટે તત્પર થવાય છે, એટલું જ નથી પણ આ જીવને શ્રદ્ધા વિના ઉત્તમતા પ્રાપ્ત થતી નથી. તર્ક અને બુદ્ધિના વિલાસોની ચમકતી જાળ કરતાં હૃદયના સાદા વિશ્વાસમાં કેટલું સુખ છે! વ્યવહારમાં જડે છે તે કરતાં વધારે જ્ઞાનવાળું, વધારે દિવ્ય, વધારે આનંદમય એવું કાંઈક માની

તેમાં શ્રદ્ધા કર્યા વિના ઉત્તમતા જ સિદ્ધ થતી નથી. યોગકળામાં અભિરત ઉસ્તાદો તેમે ભાવના કહે છે, ધર્મગુરુઓ તેને શ્રદ્ધા કહે છે. **अज्ञश्चाश्र-द्दधानश्च संशयात्मा विनश्यति** એમ કહીને શ્રીકૃષ્ણે **योयच्छ्रद्धः-स एव सः** એમ કહેવામાં 'શ્રદ્ધાહીનનો વિનાશ થાય છે, જેને જેવી શ્રદ્ધા તેવો તે થાય છે' એ ગૂઢ મર્મ ઉચ્ચારતાં આનું આ જ કહેલું છે. ભાવના ને શ્રદ્ધા એક જ છે. અરે ભ્રાંત! પાછો જા, પરિચિત અને નિત્ય અનુભવેલા પ્રાચીન વ્યવહારમાં કેવી ખૂબી છે તે અનુભવ. હે પિશાચ! તું તારા સ્થાનમાં પાછો જા, અહો! આકાશ, ગ્રહ, નક્ષત્ર, વિશ્વલીલા, તમે પૂર્વે આના ઉપર જેવી પ્રસન્ન દૃષ્ટિ રાખતાં તેવી રાખો, સ્મૃતિ અને આશાના દ્વૈતમય આનંદનું અદ્વૈત એને પુનઃ ચખાડો.'

આમ કહેતાં જ ગુલાબસિંહે આશ્ચર્ય પામતા અને ઉદ્દીપિત થતા પોતાના શ્રોતાના ઉષ્ણ કપોલ ઉપર બે હાથ દાબી દીધા અને તુરત જ એક પ્રકારની શાંત મૂર્છામાં લાલાજી પડી ગયો. એને એવું સ્વપ્ન આવ્યું કે હું મારો જન્મ થયો હતો તે ઘરમાં પાછો ગયો છું;—મારું પારણું, મારો પલંગ, મારા ઉપર જોઈ રહેતી મારી વાત્સલ્યભાવપૂર્ણ માતા, એનું એ ઘર, એનાં એ તાકાં, ગોખલા, બધું તેનું તે જ તાદૃશ રીતે અનુભવમાં આવ્યું; ભયમાત્ર જતો રહ્યો. બાલ્ય, તારુણ્ય, યૌવન, બધાં પોતપોતાની નિર્દોષ આશાઓ સમેત પુનઃ પ્રાપ્ત થયાં અને જાણે ઈશ્વરની ભક્તિ કરવા માટે લાલાજી એકાંતમાં સમાધિ કરીને બેઠો. કેટલીક વારે જાગ્યો; આનંદાશ્રુ આંખેથી નીકળતાં હતાં; રક્તબીજ સર્વદા માટે લોપ થઈ ગયો હતો; આસપાસ જોયું, ગુલાબસિંહ હતો નહિ. પાસેની શેતરંજી ઉપર એક કાગળમાં આટલું લખેલું હતું, શાહી પણ હજી સુકાઈ ન હતી:

'તારે નાસી છૂટવાના માર્ગ અને સાધન હું યોજીશ. આજ રાત્રિએ બરાબર દસ ઘટિકા થતાં આ મકાનની સામે એક હોડી તારે માટે આવશે, તેમાં બેસજે. હોડીવાળો તને જે સ્થાને લઈ જાય, ત્યાં હાલનું તોફાન કે જેનો હવે છેડો આવ્યો છે, તે પૂર્ણ થતાં સુધી રહેજે. જે વિષયાસક્તિમાં તારો વિનાશ થવાનો સમય આવ્યો હતો તેનો પુનઃ વિચાર પણ કરીશ નહિ. એણે તને ભમાવ્યો અને એ તારો વિનાશ પણ કરત.

તું સુખે જયપુર જઈ શકશે. ગતકાળનો વિચાર કરી તે કરતાં વધારે સારા થવાનો તને ઘણો સમય મળશે. ભવિષ્ય માટે તારું આજનું સ્વપ્ન જ તારા લક્ષમાં રાખી ચાલજે. તારાં અશ્રુ એ જ તારી દીક્ષાનો અભિષેક માનજે.'

લાલાજીએ આ પત્રમાં લખ્યા પ્રમાણે કર્યું અને તે જ પ્રમાણે બધું નીવડ્યું.

## ૯: ખટપટ

ગુલાબસિંહે મત્સ્યેંદ્રને પ્રસ્તુત પ્રસંગ વિષે આ પ્રમાણે લખ્યું હતું: "* * * * એ તો અત્યારે આ મ્લેચ્છોના કબજામાં પડેલી છે, કેદમાં છે. કાજીએ હુકમ કરી દીધેલો છે. એ કેદખાનામાંથી છૂટકો કેવી રીતે થાય છે તે પણ જાણીતી વાત છે. બધી તપાસ કરતાં કારણ લાલાજી જણાય છે. આજ હવે મને સમજાયું કે આ બે જણનાં ભાગ્ય જાણે એક-બીજાથી બહુ નિકટ રીતે જોડાયેલાં હોય તેમ, આજ પર્યંત એમનું વર્તન શાથી થયે ગયું છે. જે અંધકારમાં લાલો છુપાઈ રહી મારી દૃષ્ટિએ આવતો ન હતો તે જ અંધકારમાં મારી વહાલી પણ ગુમ થઈ જતી હતી, તેનું કારણ હવે હું સમજ્યો છું. પણ કેદખાનું!—એ તો સ્મશાનભૂમિનું જ પગથિયું છે! એના ઉપર આજથી ત્રીજે દિવસે કામ ચલાવવામાં આવશે અને એનો શિરચ્છેદ કરવાનો ઠરાવ હમેશના નિયમ પ્રમાણે થશે. નિર્દોષ જનોના શિરચ્છેદથી જ્યારે આખા નગરમાં ભય અને ત્રાસ વ્યાપી જશે ત્યારે એકાએક મ્લેચ્છ લોકો રજપૂતો ઉપર તૂટી પડશે અને આ ભારત-વર્ષમાં અનેક યુગ માટે અંધકારની સ્થાપના કરશે. એક જ આશા રહી છે. જે ભાવિમાં ઘોરીના અંતનો પણ નિર્માણ થઈ ગયેલો છે, તે ભાવિ મને એ અંત વેળાસર ઉપજાવવાનું નિમિત્ત બનાવે તો સારું. અરે! પણ બે જ દિવસ! કાળરૂપી મારી આખી સમૃદ્ધિમાં માત્ર બે જ દિવસ! એની પાર તો બધું એકલાપણું, ઉદાસીનતા, ગ્લાનિ, અંધકાર જણાય છે. સર્વનો શિરચ્છેદ કરવાનો જે દિવસ નક્કી ઠરાવ્યો છે, તેને પહેલે દિવસે જ ઘોરી પડવો જોઈએ. પૃથુરાજ કેદમાં છે, તેને મારી નાખવાની હજી એની છાતી ચાલતી નથી, પણ એમાં જ એનું મરણ છે. મનુષ્યજાતિના ક્લેશ, કંકાસ

અને તેને વધારવા—ઘટાડવાને કરવી પડતી ખટપટોમાં મારે પ્રથમ વાર જ આજ પેસવું પડે છે, અને નિરાશામાં શાંત રહેલો મારો આત્મા એ યુદ્ધમાં ઝંપલાવવા ઉત્સુક થઈ રહ્યો છે. * * * * "

ગુલાબસિંહના મનની આવી સ્થિતિ થઈ રહી હતી; કેમકે રમાને બંદાનાં કાવતરાંથી કેદખાનું પ્રાપ્ત થયું હતું. લાલાજીની આપેલી ખબર પ્રમાણે ગુલાબસિંહ તેને ઉગારી શકે તે પૂર્વે તેમ થઈ ચૂકયું હતું. કાફૂરને સો કરતાં વધારે શિરચ્છેદ માટેના હુકમ કરવાના હતા, વચ્ચે માત્ર બે જ દિવસ રહ્યા હતા. એવામાં મધ્યાહ્ન સમયે પૃથુરાજના મહેલ આગળ ઘણા લોકોનું ટોળું ભેગું થયું હતું. એક વૃદ્ધને કાફૂરના અમલદારોએ પકડ્યો હતો. કનોજનો જયચંદ આવીને દિલ્હીમાં રહેલો હતો, હાહુલીરાય પણ દિલ્હીમાં હતો અને એ શૂરા રજપૂતો યદ્યપિ ઘોરી બાદશાહને લાવવામાં, પૃથુરાય ઉપરના દ્વેષને લીધે સામેલ થયા હતા તથા ભારતભૂમિનો ધ્વંસ થાય એ વાતની સામે તેમનું રજપૂત લોહી સર્વદા ઊછળ્યા કરતું હતું. જયચંદે પલંગે પોઢવાની પ્રતિજ્ઞા લીધી હતી. હાહુલીરાય ભાણામાં ચપટી ધૂળ નાખ્યા વિના જમતો નહિ અને અનેક રજપૂતો આ બે સામંતોની છાવણીમાં રાતદિવસ અનેક મસલતો કર્યા કરતા. ઘોરી બાદશાહને આ વાતની ખબર હતી અને જે કતલ તેણે ચલાવી હતી તે આ લોકોને ત્રાસ પમાડી પૃથુરાયને છેવટે મારી નાખી પોતાનું રાજ્ય નિષ્કંટક રીતે સ્થાપવાના ઉદ્દેશથી ચલાવી હતી. એવું અન્યાયનું કામ કરનાર કોઈ ન્યાયી મુસલમાન પણ કબૂલ થતો ન હતો, તેથી જ તેણે કાફૂર નામના એક ગુલામને કાજીની પદવીએ ચડાવી આવા ઇન્સાફોનું કામ સોંપ્યું હતું. જયચંદ પાસે સૈન્ય હતું એટલે એકાએક કાંઈ બને એમ ન હતું, તેમ જયચંદ પણ મુસલમાનો સામે એકાએક કાંઈ કરી શકે એમ ન હતું. ચંદવરદાયી સર્વ રજપૂતોને બિરદાવતો હતો અને મ્લેચ્છોનો પરાજય કરવા ઉશ્કેરતો હતો. આ પ્રસંગે જયચંદની પુત્રી સંયુક્તા જે પોતાના પતિનો છૂટકારો કરાવવા મથન કર્યા કરતી હતી, તેને કોઈ પ્રકારે પકડીને મથુરામાં કેદ રાખવામાં આવી હતી, તેથી રજપૂતમાત્રનાં લોહી બહુ ઊકળી ગયાં હતાં. ઘોરીને એમ લાગતું હતું કે હવે કાંઈ ને કાંઈ નીપજશે, માટે તેણે વાતને નિકાલ ઉપર

તાણી આણવા માટે ચંદવરદાયીને પકડાવ્યો હતો. જે વૃદ્ધ માણસને કાકૂરના માણસોએ પકડ્યો હતો તે એ જ હતો. જેવો તેને પકડ્યો કે લોકોની આંખો લાલચોળ થઈ ગઈ, સર્વનાં નેત્રમાંથી ખૂન વરસવા લાગ્યું, કંઈક તલવારો ઉપર હાથ પડ્યા, ચંદે પણ તલવાર ખેંચી એક બેને પાર કરી નાખ્યા, પણ કાંઈ વધારે નીપજ્યું નહિ. લોકો વરદાયીને વીંટાઈ વળ્યા અને શી રીતે એનો બચાવ થાય તેની યુક્તિ રચવા લાગ્યા. એવામાં મ્લેચ્છ લશ્કરની એક ટુકડી આવી, જેથી લોકો દૂર થયા અને ચંદને વળી વધારે ચોકસાઈથી પકડી રાખવામાં આવ્યો. એ સમયે ચંદના કાનમાં શબ્દ થયો: 'તારી પાસે એક પત્ર છે, જે પકડાશે તો તારા છેલ્લા આશ્રમનું પણ નિકંદન થશે માટે તે મને આપી દે, હું તે જયચંદને આપીશ.' ચંદે આવું કહેનાર ઉપર દૃષ્ટિ કરી. કોઈ અજાણ્યો જ માણસ દીઠો; પણ તેની આકૃતિ ઉપર વિશ્વાસ પેદા થયો અને કાગળ આપી દીધો.

ઘોરીના સામા પક્ષના રજપૂતો જયચંદના મુકામમાં સાયંકાળે શું કરવું ? સંયુક્તાને શી રીતે છોડાવવી ? તેનો વિચાર કરવા અને એકદમ વચલા બે દિવસમાં જ આમ કે આમ પાર પડવાની તૈયારી કરવા ભેગા થયા હતા. સર્વ સામાન્ય દેશશત્રુની સામા થવા માટે સર્વે પોતપોતાની ખાનગી લાગણીઓ વીસરી ગયા હતા અને એકત્ર થઈ યુદ્ધમાં પ્રાણાર્પણ કરવાનો નિશ્ચય ઉપર આવ્યા હતા. સર્વના મનમાં ઘોરી બાદશાહના અતુલ વિજયથી જે ભય અને ત્રાસ સાથે આશ્ચર્યની છાપ બેસી ગઈ હતી, તેને લીધે વિચારો ઘણા સ્થિર અને તીવ્ર થઈ શકતા ન હતા. હજી ઉઘાડી રીતે એને પાર કરવાનો યત્ન કરતાં શું પરિણામ આવશે એનો કોઈને નિર્ણય થઈ શકતો ન હતો. પરંતુ રજપૂતોનું લોહી એવું તો ઉકાળે ચઢી ગયું હતું કે આ પાર કે પેલે પાર ગયા વિના હવે સિદ્ધિ નથી. શૂરવીરોને આગળપાછળ વિચારવાનું રહેતું જ નથી. પૃથુરાજ–સંયુક્તા એ બધાં એકએક કારી ઘાની પેઠે સર્વના હૃદયમાં અનંત વીંછીની વેદના ઉપજાવી રહ્યાં હતાં. વાત ઉપર વાત ચાલતી હતી, ફાટી આંખે ને ઊકળતે હૈયે, થરથર કાંપતા અનેક શૂરવીરો 'હમણાં જ ઊઠો, મ્લેચ્છોને મારી કાઢો, ભારતનું રક્ષણ કરો, રજપૂતપણાને એબ ન લગાડો,' એવી જોસભરી ઉશ્કે-

રણી ચલાવી રહ્યા હતા; એવામાં એક ખિદમતગારે આવી જયચંદના કાનમાં કહ્યું કે આપને કોઈ મળવા આવ્યું છે. જયચંદે કહ્યું: 'હમણાં મને ફુરસદ નથી. પછી આવવા કહે;' પણ એમ કહેતાં જ પેલા ખિદમતગારે એક ચિઠ્ઠી મોઢા આગળ મૂકી કહ્યું: 'એ માણસ આ લાવેલો છે.' જયચંદે તુરત કાગળ ભણી જોયું. ઉપર લખ્યું હતું: 'મથુરાના બંદીખાનામાંથી.' જયચંદે અક્ષર ઓળખ્યા, ઝટ ઊઠીને પાસેના એકાંત ઓરડામાં ગયો.

મળવા આવનારે કહ્યું: 'ભારતના ઉદ્ધારક! તમારો ચંદવરદાયી પકડાયો છે, મથુરાથી એ જે કાગળ લાવતો હતો તે એની પાસેથી મેં લઈ રાખી તમને આણી આપ્યો છે.'

જયચંદે કાગળ ઉઘાડી વાંચવા માંડ્યો; લખ્યું હતું: 'તમારી પુત્રી હું મટી ગઈ! રજપૂતપણાનું શૂર તમે વેચી નાખ્યું! તમારા જમાઈ અને હું મ્લેચ્છને હાથે જ મરીશું! મરવાની ફિકર નથી, પણ આવી રીતે બકરાંની પેઠે! તમે ઊઠો, જંગ મચાવો, એમાં અમે પણ સામેલ થઈશું, અને આ ભૂમિના રક્ષણને અર્થે અમારા આત્માનો ભોગ આપીશું. આ હું તમને છેલ્લી વારની જ લખું છું; કાંઈ ન થઈ શકે, તો સર્વની સાથે મારો શિરચ્છેદ કરશે તે જોવા તો દિલ્હીમાં આવજો!'

પેલા અજાણ્યા માણસે કહ્યું: 'એના ઉપર જે કામ ચાલશે તેમાંથી તમારી વિરુદ્ધ પણ ઘણો પુરાવો બહાર આવશે. એના મોત પછી તમારું અને સર્વનું મોત થશે. લોકોની બીક હવે ન રાખશો. લોકો જ તમારા આ કવિને છોડાવવા ભેગા થયા હતા. ઘોરીનો ત્રાસ ધીમેધીમે લોકોના મનમાંથી ઊડી ગયો છે. કાલે જ એ દરબાર ભરનાર છે, તેમાં તમારે કાં તો એનું 'માથું લેવું જોઈએ કે તમારું આપવું જોઈએ.' આ શબ્દો, પેલો કાગળ અને ચંદનું પકડાવું, એથી જયચંદની વદનચ્છાયા ફરી ગઈ, એના હૃદયમાં મોટો આઘાત થયો અને કૃતાંત જેવો કૃતનિશ્ચય થઈ, પ્રાતઃકાલે દરબારમાં જ જંગ મચાવવાના નિશ્ચય ઉપર તે આવ્યો. જયચંદે પેલા માણસને પૂછ્યું. 'ભાઈ! તમે કોણ છો?'

'તમારી પેઠે જ મારા પેટના બાળકને ઉગારવાની આકાંક્ષાવાળો—

મારી પ્રાણપ્રિયાને છોડાવવાની ઉગ્ર ઇચ્છાવાળો એક હદી.'

જયચંદ આ બધી વાતથી જે આશ્ચર્ય પામ્યો તે પૂર્ણ થતા પહેલાં તો એ માણસ એના આગળથી અદૃશ્ય થઈ ગયો હતો. જયચંદ તુરત જ રજપૂતસભામાં ગયો. એની આકૃતિ, એની વાણી, એની વૃત્તિ, બધું કાંઈ ઓર પ્રકારનું જ જણાયું, જેથી સર્વે પરમ આનંદ પામી સમજી ગયા કે એવું કાંઈ બન્યું, જેથી હવે આપણા ઇષ્ટાર્થને આપણો નાયક પણ અનુકૂળ થયો છે. જયચંદ બોલ્યો : 'આપણે જ આપણી માતાનો દ્રોહ કરાવ્યો, આપણા જ રુધિરથી એ પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનું છે. વિશુદ્ધ રજપુતાણીઓ મ્લેચ્છને હાથે મરશે, પવિત્ર ભરતભૂમિ ઉપર એવું અપવિત્ર કૃત્ય થશે, વરદાયી જેવા કવિજનો જે સર્વત્ર છૂટા છે તેમને પકડી કેદ કરવામાં આવશે ને રજપૂતમાતાનું ધાવણ ધાવેલો એક બાળક પણ જોઈ ન શકે તેવી એ બધી વાત આપણે જોયા કરીશું! અરે! એમાં એક રીતે સામેલ થઈશું, તો શિવ શિવ, આપણા આત્માની શી ગતિ થશે? માટે મારો નિશ્ચય થઈ ગયો છે, પ્રાતઃકાલે બાદશાહ દરબાર ભરી પોતાનો રાજ્યાભિષેક કરવા ઇચ્છે છે. જોઈએ તે અભિષેક કોના રુધિરથી થાય છે.' રજપૂતમાત્ર ઇશારો સમજી ગયા, મૂછે તાલ દઈ, તરવારો તાણી તેને નમસ્કાર કરી, પાછી મ્યાન કરી ને સર્વે પોતપોતાને મુકામે જઈ સજ્જ થવા લાગ્યા.

એ જ દિવસે મધ્યરાત્રિ થતા સુધી ચૌટે, ચકલે, દુકાને, ધર્મશાળામાં, જ્યાંજ્યાં ચાર માણસનું ટોળું મળ્યું હોય ત્યાંત્યાં કોઈ એક પરદેશી રખડતો જણાતો હતો. મુસલમાનોની વિરુદ્ધ લોકોને ઉશ્કેરતો હતો. બધા એની સાથે એકમત થઈ એની વાત માન્ય કરતા હતા અને કોઈ એનાથી વિરુદ્ધ બોલી પણ શકતું ન હતું. કહીંકહીં કોઈ છૂટોછવાયો બાતમીદાર બે શબ્દો બોલે તો એની વિકરાળ દૃષ્ટિનો તેના ઉપર પાત થતાં જ પાછો ચંપાઈ જાય, અને 'મ્લેચ્છોને મારો, ભારતભૂમિને ઉગારો' એવી બૂમ ભેગી તેની વાત ક્યાંની ક્યાં ડૂબી જાય.

# ૧૦ : છેલ્લી ઘડી

પ્રાતઃકાળ થતાં બાદશાહના મહેલમાં તૈયારી થવા માંડી. દિલ્હીમાંનો પૃથુરાજનો દરબાર સાફ થઈ શણગારાવા લાગ્યો. ચોપદારો ચોતરફ દરબારનાં તેડાં કરવા નીકળી પડ્યા, અને જયચંદ આદિ રજપૂતોને પણ નિમંત્રણ થયું. મુસલમાનોના મનમાં આજ જુદા જ વિતર્ક ચાલી રહ્યા છે. રજપૂતો કોઈ બીજા જ માર્ગ વિચારી રહ્યા છે. તખ્તનશીન થઈ દિલ્હીના સાર્વભૌમ રાજા થવામાં હવે કાંઈ વિક્ષેપ રહ્યો નથી, એવી ઘોરી બાદશાહની ધારણા છે. આણી પાસ રજપૂતોના મનમાં પૃથુરાય અને સંયુક્તા તથા ચંદવરદાયીને છોડાવવાની ઉત્કટ વીરબુદ્ધિ વ્યાપી રહી છે. બરાબર એક પ્રહર દિવસ ચઢતાં દરબાર ભરાયો, નોબત ગડગડવા લાગી અને બાદશાહ આવીને તખ્ત ઉપર બેઠો. બધાએ ઊભા થઈ અદબસર કુરનિસ બજાવી પોતપોતાનાં સ્થાન લીધાં. રજપૂતો સામી બાજુ એકટોળે થઈને હથિયારબંધ બેઠેલા હતા. ઘોરી બાદશાહે જયચંદ સામું જોઈ કહ્યું : 'કનોજના મહારાજા! તમારો અમારા ઉપર ઘણો ઉપકાર થયો છે અને અમે આજથી તમને અમારા રાજ્યના પ્રથમ પંક્તિના ઉમરાવની પદવી આપીએ છીએ.'

'બાદશાહ સલામત!' જયચંદે ઊભા થઈ અદબથી કહ્યું : 'આપની મારા ઉપર ઘણી મહેરબાની છે, પણ એવા માનને લાયક છું એમ હું ધારતો નથી.'

'વાહ, એ જ આપની લાયકી છે; કાફૂર! અમારું ફરમાન આ સર્વ ભાઈઓને સંભળાવ. ખુદાએ મને આ દેશની પરવરશી કરવા મોકલ્યો છે, તો તેમાં હું ફતેહમંદ થાઉં એ માટે આપ સર્વની મદદની જરૂર છે.'

કાફૂરે ઊઠીને એક મોટું ભાષણ કર્યું, જેમાં આજથી ઘોરી બાદશાહ કુલ હિંદુસ્તાનના બાદશાહ છે તથા બીજાં રાજારજવાડાં વગેરે તેમના દોસ્ત અને ઉમરાવ છે. એ વગેરે વાતના ઈશારા સાથે હિંદુરાજ્યમાં ચાલતા કુસંપ, ધર્મભેદ, જાતિભેદ વગેરે ઉપર ભાર દઈ, હવે પછી બધે એકસરખો એકાકાર ભાઈચારો પ્રવર્તી સુખશાંતિમાં વધારો થશે

એવી વાત જણાવી. આ ભાષણ પૂર્ણ થતાં જ મુસલમાન દરબારીઓએ તેને વાહવાહના પોકારથી વધાવી લીધું અને સર્વે એક પછી એક ઊઠીને બાદશાહના તખ્ત આગળ કુરનિસ બજાવી નજરાણું કરી અદબસર પાછા વળી પોતપોતાને સ્થાને બેસવા લાગ્યા. એમ કરતાં બધા મુસલમાનો એક પછી એક પરવાર્યા અને રજપૂતો એકલા જ બાકી રહ્યા, પણ તેમનામાંથી કોઈ ઊઠતું જણાતું ન હતું. બાદશાહ ચોપાસ આંખ ફેરવી જોયા કરતો હતો. જયચંદ સામુ જુએ, પોતાના અમલદારો સામું જુએ; પણ કાંઈ સમજી શકતો ન હતો કે શું કરવું. જયચંદે પોતાના પાંચસો રજપૂતો ઉપર નજર કરી. એ જ વખતે તે ટોળાને મોખરે બેઠેલા પેલો કાગળ લાવનાર અજાણ્યા પરદેશીની દૃષ્ટિ એની દૃષ્ટિ ભેગી મળી અને તેમાંથી કોઈ એવો ઉગ્ર વીરભાવ એની આંખમાં પ્રવેશ પામી એના હૃદયમાં વ્યાપતો એને લાગ્યો કે તેથી પોતે હવે શું કરે છે તેનું પણ એને ભાન રહ્યું નહિ. જયચંદે સડપ કરતે કે તલવાર મ્યાનમાંથી ખેંચી, તેની સાથે પાંચસો તલવારો આખા દરબારમાં ઝળકવા લાગી અને બાદશાહ સ્તબ્ધ થઈ ચકિત બની ગયો કે આ શું થાય છે. વર્ણન કરતાં જેટલી વાર લાગે છે તે કરતાં પણ થોડી ક્ષણમાં જ એ બધું બની ગયું ને આગળ જયચંદ અને પાછળ પાંચસો રજપૂતો સાથે બધા બાદશાહના તખ્ત ભણી ધસ્યા. બધા દરબારમાં ગભરાટ અને ગડબડાટ વ્યાપી ગયો. મુસલમાનો પણ હથિયારબંધ હતા એટલે તલવારો તાણી સામા થયા ને ઝપાઝપી ચાલી. તે દરમિયાન બાદશાહ કાફૂરની સાથે બહાર નીકળી ગયો. પૃથુરાય, સંયુક્તા, ચંદ એમનાં નામ ચોપાસ ગાજી રહ્યાં, દીનના પોકાર તેમાં ડૂબી ગયા, કંઈક રજપૂતો ને કંઈક મુસલમાનોના જીવ ગયા. મુસલમાન લશ્કરની ટુકડીઓ આવવા લાગી, રજપૂતોનાં ટોળે ટોળાં આવવા લાગ્યાં ને ગામમાં પણ તોફાન થશે એવો સર્વત્ર ત્રાસ વ્યાપી ગયો. પણ સાયંકાળે બધું શાંત થઈ ગયું. જયચંદે પોતાના મુકામ ઉપર જઈ સર્વની સાંત્વના કરી. હવે આપણે તૈયાર ને તૈયાર રહેવું એવી સમજૂતી કરી, સવારે શું થાય છે તેની આશામાં રાત્રિ ગાળી.

આણીપાસ બાદશાહ અને કાફૂરે માર્ગમાં જતાંજતાં જ વિચાર કર્યો

કે હજી ત્રાસ વિના બીજો માર્ગ આપણા હાથમાં નથી. ત્રાસ બેસાડ્યા પછી જ આપણે રાજ્ય કરીશું. બાદશાહે કહ્યું: 'કાફૂર! જે કામો તારે ચલાવવાનાં છે, ને ગુનેગારોની કતલ કરવાની છે તેને બે દિવસ જેટલી વાર પણ શા માટે જોઈએ? — કાલે સવારે જ કેમ હુકમ કરતો નથી? પેલા જયપુરિયાને પકડવાથી જયચંદ વિરુદ્ધ પુરાવો મળવાની આશા હતી તેનું શું થયું?'

'જહાંપનાહ! આપના હુકમ પ્રમાણે થશે. જયપુરિયાનો તો પત્તો લાગતો નથી, માત્ર એક સ્ત્રી પકડાયેલી છે, તે તેની માશૂક છે એમ કહેવાય છે.'

'એમાંથી પણ કાંઈક નીકળશે; રજપૂતોનો વિનાશ થયા વિના આપણે જંપીને રહેવાના નથી, ને જ્યાંસુધી પૃથુરાય જીવે છે ત્યાંસુધી રજપૂતો ટાઢા પડવાના નથી. માટે તું એકદમ એ બધા ગુનેગારોનાં માથાં ઉડાવી દે કે તેથી જે ત્રાસ વ્યાપે તેની અસર મટતા પહેલાં આપણે પૃથુરાયનો પણ નિકાલ કરી સ્વતંત્ર અને નિર્ભય થઈએ.'

* * *

રમાનું મરણ એક દિવસ વહેલું ઠર્યું. એના ઉપર કામ એક દિવસ વહેલું ચાલશે; જે ગૂઢજ્ઞાનથી ગુલાબસિંહનો આજ પર્યંતનો વ્યવહાર નીપજ્યો તે જ જ્ઞાનથી એણે જાણ્યું કે હવે કશો ઉપાય રહ્યો નથી. બાદશાહનું નિકંદન થનાર છે તે તો એ જાણતો હતો, '**मत चूके महोटे तबे**' એ ઉક્તિ એના જાણવામાં તો ઘણા વખતથી આવેલી હતી; પણ એ પછી માત્ર એક દિવસ રમા જીવે! અરે કાલનો દિવસ જ જીવે! તો ઊગરી જાય. જે દિવસે બાદશાહે અનેકની કતલ ધારી હતી તે દિવસે તેનો જ વધ થનાર હતો, એ વાત ગુલાબસિંહ જાણતો હતો, પણ રમા ત્યાંસુધી જીવતી રહેવાને બદલે હવે તો તે દિવસને આગલે દિવસે મરવાની ઠરી! ગુલાબસિંહે અનેક યુક્તિરચના અને પોતાની ગૂઢશક્તિના પ્રભાવથી બધી વાત રચી રાખી હતી, પણ બાદશાહના એક શબ્દે તે બધી ધૂળધાણી કરી નાખી!

## ૧૧ : મહાત્માનું માહાત્મ્ય

પ્રાતઃકાલે જ !—પણ ક્યારની યે પ્રદોષસમયની અરુણતા પશ્ચિમમાં વિસ્તરી રહી છે, એક પછી એક તારા ડોકિયાં કરવા લાગ્યા છે, યમુનાના તરંગમાં અસ્ત પામતા દિવસનો પ્રકાશ હજી ઝાંખોઝાંખો પણ રમી રહ્યો છે. મ્લેચ્છોએ નિર્માણ કરેલી વધભૂમિ ઉપર શિયાળ અને ઘુવડ ચોરાતે ચોરાતે પગલાં કરવા લાગ્યાં છે, રુધિરનો ત્યાં કર્દમ* થઈ રહ્યો છે અને તેની ઘોરતાનો ભયંકર અંધકાર આંખોને ઝાંખ પમાડી પાછી હઠાવી દે છે. કાફૂરના મકાનમાં અનેક મસલતો ચાલી રહી છે. બાદશાહ તરફથી ઉપરાઉપરી સંદેશા આવે છે. પ્રાતઃકાલે શી રીતે એકાએક મહાત્રાસ વર્તાવી રાજ્યાસને અભિષિક્ત થવું, જયચંદ આદિ વીરમંડલને ધ્રુજાવીને દબાવી દેવું તેની યોજના ચાલી રહી છે. રજપૂતોની મંડળીમાં પણ જયચંદ અત્યારે સર્વને શૂરત્વનું પાન કરાવતાં વચનોથી તૈયાર રહેવાની સલાહ આપતો જણાય છે. રજપૂતમાત્રનાં મન પ્રાતઃકાલ માટે તલપી રહ્યાં છે. આમ ચોપાસ ગરબડ, અવ્યવસ્થા, આતુરતા વ્યાપી ગયાં છે, મહાભયંકર તોફાનની પૂર્વનો રંગ જામી રહ્યો છે. તોફાન થતાં પૂર્વે ચકલીઓ ઊંચેથી નીચેનીચે ઊડતી આવે છે, પશુઓ એકએક સાથે ટોળે થઈ જાય છે, પણ નાનાં માણસોની આવી નાની વાતોના આ નાના ગરબડાટની ઉપર તરતો એવો એક જુવાન અત્યારે પોતાના આવાસના ઊંચા ઓરડામાં એકલો મહાગંભીર વિચારમાં ઊભો છે. મર્ત્યસ્વભાવરૂપ વ્યવહારમાં પણ અમર એવા અભેદમય સમષ્ટિચેતનની એક મૂર્તિરૂપ એનો વ્યષ્ટિરૂપ પિંડ નવો ને નવો, યૌવનપૂર્ણ ને યૌવનપૂર્ણ જ છે. એને અનંતયુગ અનંત કલ્પોથી કાંઈ વિકાર થયો નથી.

સાધારણ હિંમત અને અક્કલથી જે જે યુક્તિ અને ઉપાય થઈ શકે તે બધાં અજમાવ્યા છતાં વ્યર્થ થયાં હતાં. અને વ્યર્થ જાય જ; કેમકે મરણના સામ્રાજ્યમાં એક જીવનને સાચવવું એ જ એવા બધા યત્નોનો હેતુ હતો. બાદશાહના પોતાના મરણ વિના ગુલાબસિંહની પ્રિય વસ્તુ બચે

* કર્દમ—કાદવ.

એમ ન હતી; પણ હવે સમય રહ્યો ન હતો. બાદશાહ પડે તોપણ માત્ર વેર જ વાળી શકાય, જે બચાવવાનું તે બચાવી તો ન જ શકાય.

અમર આત્માને મર્ત્ય વ્યવહારનો અતિપરિચય થવાથી જે દિવ્ય સત્ત્વો સ્વર્ગ અને મૃત્યુલોક વચ્ચે તેનો સંબંધ કાયમ રાખે છે, તે અદશ્ય થઈ ગયાં હતાં; પણ તેમની જ સહાય યાચવાને અર્થે આ યોગી અત્યારે નિરાશા અને ઉત્સુકતાના વેગમાં આવી, એકાંતમાં, શાંત ચિત્ત કરી ધ્યાનસ્થ થઈ બેઠો હતો. હૃદયને અત્યારે જે આઘાત લાગ્યો હતો, જે વેદનાની તીવ્રતા અભિભવ× પમાડી રહી હતી ને તેથી જે ઉગ્ર ઇચ્છા પ્રદીપ્ત થતાં દૃઢ સંકલ્પ બંધાયો હતો, તેની એકતાનમાં જ કોઈ એવી શક્તિ રહેલી હતી કે જેનો આજ પર્યંત ગુલાબસિંહે અનુભવ કર્યો નહિ હોય. અતિશય શોક, દુ:ખ કે વિપત્તિના તીવ્રતમ પ્રહારથી, નિર્બળતા અને સંશયરૂપી જે ગ્રંથિઓ આપણને તત્ક્ષણ મહાકષ્ટમાં બાંધી રાખે છે, તે એકેએક તૂટી જાય છે, એવો અનુભવ સર્વને થયો હોવો જોઈએ. ઘણીવાર ઘોર મેઘાડંબરના અંધકારમાંથી જ આપણને સ્પષ્ટ માર્ગ બતાવનારી વિદ્યુતનો પ્રકાશ પ્રત્યક્ષ જણાય છે.

ધ્યાનસ્થ મહાત્માની પ્રાર્થના તુરત જ સાંભળવામાં આવી. જ્ઞાનચક્ષુ ઉપરથી અજ્ઞાનનો પડદો ખસી ગયો. એણે જોયું, તો જે જ્યોતિમય શાંત આકૃતિ તે જોવા ઇચ્છતો હતો તેને સ્થાને અપવિત્ર, અશુભમય એવા ભયંકર રક્તબીજને વિકરાળ આંખોમાંથી પણ દ્વેષ અને ઈર્ષ્યાનો વરસાદ વર્ષાવતો દીઠો. એ પિશાચ હવે કાંઈ ડરતો ન હતો, ધીમેધીમે અસ્પષ્ટરૂપે પ્રકટ થતો ન હતો. પણ સ્પષ્ટ વિકરાળ રૂપે પ્રત્યક્ષ થઈ, ચોપાસ, ભય, દ્વેષ, તિરસ્કાર અને જય પ્રાપ્ત થવાથી નીચ સ્વભાવને જે ક્ષુદ્ર અહંવૃત્તિ વ્યાપી રહે છે, તેને વિસ્તારી રહ્યો હતો. એની વિદ્યમાનતાથી બધી હવા જાણે બળવા લાગી. આખો ઓરડો અંધકારમય થઈ ગયો, આકાશના તારા પણ દૃષ્ટિએ આવતા બંધ પડ્યા.

એ પિશાચે કહ્યું : 'જો હું ફરી અત્રે આવ્યો છું–તારા કરતાં ક્ષુદ્ર

× અભિભવ–પરાજય.

એવો એક મારો ભોગ તેં મારા મોંમાંથી પડાવી લીધો છે પણ હવે તું પોતે જ કેવો છૂટી જાય છે તે જોઉં છું. તારા ઉન્નત જીવનને છેડે તું એક મરણપ્રાય જીવડાના હૃદયમાં જ નિવાસ કરવામાં સુખ માની બેઠો છે, પણ તે હૃદય દ્વારા જ હું મારા અનિવાર્ય બળને તારા ઉપર અજમાવનાર છું. જે ઉંબરો ઓળંગીને તું નીકળી ગયો હતો, ત્યાં ને ત્યાં જ તું પાછો આવેલો છે, અનંત પ્રદેશના સીમાંતે ફરી આવીને પણ તું ત્યાં ને ત્યાં આવ્યો છે. અહો, મરણનો પરાજય કરનાર! આજે હવે હું તારો પરાજય કરું છું.'

'અરે ગુલામ! ચૂપ રહે. તારે સ્થાને પાછો જા; વગર બોલાવ્યે તું આવ્યો છે તો ફરીથી પણ માત્ર તું તાબે થવાને આવ્યો છે, તાબે કરવાને નહિ. મારા પોતાના જીવન કરતાં પ્રિયતર એવા જીવનને તારા પ્રશારામાત્ર-માંથી મેં ઉગારી લીધું છે; પણ તને હું અત્યારે તો મંત્રથી, તંત્રથી કશાથી નહિ, પણ તારા દ્વેષ અને મલિનતાથી ભરેલા આત્મા કરતાં ઉન્નતોન્નત આત્માના બળથી આજ્ઞા કરું છું કે હજી પણ તારે મારું કામ કરવાનું છે તે કર, અને જે જીવોને પરમાત્માની ઇચ્છાનુસાર તેં ઉગારવા દીધા છે તેમના ભવિષ્ય વિષે મને કાંઈ બતાવ.'

શબવત્ ચક્ષુ વધારે સતેજ થઈ અગ્નિ ઝરવા લાગ્યાં, આખી આકૃતિ વધારે શ્યામ અને વિશાળ તથા વિપુલ થતી ગઈ. જે ઉત્તર મળ્યો તેના શબ્દોમાં વધારે તીવ્રતર દ્વેષ અને ક્રૂરતાનો આવેશ જણાતો ચાલ્યો. 'તને શાપ દેવા કરતાં બીજી બક્ષિસ હું કદાપિ પણ આપીશ એમ તું શા મા ધારે છે? સ્વાભાવિક રીતે જે મરણ તારા પ્રિયતમને આવી મળે તે જ તેં આવવા દીધું હોત તો સારું હતું; રમણીય હૃદયાધાર કાંતિને માતા એવું ઉપનામ પ્રાપ્ત થતાં જે રસિકતા ઉદ્ભવે છે, તે તેં ન ચાખી હોત તો સારું હતું; તારા પ્રથમ પુત્રની ઉપર નીચા નમી મીઠાં ચુંબન લેતા પિતૃવાત્સલ્યનો પરમ ભાવ ન અનુભવ્યો હોત તો સારું હતું. એમને તેં બચાવ્યાં પણ શા માટે? એ માતાને બલાત્કાર, અપકીર્તિ, વિષમ વેદના અને રુધિરસ્રાવમય મરણ જ પ્રાપ્ત થનાર છે. નવા પતિનાં ચુંબનો, નવોઢાના જે સોનેરી કેશમાં ગૂંચવાઈ જતાં હતાં તે કેશને જલ્લાદની તલવાર વેગળા કરનાર છે; જે બાળક દ્વારા તારા મનમાં, શિવજ્યોતિનાં નિરંતર

દર્શન અનુભવનાર અને અનહદ નાદનું ગાન સાંભળી તારી સાથે પરમાનંદમાં વિહરનાર અનેક અનેક મનુષ્યોની પરંપરા ઉપજાવવાનો તેં મનોરથ ધાર્યો હતો તે થોડા દહાડા જીવી, કેદખાનામાં સડી, ભૂખે મરી, ક્રૂરતાનાં સર્વ સંકટ ભોગવી, ભૂખે રિબાઈને મરી જનાર છે. મરણને વશ કરવા મથનાર! હવે જાણ કે મર્ત્યને વળગવા જતાં કેવાં પરિણામને પ્રાપ્ત થવાય છે! જો, મારું પ્રાબલ્ય આખા વિશ્વ ઉપર કેટલું છે! શુદ્ધ, ઉત્તમ, વસ્તુની શુદ્ધતાને હું ઓળખવા દેતો નથી; જરા પણ મર્ત્યતાનો તેને રંગ લાગે એટલે છેક નીચે ખેંચી પાડું છું. યોગીરાજ! હવે મારાં વરદાન સાંભળો. અત્યારથી હમેશને માટે તારા મગજમાં મારી બળતી આંખો ચોંટેલી રહેશે, મારા હાથ તારા શરીરને વીંટાયેલા રહેશે, કોઈ પ્રકારે તું મારાથી છૂટી શકનાર નથી.'

'ફરીથી તને કહું છું કે એ તારી આશા વ્યર્થ છે. પોતાના ગુલામને આજ્ઞા કરી શકે તેવા અધિકારીના સામર્થ્યથી તને આજ્ઞા કરું છું કે હું કહું તે મને બતાવ. મારી વિદ્યા યદ્યપિ અત્યારે મને કામ આવતી નથી, જેનો મને આધાર હતો તેજ મને અત્યારે મારે છે; તથાપિ એટલી મને ખાતરી છે કે જેના વિષે હું પૂછું છું તે જીવ જલ્લાદના હાથથી તો બચવાનો જ છે. એના ભાવિ ઉપર તું અંધકારનો પડદો નાખી શકશે; પણ તે ભાવિને તું નિયમી શકે એમ નથી. તું વિષનો ઉતાર બતાવી શકે, પણ વિષ યોજવાનું તારામાં સામર્થ્ય નથી. તને ગમે તેવો પરિતાપ કરીને પણ તારી પાસેથી વાત કઢાવ્યા વિના હું રહેનાર નથી. હું આ તારી પાસે આવું, તારી આંખો સામે સ્થિર અસ્ખલિત દૃષ્ટિએ જોઉં, તું શું કરનાર છે! પ્રેમમાં પડેલો આત્મા ગમે તે કરી શકશે. એકદમ બોલ, તને આજ્ઞા કરું છું.'

પિશાચ વિખેરાઈ જવા લાગ્યો, પાછો પડવા લાગ્યો; સૂર્યના પ્રકાશથી વિખેરાઈ જતા ધૂમસની પેઠે એ આકૃતિ વિખેરાઈ જવા લાગી અને તારાનું પુનર્દર્શન થવા લાગ્યું.

ઘણે દૂરથી આવતા હોય તેવા સ્વરથી રક્તબીજે કહ્યું: 'હા, તું એને જલ્લાદના હાથમાંથી ઉગારી શકશે; કેમકે 'પોતાનું અર્પણ કરનાર પારકાને

બચાવી શકે, એવું વચન છે.' આટલું કહેતાંની સાથે જ પાછી એ આકૃતિ વધારે ગાઢ થઈ અને હસતાંહસતાં બોલવા લાગી: 'તારી પોતાની આહુતિ આપવાથી તું એને બચાવી શકશે. મનુષ્યજાતિના અનંત કલ્પો વહી ગયા છતાં તું જીવનને સાચવી રહ્યો છે તે શું એટલા જ માટે? છેવટ શું મરણ જ તને પાછું પોતાને હાથ કરી લેશે? તારે એને બચાવવી છે? એને સારે તું મર. કેમ તૈયારી છે?'

'બસ, નીકળ; કેમકે તારે શ્રવણે પણ ન આવી શકે એવા ઊંડા સ્થાનમાંથી મારો આત્મા તારા પ્રશ્નનો ઉત્તર આપતાં પોતાના સ્વરૂપની સ્મૃતિ પ્રાપ્ત કરે છે અને મોહમાત્ર નષ્ટ થઈ જતાં શિવસ્વરૂપના આગમનના મને ભણકારા વાગે છે.'

દિવ્ય શિવપ્રકાશની શાંત અને ભવ્ય તથા ગાઢ ઊર્મિઓ આખા ઓરડામાં વિલસવા લાગી, યોગીરાજના વદન ઉપર અતુલ આર્દ્રભાવયુક્ત તેજનો ભભકો વિકસી રહ્યો. જે સ્થાને તે પ્રેમમૂર્તિની પ્રતીતિ થતી હતી, ત્યાંથી તે છેક આકાશ સુધી, આકાશમાંના તારા સુધી, પ્રકાશમય એવો એક માર્ગ જ જાણે હજી પણ બંધાઈ રહ્યો હોય,ચમકી રહ્યા હોય, એમ જણાતું હતું. સમુદ્ર ઉપર ચંદ્રકિરણનો એક સ્તંભ બંધાઈ રહે છે તેવો દેખાવ થઈ આવ્યો હતો. પુષ્પમાંથી સ્વાભાવિક રીતે સુવાસ પ્રસર્યે જાય છે, તેમ આ ભવ્યતામાંથી સહજ આનંદ વિસ્તર્યે જતો હતો. તેજ, વિદ્યુત કે શીઘ્રગામી એવી કોઈ શક્તિ કરતાં પણ અધિક શીઘ્રગામી એવું આ સત્ત્વ વિસ્તાર પામી શુદ્ધ પ્રેમની સમીપ, નિઃસીમ પ્રદેશોમાંથી પણ પહોંચતું ત્યારેત્યારે માર્ગમાત્રમાં આનંદ અને શાતલતા જ વિસ્તારતું. ક્ષણવાર દારિદ્રયનો શોક શાંત પડતો, વ્યાધિ વિરમી જતી, નિરાશાના અંધકારમાં આશાનો પ્રકાશ પડતો. એ તેજઃપુંજમાંથી શબ્દ થયો: 'તારી વાત ખરી છે, તારા ધૈર્યથી, તારી દૃઢતાથી, તારું સામર્થ્ય તને પુનઃ પ્રાપ્ત થયું છે. વ્યાવહારિક સંસર્ગોમાં છતાં પણ તારો આત્મા તેથી જ મને તારી સમીપ આકર્ષી શક્યો છે. મરણને સમજવાનો સમય આવ્યો ત્યારે જ તને જ્ઞાન થયું છે, તારો સ્વતંત્ર આત્મા જીવનનું રહસ્ય જાણવા પામ્યો ત્યારે તેવું જ્ઞાન આવ્યું ન હતું. જે માનુષી પ્રેમે તને ક્ષણવાર બાંધી લઈ નીચો

નમાવ્યો છે, તે તારી છેલ્લી ઘડીએ, જ્ઞાનની જે છેલ્લી પરિતૃપ્તિ છે, તે તને આપે છે. જીવન્મુક્ત છતાં તેં જે ક્લેશ હાથે કરીને વહોર્યો તે નિષ્ફળ નથી, એમાંથી યે તારી વાસના વિશુદ્ધ થઈ તને વાસનાક્ષયનો માર્ગ જડતાં તારી વિદેહમુક્તિ સિદ્ધ થઈ છે.'

આટલું બોલતાંની સાથે જ, પરહિત એવા દ્વેષ અને વેરભાવને દબાવવાના આયાસમાં એક ચીસ પાડી રક્તબીજ અદશ્ય થઈ ગયો; અને આખા ઓરડામાં ચંદ્રપ્રકાશ એકદમ ભરાઈ ગયો.

'અહો ! શિવમૂર્તિ !' યોગીએ અંતરાત્મામાં ભરાતા અધિકાધિક વિસ્તારના તરંગે ચઢી કહ્યું. 'પહેલાં ન સમજાયેલી એવી વાતો પણ માણસને મરણસમયે સમજાય છે, પરઅર્થે સ્વજીવન ત્યજવામાં જ આખા જ્ઞાન અને યોગનું રહસ્ય જણાય છે. તે મારા આત્માનો અન્ય આત્માને ભોગ આપવામાં આ સમયે અનેક કલ્પોનો છેડો આવી રહ્યો છે ત્યારે મને જીવનનું લઘુત્વ, મરણનું ભવ્યત્વ અનુભવાય છે. પણ અરે ! દિવ્ય પ્રેમામોદ અનુભવાવી શાંત કરનાર ! તારી સમીપે પણ જે પ્રેમથી મને આ જ્ઞાન થયું છે, તે પ્રેમ પાછો મારા મનમાં વિષાદ ઉપજાવે છે—જેને માટે હું મરીશ તેમને આ નઠારી દુનિયામાં એકલાં, રક્ષણહીન, મૂકી જવાં ! મારી પ્રિયતમા, મારો પુત્ર ! એટલી વાતમાં મારા મનનું સમાધાન કર.'

કાંઈક ઉપાલંભગર્ભિત, પણ દયાર્દ્ર ઉદ્ગારે ઉત્તર કહ્યો : 'તારા આટલાઆટલા જ્ઞાનથી, આટલાઆટલા રહસ્યવિચારથી, ભૂત ઉપરના તારા આટલા વિશાળ સામ્રાજ્યથી, ભવિષ્યના તારા આવડા મોટા દર્શનથી તને હજી સમજાયું નથી કે સર્વમય, સર્વનિયંતા, સર્વસાક્ષી, જે સર્વને સાચવે છે તેના આગળ તું કોણમાત્ર છે ? સર્વમયતાના તરંગરૂપે સર્વને સર્વનું યોગ્ય પ્રાપ્ત થયા જ કરે, તેમાં તું એક પૃથ્વી ઉપર હશે કે નહિ હોય તેથી શી લાભહાનિ થવાની છે ? તારાં જે છે તેમના ભાવિની ચિંતા દૂર કર. તું હશે કે નહિ હોય પણ પરમાત્માને જ તેમની ચિંતા છે; તેની દૃષ્ટિ બંદીખાનામાં તેમ ફાંસીના લાકડા ઉપર સર્વત્ર ફરવાની જ છે. તું જે પ્રેમ જાણી શકે તે કરતાં વધારે મૃદુ છે. તું જે ડહાપણ બતાવી શકે તે કરતાં વધારે ઝીણી છે. તું જે રક્ષણ કરી શકે તે કરતાં સારું રક્ષણ કરવા સમર્થ છે.'

ગુલાબસિંહે બે હાથ જોડી મસ્તક નમાવી નમસ્કાર કર્યો અને ઊંચું જોયું ત્યારે તો એ દિવ્ય પ્રકાશનાં કિરણેકિરણ ત્યાંથી અદૃશ્ય થઈ ગયાં હતાં. છતાં એ સ્થાનમાં હજી કોઈ વિલક્ષણ સુગંધ વ્યાપી રહી હતી. જેમણે ખરા આત્મબળથી શ્રદ્ધાનો આશ્રય કરી તે દેવતાનું સાંનિધ્ય પ્રાપ્ત કર્યું હશે તેમને નિરંતર આવા જ અનુભવ થયા હશે કે થશે.

ધ્યાનથી વ્યુત્થાન પામી* યોગીરાજ બહાર આવ્યો અને છજામાં જઈ ઊભો. યદ્યપિ વિનાશ અને ક્લેશની જાળ રમવામાં જનોનાં હૃદય નિતાંત અભિરક્ત હતાં; તથાપિ શાંત ચંદ્રપ્રકાશમાં આ મહાત્માને તો શાંતિ અને આનંદનું જ ભાન થયું; કારણકે એનો આત્મા અત્યારે મનુષ્ય અને મનુષ્ય-હૃદયના કૃપણ વિચારોની પાર જઈ, સર્વમયતામાં રસબસ (નિમગ્ન) થઈ રહ્યો હતો. જે જીવિત પોતે આજ સુધી અનુભવ્યું હતું તેને જાણે છેલ્લીવારનો નમસ્કાર કરવા ગુલાબસિંહ અત્યારે આ સ્થાને ઊંડા વિચારમાં વિલીન થઈ ઊભો હતો. રાસગૃહમાં જે આસક્તિ બંધાઈ તેના એકએક ફળને પુનરાવર્તનથી વિલોકતાં પરમાનુભવનો વિનોદ લેતાં મૌન જ્ઞાનાનંદમાં નિમગ્ન હતો.

દિગંતોમાં અને દિગવકાશના પ્રદેશમાત્રમાં તેને અત્યારે અનેક અદૃશ્ય નાદ સંભળાવા લાગ્યા. જેમની સાથે પોતાને પરિચય હતો તે સર્વનું દર્શન થવા લાગ્યું. આખું વિશ્વ એને એક પારદર્શક કાચમય હોય તેમ સ્પષ્ટ ભાસવા લાગ્યું. યમુનાપ્રવાહના પ્રત્યેક બિંદુમાં એને અનંત જીવનની સૃષ્ટિઓ જણાવા લાગી. પર્વતોના કણેકણ અનંતતાના એકએક અનંત બિંદુરૂપ દેખાવા લાગ્યા. "પરમાત્મા એ જ સર્વ છે, સર્વત્ર જ્યાંજ્યાં તેનું ભાન થાય ત્યાં તે સમગ્રપણે વિલસે છે! આ પ્રકારે દૃષ્ટિ વિસ્તરતાંવિસ્તરતાં આ મહાત્માએ પોતાના ગુરુ મત્સ્યેંદ્રનાથને પણ હિમાલયની એક ગુફામાં દીઠા. ત્યાં તે પરમ મહાત્મા શાંત મુખમુદ્રાથી શાંત હૃદયથી, જાણે પોતા વિના આખું વિશ્વ ન જ હોય તેવી વિશ્રબ્ધ ઉદાસીનતાથી ઉપનિષદોના રહસ્યવિચારમાં બેઠેલા હતા. તે અનેક તત્ત્વોમાં વિચરતા હતા. પોતાના વિચારથી, સંકલ્પથી, સુખ પેદા થાય કે દુઃખ પેદા થાય તેની તેમને દરકાર ન હતી. તે તો સર્વમય-

---

* વ્યુત્થાન પામી–ઊઠી.

તાના એક જડ યંત્રની પેઠે, સર્વમયતારૂપ ઘડિયાળની કમાનની પેઠે, સર્વ-મય અભેદના એક અંગરૂપે પ્રવર્ત્યા કરતા હતા. એમને જોતાં જ આપણો યોગી બોલી ઊઠ્યો : 'અહા! જીવવાની વાતને હવે નમસ્કાર જ કરવો! અરે જીવિત! તું મને અતિ મધુર નીવડ્યું છે! તારો આનંદ કેવો નિઃસીમ છે! મારો આત્મા ઉચ્ચ માર્ગે ચડવાને કેવા વિપ્લાવક હર્ષથી નીકળી પડ્યો છે! યોગબળથી કરીને જે પોતાનું યૌવન એમનું એમ રાખી શકે છે, તેનું જીવવામાત્રનું જ સુખ કેટલું અવર્ણ્ય અને અગાધ છે! આકાશના પ્રદીપો! દિગંતોમાં વિચરતાં સત્ત્વો! અનંત પ્રાણીગણો! સર્વને હું નમસ્કાર કરું છું. સૂર્યકિરણમાંનું એક પરમાણુ, પર્વત ઉપરનો એક તુચ્છમાં તુચ્છ છોડ, નદીતટ ઉપરનો ઝીણામાં ઝીણો કાંકરો, પુષ્પાશય-માંથી પવનથી ઊડીને અન્ય સ્થળે સંક્રાંત થયેલું અદૃશ્ય બીજ, એમાંનું કશું પણ સર્વમય જીવનના તત્ત્વની જિજ્ઞાસા કરનારના જ્ઞાનમાં વૃદ્ધિ નથી કરતું એમ નથી; જ્ઞાન, આનંદ, સત્તા નથી આપતું એમ નથી. ઘણાકને કોઈ દેશ, નગર, ઘર, એટલું જ પોતાનું સ્થાન થયેલું છે, મારું સ્થાન તો જ્યાંજ્યાં દૃષ્ટિનો માનસિક પણ પાત થાય, જ્ઞાતની પહોંચ હોય જ્યાંજ્યાં આત્માની સૃષ્ટિ હોય, ત્યાં સર્વત્ર છે.'

ગુલાબસિંહ આ ઉદ્‌ગારથી વિરમ્યો. અભેદ્ય એવા દિગંતમાં થઈ એની દૃષ્ટિ બંદીખાનાના અંધકારની સૃષ્ટિમાં વિચરતાંવિચરતાં પોતાના બાળક ઉપર ઠરી. ફીકી પડી ગયેલી માતાના ખોળામાં તે ઊંઘતું હતું. ઊંઘતા આત્મા સાથે યોગીના આત્માએ વાત કરવા માંડી : 'મારી ઇચ્છા એ જ જો મારું પાપ હોય તો ક્ષમા કરજે. મારી દૃષ્ટિ જે દિવ્યમાં દિવ્ય ભવિષ્ય જોઈ શકે છે તેને માટે તને સજ્જ કરવાના સ્વપ્નથી જ મારી બધી પ્રવૃત્તિ થતી હતી. શરીર જેમ રોગથી વેળાસર સુરક્ષિત થાય છે, તેમ આત્માને સર્વ પ્રકારની અનાત્મવાસનાથી સુરક્ષિત રાખી, તને એક ભૂમિકાથી બીજી ભૂમિકા, બીજીથી ત્રીજી એમ સપ્તભૂમિકા પાર લઈ જઈ, જે અનંત અનિવાર્ય, અવર્ણ્ય આનંદ અભેદાનુભવીઓ ભોગવે છે તે ભોગવાવવો; તારા એ પ્રકારના ઉલ્લાસ દ્વારા તારી માતાના અને મારા આત્મા વચ્ચે અભેદ સંબંધ સાધવો; એ મારી આશાનું સ્વપ્ન હતું. એ સ્વપ્ન તે સ્વપ્ન જ હતું—

એથી અધિક હતું નહિ! મરણની સમક્ષ આવી પહોંચતાં મને હવે સમજાય છે કે જ્ઞાન અને આનંદની દીક્ષા તો મરણના દ્વારમાં થઈને પાર નીકળ્યા પછી જ મળે છે, મારા વહાલા પ્રવાસી! એ દ્વારની પાર હું તમારી બંનેની રાહ જોઈશ.'

મત્સ્યેંદ્ર **मृत्योः स मृत्युमाप्नोति योऽत्र नानेव पश्यति ।** એ શ્રુતિના અનુભવમાં નિમગ્ન હતા, તેવામાં નચિકેતાનું અને પછી પોતાના શિષ્યમિત્ર ગુલાબસિંહનું ભાન થતાં જ ઝટ ચમકયો, અને સમજ્યો કે ગુલાબસિંહ મને કાંઈક કહે છે: 'આ દુનિયામાંથી તો હવે તને હમેશ માટે છેલ્લો નમસ્કાર કરું છું. તારો આ એકનો એક મિત્ર પણ તારી પાસેથી જાય છે. તારું વૃદ્ધત્વ બધાંના યૌવનની પાર રહ્યું છે અને કલ્પાંતે પણ તું અમારી રાખ ઉપર વિચાર કરતો ને કરતો જ બેઠો હશે. અભેદ અજ્ઞાનભૂમિમાં હું મારી સ્વતંત્ર ઇચ્છાથી જ પ્રવેશ કરું છું; છતાં કલ્પરાત્રિ પછી સૃષ્ટિકલ્પના સૂર્યપ્રકાશની પેઠે મરણ દ્વારા જ જીવનને અનુભવું છું. જેમને માટે હું આ શરીરને ત્યજવા તત્પર થયો છું તે જે સમયે મને આવી મળશે અને એમ અનંત યૌવનનો નિત્ય આનંદ અમે અનુભવીશું, તે સમય પર્યંત હું સમાધિના નિગૂઢ વૃત્તિનિરોધમાં એમનું સામીપ્ય અનુભવી સુખી રહીશ. છેવટ પણ મને ખરી કસોટી અને ખરી પારગીતરણી સમજાઈ છે. મત્સ્યેંદ્ર! તારાં રસાયન અને અમૃત ઢોળી નાખ, વર્ષોનો બોજો તારે માથેથી દૂર ફેંકી દે, આત્મા ગમે ત્યાં ભટકે તોપણ સર્વનો જે સર્વમય અનંત આત્મા તે જ્ઞાનીને કદાપિ ત્યજતો નથી જ. સુરેશ્વરે ખરું જ કહ્યું છે:'

**तीर्थे श्वपचगृहे वा नष्टस्मृतिरपि परित्यजन्देहम् ।**
**ज्ञानसमकालमुक्तः कैवल्यं याति हतशोकः* ॥'**

---

* તીર્થમાં, ચાંડાલના ઘરમાં, સ્મૃતિરહિત દશામાં, ગમે તે રીતે [illegible] તોપણ જ્ઞાન થવાની ક્ષણમાં જ તે મુક્ત હોઈ શોકમાત્રથી [illegible] થઈ, કૈવલ્ય અનુભવે છે.

# ૧૨ : પ્રેમનું સ્વાર્પણ

રાત્રિ ઘણી ગઈ હતી, પણ તે સમયે કાફૂર કાજી અને તેના બે સલાહકારો એકાંતમાં વિચાર કરવા બેઠા હતા. જે બે માણસો અત્યારે કાજીની પાસે બેઠા હતા, તેમાંનો એક કાજીના આગળ ફરિયાદી તરીકે કામ ચલાવનારો અને એક કાજીની સજાનો અમલ કરનાર લશ્કરી અમલદાર હતો. પ્રાતઃકાળ થતાં જે કરવાનું ઠરેલું હતું તે શી રીતે પાર પાડવું, કેવો બેત કરવો, રજપૂતોને કેવી રીતે દબાવી રાખવા અને એકદમ સો માણસોને તુરત જલ્લાદને સ્વાધીન કરી દેવા માટે શી તદબીર કરવી; એ વાતો ઉપર આ ત્રણે જનનું ચિત્ત પરોવાયું હતું. છેક સાયંકાળે જ બાદશાહ તરફથી એમ કહાવવામાં આવ્યું હતું કે આંખો ફોડી નાખી બંદીખાનામાં પૂરી રાખેલા પૃથુરાયના સામર્થ્યનું અદ્‌ભુત પરાક્રમ જોવાનો દિવસ પણ આવતી કાલે સાંજે ચાર ઘડી દિવસ હોય તે વખતનો ઠરેલો છે ને તે સમયે કાંઈ પણ તોફાન ન થાય તેનો બંદોબસ્ત રાખવાનો સર્વને, અને વિશેષ કરી જે લશ્કરી અમલદાર આ મસલતમાં સામેલ હતો તેને, હુકમ છે. સૂર્યોદય સાથે જે દિવસનો આરંભ થવાનો હતો તે દિવસે મુસલમાની રાજ્યસત્તાનો છેવટનો નિર્ણય થવાનો હતો. રાજકીય વિહ્‌વળતા ઉપરાંત પોતપોતાના સ્વાર્થની, પોતપોતાના જાનમાલની, અનંત પ્રકારની ચિંતાની વિહ્‌વળતા પણ અત્યારે નિદ્રા લેતા જનોનાં સ્વપ્નને વિકરાળ બનાવી રહી હતી. આ સ્થાને મળેલા આ ત્રણ જણના મનને મહાકલેશ ઉપજાવી રહી હતી. કાફૂરના મનમાં ધીમેધીમે નવા વિચારો સ્થાન પામ્યા હતા. બાદશાહની પ્રીતિ સંપાદન કરવા ઉપરાંત પણ તે વિચારોએ પોતાનો પ્રભાવ લંબાવ્યો હતો. બાદશાહને સંતાન ન હતું ને તેમાં જ તેની આશા હતી. એમ હોવાથી કાર્ય કરવાની આતુરતા વૃદ્ધિ પામી હતી, હૃદય વધારે સખ્ત થયું હતું, બુદ્ધિ વધારે ક્ષીણ થઈ હતી. જે લશ્કરી અમલદાર એની સામે બેઠો હતો તે દારૂડિયો, તોફાની અને ચોરલોકોનો મુખ્ય હોવાને લીધે પ્રથમ છૂપા હેર લોકોના વર્ગમાં દાખલ

આઈ છેવટે આ હોદ્દે ચઢેલો હતો. અવિચારિતાનીજ તે મૂર્તિ હતો. જે કામ ચલાવનાર અમલદાર તે તો હાફુલીરાયના ખાસદારનો સાળો હતો, અને કાવતરાંથી બંદા સાથે મળી જઈ પોતાના માલિકને આડે રસ્તે ઉતારી, આટલે દરજ્જે ચઢયો હતો. ઉચ્ચતા, ઉત્તમત્તા કે પ્રામાણિકતાને તે ઓળખતો ન હતો. કાફૂરના હાથમાં બંને સારાં હથિયાર હતાં.

કાફૂરે દીવાની બત્તીને જાગતી કરી અને વાત આરંભી: 'બિરાદરો! કાલે જે કામ કરવાનાં છે તેની યાદી બહુ લાંબી જણાય છે. બાદશાહનો હુકમ બધાં–સોએ કામ કાલેજ પૂરાં કરવાનો છે.'

'એમાં શી ફિકર છે' કામ ચલાવનારે કહ્યું: 'બધાંને એકસામટાં જ કાઢી નાખીશું. જે પંચને બેસાડવાના છે તેમને કેમ સમજાવવા તે તો મને આવડે છે. જેમ કામ ઘણાં તેમ આપણે કામ ઓછું.'

'તમે બધાંનાં માથાં ઉડાવી દેવાનો હુકમ કરી દો.' લશ્કરી સિપાઈ બોલી ઊઠ્યો. 'એટલે પછી તમારે શી ફિકર છે? કોઈ પ્રકારની કાળજી રાખશો નહિ.'

કાફૂરે કહ્યું: 'ભાઈ! કાલે તમે સાવધાન રહો તો સારું'—પણ આટલું સાભળતાંજ પેલા લશ્કરી અમલદારનું લોહી તપી ગયું. 'શું હું દારૂડિયો છું!' કહી તેણે પોતાની તલવાર ઉપર હાથ નાખ્યો અને શહેરના હિમાયતી પેલા કામ ચલાવનારે વચમાં પડી જેમતેમ સમાધાન કર્યું. કાજી અને સેનાપતિ સલામઆલેકુમ કરી પાછા શાંત થયા અને સેનાપતિ સર્વ વાત સમજી લઈ પોતાના મુકામ તરફ જવા નીકળ્યો. કાજીના મકાનની બહાર, ઘોડો આવી પહોંચે ત્યાંસુધી આ દારૂડિયો આમતેમ ટહેલતો હતો, તેવામાં એક ખૂણામાં લપાઈ રહેલા કોઈ અજાણ્યા માણસે આવી સલામ કરીને તેને કહ્યું: 'આખા હિંદમાં શાહબુદીન મહમૂદથી બીજે દરજ્જે આપ વિના કોઈ નથી.'

'અહો! ખરી વાત છે; પણ પોતાના ગુણ પ્રમાણે સર્વની કયાં કદર છે?

'આપનો પગાર પણ આપના કામ અને દરજ્જાને યોગ્ય નથી.'

'બેશક, એમજ છે; પણ તારે તેનું શું કામ છે?'

'મારી પાસે અત્યારે તો એક હજાર સોના મહોર છે, જો તમે મને એક વાત માગી આપો તો તે તમને આપી દઉં.'

'માગ, તને કોઈ લુચ્ચાએ હેરાન કર્યો હશે, તેને ઉડાવી દેવો છે, એ જ કે કાંઈ બીજું છે?'

'ના, એમ નથી; કાજીસાહેબ ઉપર આટલી ચિઠ્ઠી લખી આપો.' એમ કહેતાં પેલા માણુસે કાગળ, ખડિયો ને કલમ રજૂ કરી દીધાં, ને લખાવ્યું: 'આ માણુસને મળજો ને એ માગે છે તે આપી શકાય તો આપજો, એથી મારા ઉપર ઉપકાર થશે.' ચિઠ્ઠી લઈને પેલા અજાણ્યા માણુસે સોનામહોરો આપી, તે સાથે સેનાપતિ ઘોડે ચડી ચાલતો થયો.

બહાર આ પ્રમાણે બન્યું તે સમયે કાજીના મકાનમાં પ્રત્યેક કામના તહોમતદારનું નામ જોઈ તેના ઉપર શો આરોપ છે ઇત્યાદિ તપાસ થતી હતી. બંદાનું નામ એ યાદીમાં આવતાં કાફૂરે કહ્યું: 'એ લુચ્ચાના ઉપર મારી આંખ ઘણા દિવસથી બેઠેલી હતી, છેવટે પકડાયો તેથી મને બહુ ખુશી થઈ. કામ ચલાવનાર અમલદારે થોડાંક બીજાં નામ જોઈ કહ્યું: 'કાજી સાહેબ! આ યાદીમાં એક ઓરતનું નામ છે, એના ઉપર કાંઈ આરોપ નીકળતો નથી.' કાજીએ કહ્યું: 'ગમે તેમ હોય, પણ આપણે શું કરી શકીએ? બાદશાહનો હુકમ સખ્ત છે, સોના નવ્વાણું કરવાનો આપણને અખતિયાર નથી.'

આ પ્રસંગે જ સેનાપતિની ચિઠ્ઠી માણુસે આવીને આપી, એટલે તે જોઈ કાજીએ કહ્યું: 'અય પરવરદિગાર! તારી શી મહેરબાની છે! આવવા દે, એ માણુસને આવવા દે, એના આવવાથી કદાપિ આ ઓરતને બદલે એક માથું મળી શકશે.' પરદેશી ઓરડામાં દાખલ થયો તે જ વખતે કામ ચલાવનાર અમલદારે કાજીની રજા લીધી ને પોતાના ઘર તરફનો માર્ગ પકડ્યો.

અજાણ્યા પરદેશીએ કાજીની સન્મુખ હાથ જોડી વિનતિ કરી: 'આપને મારું સ્મરણુ નહિ હોય; એક અલ્લાહની બધી ઓલાદ છે, બધે ભાઈચારો જ પ્રવર્તાવવાનો છે, એવી આપ વાતો કરતા હતા. જલ્લાદ અને દેહાંત દંડની નિંદા કરતા હતા. અંબરમાં આપણે મળ્યા તે પછી આપ અલ્લાહના પક્ષને પસંદ કરતા થયા; તેનું આપને સ્મરણુ નહિ હોય. આપના

ઉપર મારાથી કાંઈ ઉપકાર થતાં આપે કહ્યું હતું: 'કોઈ સમયે મારા જીવથી પણ તારું કામ થતું હોય તો યાદ કરજે' એનું પણ આપને સ્મરણ ક્યાંથી હોય?'

કાજીએ આવું કહેનારની આકૃતિ ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ કરી કહ્યું: 'મને તારું કાંઈક ઓળખાણ પડે છે ખરું. જે વાતો હું કરતો હતો તે તો કામ પડતા પહેલાંની વાતો જ હતી, જ્યારે કામ પડે છે ત્યારે ખબર પડે છે કે શું કરવું યોગ્ય છે ને શું નથી; તારો ઉપકાર મને યાદ છે, પણ બાદશાહનો હુકમ બહુ સખ્ત છે, એટલે હાલ મારો ઉપાય નથી.'

'તમારી પાસે હું કોઈને માફી અપાવવા આવ્યો નથી, મારે તો એક જીવને માત્ર એક દિવસ જ વધારે જીવવા દો એટલું માગવાનું છે.'

'પણ આવતી કાલે સોની સંખ્યા નક્કી થયેલી છે, તેમાં મારાથી ફેરફાર થઈ શકે એમ નથી.'

'ફેરફાર કે કમીજાસ્તી કરવાનું પણ હું માગતો નથી. શાંત થઈ સાંભળો. તમારી યાદીમાં એક નિરપરાધી અબળાનું નામ છે. એનું યૌવન, એનું નિર્દોષપણું, તમને પણ એના ઉપર શિક્ષાનો હુકમ કરતાં દયા ઉપજાવશે. એવી કુલીન અબળાને આવતી કાલે હજારો લોકો ભેગા મળશે ત્યાં ઊભી કરવી એ તેની લાજ લૂંટવા જેવું છે.'

'તારું કહેવું યોગ્ય છે.' પરદેશીની આંખ ઉપરથી પોતાની આંખને દૂર ખેંચી લેવાનો વ્યર્થ પ્રયત્ન કરતા કાજીએ કહ્યું: 'પણ મને જે હુકમ છે તેમાં કાંઈ ફેરફાર થઈ શકે તેમ નથી.'

'ગરદન મારવાની સંખ્યામાં ફેરફાર થાય એમ નથી, તો હું એ અબળાને બદલે બીજું માણસ તમને આપું, પછી કાંઈ છે? એવો માણસ આપું કે જે તમને અને તમારા બાદશાહને ઉડાવી દેનાર મોટા કાવતરાની બધી હકીકત કહી શકે. એ જે કહેશે તેની સાથે સરખાવતાં તમારા નવ્વાણુએ ગુનેગારનાં માથાંની કિંમત કાંઈ જ નથી.'

'એમ હોય તો વાત જુદી છે. એટલું જો તું કરી શકે તો એ સ્ત્રીની તપાસ એક દિવસ મુલતવી રાખીશું. એને બદલે કોણ આવે છે તેનું નામ દે.

'તમારી સામે જ તે ઊભેલો છે.'

'તું જ! ને તું જ અત્યારે, એકલો, આવી દરખાસ્ત કરવા આવ્યો છે! રે બેવકૂફ! તું ઠીક સપડાયો છે. હવે તને હું જવા દેનાર નથી, એકને બદલે બન્નેનો હું હવે ભોગ લઈશ'

'એમ પણ તમે કરી શકશો, પરંતુ મારું મોં ઊઘડે નહિ ત્યાં-સુધી મારી ગરદનની કશી કિંમત નથી. માટે શાંત થાઓ, ચૂપ બેસો, હું આજ્ઞા કરું છું કે બેસો.' આટલું કહેતાંની સાથે જ કાજી સ્તબ્ધ થઈ ગયો અને ગાદી ઉપરથી ઊભો થયો હતો ત્યાં જ પાછો બેસી ગયો.

'મને બંદીખાનામાં મોકલો, તમારી યાદીમાં મારું નામ દાખલ કરો અને ગુલાબસિંહ એ નામથી મારા ઉપર કાલે કામ ચલાવો. તે વખતે જો હું તમને જાણવા જેવી વાતો ન કહું તો જે સ્ત્રીને બચાવવા આવ્યો છું તેને તમારી નજરમાં આવે તે કરજો. તે સ્ત્રીને બચાવવાની પણ મારી માગણી ક્યાં છે? હું તો તેને માટે માત્ર એક દિવસની મુદત જ માગું છું. બંદીખાનાના દરવાન ઉપર મને દાખલ કરવાનો અને એ અબળાને એક દિવસ વધારે રાખી મૂકવાનો હુકમ લખો. હું મારે હાથે તે લઈ જઈશ. હું જે કહેવાનો છું તેમાંનું એટલું તો તમને કહેતો જાઉં છું કે હિંદુ મટી લોભને વશ થઈ, મુસલમાન થનારનું નામ પણ ગરદન મારવા ઠરાવેલા માણસોની યાદીમાં દાખલ હોવું જ જોઈએ. કોની પાસે છે, ક્યાં છે, કેમ છે, તે તો કાલે જ કહીશ.'

કાજીના સાંધા નરમ થઈ ગયા. ગુલાબસિંહની દૃષ્ટિનો પાશ વજ્ર જેવો અનિવાર્ય થઈ પડ્યો અને તેણે લખાવ્યો તે પ્રમાણેનો હુકમ તુરત કાજીએ લખી આપ્યો ને કહ્યું: 'જો ભાઈ! મેં તારા અપકારને બદલે ઉપકાર કર્યો; મેં મારું વચન પાળ્યું. ભલા માણસ! મને તું કોઈ બેવકૂફ જણાય છે, કોઈક ધૂનમાં ગાંડો થઇ ગયો લાગે છે. તારા જેવા મૂર્ખ લોકને એકાદ મૂર્ખ બાપ, બેટા કે બાયડીને બચાવવા મથતો જોઈ મને દયા આવે છે.'

ગુલાબસિંહે જતાંજતાં કહ્યું: 'ખરેખર કાજી સાહેબ! હું કોઈ એક ધૂનને તાબે થયેલો મૂર્ખ જ છું.'

'અરે ઓ ગાંડા! જરા પાછો આવ. તું કાલે જે કહેવાનો છે તે અત્યારે

જ કહી નાખ. તું પોતે અને તારી એ સ્ત્રી કે જે હોય તે બન્ને વધારે મુદત પામશો એટલું જ નહિ, વખતે માફીમાં દાખલ થઈ શકશો.'

'તમારી કચેરી વિના બીજે ક્યાં ય હું કહેવાનો નથી. ખોટું કહીને તમને છેતરવા ઇચ્છતો નથી. હું કહીશ તેથી તમને ફાયદો થવાનો થોડો જ સંભવ છે; કેમકે હું જે સમયે તમને ભયનાં વાદળાંનું દર્શન કરાવીશ તે જ સમયે તેમાંથી વજ્રપાત થવાનો સંભવ છે.'

'બસ; જા, તારું જ સંભાળ. બેવકૂફ! ગાંડા! તારા જેવા લોક હઠીલા હોય છે તે હું જાણું છું; માટે તારી સાથે માથાકૂટ કરવામાં લાભ દેખાતો નથી. કાલે તને જ પસ્તાવો થશે કે આજ કહ્યું હોત તો સારું થાત.'

'ભલે,' શાંત મુખમુદ્રાથી ગુલાબસિંહે કહ્યું.

'પણ યાદ રાખજે, મેં તો એક દિવસની મુદત જ આપી છે, માફી આપી નથી. તું મને જે સંતોષ કાલે આપશે તે પ્રમાણે એ બાઈને કાલને માટે જિવાડવી કે નહિ તેનો ફેંસલો થશે; મારે તને સ્પષ્ટ રીતે કહેવું જોઈએ માટે કહું છું કે મૂઆ પછીથી તું પલીત થઈને મારી પૂંઠે ન લાગે.'

'ફિકર નહિ, એ જ મેં માગ્યું છે. એક દિવસ પછી શું થશે તેનો ઇન્સાફ અને અંત અલ્લાહના હાથમાં છે.'

## ૧૩ : બંદીખાનું

ન્યાયાસન આગળ ઇન્સાફ થયા વિના જ જેના ઉપર ગરદન મારવાની સજાનો ઠરાવ થઈ ચૂક્યો હોય તેવાં વિના બીજાં કોઈ માટે બંદીખાનાના દરવાજા ઊઘડતા નહિ. રમા એ બંદીખાનામાં જ હતી. ગુલાબસિંહથી વિખૂટી પડ્યા પછી એની બુદ્ધિ પણ બહેર મારી ગઈ હતી. તર્કવિલાસની સુંદર ભવ્યતા, ઉત્તમ પ્રતિભાના ફળરૂપ નહિ તો કુસુમરૂપ તે ચમત્કૃતિ; નવાનવા વિચારોની ધારા જેમાંથી મહાત્મા ગુલાબસિંહ પણ કાંઈક નવું ને નવું જ અનુભવતો, તે બધું અત્યારે જતું રહ્યું હતું, નિર્મૂળ થઈ ગયું હતું; કળીઓ કરમાઈ હતી, ઝરો સુકાઈ ગયો હતો. સ્ત્રીત્વ કરતાં અધિક એવા જે અવર્ણ્ય ભાવમાં તે વિચરતી, ત્યાંથી અત્યારે તો તે બાલત્વ કરતાં પણ ન્યૂન

એના કોઈ ભાવમાં ઊતરેલી જણાતી હતી. હૃદયમાં નવો રસ પૂરનાર ગયો, તેની સાથે રસ પણ ગયો, પ્રતિભા પણ પાછળ રહી ગઈ.

ઘરમાંથી બહાર ખેંચી આણીને મને આ પ્રકારે કેદમાં શા માટે રાખી છે તેનું રમાને ભાન હતું. એની કાંતિ, નિર્દોષ કાંતિને જોઈ જે માણસો બંદીખાનામાં પણ, એની આસપાસ ભેગાં થઈ, શોકાર્ત દૃષ્ટિથી એના સામું જોઈ રહેતા, આશ્વાસનનાં વચનો ઉચ્ચારતા, તે સર્વનો અર્થ એના સમજવામાં હતો નહિ, જે ગુનેગાર ઠરે તે તો ખરાબ જ હોય એમ માની જેમના ઉપર આજ પર્યંત પોતે તિરસ્કારની દૃષ્ટિ રાખતી તેને એ જોઈને આશ્ચર્ય લાગ્યું કે આવાં દયાર્દ્ર અને પ્રેમાળ માણસ,—ભવ્ય અને વિશાળ ભાલવાળાં, શૌર્યયુક્ત પણ મૃદુ વદનવાળાં માણસ—દેહાંતદંડની શિક્ષાને યોગ્ય ગુનેગાર ઠરી શક્યાં છે! પણ જે ક્રૂર અને નિર્દય નીચ લોકોએ એને એના ઘરમાંથી બહાર તાણી કાઢી હતી; એની પાસેથી એના બાળકને પણ છીનવી લેવાનો યત્ન કર્યો હતો; અને જેમને એના ફફડતા પણ કાંઈ પણ બોલવાને અશક્ત એવા હોઠ જોઈ માત્ર હસવાનું જ મળ્યું હતું, તે લોકો અત્યારે જગત ઉપર ઈશ્વરની આજ્ઞા ચલાવવાનો દાવો કરનારા, અધિકારના માનીતા, શુદ્ધ, ઉત્તમ, નાગરિકો હતા—કાયદાનો અમલ કરનારા હતા. અહો માનુષીબુદ્ધિ! તારા નિશ્ચયો આવા જ હોય છે! વાદળના રંગની પેઠે બદલાતી અને નિંદામાં નિતાંતમગ્ન રાક્ષસી! તારા કાળા કુતર્કની જાળ આવી છે!

એ સમયનું બંદીખાનું પણ ગંદું તેમ આનંદી હતું. જે સ્મશાનનો એ રસ્તો હતો તેની પેઠે એમાં પણ નાત, જાત કે કુલ, અધિકાર, વિદ્યા કશાનો તફાવત માનવામાં આવતો ન હતો. માણસ-માણસની વચ્ચે જે જુદાઈ છે તે દૂર કરવાના ઉપદેશનું પ્રત્યક્ષ ફળ ત્યાં જ જણાતું હતું. ત્યાં ક્ષત્રિય, મુસલમાન, બ્રાહ્મણ, શૂદ્ર, અવિદ્વાન, અમલદાર કે ગુલામ સર્વને એકસરખી રીતે રાખવામાં આવતા હતા. સરખો ખોરાક ને સરખો ધર્મ સર્વને આપવામાં આવતો હતો; છતાં આવા અંધકારમાં પણ આ અબળાને અને એના બાળકને સર્વ માન આપતા હતા, એને માટે જ માન કરતા હતા, એને સહાય થવા આતુરતા રાખતા હતા.

એક વૃદ્ધ સંન્યાસીએ પૂછ્યું : 'બેટા ! તને શા માટે અહીં આણી છે ?'

'હું જાણતી નથી.' રમાએ ઉત્તર આપ્યો.

'શા માટે આણી છે તે જો તું ન જાણતી હોય, તો તો ખરેખર તારે છેવટમાં છેવટની સજાની આશા રાખવી.'

'મારા બાળકનું શું થશે ?'

'તેને તો જીવતું રહેવા દેશે.'

'અરેરે ! આટલા માટે ! કેદખાનામાં માબાપ વિના ભટકવા માટે !' રમાના હૃદયમાં આર્તધ્વનિ થવા લાગ્યોઃ 'આ એના પુત્રને મેં ઉગારી આણ્યો ! ગુલાબસિંહ ! ઊંડામાં ઊંડા વિચારમાં પણ એ વાત કદી આણીશ નહિ કે મેં તારા પુત્રનું શું કર્યું ?'

રાત પડી, કેદીઓનું ટોળું જાળી આગળ ભરાયું, સવારે કોનેકોને ગરદન મારવાનાં છે તેનાં નામની યાદી વંચાઈ. રમાનું નામ તેમાં હતું. પેલો વૃદ્ધ સંન્યાસી જે મરવાને સારી રીતે તત્પર છતાં હાલ તુરત તો બચી ગયો હતો, તેણે આ યુવતીના માથા ઉપર હાથ મૂકી તેને આશીર્વાદ આપ્યો અને ધીરજ ધરવાનો ઉપદેશ કર્યો. સંસારની પાર ઊતરેલા આ મહાપુરુષના હૃદયમાંથી પણ અશ્રુધારા વહેવા લાગી. પોતાનું નામ પેલી યાદીમાં સાંભળી રમાને આશ્ચર્ય લાગ્યું, પણ રોવું આવ્યું નહિ. આંખો નીચી ઢાળી, હાથ છાતી સરસા દાબી રહી, પોતાનું નામ આવ્યું ત્યારે માથું નીચું નમાવી, બાજુ ઉપર થઈ ગઈ; પણ તુરત જ એક બીજું નામ પોકારવામાં આવ્યું, તુરત જ રમાને જોવા માટે કે નામ સાંભળવા માટે કોઈ માણસ હમણાં જ એની પાસે આવી છૂપી રીતે ઊભો હતો તેના મોંમાંથી એક કારમી ચીસ નીકળી ગઈ. રમા ચમકી ને જોવા લાગી તો બંદો ! આટલો સમય વીત્યા છતાં પણ એણે એ આકૃતિને ઓળખી. બંદાએ પાછું મોઢું ઠેકાણે રાખી લીધું અને એની સ્વાભાવિક પિશાચ-પ્રકૃતિને અનુકૂળ તે બોલ્યો : 'ઓ નાઝનિન્ ! કબરમાં તો આપણે ખસૂસ સાથે જ સૂઈશું.' એમ કરી હસતોહસતો તે ચાલી ગયો અને પોતાની કોટડીમાં જઈ ભરાયો.

રમાને તેની અંધારી કોટડીમાં લઈ જવામાં આવી. એનો કુમળો બાળક

હજી એની પાસે રહેવા દેવામાં આવ્યો હતો. એ બાળકને આ ભયંકર વર્તમાનની ખબર પડી ગઈ છે એમ રમા માનતી હતી. કેદખાનામાં આવતાં તે જરા યે રોયો કે કકળ્યો ન હતો. રક્ષકોનાં વિકરાળ મુખ અને આયુધના ઉપર તેણે જરા પણ સંકોચાયા વિના દૃષ્ટિપાત કર્યો હતો. હમણાં પણ એણે પોતાની માતાને ગળે બે હાથ ભેરવી અસ્પષ્ટ અને મધુર કાલઘેલમાં જ જાણે આશ્વાસન અને પરમાનંદપ્રાપ્તિના વચનો કહેવા માંડ્યાં હતાં. ખરેખર એ વચનો આનંદનાં જ હતાં; કેમકે એ શબ્દોનો ધ્વનિ કાનમાં પડતાં રમાના મનમાંથી ભયમાત્ર નીકળી ગયો અને એનો આત્મા કોઈ એવો વિસ્તાર પામતો એને લાગ્યો કે જેમાં ભૂત અને ભવિષ્ય એક થઈ ગયેલાં જણાયાં. પોતે અને પોતાનો પતિ તથા આ બાળક એક જ વિભૂતિના પ્રવર્તક છે એમ અનુભવાયું, અને સ્વરૂપલાભની અતુલ તૃપ્તિમાં દેશકાળ તેમજ પોતે એ સર્વનું ભાન જતું રહ્યું. જે ગૂઢ મહામંત્ર ગુલાબસિંહે એને કોઈ અલૌકિક પ્રેમવિનોદના ઉપદેશને સમયે બતાવ્યો હતો, તેનું એને તુરત સ્મરણ થયું, અને તેના ઉપર આંતરદૃષ્ટિને ઠરાવી, અંતરાત્મામાં અનર્ગળ શાંતિનો પ્રકાશ એણે અનુભવવા માંડ્યો. કેદખાનાની દીવાલો અને આગળા, ફાંસીનાં લાકડાં કે જલ્લાદની તલવાર આત્માના વિશ્વાસને અટકાવી કે મારી શકતાં નથી, તેનો પ્રકાશ સર્વત્ર પ્રસરે છે. અસીમ શાંતિ વિસ્તારે છે.

પાસેની જ કોટડીમાં બંદો, નાસ્તિક બંદો, ઉદાસીન થઈ મહાક્લેશમાં પડ્યો છે; છતાં એને મોતની દરકાર નથી. મોત પછી કાંઈ નથી એમ માની એને અત્રે કરેલા કર્તવ્યનો પશ્ચાત્તાપ નથી. પશ્ચાત્તાપ તો જેને કોઈ સદ્વાસનાની હાનિ થઈ લાગે તેને થઈ શકે છે, પણ આ પુરુષ તો સત એવી કોઈ વાતને જ ઓળખતો ન હતો. વિશ્વાસ અને આત્મબળથી ઉધ્ધૃત જ્ઞાનીની મરણપથારી કરતાં નાસ્તિકનું અવસાન ત્રાસદાયક થાય છે. ઉદાસીનતાના ઉદ્વેગમાં બંદો અત્યારે હોઠ પીસી, અંધકારમાં જ દૃષ્ટિ પરોવી રહ્યો હતો: બધે અંધકાર જ છે, અંધકાર ને અંધકાર ઠેઠ વ્યાપનાર છે, એ વિચારમાં કાંઈ છેડો ન જડવાથી મૂંઝાતો હતો, અને કબરની ધૂળમાં સડી ગયા પછી કાંઈ નથી એમ માનવામાં વ્યર્થ આશ્વાસના

ધતો હતો.

'જગા કરો, જગા, કહીં પણ એકાદ કોટડીમાં જગા જોઈએ એ; એક વધારાનો માણસ આ કસાઈખાનામાં દાખલ થયો છે!' દરવાને થમાં બત્તી લઈ આગળ ચાલતાં કોઈ એક અજાણ્યા પરદેશીને અંદર ખલ કર્યો તે જ વખતે પેલાએ તેના હાથમાં એક હીરાની વીંટી મૂકી ાં કહ્યું: 'આ ઠેકાણે સો માણસો પૂરેલાં છે; પ્રત્યેકના માથાની કિંમત જાર અશરફી ગણશે તો તેથી પણ આ વીંટીનું મૂલ્ય વધારે છે.' દરવાન રા થોભ્યો, દીવાને અજવાળે વીંટીને ધરી તો દીવો ઝાંખો થઈ ગયો; સર જાદુ જેવી થઈ. અરે માણસ! તને પ્રેમ નથી, દયા નથી, પશ્ચા- ાપ નથી, પણ હજી લોભ તારા ઉપર રાજ્ય ભોગવે છે! દરવાન પેલા ાણસને લઈને ચાલ્યો અને જે બારણાં ઉપર તેણે ગરદન મારવાની નિશાની ી રાખી હતી ત્યાં આવી ઊભો. નિશાની ભૂસી નાખી; કેમકે અંદરના ોને એક દિવસની મુદત મળી હતી; તાળું ઉઘાડ્યું, પેલો માણસ બત્તી ઈ અંદર દાખલ થઈ ગયો.

## ૧૪: અસમાન પ્રેમનું ઘરસૂત્ર

એ સમયે રમા બે હાથ જોડી કોઈ અવર્ણ્ય ધ્યાનમાં નિતાંતગ્રસ્ત તી. બારણાં ઊઘડ્યાં તે એણે જાણ્યું નહિ. ભૂમિ ઉપર લાંબો કાળો ડછાયો પડ્યો તે એણે ભાળ્યો નહિ. પ્રિયતમનું સામર્થ્ય, તેનામાં રહેલો ાદુ, સર્વે જતાં રહ્યાં હતાં, પણ રમાના નિર્દોષ હૃદયે પ્રથમપહેલાં જે ત્રનું બળ અનુભવ્યું હતું તે કસોટીના અને નિરાશાના સમયોમાં તેને દાપિ ત્યજતું ન હતું. જે સ્વર્ગ પર્યંત પહોંચવા પોતે મિથ્યા ફાંફાં મારે , ત્યાંથી એક હવાઈની પેઠે ઊંધે માથે જ્યારે પદાર્થવિજ્ઞાન ગબડી પડે છે, યારે પ્રતિભા અને તર્ક ચિતાનાં લાકડાંની સાથે બળીને ખાખ થઈ જાય , ત્યારે બાલવત્ આત્માની આશા સર્વત્ર પ્રકાશ અનુભવે છે. શંકારહિત ર્દોષ શ્રદ્ધા સ્મશાનની પાર સુખને દેખી શકે છે. ઓરડીના છેક આઘેના ૂણામાં તે હાથ જોડી ધ્યાનમાં નિમગ્ન થઈ હતી. એનો પુત્ર પણ

પોતાના સ્મિતવદનને માતાના વદન સામું રાખી સ્થિર થઈ જાણે એના ધ્યાનમાં જ ભાગ લેતો હતો. આ બે જણના ઉપર ફાનસનું અજવાળું પડ્યું, એટલે ગુલાબસિંહ થોભ્યો અને એકી નજરે એમના ઉપર જોઈ રહ્યો. માથાના કેશ છૂટા થઈ નિર્દોષ વદનની બંને પાસ અને પીઠ ઉપર છૂટા રમી રહ્યા હતા; મુખમુદ્રા તેની તે. શાંત, એકાંત, નિર્મળ જણાતી હતી; મીચેલી આંખોમાંથી ઝીણી અશ્રુધારા ટપકતી હતી; પલાંઠી વાળીને એ મૂર્તિ એકાગ્ર પ્રેમભાવનામાં સ્તબ્ધ થઈ રહી હતી. એના આત્મામાં ચાલતી ભાવના ગુલાબસિંહ સાંભળી શકતો હતો: 'વહાલા! આપણે મળ્યાં નહિ, અરે મારા આત્મા! મરણ પછી પણ એ પ્રિયતમના જીવનથી છૂટો ન પડીશ; એની જ પાછળ ફર્યા કરજે, એને જ જોજે, એના જ સુખને સાધજે. અનંત યુગો વહી જાય, અનેક કલ્પ ચાલ્યા જાય, પણ એ પ્રિયતમના આત્માથી જ્યાંસુધી તારો સંયોગ ન થાય, જ્યાંસુધી તારી એકતા ન થાય, ત્યાંસુધી વિખૂટો થઈશ નહિ. ગુલાબસિંહ! આ તારો પુત્ર, કાલે કોને 'મા' કહેશે? કોની છાતી ઉપર રમશે? અરે આત્મા! તું એની પણ સંભાળ રાખજે. પ્રભુ! મને એટલી દૃઢતા આપો; આ પુત્ર કોને બાપ કહેશે? કોણ એને જોશે?'

'રમા! તું પોતે જ, તું પોતે જ એને જોશે, એને સંભાળશે જેને તું ત્યજી ગઈ છે તે જ અત્યારે તારા પુત્રને એની માતા ઉગારી આપવા તારી સમીપ ઊભો છે.'

રમા ચમકી, એ કોનો શબ્દ! પોતાના જેવો જ ગદ્ગદિત કોનો ધ્વનિ! તુરત જ ચમકમાં ને ચમકમાં ઊભી થઈ ગઈ. અમાનુષ કાંતિ અને અક્ષય યૌવન-વાળો એ આ ઠેકાણે મરણગૃહમાં! આ અવસરે!—પેલો રહ્યો, અનેક શંકા, અનેક ભય, સર્વના આવરણને ભેદી તેની પાર પડનાર અખંડ પ્રેમદેવતા પેલો રહ્યો! આ રહ્યો. એ ભયાનક સ્થાનમાં પૂર્વે કદાપિ નહિ સંભળાયેલી એવી એક કારમી ચીસ પડી—આનંદ અને ઉન્માદની તીવ્ર ચીસ પાડી રમા આગળ દોડી અને ગુલાબસિંહને પગે પડી. ગુલાબસિંહ નીચો નમી એને ઉઠાવવા લાગ્યો, પણ એના હાથમાંથી ખસી જવા લાગી. પ્રાચીન પ્રીતિના પ્રસંગોમાં પરિચિત થયેલાં અનેક લાડનામોથી એ એને બોલાવવા લાગ્યો. રમાડવા

આવ્યો, પણ તેના ઉત્તરમાં ડૂસકાં અને અશ્રુ સિવાય તે કાંઈ દર્શાવી શકી નહિ. ગાંડી થઈ ગઈ હોય તેમ, અતિઆવેગથી રમા એના હાથ, એના વસ્ત્રના છેડા, તેમને ચુંબન દેવા લાગી; પણ શબ્દ તો જાણે તેના ગળામાંથી નિર્મૂળ થઈ ગયો હતો.

'ઊંચું જો, હું તને ઉગારવાને અત્રે આવ્યો છું; તારા મધુર વદનનું મને દર્શન નહિ કરાવે? અરે! બેદિલ! હજી પણ મારાથી મોં છુપાવશે?'

'નાસી જા.' એણે છેવટે ભાગેતૂટે શબ્દે કહ્યું: 'હાય, હાય, મારા મનમાં પણ તારે માટે જો ખોટો વિચાર આવ્યો હોય, જો પેલા ભયંકર સ્વપ્ને મને ઠગી હોય, તો બેસ, મારી સાથે બેસ; અને આ બાળકને માટે શિવનું સ્મરણ કરી આશીર્વાદ યાચ. એમ કહેતી એકદમ ઊભી થઈ ગઈ અને બાળકને બે હાથે લઈ, ઊંચું કરી, બોલી: 'હું મારી જાતને માટે નાઠી ન હતી, પણ—'

ગુલાબસિંહે કહ્યું: 'બસ, તારા ઘેરાઈ ગયેલા અને વ્યગ્ર હૃદયમાં જે ભાવો ચાલી રહ્યા છે તેમને હું યથાર્થ રીતે સમજું છું. જો તારો પુત્ર પણ એક દૃષ્ટિપાતથી જ તે સર્વનો કેવો ઉત્તર આપે છે?'

અને ખરેખર એ જ ક્ષણે એ વિલક્ષણ બાળકનું વદન પણ મૌન છતાં અગાધ આનંદથી રક્ત થઈ રહ્યું હતું. જાણે એના જનકને તે ઓળખતું હોય એમ તે એને ગળે લટકી પડયું. બળેબળે ત્યાં ભરાયું, ત્યાં રહી રમાના ઉપર દૃષ્ટિ કરી હસવા લાગ્યું.

'બાળકને માટે શિવનું સ્મરણ કર!' ગુલાબસિંહે કહ્યું: 'તું જાણતી નથી કે મારા જેવી વાંછના રાખનાર આત્મા સર્વદા શિવમય જ રહે છે?' આટલું કહી એની પાસે બેસી એણે પોતાના ગુપ્ત, પવિત્ર, રહસ્યમય, જીવનની કેટલીક વાતો રમાને સમજાવવા માંડી. જે ભવ્ય અને અગાધ શ્રદ્ધામાંથી જ્ઞાન ઊપજે છે, જે શ્રદ્ધા સર્વત્ર પરમાત્માને જ દેખી જે જે મર્ત્યભાવ ઉપર પણ દૃષ્ટિ કરે છે, તેને અમર બનાવી લે છે; તે વિષે તેણે કહેવા માંડયું. જે ઉચ્ચ વાસના, અભિલાષા, જગતના પ્રપંચમાં અને રાજતંત્રની સિદ્ધિઓમાં, યોગના આયાસમાં કે મહાત્માઓના ચમત્કારમાં કશામાં સમાતી નથી, જે આત્માને સ્થૂલતામાંથી જુદો કરી દિવ્ય અપેક્ષા

તાનમાં સ્વદર્શી કરવામાં જ પુષ્ટ થાય છે, ને સ્વાનુભવમાં સ્વરૂપાનુસંધાનને પામે છે, તેનો ભેદ તેણે સમજાવવા માંડ્યો. એમાં જ સિદ્ધિ છે, એમાં જ મંત્ર, તંત્ર, યોગબલ, અનેક સર્વ છે. એના સંકલ્પમાત્ર જ જગતસૃષ્ટિ છે; એમ સમજાવતાં, ભાવનાના બળ વિષે અને શુદ્ધ ભાવનાના ફળ વિષે પણ તેણે ઘણી સમજણ પાડી. **ક્રતુમયઃ પુરુષો ભવતિ ।** એ છાંદોગ્યોપનિષદની શ્રુતિને લઈ તેણે ક્રતુ એટલે ભાવના તે જ પુરુષ છે, ભાવનાનું બળ એ જ સર્વ છે; એ સમજાવવા અનેક યત્ન કર્યા. જે શુદ્ધ પણ ભયકારક દીક્ષામાં સર્વત્યાગથી સર્વમયતા અનુભવતાં આત્મા સ્વરૂપને ઓળખી સર્વમય થાય છે, તેના તત્ત્વનું સૂચન કર્યું. એ બોલતો હતો ત્યારે રમા ઊંચે શ્વાસે સાંભળ્યા કરતી હતી. યદ્યપિ તે સમજી શકતી ન હતી તથાપિ તેને અવિશ્વાસ આવતો ન હતો. એને એકદમ લાગ્યું કે એ પોતાની જાતને છેતરતો હો કે ન હો, આવી ઉગ્ર ભાવનામાં કોઈ બ્રહ્મરાક્ષસ કે પિશાચનો વાસ તો ન જ હોઈ શકે. પોતાની શંકાએ જે આત્માને અન્યાય આપ્યો હતો તેના સામર્થ્યને, બુદ્ધિથી નહિ, પણ હૃદયાનુરાગજન્ય સહજોપલબ્ધિના બળથી તેણે એક અગાધ સમુદ્રના ચળકતા વિસ્તાર જેવું શાંત, ગંભીર અને અસીમ; પણ તેટલા જ આર્દ્ર અને સર્વમય ભાવના દર્શનથી મધુરતાવાળું અનુભવ્યું. છતાં પણ જ્યારે એણે છેવટે કહ્યું કે આવું જે જીવનમાં જીવન અને તેમાં જીવન, સર્વમય જીવન, તેનો અનુભવ તને કરાવવાના સ્વપ્નમાં હું આટલું બધું કર્યા કરતો હતો, ત્યારે તો પુનઃ માયાનું આવરણ રમાના આત્મા ઉપર આવી ગયું, અને એના મૌનભાવમાંથી જ ગુલાબસિંહને સમજાયું કે એ સ્વપ્ન તે સ્વપ્ન જ હતું. વ્યર્થ પ્રયાસ હતો. એની વિદ્યામાત્ર આની પ્રકૃતિ આગળ નિષ્ફળ હતી.

પણ જ્યારે સમાપ્તિ કરતી વખતે, છાતી સરસી દબાવવાથી રમાને એના રક્ષણની હૂંફ વળી, એક પવિત્ર ચુંબનમાત્રથી ભૂતકાળની ક્ષમા મળતાં વર્તમાનનું ભાન વીસરી જવાયું, ત્યારે સામાન્ય પ્રાકૃત જીવનનાં સુખ અને આશા એના હૃદયમાં પુનઃ પ્રાદુર્ભાવ પામ્યાં હોય, એમ એને 'હાશ' થયું; અને પોતે પ્રેમબદ્ધ પ્રેમમય અબળા બની રહી. ગુલાબસિંહ બચાવવા આવ્યો છે; શી રીતે, કેમ તે તેણે પૂછ્યું નહિ, તેના વચનમાત્રને જ તેણે સત્ય માન્યું. છેવટે પણ બેમાં

રહીશું. આ ત્રાસદાયક સ્થળથી દૂર જઈ, જયપૂર કે ગયાજીના શાંત પ્રદેશમાં પુનઃ નિવાસ કરીશું. બંદીખાનાના અંધકારમાં પણ આ ચિત્રનું તેજ દષ્ટિ આગળ આવતાં તે હસવા ને ખુશી થવા લાગી. પોતાની સાદી પણ આનંદકારક પ્રેરણાઓને વશ વર્તનાર એનું મન ભવ્ય, યથાર્થ, સત્ય ભૂમાનાં દર્શન પોતા આગળથી ચાલી ગયાં તેમનો સ્વીકાર કરવા ના પાડી આવ્યું, તેમને અસ્પષ્ટ રીતે જ દેખતું હતું, પણ એ કરતાં અધિક નિરાધાર, નિર્મૂલ અને કેવળ અલ્પ એવાં ઐહિક, ક્ષણિક, માયિક સુખનાં ચિત્રમાં શાંતિ પકડી, ખુશીમાં વિલીન થવા લાગ્યું. આવા બે આત્માનો યોગ કેદખાનામાં જ લાવે તેમાં ઝાઝું આશ્ચર્ય નથી !

'વહાલા !' રમાએ કહ્યું. 'ગઈ વાત અત્યારે જવા દો. પાછલી વાતો સંભારશો નહિ. તું અહીં અત્યારે મારી પાસે છે, એટલે હું ઊગરેલી જ છું; હજી પણ આપણે સર્વના જેવો ગૃહસ્થાશ્રમ ચલાવીશું; એવા સાધારણ ગૃહસૂત્રમાં પણ તારી સાથે હોવું એટલામાં મારા મનને પરમ આનંદ છે, તારા જ્ઞાનના અભિમાનમાં જોઇએ તો તું આખા બ્રહ્માંડમાં ફરી વળ, પણ મને તો તારું એક હૃદય જ આખું બ્રહ્માંડ છે. એક પળવાર ઉપર હું એમ સમજતી હતી કે મારી ઘડીઓ ગણાય છે, તું આવ્યો, તને દીઠો, સ્પર્શ્યો, એટલે જીવવામાં કેટલું સુખ છે તેનું મને ભાન થઈ ગયું. જો, જાળીએથી નજર કર. તારા ઝાંખા થતા જાય છે; પ્રાતઃકાળ સત્વર આવી પહોંચશે—બંદીખાનાના દરવાજા ઉઘાડી નાખનાર પ્રાતઃકાળ આવી પહોંચશે. તું કહે છે કે હું તને બચાવી શકીશ, હવે એ વાત ઉપર મને સંશય થનાર નથી: પણ હવે આપણે શહેરમાં રહેવું નથી. આપણે ગયાજીમાં એકાંત સ્થાને વસતાં હતાં ત્યાં પણ મેં તારા ઉપર શંકા આણી નથી; આનંદ અને ઈશ્વરી નૂર વિના અન્ય વાતનું સ્વપ્ન પણ મને ત્યાં આવ્યું નથી; જાગ્રદવસ્થામાં તારી દષ્ટિથી વિશ્વમાત્ર પ્રેમ અને આનંદરૂપ લાગ્યું છે. પ્રાતઃકાળ !—વહાલા ! તમે કેમ ખુશી થતા નથી ? પ્યારા ! પ્રાતઃકાળ ! 'પ્રાતઃકાળ' એ ખુશી થવાનો શબ્દ નથી ? અરે નિષ્ઠુર ! હજી પણ મારા ઉપર આવો દાવ વાળવાનું મનમાં રાખે છે ! મને જે ખુશી થાય છે તેમાં ભાગ લેતો નથી ! આવ મારા લાડકા ! જો, વહાલા ! આ આપણા કોમળ

બાળક સામું જો, એ મારા સામું જોઈને કેવું હસી રહ્યું છે! જા, હું તો મારે એની જોડે વાતો કરીશ. બેટા! તારા બાપ આવ્યા છે!'

એમ કહેતાંકહેતાં બાળકને હાથમાં લઈ, પ્રિયતમથી થોડેક છેટે બેસી પુત્રને છાતી સરસો ચાંપી રમા આમતેમ ઝુલાવવા લાગી. એને ઝીણીઝીણી વાતોનાં ગેલ કહેવા લાગી; અને પ્રત્યેક શબ્દ પછી તેને સુંદર અંગે એકએક ચુંબન લઈ આગળ કહેતી ચાલી. એમ કરતાં રોવા લાગી, વળી હસવા લાગી, અને પાછું વાળી છાનુંમાનું એ બાળકના પિતા ભણી પોતાની મીઠી નજર વારેવારે ફેરવી જોતાં તેને શોકાતુર વદને આથમતા તારા સામું જોઈ રહેલો દેખી એ રોવું, હસવું અધિક–અધિક જોસથી ચલાવવા લાગી. ભવિષ્યમાં શું લખ્યું છે તેથી કેવળ અજ્ઞાન, આ પ્રમાણે બેઠેલી આ સુંદરી અત્યારે કેટલી સુંદર, સ્વરૂપમય લાગતી હતી! પોતે હજી પણ અર્ધી બાળક જ અને એના સ્મિતે સ્મિત મેળવનાર એનો પુત્ર પણ બાળક— સ્મશાનના સીમાંતે બે નિર્દોષ અજ્ઞાન બાળકો કેવો આનંદ ભોગવી રહ્યાં છે! જ્યારેજ્યારે તે બાળકને ચૂમી લેવા નમતી ત્યારે એના કાળા રેશમ જેવા ચળકતા વાળ ગળા ઉપર પથરાઈ મોઢાને પણ ઢાંકી દેતા હતા. બાળક કોમળ હાથે, કિલકારી કરતાંકરતાં તેમને ખસેડી નાખી આંખે આંખ મેળવી હસતો હતો ને પાછો લટકતા વાળમાં મોઢું સંતાડી ખુશી થતો હતો; માતા તેને 'ઝાઝા' કરી રમાડતી હતી, ને એમ અવર્ણ્ય સુખની મીઠાશ જામી રહી હતી. આવા સુખમાં ઉદાસીનતાની ગ્લાનિની છાયા પાડવી એ ખરેખર નિર્દયતા જ હતી, પણ એ સુખમાં ભાગ લેવો તે એ કરતાં પણ વધારે નિર્દય હતું.

'રમે!' છેવટે ગુલાબસિંહ બોલ્યો. 'તને સ્મરણ છે કે ગયાજીમાં પેલા વૃક્ષ નીચે બેસી આપણે વિનોદ કરતાં હતાં તેવામાં તેં આ માદળિયું માગ્યું હતું; જે શ્રદ્ધા ઉપર એ વહેમનો આધાર હતો તેને ટાળનાર આ તાવીજની તેં ઇચ્છા કરી હતી. મારી જન્મભૂમિનું એટલું એ જ ચિહ્ન મારા અંગ ઉપર છે, મારી માએ મરતી વખતે મારે ગળે બાંધેલું છે. મેં તે વખતે તને કહ્યું હતું કે આપણાં જીવન એક થઈ જશે ત્યારે હું તને એ આપીશ.'

'મને સારી પેઠે યાદ છે.'

'ત્યારે કાલે એ તારું થશે.'

'અરે વહાલી કાલ!' એમ કહેતાં જ, બાળક હવે જરા આંખો મીંચી જંપ્યો હતો તેને ધીમે રહી પથારીમાં મૂકી દઈ, રમા પોતાના પ્રિયતમને ગળે બાઝી પડી અને પ્રાચીમુખે વિસ્તરતા ધીમા અરુણોદય ભણી આંગળી કરી બતાવવા લાગી.

દિનમણિએ આ ભયંકર, બીભત્સ, યંત્રણાપિંજરના સળિયામાં થઈ ડોકિયાં કરવા માંડ્યાં; અને તેની દૃષ્ટિ માનુષી સંબંધોમાં જે કાંઈ સ્થૂલાતિરિક્ત મૃદુ પ્રેમમય હોય તે જેનામાં પિંડીભૂત થઈ અત્યારે રમી રહ્યું છે, મનુષ્ય-બુદ્ધિના વિલાસો અને વિતર્કોમાં જે કાંઈ ગુહ્ય, નિગૂઢ, ચમત્કારિક, પરમ.શાંતિ સુધી ઉલ્લાસ ઉપજાવનાર હોય, તે જેમનામાં અત્યારે પ્રત્યક્ષ થઈ રહ્યું છે, એવા ત્રિક ઉપર પડી. એ ત્રિક તે નિદ્રાવશ નિર્ભ્રાંત નિર્દોષતા; સ્પર્શમાત્રથી, શ્વાસમાત્રથી, પરિતૃપ્તિ પામી અવ્યવહિત ક્ષણના મહાશોકનો પણ તર્ક સુદ્ધાં જેમાં ન પ્રવેશી શકે એવો વિશ્વાસુ પ્રેમ; અને વિશ્વની ગલીકૂંચીમાત્રમાં રખડ્યા છતાં, તેમનો ખુલાસો સમજવા માટે મૃત્યુનો આશ્રય કરનાર શાસ્ત્ર; જેને મૃત્યુના ઉંબર આગળ આવ્યા છતાં હજી પણ પ્રેમની છાતીએથી છૂટવું ગમતું નથી. આમ અંદર—હેઠ અંદર—એક બંદીખાનું; બહાર—હેઠ બહાર, ભવ્ય મહેલ, બજાર, મિજલસ અને મંડળથી વિરાજિત બહાર, ત્યાં દ્વેષ અને ત્રાસ—એમની નિગૂઢ રચનાઓ, ચલવિચલ એવી લાગણીઓના ભરતીઓટ પ્રમાણે ચઢતીઊતરતી રચનાઓ, તેના ઉપર આખા રાજ્ય અને આખા મનુષ્યવર્ગના ભાવિનો આધાર; એ બેની પાસે છતાં તેમનાથી જુદો આ દિનમણિ, અનંતતાના ભંડારમાંથી લટકતો પ્રકાશ, મંદિરની ધજા ઉપર, મસ્જિદના મીનારા ઉપર, તેમ વધસ્થાનની તલવાર ઉપર સમાનદૃષ્ટિથી જોનાર! આનંદકારક ખુશનુમા પ્રાતઃકાળ પ્રકટ થયો. ઉદ્યાનોમાં પક્ષીઓએ પોતાનું ગાન આરંભ્યું. યમુનાના જળમાં મત્સ્યોએ પોતાનો ખેલ રમવાનો આરંભ કર્યો. ઈશ્વરી કુદરતની ખૂબીઓ, મરણને આધીન એવા મનુષ્યજીવનનો બેસૂર કોલાહલ

અને તેની ગર્જના, સર્વ જાગ્રત થયું. દુકાનદારોએ દુકાનો ઉઘાડી, માળણો ફૂલ લઈ નીકળી. ધંધાદારી લોકમાત્ર ધંધે લાગ્યા;–ક્ષત્રિય રજપૂત રહો કે મ્લેચ્છ રહો, લોકોનું નસીબ તેનું તે જ છે, એના બે ટાંટિયા તૂટવાના છે, એનાં એ ગાડાં હાંકવાનાં છે, એનો એ ભાર ઉપાડવાનો છે, ને એનો એ ધંધો કરવાનો છે. 'વખત' પાસે આવતો જાય છે. તૈયાર કરેલા અખાડા આગળ બિછાયત થવા લાગી છે, બાદશાહ માટે સિંહાસન ગોઠવાયું છે; લોકોનાં ટોળેટોળાં આગળપાછળ જોવા ભેગાં થયાં છે; અંધ પૃથુરાજને આ ઠેકાણે પોતાનું સામર્થ્ય અજમાવવા આણવાનો છે; સાત તવા એક તીરથી સાથે જ વીંધી નાખવાના છે.

'પૃથુરાજ રાન સંભરધની, મત ચૂકે મોટે તવે' ચંદવરદાયી એવાં બિરુદ ઉચ્ચારી રહ્યો છે. 'મત ચૂકે મોટે તવે' કહેવાઈ રહ્યું છે. બીજી પાસ વધસ્થાનની આસપાસ અનેક લોકોની ઠઠ જામી ગઈ છે. આજ એકસો રજપૂતોને ગરદન મારવાના છે. આ બે રમતો ઉપર આજ ભરતભૂમિ! તારા ભાવિનો અનંત કાળ માટે નિર્ણય થઈ જવાનો છે.

રમા એવી મીઠી નિદ્રામાં પડી ગઈ છે! અતિશય આનંદના જોસથી થાકી ગયેલી, પુનઃ પ્રાપ્ત થયેલી દૃષ્ટિની હૂંફમાં નિર્ભય થયેલી હસતાંહસતાં, રોતાંરોતાં થાકી નિદ્રામાં ઢળી ગઈ છે! નિદ્રામાં પણ જાણે એને ભાન હતું કે પ્રેમમૂર્તિ પાસે જ છે, પુનઃ પ્રાપ્ત થઈ છે; તે સ્મિત કરતી હતી, મનમાં કાંઈ બબડતી હતી, એનું નામ ઉચ્ચારતી હતી. અને હાથ લાંબા કરી એને ભેટવા જતાં કાંઈ હાથમાં ન આવતાં ડૂસકાં ખાતી હતી. એનાથી દૂર થઈ ઊભેલો ગુલાબસિંહ એના ઉપર જોઈ રહ્યો હતો; એના હૃદયના ભાવનું વર્ણન કેમ થઈ શકે? એવા પ્રેમવિક્ષેપની વેદનાના સાક્ષી થવાનું આપણે ભાગ ન હોય એ જ સારું. હવે આ બિચારી જાગીને અને જોનારી નથી–નિદ્રાનું આ સુખ કેટલા મૂલ્યે મળ્યું છે તે એ જાણનારી નથી. જે પ્રાતઃકાળ ઉપર રમા હરખઘેલી થઈ ગઈ હતી, તે છેવટે આવ્યો. રમા સાયંકાળને કેવો દેખશે? પ્રેમ અને યૌવન જે વિચિત્ર આશાજાળની રચના ગૂંથે છે તે ગૂંથતાંગૂંથતાં એની આંખ મિચાઈ હતી; એ આશાએ જ હજી પણ એનાં સ્વપ્નને રંગી રહી હતી. જાગીને જીવશે! કાલે! આસમાન જતો

રહેશે, બંદીખાનાં ખુલ્લાં થઈ જશે, પુત્રને લઈ રમા જીવનસુખ ભોગવવા વ્યવહારમાં ભળશે!! ગુલાબસિંહ! એને શું? એણે પાછું વળી જોયું, જોતાં જ દૃષ્ટિ બાળક ઉપર પડી. તે જાગતો હતો અને જે ગંભીર, ભવ્ય, સ્વચ્છ દૃષ્ટિ તે ક્વચિત્ ધારણ કરતો, તેવી દૃષ્ટિથી અત્યારે તે ગુલાબસિંહ સામું જોઈ રહ્યો હતો. ધીમે રહી ગુલાબસિંહ નીચો નમ્યો અને બાળકને ગાલે ચુંબન લઈ બોલ્યો: 'પ્રેમ અને શોકનો વારસો વહોરનાર! થઈ રહ્યું, આટલેથી જ બસ છે. હવે તું મને તારાં સ્વપ્નમાં જોનાર નથી. દિવ્ય પ્રકાશો તારી દૃષ્ટિમાં અનંત સામર્થ્ય અર્પનાર નથી. વિપત્તિ અને વ્યાધિને તારી આગળથી મારો આત્મા હાંકી કાઢનાર નથી. મેં તારા ભાવિને જેવું બનાવવાનો વ્યર્થ આયાસ કર્યો તેવું તે થનાર નથી. મનુષ્ય-વર્ગને થાય છે તેમ તારે પણ દુઃખ, સંકટ અને ભ્રાંતિ જ ભાગ આવ્યાં; પણ તારાં સંકટ અતિ મૃદુ હોજો. અત્યારે હું તારા સામું જોઈ રહ્યો છું તેવામાં જ મારો આત્મા તારામાં ઊતરજો, મારી છેલ્લી અને ઉત્કટ એષણાને તૃપ્ત કરવા તને સમર્થ કરજો. તારી માતા ઉપર મારો જે અગાધ પ્રેમ છે તે તારી આંખોમાં ઠરજો અને તે આંખની દૃષ્ટિમાત્રમાં-થી જ મારો આત્મા આશ્વાસન અને આનંદ પ્રેરે છે એવો તેને અનુભવ થજો. અહો! આવ્યા!—બસ; તમારી બન્નેની રાહ, હું સ્મશાનની પાર ઊભોઊભો જોયા કરીશ.'

બારણાં ધીમેથી ઊઘડ્યાં, દરવાને ડોકું અંદર ઘાલ્યું, પણ તે જ ક્ષણે સૂર્યનાં કિરણોએ અંદર પ્રવેશ કર્યો. પ્રકાશની એક શેડ અંદર આવી અને સુખી, સુંદર નિદ્રામા ઠરેલા વદન ઉપર પથરાઈ, મૌન અને સ્થિર રહી, જે હજી પોતાના પિતાને જોઈ રહ્યું હતું તે બાળકના અધર ઉપર એક મંદસ્મિત રૂપે વિસ્તરી રહી. એ જ ક્ષણે રમાએ સ્વપ્નમાં પણ સંભળાય તેમ કહ્યું: 'દિવસ ઊગ્યો, દરવાજા ઊઘડ્યા છે; મારો હાથ ઝાલ, ચાલ આપણે બહાર જઈએ; જમના ઉપર જઈ, હોડીમાં બેસીએ; જો સૂર્યદેવ જળ ઉપર કેવો વિલસી રહ્યો છે!—ગયાજી, ઘેર, જઈએ.'

'બિરાદર, તમારો વખત થયો.'

'ચૂપ—આ ઊંઘે છે; તુરત જ આવું છું;—બસ, થયું—ગુરુકૃપા કે

હજી પણ જાગી નથી.' રખેને જાગી ઊઠે એવા ભયથી એણે એને ચુંબન સરખું પણ ન કર્યું. એના ગળામાં ધીમે રહી એણે પેલું માદળિયું નાખી દીધું કે તે જુદા થતી વખતનું પ્રેમાલિંગન એને પહોંચાડતાં પુનઃ મળવાની આશાનું વચન પણ સાથે જ આપી શકે. ઉંબરા સુધી ગયો, પણ વળી પાછો આવ્યો. વળી ગયો, વળી આવ્યો, વળી ગયો; બારણું બંધ થયું !—ગયો, હમેશ માટે ગયો.

રમા થોડીક વારે જાગી—ચારેપાસ જોવા લાગી—'ગુલાબ ! વહાલા ! વહાણું વાયું.' બાળકના ધીમા રુદન વિના બીજો કશો જવાબ મળ્યો નહિ. અરે દૈવ ! શું આ બધું એક સ્વપ્નમાત્ર થઈ ગયું ! વચમાં આવવાથી બરાબર જોવા ન દેનારા વાળને તેણે આંખો ઉપરથી ખસેડી, હાથમાં ઝાલી રાખ્યા, એમ કરતાં જ છાતી ઉપરનું માદળિયું હાથે અથડાયું;—સ્વપ્ન તો ન હોય ! 'રે દૈવ ! ત્યારે શું જતો રહ્યો !' એક ફાળ મારી ઊભી થઈ બારણાં આગળ ગઈ, મોટી બૂમ પાડી ઊઠી. દરવાન આવ્યો એટલે એણે પૂછ્યું: 'મારો ધણી, મારા બાળકનો બાપ !'

'બાઈ ! તે તો તારી પહેલો ગયો.'

'ક્યાં ?'

'જલ્લાદને ઘેર;' એટલા ઉત્તર સાથે એ શ્યામ દરવાજો બંધ થઈ ગયો. અંદર મૂર્છાવસ્થાના અંધકાર ઉપર તે બંધ થયો. ગુલાબસિંહના શબ્દો, એનું શોકાતુરપણું, માદળિયું આપવાનો ખરો મર્મ અને જે સ્વાર્પણ એણે પોતાને માટે કર્યું, તે બધું વીજળીના ઝબકારાની પેઠે રમાના મનમાં આવ્યું—પણ ઝબકારાની પેઠે જ—ઝબકારો થઈ ગયો કે તુરત અંધકાર ફરી વળ્યો. મહાતોફાની રાતનો અંધકાર જામી ગયો, છતાં પણ તેમાં પ્રકાશ જણાતો હતો. સ્તબ્ધ, મૌન, શબવત્, પાષાણવત્ રમા ત્યાં બેઠી હતી, ત્યારે પણ અગાધ ઉદધિ ઉપર મૃદુ પવનની લહરીની પેઠે એના અંતરુદધિ ઉપર એક પ્રત્યક્ષ સ્વપ્નનો પ્રકાશ વિલસતો હતો:—ભયંકર ન્યાયાસન, કાજી, ફરિયાદી—અને એ બધી ગીરદીમાં નિર્ભય અને પ્રકાશમય એવી એક આકૃતિ !

'તેં બાદશાહની વિરુદ્ધ ગુનો કર્યો છે; કબૂલ કર; તું જાણે છે?'

'હા જાણું છું, કાજી સાહેબ! તમારું ભવિષ્ય કહેવાનું વચન પાળું છું. આજ સૂર્યાસ્ત પહેલાં, જેને તું બાદશાહ કહે છે તે હતો ન હતો થઈ જશે. સાંભળ, અખાડામાં પૃથુરાયને આણ્યો છે.'

બજારમાં થઈ બંદીવાનોને વધસ્થાન ભણી લીધા. લોકોનું ટોળું વધતાંવધતાં અનેક માથાંનો મોટો સાગર ઉભરાઈ રહ્યો. શૂરા રજપૂતો વેષ બદલી ગુપ્ત હથિયારો રાખી તેમાં સામેલ થયા હતા. ગુલાબસિંહની પાસે જ પેલો નાસ્તિક બંદો ઘેલછાથી ગાંડાં કાઢતો ચાલતો હતો—તણાતો હતો: 'કોઈ બચાવો—ઉગારો' એવી બૂમો પાડતો હતો. એ જ સમયે લોકોના ટોળામાંથી વીખરેલા વાળવાળી બેબાકળી પણ આંખે અગ્નિ વર્ષાવતી ગાંડા જેવી એક અબળા બહાર આવી. 'ઓ મારા લાલાજી' એમ બૂમ મારી બંદીવાનોનાં મોઢાં જોવા લાગી. 'અલ્યા જલ્લાદ! મારો લાલાજી ક્યાં છે? એનું તેં શું કર્યું?' એમ કહેતી બધાંના સામું જોઈ વળી, પણ જેને શોધતી હતી તે ન મળવાથી બોલી: 'હાશ, દૈવ! મારા વહાલા! હું તારા મોતની ધણી થઈ નથી.' ટોળું આગળ ચાલ્યું, બપોર થયા છે, કાંઈ કરતાં સાંજ પડે, તવા વિંધાય, તો બધાં ઊગરી જાય! પણ ગુલાબસિંહ! તારા વદન ઉપર હજી યે ઉદાસીનતાની જ છાયા વસેલી છે; કશી આશાનું કિરણ પણ ત્યાં પ્રકાશતું નથી. ટોળામાં છુપાઈ રહેલા રજપૂતોની ધીરજ રહી નહિ, તેમણે વેષ ફેંકી દીધો, તલવારો તાણી, અને મારામારી શરૂ થઈ. પેલો જે લશ્કરી અમલદાર ગુલાબસિંહને મળ્યો હતો તે અને આ શૂરાઓ વચ્ચે કતલ ચાલી. ટોળામાં ભંગાણ પડ્યું, ઘણાકના પ્રાણ ગયા, એક બાજુ લોહીલુહાણ થઈ પેલી ગોપિકા પડી હતી. મરતીમરતી પણ 'વહાલા! લાલાજી!' એ શબ્દો ઉચ્ચાર્યા કરતી હતી. થોડાં માણસ ઘણાંને પહોંચી ન શક્યાં, ઘણાક રજપૂતો તો પૃથુરાયના અખાડા આગળ હતા.

વધસ્થાને સર્વ આવ્યા. જલ્લાદે પ્રત્યેકનો ગુનો લોકોને જણાવી એક પછી એક ડોકાં કાપવા માંડ્યાં, એક, બે, પાંચ, દસ...એનો પણ વારો આવ્યો.

નિદ્રાવશ. સમાધિસ્થ, બાલાએ કહ્યું : 'મરવા નહિ દઉં, મને સાથે લેતો જા; મારું કહ્યું માન;' પણ અહો ! બાલા ! આટલું થયે પણ તારા હોઠ ઉપર સ્મિતનો ભાસ છે ! હા એ ફીકા પડી ગયેલા હોઠ હસવા લાગ્યા, એ સ્મિતની સાથે જ, વધસ્થાન, જલ્લાદ અને ભયમાત્ર વિલીન થઈ ગયાં; સહોદિત એવો ભવ્ય શાંત પ્રકાશ એ સ્મિતની સાથે જ અનંત દિક્‌પ્રદેશ ઉપર પથરાઈ ગયો. ગુલાબસિંહ ભૂમિ ઉપરથી ઊપડ્યો, રમા ઉપર કેટલીક વાર સુધી ભમ્યો, આત્માએ આત્માનું આલિંગન લીધું, આનંદ અને જ્ઞાનની ભાવના પ્રત્યક્ષ થઈ! સ્વર્ગનાં અનેકાનેક દ્વાર ઊઘડી ગયાં, અનેક દેવતાઓ સત્કારપુષ્પાંજલિથી વધાવવા લાગ્યા. મહાત્મા, જ્ઞાની, આવ્યો! નારદ, તૂંબરું આદિ વીણાથી ગાન કરવા લાગ્યા; સ્વાર્પણથી વિશોધિત યોગીરાજ! મરણથી જ અમર મહાત્મા, તને અનેકવાર વંદન કરીએ છીએ; આનું નામ મરણ. દેવતાઓના વૃંદમાં દેવતાથી અધિક તેજસ્વી એવી આ મૂર્તિએ હાથ પહોળા કરી નિદ્રાવશ મૂર્તિને કહ્યું : 'નિરવધિ બ્રહ્માનંદની સહચરી! આનું જ નામ મરણ.'

પૃથુરાયે તવા વીંધ્યા; જુલમથી રાજ્યમાં ત્રાસ વર્તાવી અધિકાર સ્થિર સ્થાપવા ઇચ્છનાર પડ્યો. પૃથુરાય અને ચંદવરદાયી પણ એકએકનું ગળું કાપી પડ્યા : મહાવીરની ઊક્તિ સત્ય થઈ. રજપૂતો સર્વત્ર અમલ બેસાડવા લાગ્યા. રાત પડી ગઈ, પ્રાત:કાળ થયો. બંદીખાનાના દરવાજા ઊઘડી ગયા; લોકો અંદર પેસી કોટડીએ કોટડી ખોળવા લાગ્યા. અને સર્વત્ર સ્વાતંત્ર્યનું સામ્રાજ્ય થઈ રહ્યું. સારી પેઠે ઉજાશ થતાં, અત્યાર સુધી કોઈએ જેમાં તપાસ નહિ કરેલી એવી એક કોટડીને ઉઘાડવામાં આવી, તો એક જુવાન અબળાને ફાટેલા બિછાના ઉપર બેઠેલી દીઠી; પલાંઠી વાળી તેણે હાથ છાતી સરસા જોડીને દાબી રાખ્યા હતા, મસ્તક ઊંચું રાખી મૂકેલું હતું; આંખો ઊઘાડી હતી, હોઠ હસતા હતા. સ્થિર શાંતિ, સુખ કે તેથી પણ અધિક ભવ્ય આનંદનું સ્મિત જણાતું હતું. આટલા ઉન્મત્ત આનંદે ચઢી બેભાન થઈ ગયેલા જોનારા પણ એ આકૃતિથી કાંઈક ઝંખવાઈ જઈ પાછા હઠ્યા; તેમણે જીવતા એવા કોઈમાં આટલી ખૂબી કોઈવાર દીઠી ન હતી પણ જેમ ધીમેધીમે તે લોકો પાસે આવતા ગયા તેમ તેમને જણાયું કે હસતા

હોઠમાંથી શ્વાસ જતોઆવતો ન હતો. જે શાંત હતી તે પાષાણની શાંતિ હતી અને જે ભવ્યતા અને સૌંદર્ય જણાતાં હતાં તે મરણની ભવ્યતા અને મરણનું સૌંદર્ય હતાં. મૌન રહી સર્વે આસપાસ ભરાઈ ગયા, તો એ અબળાની પાસે ભોંય ઉપર એક અતિ તેજસ્વી બાળકને તેમણે પોતાની માના સાળુનો છેડો ઝાલી તેની સાથે રમતો જોયો. બંદીખાનામાં માબાપવિનાનું બાળક!

'આ બિચારાનું શું થશે?' એક સ્ત્રી જે પોતે માતા હતી તે બોલી. 'કહે છે કે એનો બાપ પણ કાલે પડ્યો! અરે અત્યારે મા ગઈ! એ પશુ શું કરશે?'

આ સ્ત્રી આવું બોલતી હતી તેવામાં બાળકે લોકો સામું જોઈ નિર્ભય વદને હસવા માંડયું; એટલામાં જ પેલો વૃદ્ધ સંન્યાસી જે આ ટોળામાં હતો તે આગળ આવ્યો અને બોલ્યો: 'બાઈ, જો માબાપવિનાનો છોકરો કેવો હસે છે! જેનું માબાપ કોઈ નથી તેનો માબાપ પરમાત્મા છે. એમ કહેતાંક ત્યાં જ ગેબ થઈ ગયો.

સમાપ્ત

'સસ્તું' સાહિત્ય એટલે ઓછામાં ઓછું' સાહિત્ય'

# ઘરમાં વસાવવા જેવા ગ્રંથો

| પુસ્તકનું નામ અને વિગત | પાન | કિ. રૂ. | ખ. |
|---|---|---|---|
| **ઉપદેશસારસંગ્રહ**—મહાત્મા તિરુવલ્લુવરનો વેદતુલ્યબોધ | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| **આખ્યાનમાળા—ભાગ ૧લો**—બોધક આખ્યાનો | ૭૦૮ | ૩–૦ | ૦–૭ |
| **સ્વામી રામતીર્થ ગ્રંથ ૧લો**—એમના સદુપદેશ વ્યાખ્યાનો ઇ. | ૫૬૪ | ૩–૦ | ૦–૬ |
| ,, ,, ,, ૪થો—વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૬૭૨ | ૩–૮ | ૦–૭ |
| **વિવેકાનંદ—ભાગ ૮મો**—સ્વામીશ્રીના ઉપદેશો, ભક્તિયોગ આવૃત્તિ ૨જી. ... ... | ૩૮૪ | ૨–૦ | ૦–૪ |
| **તુકારામગાથા—ગ્રંથ ૧લો–૨જો**—ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક અભંગોનું સરળ ભાષાંતર... | ૧૮૪૦ | ૬–૦ | ૦–૧૫ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ—ભાગ ૨જો**—૭૦ ટૂંકાં ચરિત્રો | ૬૨૪ | ૩–૦ | ૦–૭ |
| **આદર્શ દૃષ્ટાંતમાળા—ભાગ ૧લો** બોધક ૪૨૪ ટૂંકાં દૃષ્ટાંતો ... ... ... ... | ૪૩૨ | ૨–૮ | ૦–૪ |
| ,, ,, ,, ૨જો બોધક ૪૭૫ ટૂંકાં દૃષ્ટાંતો | ૪૫૬ | ૨–૮ | ૦–૫ |
| **ચૈતન્યમહાપ્રભુ**—ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૧૫૬૬ | ૮–૦ | ૦–૧૫ |
| **સંત તુકારામ**—મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર | ૬૪૮ | ૩–૦ | ૦–૬ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો** | ૪૨૪ | ૧–૬ | ૦–૪ |
| **ભક્તચરિત્ર**—ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો | ૫૨૮ | ૨–૮ | ૦–૫ |
| **ટૂંકી વાર્તાઓ—ગ્રંથ ૧લો**—સામાજિક નિર્દોષ ૬૬ વાતો | ૫૮૮ | ૨–૮ | ૦–૬ |
| ,, ,, ,, ૨જો સર્વ માટે ઉપકારક ૮૬ વાતો | ૭૨૦ | ૨–૮ | ૦–૬ |
| **ભારતની દેવીઓ ગ્રંથ ૧લો**—પ્રાચીનયુગની સતીઓ | ૭૩૨ | ૩–૦ | ૦–૬ |
| ,, ,, ,, ૨જો—મધ્યયુગનાં ઐતિ. ચરિત્રો | ૭૩૨ | ૩–૦ | ૦–૭ |
| ,, ,, ,, ૩જો—મધ્યયુગ ને અર્વાચીન ,, | ૮૦૪ | ૩–૦ | ૦–૮ |
| **પ્રીતમદાસની વાણી**—ભજનો, ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ૦ ... ... | ૫૬૦ | ૩–૦ | ૦–૪ |
| **સુબોધપુષ્પવાટિકા (ગુલિસ્તાઁ)**—મહાત્મા શેખ સાદીકૃત | ૧૩૬ | ૦–૫ | ૦–૨ |
| **સુખસંગ્રહ ભાગ ૨જો**—દવાઓ ને જરૂર માહિતી, ૧૪૮ લેખો ... ... ... | ૫૪૪ | ૩–૦ | ૦–૫ |
| ,, **ભાગ [illegible]મો**—દવાઓ ને જરૂરી માહિતી, ૧૬૫ લેખો | ૭૩૬ | ૩–૦ | ૦–૬ |

| | | | |
|---|---|---|---|
| સાચું સ્વર્ગ—ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો | ૪૯૨ | ૨—૦ | ૦—૫ |
| સ્વર્ગની કૂંચી—સદ્વર્તન રાખતાં શીખવનારો બોધ | ૩૯૨ | ૨—૦ | ૦—૪ |
| સ્વર્ગની સીડી—મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં | ૩૬૦ | ૨—૦ | ૦—૪ |
| સ્વર્ગનું વિમાન—ભક્તિના મહિમાના ૩૨૫ દાખલા | ૩૭૨ | ૨—૦ | ૦—૪ |
| સ્વર્ગનો આનંદ—ભક્તિ ને તેના પ્રકારોની સમજ | ૩૬૦ | ૨—૦ | ૦—૪ |
| સ્વર્ગનો ખજાનો—ભક્તિમાર્ગ સમજાવતું પુસ્તક | ૩૧૨ | ૨—૦ | ૦—૪ |
| સ્વર્ગનો પ્રકાશ—જ્ઞાન અને પરમાર્થની વાતો | ૩૩૬ | ૨—૦ | ૦—૪ |
| મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો—સરળ અર્થ સાથે | ૧૬૮ | ૧—૨ | ૦—૨ |
| શતશ્લોકી ને બીજાં ચાર રત્નો સરળ અર્થ સાથે | ૨૦૦ | ૦—૧૨ | ૦—૨ |
| સ્તોત્રસંગ્રહ—ભક્તિ ને વેદાંત-સ્તોત્રો અર્થ સાથે | ૨૨૦ | ૦—૧૦ | ૦ ૨ |
| સર્વવેદાંત—સિદ્ધાંત-સારસંગ્રહ-ભાષાંતર સાથે | ૨૧૪ | ૧—૪ | ૦—૩ |
| વિવેકચૂડામણિ—સરળ અનુવાદ સાથે ... | ૧૬૦ | ૦—૧૨ | ૦—૨ |
| મહાવાક્ય—રત્નાવલિ—૧૦૮ ઉપનિષદોના સારરૂપ સંગ્રહ, સરળ ભાષાંતર સાથે ... | ૧૮૪ | ૦—૧૨ | ૦—૨ |
| વિદુરનીતિ-સરળ અનુવાદ સાથે ... ... | ૧૬૮ | ૦—૧૨ | ૦—૨ |
| આત્મસાક્ષાત્કારની કસોટી સ્વામી સ્વયંજ્યોતિતીર્થ | ૨૦૮ | ૧—૪ | ૦—૨ |
| અવધૂત ગીતા-સુધારાવધારા સાથે ૨જી આવૃત્તિ | ૧૪૪ | ૧—૪ | ૦—૨ |
| અષ્ટાવક્ર ગીતા-મૂળ સાથે સરળ ભાષાંતર ... | ૭૨ | ૦—૮ | ૦—૧ |
| ગીતા પુરુષાર્થબોધિની-બે ગ્રંથમાં ભાગ ૧ લો- ,, ૨ જો- મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને પંડિત સાતવલેકરની ટીકા સાથે | ૧૦૬૮ | ૧૨—૮ | ૧—૨ |
| જ્ઞાનસત્ર ગીતા-મૂળ શ્લોકો (ગુજરાતી લિપિમાં) | ૩૬૮ | ૧—૪ | ૦—૪ |
| મોક્ષમાળા—શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... | ૧૯૨ | ૧—૪ | ૦—૩ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ ભાગ ૨જો—રામકૃષ્ણ કથામૃતથી આગળના ભાગમાં આવતા ઉપદેશો તથા કથાપ્રસંગો | ૩૧૨ | ૨—૦ | ૦—૪ |
| ધમ્મપદ—બૌદ્ધ ધર્મનું ગીતા જેવું અમૂલ્ય પુસ્તક | ૧૯૨ | ૧—૦ | ૦—૩ |
| પંચીકરણ મુમુક્ષુઓના આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ, દૃષ્ટાંતો અને યુક્તિ—અનુભવવાળી ટીકા સાથે | ૨૬૪ | ૨—૦ | ૦—૪ |
| પ્રભુમય જીવન—સુખી થવાના સરળ ઉપાયો ... | ૧૯૨ | ૦—૧૨ | ૦—૨ |
| ,, જીવનનું રહસ્ય સદુપદેશ, ભજનો ઇ સાથે | ૧૬૮ | ૧—૦ | ૦—૪ |
| વિચારસાગર—૨જી આવૃત્તિ, શ્રીનિશ્ચળદાસજીકૃત વેદાંતનો મહાન ગ્રંથ મૂળ દોહા, અર્થ તથા વિવરણ સાથે | ૪૦૦ | ૩—૦ | ૦—૫ |
| સૂર્યકાંત—મુમુક્ષુઓ માટે અત્યંત ઉપયોગી ગ્રંથ | ૨૭૨ | ૨—૦ | ૦—૪ |
| બાળસદ્બોધ—વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ | ૧૨૮ | ૦—૮ | ૦—૧ |

ઓખાહરણ—મહાકવિશ્રી પ્રેમાનંદકૃત મોટા અક્ષરોમાં
અઘરા શબ્દોના અર્થ સાથે ... ... ૧૧૨ ૦–૮ ૦–૨
નળાખ્યાન-(મહાકવિ પ્રેમાનંદકૃત) મોટા અક્ષરોમાં ૧૩૬ ૧–૦ ૦–૩
ભજનસંગ્રહ—જુદાજુદા સંતોનાં ૩૩૬ ભજનોનો સંગ્રહ ૨૪૦ ૧–૦ ૦–૩
શ્રી રમણ મહર્ષિ-સુધારાવધારા સાથેની ૨જી આવૃત્તિ ૨૧૬ ૨–૦ ૦–૪
શ્રીશારદામણિદેવી (ચરિત્ર) લે. આનંદચૈતન્ય ૧૦૪ ૦–૮ ૦–૨
આમરચના—ભા ૧–૨ (સચિત્ર) શ્રી. રવિશંકર મહારાજ ૨૮૦ ૧–૪ ૦–૪
ગીતાપોથી-ભગવદ્ગીતાની બાળપોથી—કર્મયોગના ૧૨૫
શ્લોકો, અર્થ તથા વિસ્તૃત સમજૂતી સાથે ૧૦૪ ૦–૬ ૦–૧
ગીતાસંકલન—સં. શ્રી રમણ મહર્ષિ: ગીતામાંથી તથા
બીજાં ત્રણ સંકલનો ગુજરાતી અર્થ સાથે ૫૨ ૦–૩ ૦–૧
નારદનાં ભક્તિસૂત્રો—મૂળસૂત્રો, અર્થ તથા વિવેચન સાથે ૬૪ ૦–૩ ૦–૧
વિચારસૂર્યોદય—આ. ૨જી, સ્વામીશ્રી માધવતીર્થજી: ૬૦ ૦–૩ ૦–૧
નીતિશતક (શ્રીભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ૮૦ ૦–૩ ૦–૧
વૈરાગ્યશતક— ,, ,, ,, ,, ૯૬ ૦–૪ ૦–૧
પ્રેમપંથ ભાગ ૧લો સં૦ શ્રી. વાલજી ગો. દેસાઈ ૬૪ ૦–૩ ૦–૧
,, ,, ૨જો- ,, ,, ,, ૧૦૪ ૦–૪ ૦–૧
સમ્રાટ શ્રેણિક અને દેવી નંદા જૈન સંસ્કૃતિની બે
ભજવવા લાયક નાટિકાઓ ... ... ૬૪ ૦–૩ ૦–૧
જ્ઞાનનાં ઝરણાં—(આ. ૩જી) લે. સ્વામીશ્રી માધવતીર્થજી ૬૪ ૦–૩ ૦–૧
સુદામા ચરિત્ર—(કાવ્ય) પ્રેમાનંદકૃત ... ૬૪ ૦–૩ ૦–૧
કેરીની મોસમ ને બીજી વાતો—શ્રી. શયદાની કસાયેલી
કલમે લખાયેલી ૭ વાતો ... ... ૭૫ ૦–૫ ૦–૧
ધાવણની ધાર ને બીજી વાતો-શ્રી. ચૂનીલાલ મડિયા:
માનવસ્વભાવ અને લાગણી પ્રગટ કરતી ૪ વાતો ૭૬ ૦–૩ ૦–૧
જ્ઞાનપટ—સોપાનપટ-જ્ઞાનબાજી-૧૮×૨૪ ... ૦–૧ ૦–૧

વધુ પુસ્તકો માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પો. બૉ. નં. ૫૦, અમદાવાદ ને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨

# આમ સાહિત્યશ્રેણી

જ્ઞાન-ચારિત્ર્યવર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતમાં પૂરું પાડવાના ઉદ્દેશથી, નાની પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે. ગરીબ પણ સંસ્કારી વર્ગ પોતાની ગુંજાશ પ્રમાણે નાની શી લાયબ્રેરી વસાવી શકે એવો આશય છે. એપ્રિલ ૧૯૪૯ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો પ્રગટ થયાં છે :

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

| | | | |
|---|---|---|---|
| તુલસીદાસની સાખીઓ-અર્થ સાથે ... | ૭૨ | ૦ ૩ | ૦-૧ |
| શ્રીવિષ્ણુસહસ્રનામ સરળ અર્થ સાથે ... | ૧૨૮ | ૦-૪ | ૦-૧ |
| હરિપાઠ શ્રીજ્ઞાનદેવ રચિત ૨૮ અભંગો ... | ૩૧ | ૦-૨ | ૦-૧ |
| સો મૂર્ખાઓનાં લક્ષણો-અર્થ અને સમજૂતી સાથે | ૪૮ | ૦-૩ | ૦-૧ |
| દગ્-દશ્ય વિવેક-સરળ અનુવાદ સાથે ... | ૨૪ | ૦-૨ | ૦-૧ |
| યક્ષ અને યુધિષ્ઠિર મૂળ શ્લોકો સાથે સરળ ભાષામાં | ૬૪ | ૦-૩ | ૦-૧ |
| દત્તાત્રેય (અવધૂત) દત્તાત્રેયના ૨૪ ગુરુઓનું સંક્ષિપ્ત વર્ણન ... ... ... ... | ૮૦ | ૦-૩ | ૦-૧ |
| નીતિશતક (શ્રીભર્તૃહરિ) સરળ અનુવાદ સાથે | ૮૦ | ૦-૩ | ૦-૧ |
| વૈરાગ્યશતક- ,, ,, ,, | ૫૬ | ૦-૪ | ૦-૧ |
| પ્રેમપન્થ-(૧) ગાંધીજીના પોતાના શબ્દોમાં .. | ૬૪ | ૦-૩ | ૦-૧ |
| પ્રેમપન્થ-(૨) સં૦ શ્રી. વાલજીભાઈ ગો. દેસાઈ | ૧૦૪ | ૦-૪ | ૦-૧ |
| શિવમહિમ્નઃ સ્તોત્રમ્-મૂળ શ્લોક, અન્વય, અર્થ અને ટિપ્પણ સહિત ... ... ... | ૫૬ | ૦-૩ | ૦-૧ |
| કણ્ઠાભરણમ્-મુખપાઠ કરવા યોગ્ય પ્રાર્થનામંત્રો-અર્થ સાથે | ૬૪ | ૦-૩ | ૦-૧ |
| તંત્રની સાધના-લે૦ આચાર્યશ્રી ક્ષિતિમોહન સેનઃ | ૭૨ | ૦-૪ | ૦-૧ |
| ગીતાસાર-કાકા કાલેલકરઃ ગીતાનું સંક્ષિપ્ત દોહન | ૮૦ | ૦-૪ | ૦-૧ |
| ગીતાપોથી-ભગવદ્ગીતાની બાળપોથી-કર્મયોગના ૧૨૫ શ્લોકો, અર્થ તથા વિસ્તૃત સમજૂતી સાથે | ૧૦૪ | ૦-૬ | ૦-૧ |
| ગીતાસંકલન-સં૦ શ્રી રમણ મહર્ષિ : બીજાં ત્રણ સંકલનો સાથે... ... ... ... | ૫૨ | ૦-૩ | ૦-૧ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા-(૧૨ ને ૧૫ અધ્યાય) શ્લોકો તથા અર્થ સાથે... ... ... ... | ૪૮ | ૦-૩ | ૦-૧ |

ઉત્તરગીતા—તત્ત્વબોધનો સરળ અનુવાદ—મૂળ શ્લોકો સાથે ૬૪ ૦—૬ ૦—૧
ભક્તિરત્નમાળા—શંકરાચાર્ય : સરળ અર્થ, શ્લોકો સાથે ૧૬ ૦—૧॥ ૦—૧
જ્ઞાન અને કર્મ—લે૦ સ્વામી અદ્વૈતાનંદજી ... ૭૨ ૦—૩ ૦—૧
પરમ પુરુષાર્થ—લે૦ ,, ,, : માનવજીવનનો ઉદ્દેશ ૧૨૦ ૦—૬ ૦—૧
આર્ય, બૌદ્ધ અને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતોનો
સમન્વય—લે૦ પંડિત બહેચરદાસ દોશી ... ૪૮ ૦—૩ ૦—૧
નારદનાં ભક્તિસૂત્રો—મૂળ શ્લોકો, અર્થ તથા વિવેચન સાથે ૬૪ ૦—૩ ૦—૧
જ્ઞાનનાં ઝરણાં—(આવૃત્તિ ૩જી) લે૦ સ્વામી માધવતીર્થજી: ૬૪ ૦—૩ ૦—૧
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ—(૧) અનેક રસપ્રદ બોધક
પ્રસંગો-ઉપદેશો ... ... ... ૯૬ ૦—૬ ૦—૧
શ્રીરામકૃષ્ણ ઉપદેશ—બોધદાયક ઉપદેશો ... ૮૮ ૦—૫ ૦—૧
વિચારસૂર્યોદય—સ્વામીશ્રી માધવતીર્થજી: ... ૬૦ ૦—૩ ૦—૧
ઉચ્ચ જીવન—ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ: (આ. ૬ઠ્ઠી) ૫૬ ૦—૩ ૦—૧
ધ્યાન અને જ્ઞાન—લે૦ સ્વામી માધવતીર્થજી : નવી આવૃત્તિ ૪૮ ૦—૩ ૦—૧
બંસીમાં ભગવાને શું ગાયું ? ... ... ૬૪ ૦—૩ ૦—૧

## ચરિત્રો

રામાયણની રહસ્યકથા—રામાયણનાં પાત્રોનો
ટૂંકો સાર ... ... ... ૧૬ ૦—૧ ૦—૧
ચંદ્રહાસ—ભક્ત ચંદ્રહાસની કથા સારરૂપે ... ૬૪ ૦—૩ ૦—૧
ભક્ત જલારામ—મહાન પ્રભુભક્તના જીવનપ્રસંગો ૬૪ ૦—૩ ૦—૧
સુદામાચરિત્ર—પ્રેમાનંદકૃત ... ... ... ૬૪ ૦—૩ ૦—૧
ભક્ત રોહિદાસ—ચરિત્ર ... ... ... ૪૮ ૦—૩ ૦—૧
સ્વામી રામતીર્થ—કિશોરો માટે પ્રેરણાદાયી ટૂંકું ચરિત્ર ૭૨ ૦—૪ ૦—૧
સતી સાવિત્રી—સત્યવાન ને સાવિત્રીની રોચક કથા ૫૨ ૦—૩ ૦—૧
મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ—
લે૦ સ્વ. કલાપી ... ... ... ૪૮ ૦—૩ ૦—૧
જેસલ ને તોરલ તથા બાલંધર ને ગોપીચંદ—સ્વ. કલાપી ૫૬ ૦—૩ ૦—૧
ભક્તરાજ હનુમાન—ટૂંકું જીવનચરિત્ર ... ... ૭૬ ૦—૬ ૦—૧
શ્રીતૈલંગસ્વામી—વિશુદ્ધાનંદ તથા પોહારીબાબાનાં ચરિત્રો ૮૮ ૦—૪ ૦—૧
બાળકોના વિવેકાનંદ—લે૦ પ્રફુલ્લ ઠાકોર: ... ૬૪ ૦—૪ ૦—૧

**બાબજી બાપા**—આદર્શ સંત ... ... ... ૬૪ ૦–૪ ૦–૧
**સંત કબીર**—(સચિત્ર)સચોટ પ્રસંગો આલેખતું ટૂંકું ચરિત્ર ૫૬ ૦–૩ ૦–૧
**ભક્ત અંબરીષ**—ચરિત્ર ... ... ... ૫૬ ૦–૩ ૦–૧
**શ્રીરામકૃષ્ણ પરમહંસ**—(કિશોરો માટે) ... ૮૮ ૦–૬ ૦–૧
**નાનભાઈ બાપા**—એક આદર્શ વૈદ્ય (આવૃત્તિ બીજી) ૭૨ ૦–૩ ૦–૧

## સંતવાણી

**ભક્ત સૂરદાસનાં પદો**—ટૂંકા જીવનચરિત્ર સાથે ૮૦ ૦–૪ ૦–૧
**ધીરા ભગતનાં પદો**—સં. શ્રી. ડુંગરશી ધરમશી સંપટ: ૮૦ ૦–૪ ૦–૧
**ભોજા ભગતના ચાબખા**—સં. „ „ „ ૯૬ ૦–૬ ૦–૧
**છોટમની વાણી**-મહાત્મા છોટમનાં ૯૬ પદોનો સંગ્રહ ૭૨ ૦–૪ ૦–૧
**કબીરની સાખીઓ**-ગુજરાતી અર્થ સાથે... ...૮૦ ૦–૪ ૦–૧
**તુલસીદાસની સાખીઓ**-સમજૂતી સાથે ... ૭૨ ૦–૩ ૦–૧

## આરોગ્ય ને વૈદક

**ખોરાકમાં ઝેર**—ખોરાકમાં થતા ભેળસેળ વિષે માહિતી ૮૦ ૦–૪ ૦–૧
**માંદગીમાં ઉપવાસ**— „ „ ૧૧૬ ૦–૬ ૦–૧
**પાક-ઔષધિ**-શિયાળામાં ખાવા લાયક ૮૦ પાકો
બનાવવાની રીત તથા ઉપયોગ ... ... ૮૦ ૦–૬ ૦–૧
**વૈદકના અકસીર ઉપાયો**—બાલબોધોદય નામની
પુસ્તિકા ઉપરથી તૈયાર કરેલું શ્લોકો, અર્થ અને
ઉપયોગી ટિપ્પણો સાથેનું પુસ્તક ... ... ૧૧૨ ૦–૬ ૦–૧
**જીવનચર્યા**-દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા અને
સદ્‌વર્તનના નિયમો (નવી આવૃત્તિ) ... ૮૦ ૦–૬ ૦–૧
**સોનેરી સૂચનો**—લે૦ ડૉ. રસિકલાલ પરીખ: ૧૧૨ ૦–૬ ૦–૧
**ક્વાથ—ઔષધિ**-સો ઉપયોગી ક્વાથો તથા તેનો ઉપયોગ ૬૪ ૦–૬ ૦–૧
**ઘરડે**—(સચિત્ર) સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ ૮૦ ૦–૬ ૦–૧
**ચૂર્ણ—ઔષધિ**—સો ઉપયોગી ચૂર્ણો બનાવવાની
રીત તથા ઉપયોગ... ... ... ... ૭૨ ૦–૩ ૦–૧
**માંદાનો આહારવિહાર**—આયુર્વેદ પદ્ધતિએ માર્ગદર્શન ૬૪ ૦–૩ ૦–૧
**માંદગીનાં કારણો**— „ „ ૯૬ ૦–૬ ૦–૧

## વાર્તાઓ—નાટકો

ઝમકુ નારદ ને પાંડુ ઝવેરી—અનુ: પદ્માવતી દેસાઈ: ૫૨ ૦—૩ ૦—૧
મદાલસા અને અલર્ક—ચરિત્ર સાથે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ ૯૬ ૦—૫ ૦—૧
દુષ્યંત ને શકુંતલા અને બીજી વાતો— ... ૯૬ ૦—૬ ૦—૧
ધાવણની ધાર અને બીજી વાતો—લે૦ ચૂનીલાલ મડિયા:
માનવનો સ્વભાવ ને લાગણી પ્રગટ કરતી ૪ વાતો ૭૬ ૦—૩ ૦—૧
કાળમુખા અને બીજી વાતો—(સચિત્ર) લે૦ ચૂનીલાલ મડિયા:
કાઠિયાવાડી જીવનની રસિક પણ નિર્દોષ ૫ વાતો ૬૪ ૦—૩ ૦—૧
સમ્રાટ શ્રેણિક અને દેવી નંદા—જૈન સંસ્કૃતિની
૩ નાટિકાઓ ... ... ... ... ૬૪ ૦—૩ ૦—૧
કેરીની મોસમ અને બીજી વાતો—લેખક: શયદા માનવ-
હૃદયની સારી-નરસી લાગણીઓ વ્યક્ત કરતી ૭ વાતો ૭૬ ૦—૫ ૦—૧
આણેજો અને નવું રેલવે સ્ટેશન—શ્રી. ચૂનીલાલ વ. શાહ: ૬૦ ૦—૪ ૦—૧
જીવનનો મર્મ—લેખક: સોપાન: ... ... ૮૪ ૦—૬ ૦—૧
નવજવાન ,, ... ... ૬૪ ૦—૪ ૦—૧
અહિંસાનું રહસ્ય ,, ... ... ૭૨ ૦—૪ ૦—૧
એ વૃદ્ધ પુરુષ! ,, ... ... ૫૬ ૦—૪ ૦—૧
આશાને અજવાળે ,, ... ... ૫૬ ૦—૪ ૦—૧

## કાવ્યો

મનને—આવૃત્તિ ૨જી ... ... ... ... ૩૨ ૦—૩ ૦—૧
શ્રીમંતોનો સડો—(આ. બીજી) લે૦ શ્રી. ઈશ્વર ઘોળકિયા: ૬૪ ૦—૪ ૦—૧
જયભારતી—લે૦ 'શયદા'-ભારતની ચડતીપડતીનું દિગ્દર્શન ૩૬ ૦—૬ ૦—૧

## બાળકોને ઉપયોગી

બાળકોના આચાર-બાળકોને સદ્‌વર્તન શીખવતા પાઠો ૪૦ ૦—૨ ૦—૧
બાળકોની રીતભાત— ,, ,, , ,, ૪૮ ૦—૩ ૦—૧

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } અમદાવાદ ને મુંબઈ—૨

**પ્રૌઢવાચનનાં ૧૮ પુસ્તકોની લોકોપયોગી નવી યોજના**

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

પ્રૌઢશિક્ષણ માટે ઉપયોગી અને ઓછું ભણેલાંઓ રસપૂર્વક વાંચી–સમજી શકે, એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની પ્રથમ યોજનાનાં નીચેનાં ૧૮ પુસ્તકો પ્રસિદ્ધ થઈ ગયાં છે અને તેનું સંપાદન જાણીતા સાહિત્યકાર **શ્રી. મોહનલાલ મહેતા(સોપાન)એ કર્યું છે.** તમે આ પુસ્તકો વસાવ્યાં ન હોય, તો આજે જ વસાવી લેવા ભલામણ છે.

| | પાન | કિંમત |
|---|---|---|
| ૧. **પ્રકાશનાં પગલાં** : (સચિત્ર) લે૦ શ્રી. કરસનદાસ માણેક: | | |
| ★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ | ૧૨૮ | ૦–૧૦ |
| ૨. **શાખની હગલી**: (સચિત્ર) લે૦ શ્રી. 'સૌજન્ય:' | | |
| ★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ | ૧૨૮ | ૦–૧૦ |
| ૩. **હાસ્ય–તરંગ** : (સચિત્ર) લે૦ શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે: | | |
| ★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ-લેખો | ૧૫૨ | ૦–૧૦ |
| ૪ **જીવનની કલા** : લે૦ શ્રી. રવિશંકર વિ. મહેતા : | | |
| ★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન | ૧૪૦ | ૦–૧૦ |
| ૫. **જગતમાં જાણવા જેવું** : (સચિત્ર) લે૦ શ્રી. છોટાલાલ કામદાર: | | |
| ★ જગતની અદ્ભુતતા ને ઉપયોગિતાનો સરલ પરિચય | ૧૨૮ | ૦–૧૦ |
| ૬. **જીવનપરિવર્તન** : (સચિત્ર) લે૦ શ્રી. સોપાન : | | |
| ★ જીવનપલટાની એક કરુણ–મંગળ સળંગ વાર્તા | ૧૪૦ | ૦–૧૦ |
| ૭. **ઇતિહાસને અજવાળે** : (સચિત્ર) લે૦ શ્રી. ઇન્દ્ર વસાવડા: | | |
| ★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા | ૧૩૬ | ૦–૧૦ |
| ૮. **ગૃહજીવનની કલા** : (સચિત્ર) લે૦ શ્રી. 'સમાજશાસ્ત્રી:' | | |
| ★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો | ૧૨૮ | ૦–૧૦ |
| ૯. **ગામડું બોલે છે** : (સચિત્ર) લે૦ શ્રી. ચુનિલાલ મડિયા: | | |
| ★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન | ૧૪૪ | ૦–૧૦ |
| ૧૦. **ગૃહજીવનનાં દશ્યો** : (સચિત્ર) લેખિકા : શ્રી. કુમુદ શેઠ: | | |
| ★ આપણાં ગૃહકુટુંબનાં સાચાં શબ્દચિત્રો | ૧૩૨ | ૦–૧૦ |
| ૧૧. **મારો ભારત દેશ** : (સચિત્ર) લે૦ કાન્તિલાલ પરીખ: | | |
| ★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય | ૧૩૬ | ૦–૧૦ |

૧૨. આરોગ્યસાધના : લે૦ ડુંગરશી ધરમશી સંપટ:
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન ૧૫૮ ૦–૧૦

૧૩. ભગવાનનાં છોરું: (સચિત્ર) લેખક: પુરાતન બુચ:
★ હરિજનોના જીવન-પ્રસંગોનો હૂબહૂ ચિતાર ૧૩૬ ૦–૧૦

૧૪. સાહસકથાઓ : લે૦ શ્રી. રમણીક અરાલવાળા :
★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનાર વીરોની કથાઓ ૧૪૪ ૦–૧૦

૧૫. ગુજરાતના સેવકો : લે૦ ચન્દ્રકાન્ત શાહ:
★ ગુજરાતના ૪ મૂક સેવકોનાં જીવનચરિત્રો ૧૧૬ ૦–૧૦

૧૬. પટલાઈના પેચ ભા. ૧લો : લે૦ ઈશ્વર પેટલીકર:
★ સામાજિક કુરૂઢિઓ પર વેધક દૃષ્ટિપાત ૧૫૨ ૦–૧૦

૧૭. પટલાઈના પેચ ભા. ૨જો : લે૦ ઈશ્વર પેટલીકર:
★ સામાજિક કુરૂઢિઓ પર વેધક દૃષ્ટિપાત ૧૭૬ ૦–૧૦

૧૮. ગીતહોરી અને બીજાં નાટકો : લે૦ સુરેશ ગાંધી:
★ વખ્તાલાયકીવાળાં પાંચ ગીત-નાટકોનો સંગ્રહ ૧૬૦ ૦–૧૦

● દરેક પુસ્તકનું પોસ્ટેજ બે આના જુદું સમજવું.
● ઉપરનાં અઢારે પુસ્તકો સાથે ખરીદનારને માત્ર રૂ. ૧૦)માં મળશે. બધાં પુસ્તકો ટપાલરસ્તે મંગાવનારે ટપાલખર્ચના રૂા. ૧–૮ વધુ મોકલવા.

## યોજના ૨

આ શ્રેણી માટે બીજાં ૧૮ પુસ્તકોની નવી યોજના તૈયાર થઈ છે. અને તેનું સંપાદન પણ શ્રી. મોહનલાલ મહેતા (સોપાન) કરે છે. આ નવી યોજનામાં નીચેનાં પુસ્તકો પ્રગટ થયાં છે.

૧–૨ આત્મરચના–(સચિત્ર) રવિશંકર મહારાજ: ૨૮૦ ૧–૪ ૦–૪
૩–૪ કંકુ ને કન્યા–શ્રી. ઈશ્વર પેટલીકર ... ... ૧૯૨ ૧–૪ ૦–૪
૫. પરમપૂજ્ય બાપુ–શ્રી. સોપાન તથા
શ્રી. જી. રામચંદ્રન ... ... ૧૪૪ ૧ ૪ ૦–૧૦
૬. બાળકોની માવજત–શ્રીમતી જી. કે ઉપાધ્યાય ૧૧૨ ૦–૧૦ ૦–૪

**બીજાં પુસ્તકો હવે પછી પ્રસિદ્ધ થશે.**

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ઠે. અમદાવાદ ને મુંબાઈ–૨

